વિવિધ ગ્રંથમાળા, ગ્રંથાંક ૨૩૭થી૩૯, વર્ષ ૨૦ મું-સં. ૧૯૮૯

# સ્વામી વિવેકાનંદ

## एमना सदुपदेश—भाग १२-१३

### દેવવાણી અને બોધદાયક પત્રો

અનુવાદકો:-
નાજુકલાલ નંદલાલ ચોકસી-વડોદરા.
પૃથુલાલ હરિકૃષ્ણ શુક્લ-અમદાવાદ.
મોહનલાલ દલીચંદ દેશાઇ-મુંબઇ.

**सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी**
સંપાદક અને પ્રકાશક:-ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૫૧૬, પ્રત ૫૩૦૦
પાકા પૂંઠા સાથે રૂ. ૧ાા

# હવેનું પુસ્તક વી. પી. થી મ કલાશે

૧–વિવિધ ગ્રંથમાળાનું ૧૯૮૬નું છેલ્લું પુસ્તક આવતા પોષમાં વી. પી. થી મોકલાઇ સં. ૧૯૮૭ના વાર્ષિક રૂ. ૫) અને સાદાં પૂંઠાંના રૂ. ૪) મંગાવી લેવાશે. માટે એ વિષે જેમને નીચલામાંનું કે એવું કાંઈ લખવું હોય તેઓને આ (વિવેકાનંદ– ભાગ ૧૨–૧૩) પહોંચેથી સાત દિવસ સુધીમાં લખી મોકલવા વિનતિ છે.

**ક**–જેમને નવા વર્ષથી નવા ગ્રાહક થવું હોય.

**ખ**–જેમને ગ્રાહકમાંથી નીકળી જવું હોય.

**ગ**–જેમને સાદાં પૂંઠાંમાંથી પાકાં પૂંઠાંના વર્ગમાં જવું હોય.

**ઘ**–જેમને પોતાના શિરનામામાં ફેરફાર કરાવવો હોય.

**ચ**–જેમને રજીસ્ટર પોસ્ટથી મેળવવા માટે રૂ. ૦।। વધુ ભરવો હોય.

૨–આમ પ્રથમથી સૂચના અપાયા છતાં એ વિષે જે સવેળા નહિ લખે અને વી. પી. પાછું વાળશે, તે એ છેલ્લું પુસ્તક ગુમાવશે.

૩–અમદાવાદ, મુંબઇ, અને કોઇ પણ સ્થળનાં જે ગ્રાહકો ઉપલું વાર્ષિક મૂલ્ય સં. ૧૯૮૭ના માગસર વદી અમાસ તા. ૧૯–૧૨–૩૦ સુધીમાં પોતાના રજીસ્ટર નંબર સાથે મ૦ ઓ૦ થી અથવા બીજી રીતે અમદાવાદના સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયમાં ભરીને પાવતી મેળવશે, તેમને ૧૯૮૬ નું છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે.

વળી જેમણે નવા વર્ષથી ગ્રાહકમાં રહેવાની ના લખી હશે, તેમજ જે લાયબ્રેરીઓ વગેરે વડોદરાના "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ" દ્વારા પૈસા ભરે છે તેમને, તથા જ્યાં જ્યાં વી. પી. જઇ શકતાં નથી ત્યાં ત્યાં પણ ઉપલું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે; અને લવાજમ મળ્યેથી નવા વર્ષનાં પુસ્તક મોકલાયા કરશે.

૪–આફ્રિકા તેમજ બીજા દેશાવરનાં ગ્રાહકોને દરેક પુસ્તક (ત્રણ આનાના વધુ ખર્ચે) રજીસ્ટર કરાવીનેજ મોકલાતાં હોવાથી તથા ત્યાં માટેનું ટપાલખર્ચ પણ વધારે આવતું હોવાથી; અને અહીં શિલિંગ દીઠ દશથી અગિયાર આના મળતા હોવાથી, તે સજ્જનોએ પાકાં પૂંઠાં સાથેના વાર્ષિક રૂ. ૮ અથવા શિલિંગ ૧૨ મોકલવા.

૫–હવે પછી નીચલામાંથી તેમજ નવાં પસંદ કરાય તેમાંથી પુસ્તકો નીકળશેઃ–ભોજ સુબોધ રત્નમાળા, ટૂંકી વાર્તાઓનો નવો ભાગ, શુભસંગ્રહનો નવો ભાગ, ભારતીય નીતિકથાઓ, પઢિયારનાં અપ્રસિદ્ધ પુસ્તકો, સુભાષિત રત્નભાંડાગાર, સંતવાણીનાં પુસ્તકો, મહાન શીખ ગુરુઓ, ફાધર ડેમિયન, ભારતના સંતપુરુષો ઇત્યાદિ.

૬–'વિવિધ ગ્રંથમાળા'માં તેના સંપાદકને પણ સમય ગાળવો પડે છે; અને હવે તેને આરામની જરૂર છે; તેથી નવા વર્ષની ગ્રંથમાળા એકને બદલે બે વર્ષમાં પૂરી થાય તોપણ નવાઇ નથી.

# अनुक्रमणिका

## ભાગ ૧૨ મો—દેવવાણી અથવા પ્રભુપ્રેરિત વાતો



## ભાગ ૧૩ મો



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૫ | હોય છે | છે |
| ૧૦૩ | ૧૧ | સ્થળ | સ્થળ |
| ૧૨૬ | ૨૯ | પ્રત્યાક્ષાનુભૂતિ | પ્રત્યક્ષાનુભૂતિ |
| ૨૨૧ | ૧૭ | આપે | આપો |
| ૨૩૩ | ૧૫ | વર્તમાનો | વર્તમાન |
| ૨૫૯ | ૧૬ | બાહેશ | બાહોશ |
| ૨૮૯ | ૩૨ | છે | છો |
| ૩૩૧ | ૨૮ | વાતે | વાતો |
| ૩૭૨ | ૧૦ | નતન | નૂતન |
| ૩૯૪ | ૨૦ | ડબી | ડૂબી |
| ૪૦૪ | ૨૮ | शतान्तर | शतान्तरे |
| ૪૧૩ | ૮ | અવિર્ભાવ | આવિર્ભાવ |

# નિવેદન

વિવિધ ગ્રંથમાળાના સં. ૧૯૮૬ના અષાઢ–શ્રાવણ–ભાદ્રપદના અંકતરીકે, તથા સળંગ અંક ૨૩૭થી૩૯ તરીકે, અને સ્વામી વિવેકાનંદના ભાગ ૧૨–૧૩ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

મૈલાપુર-મદ્રાસના શ્રીરામકૃષ્ણ મઠ તરફથી "ઇન્સ્પાયર્ડ ટૉક્સ" નામે અંગ્રેજી પુસ્તક નીકળેલું અને તે ઉપરથી બંગાળીમાં "દેવવાણી" પુસ્તક બેલૂડ-હાવરા (કલકત્તા) ના રામકૃષ્ણ મઠ તરફથી નીકળેલું, એ બંને ઉપરથી આમાંનો બારમો ભાગ શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસીએ અનુવાદિત કર્યો છે; અને તેરમો ભાગ મોટે ભાગે સ્વામી વિવેકાનંદનાં અંગ્રેજી પુસ્તકો ઉપરથી શ્રી. પૃથુલાલ હરિકૃષ્ણ શુકલે અનુવાદિત કરેલો છે.

વિવિધ ગ્રંથમાળાનાં ઘણાંખરાં પુસ્તકોની પેઠે આમાં પણ સંક્ષેપ, સરળતા, સ્પષ્ટતા વગેરેની જરૂર જણાઇ ત્યાં ત્યાં આ અયોગ્ય સેવકે તો તેની અલ્પ મતિગતિ પ્રમાણેજ યત્ન કર્યો છે. માટે સુયોગ્ય જનોને આમાં ભૂલ, દોષ વગેરે જણાય તે ક્ષંતવ્ય સમજીને સુધારી લે, તથા અત્ર તરફ પણ સુધારો મોકલે, એવી વિનતિ છે.

અત્યાર અગાઉના વિવેકાનંદજીના જે જે ભાગોમાં પત્રો છપાયલા, તેમાંના પણ ઘણાખરા ખાસ મહત્ત્વવાળા હોવાથી તે પણ આ ૧૩ મા ભાગમાં લીધા છે. એ સિવાય સં. ૧૯૬૮માં વિવિધ ગ્રંથમાળાના ૧૭–૧૮ અંકમાં છપાયલા ૭૧ પત્રો, કે જેનો અનુવાદ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇ (બી. એ. એલ. એલ. બી. હાઇકોર્ટ પ્લીડર) એમણે કાંઈ પણ આર્થિક બદલા સિવાય કરી આપ્યો હતો; તેમાં પણ ઘણા પત્રો બોધપ્રદ અને અસરકારક હતા તેથી તેમાંના પણ ૪૯ પત્ર આમાં યથામતિ સંક્ષેપ અને સંશોધનપૂર્વક લીધા છે. આ પ્રમાણે એકંદરે ૧૬૯ પત્રોનો ઉપયોગી સંગ્રહ ૧૩મા ભાગમાં થયેલો છે. એ ભાગના મુખપૃષ્ઠમાં અનુવાદકતરીકે આ સજ્જનનું નામ આપવાનું રહી ગયું છે; પણ બંને ભાગના એકત્ર મુખપૃષ્ઠપર ત્રણ અનુવાદકોમાં તેમનું નામ પણ જણાશે. બન્યું ત્યાંસુધી સમયના ક્રમથી પત્રો અપાયા છે. પાછળથી જે થોડા ઉપયોગી પત્ર રહી ગયેલા જણાયા, તે છેવટે અપાઇ તેમાં સમયનો ક્રમ જળવાયો નથી.

આ પ્રમાણે આ ગ્રંથ જે જે મૂળ અંગ્રેજી અને બંગાળી પુસ્તકો ઉપરથી યોજાયો છે તે સર્વના પ્રયોજક, અનુવાદક અને પ્રકાશક સજ્જનોનો હૃદયપૂર્વક ઉપકાર માની વિશેષમાં પાઠક બંધુઓને તેમજ તીર્થયાત્રાના પ્રેમી અને પરોપકાર વૃત્તિવાળા

સજ્જનોને ભલામણ કરવાની કે, ભગવાન રામકૃષ્ણ પરમહંસની અલૌકિક દિવ્યતા અને તેમના પરમશિષ્ય વિવેકાનંદજીની અસામાન્ય યોગ્યતા તથા અથાગ પ્રયત્નશીલતાને પરિણામે જે સેવાપ્રેમી રામકૃષ્ણ મિશનની સ્થાપના થયેલી છે અને એ મિશન તરફથી કાશી, હરદ્વાર, રંગુન, મદ્રાસ અને બીજાં અનેક સ્થળોમાં જે અનેક ઇસ્પિતાલો અને મઠો વગેરે લોકસેવા, સાધન-ભજન, જ્ઞાનપ્રચાર ઇ૦ ના સાત્ત્વિક હેતુથી ચલાવવામાં આવે છે, તે દરેક સ્થળ ખાસ જોવાતપાસવા જેવાં અને સહાય આપવા જેવાં છે. આ સર્વ સ્થળો વિષે જોઇતી માહિતી 'પ્રેસિડેન્ટ રામકૃષ્ણ મિશન, બેલૂડ-હાવરા (કલકત્તા)' એ સ્થળે લખવાથી મળશે.

સં. ૧૯૬૮ માં છપાયલા ઉપરોક્ત "સ્વામી વિવેકાનંદના પત્રો" નામક પુસ્તક સાથે તેના સુયોગ્ય અનુવાદક શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઇ પોતાના નિવેદનમાં એ પત્રો વિષે લખે છે કે:-

'તે વાંચતાં તનમાં તનમનાટ અને મનમાં અપૂર્વ જુસ્સો પ્રગટ થાય છે. ભાષા એવી પ્રોત્સાહક છે, કલ્પના એવી મનોરમ્ય અને ચિત્તાકર્ષક છે, અને આત્માનો વેગ એવો પ્રબળ અને શૌર્યાન્વિત છે કે કોઈ પણ વ્યક્તિ મંત્રમુગ્ધ થયા વગર રહે તેમ નથી. મને આ વાંચવાથી જે સ્ફુરણા થઈ, તે વિશેષ કૃતાર્થ કરવાને અને ગુજરાતી પ્રજા બીજી પ્રજાઓની અપેક્ષાએ ઓછી જુસ્સાવાળી હોવાથી તેની સંમુખ આ પત્રો મૂકવામાં આવે, તો તેમાં કંઈ નવો જુસ્સો પ્રગટ થશે અને નવીન જીવન રેડાશે એ પ્રતીતિથી યથાશક્તિ ગુજરાતી ભાષામાં તે ભાષાંતરનું નજરાણું કર્યું છે.'

× × × ×

ઉપરોક્ત પુસ્તક સાથે એ અનુવાદક બંધુએ યોજેલી સ્વામી વિવેકાનંદની "સંક્ષિપ્ત જીવનરેખા" આમાં એટલા માટે નથી આપી કે વિવિધ ગ્રંથમાળાદ્વારા તેમનું વિસ્તૃત જીવનચરિત્ર નીકળી ચૂકેલું છે. આથી એ બંધુના સ્વામી વિવેકાનંદ અને તેમનાં કામો વિષેનાજ કેટલાક જાણવા જેવા વિચાર આ નીચે આપ્યા છે.

"સ્વામીજીનાં મહાન કાર્યો તપાસીએ તો તે એક ખરતા તારા સમાન હતા-જેટલા પ્રકાશમાં તેઓ બહાર આવ્યા, તેટલાજ તે આકસ્મિક હતા. ૩૯-૪૦ વર્ષના ટુંક જીવનમાં સ્વામીજીએ જે ભવ્ય કાર્ય કર્યું છે, તે વૈજ્ઞાનિક જડવાદના હુમલા સામે ટકી રહી ઉત્કૃષ્ટતાના પટપર હિંદુધર્મને પુનઃ સ્થાપિત કરવાનું છે. વિવેકાનંદ તે **ભારતીય પ્રજાવાદના ખરેખર પિતા** છે. તેમની ઇચ્છા વર્તમાન હિંદભૂમિને વિદેશી ક્ષણભંગુર અને જડવાદી આદર્શ તથા સંસ્કૃતિના ભભકામાં આમ તેમ ભટકનારતરીકે નહિ, પણ આપણી માતાતરીકે-**જગતને બોધ આપનારી ધર્મમાતા** તરીકે

પૂર પ્રકાશમાં વિકસિત કરવાની હતી. તેમની આસપાસ પ્રાચીન વૈદિક કાલનું વાતાવરણ હતું, તથા **ત્યાગ અને સેવા એ પ્રજાકીય આદર્શો**માં પોતાની પ્રવૃત્તિ સદા રાખી હતી. દરેક હિંદવાસી સમાનતા, સ્વતંત્રતા, કાર્ય અને ઉત્સાહમાં પાશ્ચાત્યમાં પાશ્ચાત્ય જેવા બને, અને તેની સાથેજ ધાર્મિક સંસ્કૃતિ તથા હૃદયપ્રેરણામાં ચુસ્તમાં ચુસ્ત હિંદુ બને એમ તે ઇચ્છતા. દરેક હિંદવાસી **વર્તમાન હિંદના પિતા-વિવેકાનંદ** માટે ગર્વાન્વિત છે."

× × × ×

"તેમને જે જે આર્યત્વવાળું હતું તે નિર્દોષ લાગતું. વિદેશીઓના મિથ્યા ભભકા પ્રત્યે સંપૂર્ણ તિરસ્કાર રાખતા. કોઇપણ વિદેશીય વાતનો પક્ષ લઇ ભારત વિરુદ્ધ ટીકા કરતો, તો તેઓ તુરત તેની ટીકાઓ સામે પોતાની પ્રચંડ શક્તિ વાપરી એવો સરસ પ્રત્યુત્તર આપતા કે તેની ટીકા તેના ગળામાંજ આવે. આ રીતે તેને નિરુત્તર કરી નાખતા. આવું એક ઉદાહરણ લઇએ. એક અંગ્રેજે સ્ટીમરપર પુરાણ પ્રત્યે તિરસ્કાર દર્શાવતો પ્રશ્ન કર્યો, જેના ઉત્તરમાં સ્વામીજીએ એક બાજુએ હિંદુપુરાણો અને બીજી બાજુએ ખ્રિસ્તી બાઇબલ આદિને સરખાવી તેને એવો તો ખસિયાણો કરી મૂકયો કે તે જે કોઇ ત્યાં હતું તે કદી ભૂલશે નહિ અને વેદો અને ઉપનિષદોની જગતમાં કોઇ બરોબરી કરી શકે તેમ નથી એવું સ્થાપિત કર્યું. પોતાના દેશના બચાવ ખાતર પોતાનો ગમે તેવો દિલોજાન મિત્ર હોય પણ તેનો દયા બતાવ્યા વગર ત્યાગ કરતા."

× × × ×

"તે ધાર્મિક જોસથી કહેતા હતા કે 'ભારત તો એવી ભૂમિ છે કે જે જે આત્માઓ પરમાત્મપદ પ્રત્યે જવાનો માર્ગ ઇચ્છે છે તેઓને અવશ્ય ત્યાં આવવુંજ પડશે'—આવા ભારતનું સર્વસ્વ તેમને મન પવિત્ર અને વંદ્ય હતું. ચિકાગોમાં ભરાયેલ જગતમેળા વખતે જે જે હિંદી આવતો-પછી તે ગરીબ કે તવંગર, કુલીન કે અકુલીન, હિંદુ કે મુસલમાન, પારસી કે કોઈ પણ જાતનો હોય તો તેને પોતે જ્યાં ઉતરેલ હોય ત્યાં લઇ જઈ તેની સારવાર અને પરોણાગત અચ્છી રીતે કરાવતા અને જો તેમાં કંઇપણ ઉણપ આવતી તો તરતજ તેઓ પોતે તેઓના ઘરમાંથી ચાલી જતા."

× × × ×

"તેમનામાં આશ્ચર્યજનક બુદ્ધિચાપલ્ય હતું. ઉચ્ચમાં ઉચ્ચ પ્રતિના તે વક્તા હતા; તેમ વ્યાખ્યાનશૈલી સરળ અને બળવાળી હતી. ઘણી ભાષાઓમાં તેમનું નૈપુણ્ય હતું. કારણકે તેમણે અંગ્રેજી ભાષામાં લખાણો અને પત્રો લખ્યાં છે. બંગાલીભાષા માતૃભાષા હતી તેમાં કેટલાંક પત્રો તથા કાવ્યો લખ્યાં છે. પારિસના પ્રદર્શનમાં

ફ્રેન્ચભાષામાં હિંદુધર્મ સંબંધે વ્યાખ્યાન આપ્યું છે, અને યુરોપના જુદાજુદા દેશોમાં પ્રવાસ કર્યો છે. વળી તેઓ સંગીતકુશળ પણ હતા, અને પોતાની માતૃભાષામાં (બંગાલીમાં) સુંદર કાવ્ય રચતા. વળી સારા ચિત્રકાર હતા અને વાર્તાલાપશક્તિ ઉચ્ચમાં ઉચ્ચ પ્રતિની હતી."

× × × ×

"અહીં કોઇ પ્રશ્ન કરશે કે અત્યારની (ઇ૦ સ૦ ૧૯૧૨ની) રાજકીય ચળવળમાં ૧૪ કે ૧૫ વર્ષ પહેલાં અપાયેલાં અને લખેલાં સ્વામીજીનાં ભાષણો તથા પત્રો વાંચવાથી હિંદને શું લાભ છે?"

"આ પ્રશ્ન બરાબર છે. પરંતુ આનો ઉત્તર એ છે કે સ્વામીજીનાં ભાષણો ખરી રીતે માનપત્રના નામના ઉત્તરો ન હતાં, અને પત્રો કાંઇ ખાલી બીનાવાળાં નથી. પરંતુ તે હિંદ સમીપવર્તી કાલમાં જે ભવ્ય કાર્ય બજાવવા નિર્મિત થયેલું છે તે સંબંધી આશાના વિચારશીલ સંદેશા અને પોતાના સ્વદેશબંધુપરના આશીર્વાદો છે. × × × × આ ભાષણોમાં સ્વામીજી કહે છે કેઃ— 'વેદ અને જ્ઞાનયોગની આ જન્મભૂમિને તદ્દન શૂન્ય ગર્તમાં ડૂબી જવાનો અથવા તો યુરોપીય વિદ્વત્તાનું માત્ર દેખાદેખીથી અનુકરણ કરનારીતરીકે રહેવાનો અધિકાર નથી. ભારતભૂમિ કે જે સર્વ સંસ્કૃતિઓનું પારણું છે, સર્વ ધર્મોની માતા છે તેણે જગતને ઘણી બાબતો શીખવવાની છે; અને આ સર્વ કરવા માટે પોતાની દૃષ્ટિ સમક્ષ જે ભાવના ખડી છે તે એક પણ ક્ષણ વિસાર્યા વગર ભૂતકાળમાં ફરીવાર ગંભીરતાથી નજર નાખવાનો, વર્તમાન કાળની તપાસણી કરવાનો અને ભવિષ્યકાળને અગમચેતીથી વિચારી લેવાનો સમય હવે આવી પહોંચ્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો ભારત ભૂમિએ ખૂબ મનનપૂર્વક પોતાને ઐતિહાસિક દૃષ્ટિથી નિયમમાં લાવવાની છે."

"ઉપલા ભાષણખંડમાંથી જોઈ શકાશે કે અત્યારના સમયમાં ગતિવાળો ફેરફાર આદર્શ છે, અને તેનો જન્મ થશે એ વાત ક્યારની દેવદૂતરૂપે શ્રીરામકૃષ્ણ અને વિવેકાનંદે પોતાનાં બોધવચનોથી કહી આપી છે. વસ્તુતઃ 'અનંત વીર્યવાળી શક્તિ હવે પ્રવેશ કરવા લાગી છે.' હિંદમગજ હવે બિલકુલ એક અંધ અધઃપતન નથી, તે હવે નવીન બળોથી જાગ્રત થયું છે, અને પ્રતિબંધક સંજોગોની સામે સ્વતંત્ર રીતે આઘાત પ્રત્યાઘાત કરતાં શીખ્યું છે. × × × વિરુદ્ધ સંજોગો સામે ઝુંડો ઉપાડવાનું તેણે ગંભીરતાથી માથે લીધું છે, અને સ્વાતંત્ર્ય બતાવવા શીખ્યું છે."

× × × × ×

"તેમનું (વિવેકાનંદનું) આખું જીવન ગરીબો માટે રુદન કરવું,

બળતું, ઝાંવાં મારતું એક વીરરસ અને કરુણારસ કાવ્ય છે. મારા ગરીબો, હું ગરીબ, ગરીબ મારા ઈશ્વરો, એ તેમનું ચિંતન હતું. તે ગરીબોની સ્થિતિ કેમ સુધરે, તે બીજા જેવા કેમ થાય, તેનાપર પડતા જુલમો કેમ અટકે, તે માટે તેમની બધી કાર્યગત અને બીજી યોજનાઓ હતી. રામકૃષ્ણ મિશનનું મધ્યબિંદુ આ ગરીબોનો ઉદ્ધાર છે. આ સંબધે તેમના વિચારો વાંચતાં કઠણ હૃદયનાને રુદન આવે તેમ છે."

× × × ×

"પોતાના વિચારો-પ્રતીતઓ બર લાવવા માટે તેમણે અનેક વ્યવહારૂ-કાર્યગત યોજનાઓ રચી છે, તેમાંની કેટલીક હજુ અમલમાં મુકાઇ નથી, જ્યારે કેટલીક મુકાઈ છે અને તે હજુ પણ નમુનેદાર કાર્ય કરે જાય છે. આ યોજનાનો મૂળ ઉદ્દેશ શુદ્ધ-સ્વતંત્ર વિચારો અને ધાર્મિક તત્ત્વોનો પ્રસાર કરવો તે છે. તેના બે ભાગ પાડી શકાયઃ (૧) લોકોમાં વાણીદ્વારા ધર્મપ્રચાર કરવો. અને (૨) લોકોમાં કાર્યથી ધર્મપ્રચાર કરવો. પહેલા ભાગમાં પત્રો-માસિકો, ચરિત્રો છપાવી બહાર પાડવાં અને તેને માટે પ્રેસ રાખવું વગેરે. અને બીજા ભાગમાં જુદી જુદી સંસ્થાઓ અને તે માટેના મિશનરીઓ ઉપજાવવા એ વગેરેનો સમાવેશ થાય છે."

× × × ×

આ સંસ્થા તરફનું સ્વામી વિવેકાનંદના સદુપદેશોનું આ છેલ્લું પુસ્તક હોવાથી તેમનાં કેટલાંક ખાસ જાણવા જેવાં વચનો આ પુસ્તકમાંથી અને કેટલાંક બીજા ભાગોમાંથી આ પુસ્તકની છેવટે આપ્યાં છે. આશા છે કે દરેક વાંચનાર તે જરૂર વાંચશે અને વિચારશે; જે વાત ગળે ઉતરે તેના પાલન માટે પોતાના તનમનધનનો બને તેટલો વધુ સદુપયોગ કરશે; તથા જેટલું પાલન જેનાથી ઓછું બને અથવા ન બને તેટલે અંશે પોતામાં દુર્બળતા-અયોગ્યતા છે, એ વાત સમજવી-સ્વીકારવી-એમાં પણ તે પોતાનું, સંતાનોનું, સમાજનું, દેશનું અને ધર્મનું હિત તથા સેવા રહેલાં જોઇ શકશે. અત્યારે પરમાત્માએ ગુજરાતને પણ દેશહિત માટે સાહસ કરવામાં અને કષ્ટો સહેવામાં આગળ પાડેલું હોવાથી એ તકનો લાભ જેનાથી જેટલો પણ વધુ લેવાય તેટલો લેશે, એવી આશા સાથે ૐ **તત્સત્**

કાર્તિક સુદી ૧૫<br>સં. ૧૯૮૭

નામમાત્રનો સ્વચ્છંદી સેવક<br>ભિક્ષુ-અખંડાનંદ

# ગ્રંથ સ્વીકાર

૧-શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર-ભાવનગર, તરફથીઃ-

**ચાલો વાંચીએ**—લેખકઃ-ગિજુભાઈ, પૃષ્ઠ પર, ૦)૲.

**પાંચાલી**—લેખકઃ-નાનાભાઈ, પૃષ્ઠ ૮૦, મૂલ્ય ૦ા

**બાળકોના લેખો, વિનોદ ટુચકા, દુહા અને સોરઠા, આપણે પોતે, કાવ્યસંગ્રહ, છેલ્લો પાઠ અને સંપાદકોનું કથન.** દરેકનાં પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)૲ા.

૨-સસ્તા સાહિત્ય મંડળ-અજમેર તરફનાં હિંદી પુસ્તકોઃ-

**જીવનવિકાસ**—લેખકઃ-શ્રી. મુકુટવિહારી શર્મા. કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૮૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૧ા

**સ્વર્ણવિહાન**—લેખકઃ-શ્રીહરિકૃષ્ણ 'પ્રેમી', પૃષ્ઠ ૧૦૨, ૦ા૲

**કિસાનોં કા બિગુલ**—લેખકઃ-ઉલ્ફતસિંહ ચૌહાન, પૃષ્ઠ ૪૮, ૦)૲

**અનાસક્તિયોગ**—લેખકઃ-મોહનદાસ ગાંધી, અનુવાદકઃ-કાશીનાથ નારાયણ ત્રિવેદી, કદ ૫ા×૪ા, પૃષ્ઠ ૧૯૨, મૂલ્ય ૦)૲

**ફાંસી**—લેખકઃ-શ્રીકૃષ્ણકુમાર મુખોપાધ્યાય, પૃષ્ઠ ૧૧૮, મૂલ્ય ૦ાા

૩-ચરોતર એજ્યુકેશન સોસાઇટી તરફનાં પુસ્તકોઃ—

**રામો, ભલી ડોસી, વીર કથાઓ, બહેન.** સંપાદકોઃ-ચંદ્રશંકર ભટ્ટ અને છગનલાલ વિ૦ પંડયા. દરેકમાં પૃષ્ઠ ૧૬, ૦)૴

૪-ભાગ્યોદય કાર્યાલય—અમદાવાદ તરફનાં પુસ્તકોઃ- ભાષાંતરકર્તાઃ-જેઠાલાલ દેવશંકર દવે.

**વૈદ્યવિનોદ**-કદ ૫×૯, પૃષ્ઠ ૩૧૨, પાકું પૂંઠું, મૂલ્ય ૨)

**શ્રીભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત**-કદ ૬ાા×૧૦, પૃષ્ઠ ૨૪૪, પાકું પૂંઠું, મૂલ્ય ૫)

૫-ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફનાં પુસ્તકોઃ-

**જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ**—લેખકઃ-રામપ્રસાદ કાશીપ્રસાદ બી. એ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૪૦, સાદું પૂંઠું રૂ. ૦ાાા

**અભિનયકલા**—લેખકઃ-નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૩૬, સાદું પૂંઠું રૂ. ૧)

**હિંદી સાહિત્યનો ઇતિહાસ**—લેખકઃ-કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા. કદ ૫×૭ા, પૃષ્ઠ ૪૦૦, સાદું પૂંઠું રૂ. ૧)

**ગ્રંથ અને ગ્રંથકાર**-લેખકઃ-હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ. કદ ૫ાા×૯, પૃષ્ઠ ૨૩૬, સાદું પૂંઠું રૂ. ૧)

**ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો**—કર્તાઃ-દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૨૪, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**પારિભાષિક કોષ (પૂર્વાર્ધ)**-કર્તાઃ-વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. કદ ૬ાા×૧૦, પૃષ્ઠ ૧૨૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**પૌરાણિક કથાકોષ** (ચતુર્થ ખંડ)-કર્તાઃ-ડાહ્યાભાઇ પીતાંબર-
દાસ દેરાસરી. કદ ૬।।।×૧૦, પૃષ્ઠ ૧૪૪, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૧)
**શ્રીહરિલીલાષોડશકલા**-કદ ૫×૭।।, પૃષ્ઠ ૧૪૮, રૂ. ૦।।
**કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તકસંગ્રહની સૂચિ**-
કદ ૫।।×૮।।, પૃષ્ઠ ૩૨૮, મૂલ્ય રૂ. ૧।।

**૬-ગીતા પ્રેસ (ગોરખપુર)નાં હિંદી પુસ્તકો:**-કદ ૫×૭।।
**પ્રેમયોગ**—લેખકઃ-શ્રી વિયોગી હરિ, પૃષ્ઠ ૪૨૮, સાદુ પૂંઠું રૂ ૧।
**ગીતા કે કુછ વિષય**-લેખકઃ-જયદયાળ ગોયન્દકા.પૃષ્ઠ ૪૪,૦)-।।
**તત્ત્વચિંતામણિ**-લેખક-ઉપર મુજબ, પૃષ્ઠ ૪૦૦,પાકું પૂંઠું,રૂ.૧)
**ભક્ત નારી**—સંપાદક-હનુમાન પ્રસાદ પોદ્દાર પૃષ્ઠ ૮૦, ૦।-
**ભકત બાલક**—સંપાદક ઉપર મુજબ. પૃષ્ઠ ૮૦, ૦।-
**સાધન પથ**—સંપાદક ઉપર મુજબ. પૃષ્ઠ ૮૦, ૦)=।।
**માનવધર્મ**—સંપાદક ઉપર મુજબ. પૃષ્ઠ ૧૧૨, ૦)≡

**૭-અન્ય સજ્જનો તરફનાં પુસ્તકો:-**
**સિંધુડો**-લેખકઃ-ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ-સૌરાષ્ટ્ર કાર્યા-
લય, રાણપુર. કદ ૬।।।×૮।।, પૃષ્ઠ ૩૦, મૂલ્ય ૦।।
**અમર મહાજનો-ઝગલુલ અને લેનીન**—લેખકઃ-શ્રી. કકલ-
ભાઇ કોઠારી. પ્રકાશક ઉપર મુજબ. પૃષ્ઠ ૧૬૦ મૂલ્ય ૦।।।.
**સ્વર્ગસંપાદના**--લેખકઃ-જયંતિલાલ પ્ર.યાજ્ઞિક અને બચુભાઇ
પી. યાજ્ઞિક. પ્રકાશકઃ વસંત પ્રેસ-ભાવનગર. પૃષ્ઠ ૭૨, ૧)
**ભાવનાનાં ભરત**—લેખક અને પ્રકાશકઃ-વલ્લભજી ભાણજી
મહેતા મુ.નવસારી.કદ ૪।।×૬।।।નાં પૃષ્ઠ ૧૫૦,પાકુ પૂંઠું,મૂલ્ય ૧)
**ખુદાનામું**—ભાગ બીજો. લેખક-પ્રકાશકઃ-સોરાબજી મં૦
દેશાઇ—નવસારી. ૬।।×૧૦નાં પૃષ્ઠ ૨૧૬,પૂંઠુંપાકુ, મૂલ્ય ૧।।.
**ઇંદુકલા**-લેખકઃ-શ્રી. માધવલાલ ત્રિભુવન રાવળ. પ્રકાશક-
લુહાણા હિતેચ્છુ-મુ. રાજકોટ. પૃષ્ઠ ૨૨૪,મૂલ્ય લખ્યું નથી.
**સૂર્યભેદનવ્યાયામ**-લેખકઃ-હરિશંકર વિદ્યાર્થી. પ્રકાશક-
બાપુભાઇ કુબેરદાસ પટેલ-મુ. બોરીઆ. પૃષ્ઠ ૭૪, ૦।≈

**૮-વૃત્તાંતો ઇત્યાદિ**

**સુપા ગુરુકુળનો**-સં. ૧૯૮૪-૮૫ નો.
**શ્રીકાઠીઆવાડ નિરાશ્રિત બાલાશ્રમ** રાજકોટનો.
**આર્યકુમાર મહાસભા વડોદરાની** વિવિધ સંસ્થાઓ અને
પ્રવૃત્તિઓનો હેવાલ તથા હિસાબ તા. ૩૧-૧૦-૨૯ સુધીનો.
**મહારેવા લોહાણા બૉર્ડિંગ-વડોદરાનો** ૧૯૮૪-૮૫ નો.
**શ્રીમહાવીર જૈન વિદ્યાલય-મુંબાઇનો** સં. ૧૯૮૪-૮૫ નો.
**શ્રી કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ કડીનો.**

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઈને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇકથીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

કોઇ કોઈ ઉદારાત્માઓ આ રીતે પણ પોતાના ધનનો થોડોઘણો સદુપયોગ કરે છેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણમાં ચાલુ થઈ એક ઉમદા સામાજિક રૂઢિરૂપે બની રહેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થીઓ વગેરેને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણાંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ-નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઇ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબરસ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણ પોતાને પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા પ્રત્યેક નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને પણ વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો પોતાને પસંદ પડે તેવા કોઈ એક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ દશ રૂપિયાજ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો-ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોનાં અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.



# स्वामी विवेकानंद

एमना सदुपदेश—भाग १२ मो



## देववाणी—अथवा प्रभुप्रेरित वातो



અનુવાદકઃ—નાજુકલાલ નંદલાલ ચોકસી
ઘડિયાળી પોળ—વડોદરા



# માતા હરિદાસીના બે બોલ

સવારના કથાપ્રસંગે થોડીક નોંધ લેવાનું બની શકતું હતું, અને જે નોંધો હવેનાં પૃષ્ઠોમાં આપેલી છે તે એજ પ્રસંગોએ લેવાઇ હતી. સ્વાભાવિક રીતેજ એ નોંધો કંઇક અસંબદ્ધ છે. એનું કારણ એ છે કે, ચાલતા પ્રસંગ વચ્ચે પણ ન સમજાય તે બાબત વિષે પ્રશ્ન પૂછીને તેનો ખુલાસો મેળવી લેવાની સ્વામીજીએ અમને ઉત્તેજનપૂર્વક છૂટ આપી હતી. આ ઉપરથી સમજાશે કે, પ્રસ્તુત પુસ્તકમાંની નોંધો એ નિયમિત વ્યાખ્યાનોની નોંધો જેવી સુસંબદ્ધ નથી, પણ પરિચિત ઉપદેશોનું ટૂંકું ટાંચણ માત્ર છે. એ ટાંચણ દીર્ઘલિપિમાં લખી લેવાયલું હોવાથી અને તે ખાસ મારા વ્યક્તિગત ઉપયોગ માટે લખી લેવાનું રાખેલું હતું તેથી, સ્વામીજીના કથન પૈકી ઘણાં કથનોનું ટાંચણ થવાનું રહી ગયું છે. વસ્તુસ્થિતિ એવી છતાં સઘળી અપૂર્ણતાઓ સાથે પણ, એ નોંધો કિંમતી છે; અને જેઓ સ્વામીજીને ઓળખતા તથા ચાહતા હશે તેમની નજરે તો આ નોંધો સ્વામીજીનાં વચનામૃત હોવાથી સવિશેષ કિંમતી લેખાશે. સ્વામીજીની આ ઉપદેશાવલિ તેમની અન્ય ઉપદેશાવલિઓ કરતાં કાંઇ બહુ જુદી પડતી નથી, પરંતુ અમારા એ પ્રિયતમ ગુરુદેવનાં જે જે વચનામૃતો અત્યાર સુધીમાં છપાયાં છે, તેમના કરતાં આ ઉપદેશાવલિની બક્ષિસ નૂતન અને ઓરજ પ્રકારની છે.

એક મહાન સાધુ પુરુષની, તથા તેમના સહવાસમાં ગુજારેલા અનેક સુખકર કલાકોની પ્રેમભરી યાદમાં તેઓશ્રીના ઉપદેશામૃતની આ વાનગી હવે જાહેર પ્રજાને અર્પણ કરવામાં આવે છે. જે પ્રભુજીને સ્વામીજી આટલા બધા ભક્તિભાવે ચાહતા હતા અને જેનો મહિમા તેઓશ્રીએ અવિશ્રાંતપણે અમારી આગળ ગાઇ બજાવીને પ્રસિદ્ધ કર્યો હતો, તે મહાન પ્રભુજીના આશીર્વાદ સ્વામીશ્રીની આ દેવવાણી ઉપર ઉતરો અને આપણાં હૃદયો એવા દિવ્ય પ્રેમથી ઉભરતાં બનો કે જે દિવ્ય પ્રેમ પ્રકટાવવાનો સ્વામીજી અમને સતત આગ્રહ કરતા હતા ! આમીન !

એસ. ઈ. વૉલ્ડો ઉર્ફે હરિદાસી

## મૂળ ગ્રંથમાંની પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

સ્વામી વિવેકાનંદજીની સાથે જેમને અંગત પરિચયમાં આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું, એવાં સર્વ જનો સહમત છે કે, તેઓશ્રીનો પરિચય માત્ર વ્યાખ્યાનપીઠપરથીજ મેળવનારાઓને તેમની ખરી શક્તિ અને મહત્તાનો ખ્યાલ નહિ જેવોજ હતો. તેમની પ્રભાના તેજસ્વીમાં તેજસ્વી ચમકારા, તેમની વક્તૃત્વ શક્તિનાં સર્વોચ્ચ ઉડ્ડયનો અને તેમના ગાઢતમ જ્ઞાનનીતરતા ઉદ્ગારોનો પરિચય તો, તેમના કેટલાક ચુનંદા મિત્રો અને શિષ્યો સાથેની તેમની ખાનગી વાતચીતોમાંજ મળતો હતો. આમ છતાં કમનસીબે આપણને અત્યારસુધી તેમનાં છપાયલાં પુસ્તકોએ માત્ર વ્યાખ્યાનકાર વિવેકાનંદનોજ પરિચય કરાવ્યો છે. મિત્ર, શિક્ષક અને પ્રેમાળ ગુરુતરીકેનો સ્વામીજીનો પરિચય તો માત્ર જે થોડાંક ભાગ્યશાળી જીવોને તેઓશ્રીના ચરણોમાં બેસવાનો વિરલ અધિકાર મળ્યો હતો, તેમનેજ થયો હતો. એ મહાન આધ્યાત્મિક દૂતની આ બાજુની કંઈક ઝાંખી આપણને તેમના પ્રસિદ્ધ થયેલા પત્રોપરથી થાય છે, એ વાત સાચી; પરંતુ એક અંતરંગ મંડળની અંદર કેવળ ઘરવટ ભાવે ઉચ્ચારાયલાં તેમનાં વચનોનો લાભ આપનારતરીકે તો આ ગ્રંથનો નંબર પહેલોજ છે.

એ વચનોનું ટાંચણ ન્યુયૉર્કનિવાસી મિસ એસ. ઇ. વૉલ્ડોએ કરી લીધું હતું. એ બાઇ સ્વામીજીના અમેરિકાના કામની શરૂઆતથીજ અખંડ શ્રદ્ધાભક્તિથી તેઓશ્રીની સેવામાં પ્રવૃત્ત થઈ હતી. તેઓશ્રીના 'રાજયોગ' નામક ગ્રંથમાં પ્રસિદ્ધ થયેલાં પાતંજલયોગ સૂત્રોનો અનુવાદ અને તેની સમજુતી સ્વામીજીએ તેણીની પાસેજ પોતે બોલતા જઈને લખાવી તૈયાર કરાવી હતી. એ કાર્ય માટે પોતે સ્વામીજીની આગળ કલાકોના કલાકો કેવી રીતે બેસી રહેતી તથા તેમના મુખમાંથી ઝરતો એકેએક શબ્દ કેવી રીતે ટપકાવી લેતી, તથા કોઈ સંસ્કૃત વચનોનો યથાર્થ અર્થ ખોળી કાઢવાને સ્વામીજી ધ્યાનમગ્ન થઇ જતા ત્યારે તેઓશ્રીના ધ્યાનમાંથી જાગ્રત થવાની રાહ જોતી, અને મુખમાંથી નીસરતા શબ્દને તરતજ ટપકાવી લેવા માટે પોતાની કલમને

નિરંતર સહીભરી રાખીને તે પોતે કેવી તત્પર રહેતી, તેનું વર્ણન એ બાઇને સ્વમુખેજ મેં અનેક વાર સાંભળ્યું છે. સ્વામીજીનાં બધાંજ અમેરિકન પ્રકાશનો, મુદ્રણાલય માટે તૈયાર કરનાર પણ એજ બાઇ હતી. સ્વામીશ્રીનો એની કાર્યક્ષમતામાં એટલો બધો વિશ્વાસ હતો કે પોતાનાં વ્યાખ્યાનોના ટાઇપ કરેલા ઉતારાઓ તેઓશ્રી બારોબાર તેણીનાજ હાથમાં મૂકી દેતા, અને તેની વ્યવસ્થા તેણીને પોતાને યોગ્ય લાગે તેવી રીતે કરી લેવાનું સૂચવતા. કારણ કે પોતાના કાર્યના પરિણામ માટે તેમની બેપરવાઇ એટલી હદ સુધીની હતી–યાને તેઓશ્રી એટલા બધા નિષ્કામ વૃત્તિના હતા કે તે પોતાનાં નોંધાયલાં વચનોની પ્રતપર આમતેમ ઉપલક નજર ફેરવી જવાને પણ જરાએ લલચાતા નહિ.

હૃદય અને બુદ્ધિથી કરાયલી આ અખંડ અને પ્રામાણિક સેવાના પ્રભાવથી સ્વામીજીની આ શિષ્યાનું મન, ગુરુજીના મન સાથે એવું તદ્રૂપ બની ગયું હતું કે ટુંકાક્ષરીની મદદ વગર પણ ગુરુજીનો ઉપદેશ અદ્દભુત સંપૂર્ણતા અને સચોટતાથી ઉતારી લેવાને તે સમર્થ થતી હતી. તે પોતે કહેતી હતી તેમ સ્વામીજીનો વિચારપ્રવાહ તેણીના હૃદયમાં વહેતો અને સહજ રીતે નોંધપોથીનાં પાનીઆં ઉપર લખાઇ જતો. એક વાર તેણી સહસ્ર દ્વીપોદ્યાનના આવાસમાં આવી ચઢેલાં કેટલાંક લાસરીઆં મુસાફરોને આ નોંધોમાંથી અમુક ભાગ વાંચી સંભળાવતી હતી. સ્વામીજી ત્યાં ચાલી રહેલા એ પ્રસંગ તરફ લક્ષ નહિ આપતાં આમતેમ ટહેલી રહ્યા હતા, અને એ આગંતુક મુસાફરો વિદાય થતાં સુધી તેઓશ્રીએ એમ ટહેલ્યાજ કર્યું. પણ પછી તે એકદમ એ શિષ્યા તરફ ફરીને બોલ્યા કે "મારા વિચારો અને શબ્દો આવી સંપૂર્ણ રીતે તું શી રીતે ઝીલી શકી હોઇશ? એ એવાં આબાદ લખાયાં છે કે તે સાંભળીને મને એમજ લાગ્યું કે જાણે હું મને પોતાનેજ બોલતો સાંભળતો હોઉં!" આથી વધારે પ્રશંસા અને સિફારસ આ સંગ્રહ માટે શી જોઇએ?

આ વાસ્તવિક 'દેવવાણી' જનસમાજ આગળ રજુ કરવાનું કામ પોતાને હસ્તક આવવા માટે "મદ્રાસનું રામકૃષ્ણ મિશન" પોતાનો અત્યંત સંતોષ જાહેર કરે છે; અને તેની

સાથે જે લોકોએ, આટલો બધો વખત છુપાઇ રહેલો આ સમગ્ર માનવજાતિની મિલકતરૂપ, કિંમતી ખજાનો એકઠો કરવામાં સહાય કરી છે, તે પ્રત્યેક સજ્જન પ્રત્યે પોતાની અંતઃકરણપૂર્વકની કૃતજ્ઞતા દર્શાવ્યાવિના પણ રહી શકાતું નથી.

મદ્રાસ નવેમ્બર ૧૯૦૮ દેવમાતા

---

## મૂળ ગ્રંથની બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ અમૂલ્ય ગ્રંથ બીજી વખત પ્રસિદ્ધ થાય છે. જ્યાં આગળ સ્વામીજીના ઉદ્‌ગારો તૂટક અને અસંબદ્ધ લાગતા હતા, ત્યાં આગળ કેટલાંક ટિપ્પણો આ આવૃત્તિમાં ઉમેર્યાં છે. કેટલીક છાપખાનાની ભૂલો તરફ પણ લક્ષ આપવામાં આવ્યું છે, તથા આ ઉપદેશસંગ્રહ સર્વથી સમજી શકાય તેવો અને ભૂલોવિનાનો બનાવવા પાછળ જેટલો બની શક્યો તેટલો પરિશ્રમ લેવામાં આવ્યો છે.

અર્વાચીન યુગમાં વેદાંતના સર્વશ્રેષ્ઠ સત્તાવાન પ્રતિનિધિતરીકે સ્વામી વિવેકાનંદજી આખી દુનિયામાં પ્રસિદ્ધ છે. ભારતવર્ષમાં તેમજ બહારના બીજા મુલકોમાં અનેક મનુષ્યોને સ્વામીજીની વક્તૃત્વશક્તિની અજબ મોહિનીનો અનુભવ થયો છે. પ્રસ્તુત પ્રસંગમાં સ્વામીજી એવા કોઇ એક વિશાળ અને ગુણદોષપરીક્ષક શ્રોતાસમુદાયની આગળ વ્યાખ્યાનપીઠ ઉપર નહોતા ઉભા, કે જેમના પર પોતાનો પ્રભાવ બેસાડવા માટે તેમને સંગીન તર્કના પાયાપર રચાયેલી અકાટ્ય યુક્તિઓનો, પોતાની કામણગારી પ્રતિભાનો અને ગહનમાં ગહન વિષયો પણ અજબ જેવી અસર ઉપજાવનારી વાક્‌ચાતુરીથી સ્પષ્ટ રીતે સમજાવી દેવાની તેમની વિરલ શક્તિઓનો પ્રયોગ કરવો પડે; પરંતુ આ પ્રસંગમાં તો તેઓશ્રી પોતાના પ્રભાવથી ક્યારનાય પ્રભાવતિ થઇ ચૂકેલા થોડાક ચુનંદા શિષ્યોના એક એવા મંડળ આગળ બોલતા હતા કે જે મંડળ, સ્વામીજીને અજ્ઞાન અને દુઃખના મહાસાગરમાંથી તારીને પાર ઉતારનારા પોતાના ભોમીઆતરીકે જોતાં શીખ્યું હતું. આ મંડળની આગળ તેઓશ્રી પોતાના સર્વપ્રકાશી સાક્ષાત્કારના ગૌરવમાં રાચતા બેસતા હતા, અને પોતાની આંતરજ્યોતિનાં શાંતિદાયક કિરણો પોતાની અતિ મધુરી વીણાનિનાદિની વાણીદ્વારા પોતાની આસપાસ વિસ્તારતા હતા. અને એ રીતે તેઓશ્રી પોતાના

ઉત્સાહી ભક્તોના હૃદયકમળની પાંખડીઓને પોતાની અસામાન્ય યોગ્યતા વડે ખીલવતા હતા. તેમની ચોતરફ શાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. ધન્ય છે તે થોડાક મહાભાગ્યશાળી જીવોને કે જેમને આવા મહાન સંતપુરુષ અને ગુરુદેવના ચરણો આગળ બેસવાનો વિરલ અધિકાર પ્રાપ્ત થયો હતો.

ઝંઝાવાત જેવી અસર ઉપજાવનારો આ સંન્યાસી કાંઇ પોતાની સાથેના બધાઓને ત્યાં ઘસડી જવાનું અથવા તો મહાત કરવાનું કામ કરતો નહોતો; પણ એ તો ત્યાં શાંત ઋષિના ભાવથી બેસતો, અને પરમશાંતિ તથા સુખાનંદના આદેશ ઝીલવાને જે થોડાક ઉત્સાહી શિષ્યોની સંપૂર્ણ તૈયારી હતી તેમની આગળ, એ આદેશો તે મોકળે હાથે વેરતો હતો. આ પવિત્ર સંન્યાસીના મુખારવિંદમાંથી ઝરતાં શાંત અને મધુરાં વચનો એવાં તો અજ્ઞાન તિમિરનો નાશ કરનારાં અને સુખશાંતિદાયક હતાં કે જાણે તેજસ્વી અને રતુમડી પૂર્વદિશાના ખોળામાંથી ધસી આવતી અને અંધકારનો નાશ કરતી તથા હસતી અને વાયુ ઢોળતી ઉષાજ હોયને! એ વચનામૃતમાં જો એ થોડાક જીવોને શાંતિ અને આશ્વાસન આપવાની શક્તિ હતી, તો તેની અંદર બધા જીવોને પણ સુખશાંતિ આપવાની શક્તિ હોવીજ જોઇએ. એવાં એમનાં મુક્તિદાયક વચનામૃતોને અનંતકાળના અગાધ ગર્ભમાં ગુમ ન થઈ જવા દેતાં સ્વામીજીની જે સ્નેહાળ શિષ્યાએ સુરક્ષિત રાખ્યાં, તેના માતા જેવા લોકવત્સલ હૃદયને અનેકાનેક ધન્યવાદ છે! પ્રસ્તુત ગ્રંથકારે પ્રકાશમાં આવતી સ્વામીજીની આ "પ્રભુપ્રેરિત વાતો" યાને "દેવવાણી" માટે જગતે **માતા હરિદાસીનો** યાને મિસ એસ. એલન વૉલ્ડોનો ઉપકાર માનવો ઘટે છે. આ ગ્રંથ કરતાં વધારે સરસ મિત્ર અને વધારે સરસ માર્ગદર્શક અથવા ભોમિયો મનુષ્યજાતિ માટે બીજો ભાગ્યે હોઇ શકે. એમાંના અમૃતનો આસ્વાદ જે કોઈ લેશે, તે ખાત્રીપૂર્વક જાણી શકશે કે, મૃત્યુની તેના ઉપર જરા પણ સત્તા નથી. આંતરિક પ્રકાશ અને સત્ય સુખશાંતિને શોધી રહેલાં એવાં પ્રત્યેક સ્ત્રી-પુરુષ પોતપોતાનાં દુઃખદારિદ્રનો સદાને માટે નાશ કરવા માટે આ અતિ ઉત્તમ ગ્રંથનો આશ્રય લે એ બહુ જરૂરનું છે.

મદ્રાસ, તા. ૯મી ડિસેમ્બર ૧૯૧૦ રામકૃષ્ણાનંદ

# અમેરિકામાં સ્વામીજી

ઇ. સ. ૧૮૯૩ ના ઉન્હાળામાં એક તરુણ વયનો હિંદુ સંન્યાસી વાનકુઅરના બંદરે ઉતર્યો. તેણે ચિકાગોની ધર્મ-સભામાં હાજરી આપવા સારૂ આટલો લાંબો પ્રવાસ ખેડયો હતો, પરંતુ તે કોઇ જાણીતી ધર્મસંસ્થા તરફથી ચુંટાયલા પ્રતિનિધિતરીકે નહોતો આવ્યો. કોઇ તેને ઓળખતું નહોતું તેમ તેને પોતાને પણ સાંસારિક જ્ઞાન અલ્પ હતું; તથાપિ મદ્રાસના કેટલાક ઉત્સાહી યુવકોએ તેનેજ આ મહાન કાર્ય માટે મોકલવો પસંદ કર્યો હતો. કારણ કે તેમની ચોક્કસ માન્યતા હતી કે, ભારતવર્ષના પ્રાચીન ધર્મના પ્રતિનિધિતરીકે તેના કરતાં વધુ લાયકાતવાળી અન્ય વ્યક્તિ કોઇ નથી. અને એવા વિશ્વાસથી પ્રેરાઇનેજ તેમણે ઘેર ઘેર ઝોળી ફેરવી-ને તેના પ્રવાસ માટે જરૂરી રકમ એકઠી કરી હતી. એ ઉઘરા-ણામાં એકઠી થયેલી રકમ તથા એક યા બે દેશી રાજાએ દાન આપેલી રકમ લઇને આ તરુણ સંન્યાસી–તે વખતના અપરિ-ચિત સ્વામી વિવેકાનંદ–એ લાંબા પ્રવાસે નીકળી પડયા હતા.

એ પ્રમાણે એક મહાન ઉદ્દેશની સિદ્ધિ અર્થે સમુદ્ર-યાત્રા કરવામાં તેમને પુષ્કળ સાહસનો આશ્રય લેવો પડયો હતો. ભારતની પુણ્ય ભૂમિ છોડી વિદેશમાં વિચરવું, એ એક હિંદુ માટે કેવું મહાભારત કામ છે, તે આપણ પાશ્ચાત્યવાસીઓની કલ્પનામાં આવવું કઠણ છે. અને તેમાંયે સંન્યાસીઓ માટે તો એ કાર્ય વિશેષ મુશ્કેલીભર્યું છે. કારણ કે સંસારવ્યવહારના જડપ્રધાન અંશોની સાથે સંન્યાસી લોકોને સંબંધ હોતો નથી. આથી સાથે પૈસા રાખી સર્વ વ્યવહાર ચલાવવાનો અથવા પોતાના પગ સિવાય ઇતર સાધનવડે પ્રવાસ કરવાનો મહાવરો નહિ હોવાથી, સ્વામીજી આ લાંબા પ્રવાસમાં પ્રત્યેક બાબતમાં છેતરાતા, અને સંસાર-ના ખંધા લોકો તેમની પાસેનું નાણું પડાવી ખાતા. આનું પરિણામ એ આવ્યું કે, તેઓશ્રી જ્યારે ચિકાગો પહોંચ્યા, ત્યારે લગભગ દ્રવ્યહીન દશામાં આવી ગયા હતા. વળી તેઓ કોઇ ઉપર ઓળખાણના પત્રો લાવ્યા નહોતા, તેમ

કોઇને આ વિશાળ નગરીમાં પિછાનતા પણ નહોતા.* એ રીતે પોતાના વતનથી હજારો માઇલ દૂર અજાણ્યા લોકો વચ્ચે વસવાટ કરતાં એક દૃઢ ચિત્તવાળી વ્યક્તિને પણ સંકોચ થાય; પરંતુ સ્વામીજીએ તો એ બધું ભગવાનના હાથમાં સોંપી દીધું હતું. તેઓશ્રીને દૃઢ વિશ્વાસ હતો કે, શ્રીભગવાનની કૃપા તેમનું યોગક્ષેમ ચલવશેજ.

લગભગ એક પખવાડીઆ સુધી તો તેઓશ્રીએ જે હોટેલમાં ઉતારો લીધો હતો તેના માલીક અને બીજા ત્રીજા લોકોનાં ભારે પડતાં બીલો તેઓ જેમતેમ ચૂકવી શકયા. પણ તેમ કરવામાં તેઓશ્રીની પાસે જે થોડી ઘણી રકમ રહેલી હતી તે છેકજ ઘટી ગઇ. એ ઉપરથી તેમને સારી પેઠે સમજાઇ ગયું કે, રસ્તાના એક ખૂણામાં પડી ભૂખે પગ ઘસતાં મરવા વારો ન આવવા દેવો હોય, તો તેમણે તત્કાળ કોઈ એવું સ્થાન શોધી કાઢવું જોઇએ, કે જ્યાં રહેવા કરવાનું ખર્ચ થોડામાં થોડું લાગે. જે મહાન કાર્યનો ભાર માથે લઇને તેઓ આટલા સાહસપૂર્વક અહીં સુધી આવ્યા હતા, તેનો ત્યાગ કરીને સ્વદેશ પાછા ફરવું એ તો તેમને માટે અત્યંત દુઃખકર વાત હતી. ક્ષણવાર તો નિરાશા અને સંદેહનું એક ભારી મોજું તેમનાપરથી પસાર થઇ ગયું; અને એ વિચાર મનમાં ઘોળાયા કરી તેમને વારંવાર વિસ્મયમાં નાખવા લાગ્યો કે, માથાફરેલ મદ્રાસી વિદ્યાર્થીઓની વાત એક અબુધની માફક તેમણે કાનેજ શાથી ધરી? તથાપિ હવે બીજો કોઇ ઉપાય રહેલો નહિ હોવાથી તેમણે દુઃખી અંતઃકરણે બીજા પૈસાને માટે તાર કરવાનો તેમજ જરૂર

* પાછળથી એક મદ્રાસી બ્રાહ્મણ ગૃહસ્થે ચિકાગોવાસી એક ગૃહસ્થ પર સ્વામીજીના સંબંધમાં ભલામણપત્ર લખી મોકલ્યો હતો. એટલે તેણે આ અજાણ્યા હિંદુ યુવકને એટલે સ્વામીજીને પોતાને ત્યાં રાખ્યા હતા. આથી એ ગૃહસ્થના કુટુંબ સાથે જે બંધુભાવ સ્વામીજીને થયો, તે સ્વામીજીના જીવનપર્યંત જેવો ને તેવો અખંડિત રહ્યો હતો. કુટુંબનાં સઘળાં માણસો સ્વામીજી ઉપર અતિશય ભાવ રાખતાં થયાં હતાં, એટલુંજ નહિ પણ તેઓશ્રીના અપૂર્વ સદ્‌ગુણોના ગુણગ્રાહક બનીને તેમના ચરિત્રમાં રહેલી પવિત્રતા અને સરળતાનો બહુ આદર કરતાં હતાં. આ વાતની તે લોકો પ્રસંગોપાત પ્રેમ અને આગ્રહપૂર્વક સાક્ષી પૂરતાં હતાં.

પડે તો પોતાને વતન 'માદરે-હિંદ' પાછા ફરવાનો પણ સંકલ્પ કરી લઇ ચિકાગો છોડયું, અને બોસ્ટનનો રસ્તો લીધો.

પરંતુ જે ઇશ્વરનો તેઓશ્રી આટલો બધો વિશ્વાસ કરતા હતા, તે ઇશ્વરની ઇચ્છા કંઇ ઓરજ હતી. બોસ્ટન જતાં આગગાડીમાં તેમને એક વૃદ્ધ વનિતાનો પરિચય થયો, અને પોતાની વાતચીત ઉપરથી તેના ઉપર એવો પ્રભાવ પડયો કે તે બાઇએ તેઓશ્રીને પોતાનું આતિથ્ય સ્વીકારવાનું આમંત્રણ કર્યું. આથી સ્વામીજી તે બાઈના અતિથિ થઇ બોસ્ટન ગયા. ત્યાં આગળ હાર્વર્ડ વિશ્વવિદ્યાલયના એક અધ્યાપકની સાથે સ્વામીજીને દોસ્તી થઇ. તેને એક દિવસે સ્વામીજીની સાથે ચાર કલાક ગાળવાનો પ્રસંગ મળતાં સ્વામીજીની અસાધારણ યોગ્યતાથી મુગ્ધ થઇને તેણે સ્વામીજીને પ્રશ્ન કર્યો કે, ચિકાગોની ધર્મ-પરિષદમાં હિંદુધર્મના પ્રતિનિધિતરીકે આપ શામાટે જતા નથી?

સ્વામીજીએ તેને પોતાની બધી અડચણો સમજાવતાં કહ્યું કે, તેમની પાસે એ કામ માટે પૂરતું દ્રવ્ય નથી, તેમ તે મહાસભા સાથે સંબંધ ધરાવતી કોઇ વ્યક્તિપરનો પરિચયપત્ર પણ તેમની પાસે નથી. એ સાંભળી અધ્યાપક મહાશયે તુરતજ ઉત્તર વાળ્યો કે "શ્રીયુત બૅાની મારો દોસ્ત થાય છે, તેના પર એક પત્ર હું આપને લખી આપું છું." એમ કહીને તત્કાળ તેણે એક પત્ર લખી કાઢયો, અને તેની અંદર બીજી હકીકતની સાથે આમ પણ લખ્યું કે- "મને લાગે છે કે આ અજ્ઞાત હિંદુ સંન્યાસી આપણ સઘળા પંડિતોની વિદ્વત્તાને એકઠી કરીએ તો પણ તે બધાને ટપી જાય તેવો કોઈ અદ્‌ભુત પંડિત છે." એ પત્ર તથા તે અધ્યાપક મહાશયે કઢાવી આપેલી ચિકાગોની ટિકિટ લઈને સ્વામીજી પુનઃ ચિકાગોમાં આવી પહોંચ્યા, અને કંઇ પણ આનાકાની સિવાય તે મહાસભાના પ્રતિનિધિતરીકે સ્વીકારાયા.

આખરે એ ધર્મમહાસભા ખુલવાનો દિવસ આવી પહોંચ્યો, અને સ્વામી વિવેકાનંદે પૌર્વાત્ય પ્રતિનિધિઓની પંક્તિમાં પોતાની બેઠક લઈ પહેલાજ દિવસની બેઠકમાં સભાના માંચડાપર વક્તાતરીકે પગ મૂકયો. એ રીતે તેમનો ઉદ્દેશ તો સફળ થયો, કિંતુ એ સુવિશાળ શ્રોતાસમુદાય

તરફ નજર ફેરવતાંજ તેમના હૃદયમાં ક્ષોભ ઉત્પન્ન થયો. બીજા બધા બોલનારાઓએ તો પોતપોતાનાં ભાષણ તૈયાર કરી આણ્યાં હતાં; પણ સ્વામીજી પાસે એવી કશી તૈયારી નહોતી. એ છ સાત હજાર સ્ત્રીપુરુષોની મોટી મેદની સમક્ષ બોલવું કેમ અને શું? સવારના સમયમાં તો તેઓ પોતાની વારી પાછી હઠાવ્યા કરીને પ્રત્યેક વાર સભાપતિના કાનમાં કહેતા કે "હજી પણ બીજા કોઇને આગળ કરો." બપોર પછીની બેઠકમાં પણ તેમણે એમજ કર્યા કર્યું. પરંતુ આખરે સાંજે પાંચને શુમારે ડૉકટર બરોઝ મહાશયે ઉઠીને તેમનેજ હવે પછીના વક્તાતરીકે જાહેર કર્યા.

પ્રમુખ મહાશયની એ જાહેરાતે સ્વામી વિવેકાનંદની રગેરગમાં તેમના સાહસને ઉત્તેજિત કરી મૂક્યું; અને સમય આવતાં ભાષણ કરવાને માટે આગળ આવી ઉભા. આવા વિશાળ શ્રોતાસમુદાય આગળ ભાષણ આપવાનો તેમના જીવનમાં આ પહેલોજ પ્રસંગ હતો; છતાં પરિણામ નીપજ્યું વિજળીના જેવું જલદ ને અસરકારક. સાગર સમાન હજારો ઉત્સુક નરનારીઓનાં મુખપ્રત્યે દૃષ્ટિ કરતાંજ તેમની શક્તિ અને વાણી સંપૂર્ણ જાગ્રત થઈ ગયાં, અને તેમણે તે શ્રોતા-સમુદાયને પોતાના સુમધુર કંઠે "અમેરિકાવાસી બહેનો અને ભાઇઓ!" એવું સંબોધન કર્યું. અને તેમના એ પ્રથમ વ્યાખ્યાનની અસર એવી સરસ થઇ કે મહાસભાની બેઠકના બાકીના દિવસોમાં પણ તેમના સન્માન અને લોકપ્રિયતામાં ખામી આવી નહિ. તેમની વાત બધાં ધ્યાન દઇને સાંભળતાં અને એ મીઠી મોહક વાણી સાંભળવાને ગરમીના દિવસ છતાં પણ શ્રોતાઓ છેવટ સુધી સભામંડપમાં બેસી રહેતા.

મહાસભાનું કાર્ય સમાપ્ત થતાં સ્વામીજીએ પોતાની જરૂરીઆતો માટે દ્રવ્યસંચય કરવા કાજે એક લૅકચર બરો યાને વકતૃતા મંડળી તરફથી અમેરિકાના સંયુક્ત સંસ્થાનો-ના પશ્ચિમભાગમાં વ્યાખ્યાનો કરવાનું સ્વીકાર્યું. એ કાર્યથી તેમને અનેક શ્રોતાઓનાં દિલ જીતી લેવાનો સુયોગ પ્રાપ્ત થયો. પરંતુ થોડાજ વખતમાં તેમને એ કામનો કંટાળો આવ્યો અને તે કામ છોડી દીધું. અમેરિકામાં તેઓ એક ધર્માચાર્યતરીકે આવ્યા હતા, સાંસારિક બાબતોના સુવકતા-

તરીકે નહિ. એટલે દ્રવ્યની દૃષ્ટિએ એ કામ બહુ લાભદાયક હોવા છતાં પણ તેઓ તેનો ત્યાગ કરી દઇને ૧૮૯૪ની શરૂઆતમાં પોતાનું પ્રકૃત કાર્ય હાથ ધરવાને ન્યુયૉર્ક આવ્યા. ચિકાગોના વસવાટ દરમિયાન જેમની સાથે તેઓશ્રીને મૈત્રી થઇ હતી તેમની મુલાકાત તેમણે પ્રથમ લીધી. તે લોકો મુખ્યત્વે શ્રીમંતવર્ગના હોવાથી તેઓનાંજ મોટાં મકાનોમાં તેઓએ વખતોવખત વ્યાખ્યાનો આપવા માંડયાં, પરંતુ એથી તેમને તૃપ્તિ થઇ નહિ. તેમને લાગ્યું કે, એ લોકોમાં તેમણે જે ધર્માનુરાગ ઉત્પન્ન કર્યો છે, તે તેમની ધારણા પ્રમાણેનો નહિ પણ ઉપરછલો અને બે ઘડીના આનંદપૂરતો હતો. આથી હવે તેમણે પોતાને માટે એક એવું અલાયદું સ્થાન શોધી કાઢવાનો વિચાર કર્યો, કે જ્યાં સત્યના જિજ્ઞાસુ શ્રીમંત અને ગરીબ-સર્વ કોઈ વિનાસંકોચે આવી શકે.

બ્રુકિલનની 'નીતિ સભા' આગળના તેમના એક વ્યાખ્યાનમાં તેમનો એ વિચાર યાને પોતાની મરજી પ્રમાણે ધર્મશિક્ષણ આપવાનો માર્ગ સુગમ થઇ ગયો. બાબત એમ બની કે, એ સભાના પ્રમુખ ડૉકટર લુઇસ જી. જેન્સને આ તરુણ હિંદુ સંન્યાસીની વકતૃતા સાંભળવાનો પ્રસંગ મળતાં તેઓ તેમની શકિતઓ અને અમો પશ્ચિમગોલાર્ધવાસીઓ સમક્ષની તેમની ઉપદેશવાણીથી એટલા બધા મંત્રમુગ્ધ બની ગયા, કે તેમણે સદરહુ સભા સમક્ષ એક ભાષણ આપવાને સ્વામીજીને નોતર્યા. ઇ. સ. ૧૮૯૮ના છેલ્લા દિવસે બ્રુકિલનનું નીતિ સભાનું મકાન જે '**પાઉચ પ્રાસાદ**' તે અમેરિકાનું લોકારણ્ય બની ગયું. '**હિંદુ ધર્મ**' એ વ્યાખ્યાનનો વિષય હતો. સ્વામીજીએ લાંબી કફની અને ફેંટાથી સજ્જ થઇને જ્યારે પોતાની માતૃભૂમિના પ્રાચીન ધર્મનું વિવેચન કરવા માંડયું, ત્યારે લોકોનો ઉત્સાહ એટલો બધો જાગી ઉઠયો કે વ્યાખ્યાનને અંતે એ લોકોએ તેમને બ્રુકિલનમાં રહી નિયમિત વર્ગ ચલાવવા માટે ખૂબ આગ્રહ કર્યો. સ્વામીજીએ એ બાબતની સંમતિ આપી. એટલે 'પાઉચ પ્રાસાદ'માં તેમજ અન્ય સ્થળોએ કેટલાક નિયમિત વર્ગો યોજાયા, તેમ સર્વસાધારણ માટે કેટલાંક વ્યાખ્યાનો પણ થયાં.

બ્રુકિલનમાં જેમણે સ્વામીજીનાં વ્યાખ્યાનનો સ્વાદ ચાખ્યો

હતો તેમાંનાં કેટલાંક જણે તો બ્રુકિલનની વ્યાખ્યાનમાળાની સમાપ્તિ થતાં તેઓશ્રીની પૂંઠળ ન્યુયૉર્કના જે સ્થાનમાં તેઓશ્રી રહેતા હતા ત્યાં તેજ ઘડીએ ઉપડી જવા માંડયું. ન્યુયૉર્ક-માં સ્વામીજી એક મકાનને બીજે દાદરે એક સામાન્ય ઓરડી-માં રહેતા હતા. ત્યાંના વર્ગમાં આવનારા જિજ્ઞાસુઓની સંખ્યા ઝપાટાબંધ એટલી વધી ગઇ, કે તેમને બેસવા માટે ત્યાંનાં ખુરશીબાંકડા અપૂરતાં થઇ પડયાં; અને કેટલાક શ્રોતાઓ પેટીઓ પર, કેટલાક ખૂણામાંની ચોકડી પર, તો કેટલાકો ભોંયપર બેસવા લાગ્યા. સ્વામીજી પણ ભોંયપર તેમની સ્વદેશી ઢબથી આસન જમાવીને આગ્રહી શિષ્યોને વેદાન્તનાં મહાન સત્યોનું શિક્ષણ આપતા હતા.

આટલે દિવસે હવે તેમને સમજાયું કે, પોતાના ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસનાં સર્વ ધર્મની સત્યતા તથા મૌલિક એકતાનું પ્રતિપાદન કરનારાં ઉપદેશવચનોનો પાશ્ચાત્ય જગત-માં પ્રચાર કરવાની તેમને જે અભિલાષા હતી, તે મહા-કાર્યમાં તેમણે કેટલીક પ્રગતિ સાધી હતી. તેમના વર્ગની સંખ્યા તો એટલી જલદી વધી ગઇ કે મેડાપરના નાના ખંડમાં બધાંનો સમાવેશ થવો અસંભવિત થયો. આથી ભોંયતળિયાનાં બે મોટાં દિવાનખાનાં ભાડે રાખવામાં આવ્યાં. એ ઠેકાણે સ્વામીજીએ તે મોસમના અંતપર્યંત ધર્મ-શિક્ષણના વર્ગો ચલાવ્યા. એ શિક્ષણ સૌ કોઇને માટે મફત હતું. તેઓશ્રીનો આવશ્યક ખર્ચ, અનાયાસે જે કંઇ આવી મળે તેથી ચલવવો પડતો. પરંતુ એ રીતે ઘરભાડું તથા સ્વામીજીના પોતાના ખાનપાનાદિનો ખર્ચ પૂરો નહિ પડવાથી વર્ગ ત્યાંથી ઉઠાવી લેવાનો પ્રસંગ આવ્યો. એ પ્રસંગે સ્વામી-જીએ જાહેર કર્યું કે, હવેથી પોતે સર્વસાધારણ સમક્ષ ઐહિક વિષયોપર કેટલાંક નિયમિત વ્યાખ્યાનો આપવાનો ક્રમ રાખશે. એ ઐહિક વ્યાખ્યાનો માટે ફી લેવામાં તેમને ધર્મ-નો કંઈ બાધ નડતો નહોતો. એ રીતે દ્રવ્યનો સંકોચ ટાળીને તેમણે ધર્મનો વર્ગ પણ ચાલુ રાખ્યો. તેમણે સમજાવી દીધું કે, અમો હિંદુઓની દૃષ્ટિએ તદ્દન મફત—વિના મૂલ્યે—ધાર્મિક ઉપદેશ આપવાથીજ ધર્મગુરુનું કર્તવ્ય સમાપ્ત થતું નથી; પણ એ કાર્ય કરવામાં અન્નવસ્ત્રાદિકનો પ્રબંધ

પણ બીજી કોઇ રીતે કરી લેવો પડે છે. પ્રાચીનકાળમાં તો ભારતવર્ષમાં એવી પણ પ્રણાલિકા હતી કે, ગુરુઓજ શિષ્યોનાં ખાનપાન અને રહેવાકરવાની વ્યવસ્થા કરી લેતા.

એમ કરતાં કરતાં કેટલાક શિષ્યો તો સ્વામીજીના ઉપદેશામૃતથી એટલા બધા મુગ્ધ બની ગયા કે, ગ્રીષ્મ ઋતુમાં પણ સ્વામીજીના ઉપદેશામૃતનો લાભ મળવાની તેમણે આતુર ઇચ્છા જાહેર કરી; પરંતુ સ્વામીજી આ એકજ ઋતુમાં થયેલા પરિશ્રમથી એટલા થાકી ગયા હતા કે ગ્રીષ્મઋતુમાં ફરી એવી જાતનો પરિશ્રમ ઉઠાવવાની તેમની મરજી નહોતી. વળી વર્ષના એ ભાગમાં અનેક શિષ્યો શહેરમાં રહેતાં નહોતાં. પરંતુ એ પ્રશ્નનો ઉકેલ આપોઆપ થઈ ગયો. સેન્ટ લૉરેન્સ નદીની વચ્ચે આવેલા 'સહસ્ર દ્વીપોદ્યાન' નામના એક મોટા બેટ પર અમારામાંની એકનો નાનો બંગલો હતો. તેણે એ બંગલો સ્વામીજી ઉપરાંત અમો જેટલાં સમાઇ શકીએ તેટલાંને માટે સોંપવાની દરખાસ્ત કરી. એ ગોઠવણ સ્વામીજીને ગમી; અને તેઓશ્રીએ 'મેઇન કેમ્પ' નામના એક સ્થળે પોતાના એક મિત્રને મળી આવ્યા પછી અમારી સાથે ત્યાં આવવાનું કબૂલ કર્યું.

મિસ ડાચાર નામની એક શિષ્યા આ બંગલાની માલીક હતી. તેને લાગ્યું કે, એ બંગલા જેવો બીજો એક અલાયદો બંગલો પણ નિર્માણ કરવાની જરૂર છે, કે જ્યાં કેવળ પવિત્ર ભાવજ અહર્નિશ બિરાજ્યા કરે. અને એ વિચારની સાથેજ તેણીએ પોતાના ગુરુજી પ્રત્યેના ભક્તિભાવતરીકે અસલ બંગલાના જેટલોજ લાંબો ચોડો એક નવીન બંગલો બંધાવી આપ્યો. એ બંગલો એક ઉચ્ચ ભૂમિ પર અતિ રમણીય સ્થાનમાં આવેલો હોઇને સુરમ્ય નદીપટ તથા સુપ્રસિદ્ધ સહસ્રદ્વીપના અનેક ભાગો એ બંગલામાં જોઈ શકાતા હતા. દૂર પર કલેટન ગ્રામ થોડું થોડું નજરે આવતું હતું, અને ઉત્તરે છેક નજીકમાં આવેલો વિશાળ કેનેડાનો કિનારો હતો. નદીનો કેટલોક જળભાગ એક નાના તળાવની પેઠે બંગલાની પછવાડેના ભાગમાં આવી રહ્યો હતો. બંગલો સાચેજ બાઇબલના શબ્દોમાં કહીએ તો "એક પહાડ પર નિર્માણ થયેલો" હતો, અને પ્રચંડ પ્રચંડ શિલાઓ

તેની ચોતરફ આમતેમ પડેલી હતી. નવો બાંધેલો ભાગ ટેકરીના ખૂબ ઢોળાવના સ્થાનપર આવેલો હોઈ તે મકાન જાણે એક મોટી દીવાદાંડી જેવું દીસતું હતું. અમારો વર્ગ એ બંગલાની વિશાળ ચાલીમાં બેસતો હતો, અને ત્યાંજ અનેક કલાક સુધી સ્વામીજી અમને એક સુપરિચિત મિત્રની માફક પોતાના ઉપદેશામૃતનું પાન કરાવતા હતા. એના ઉપરનો ભાગ યાને ત્રીજા મજલાની ચાલી કેવળ સ્વામીજી-નાજ ઉપયોગ માટે નક્કી થયેલી હતી. ત્યાં તેઓશ્રી કોઇ પણ જાતના ખલેલ વગર રહી શકે તેટલા માટે મિસ ડાચારે બહાર એક અલાયદો જીનો કરાવી આપ્યો હતો. એ જીને થઈને વચલા માળના દિવાનખાનામાં આવવાનો એક દરવાજો હતો.

આ ત્રીજા માળની ચાલીમાં સ્વામીશ્રીનો સાંજનો કથાક્રમ ચાલતો હતો. આચાર્યદેવ તેઓશ્રીના નિવાસખંડના બારણા પાસે આસન જમાવીને કથાવાર્તા કરતા હતા. અમે પણ સંધ્યાના ઝાંખા પ્રકાશમાં શાંતિપૂર્વક તેમના મુખેથી ઝરતા જ્ઞાનામૃતનું ધ્યાનપૂર્વક પાન કરતાં હતાં. એ સ્થાન ખરેખાત એક પુણ્યનિકેતન બન્યું હતું. અમારા પગ નીચે જાણે લીલાં છમ પાંદડાંવાળાં ઝાડોનાં મસ્તકો એક લીલા સાગરની માફક ડોલી રહેતાં હતાં. કારણકે અમારા એ મકાનની ચોતરફ ગાઢ અરણ્ય પથરાયલું હતું. એ મોટા ગામનું એકે મકાન ત્યાંથી જણાતું નહોતું. તેથી અમે જાણે વસ્તીથી ઘણા ગાઉને છેટે કોઇ ગાઢ અરણ્યમાં વસતા હોઇએ એવું લાગતું હતું. વૃક્ષરાજીથી થોડેક દૂર વિશાલ સેન્ટ લૉરેન્સ નદીનો પટ પથરાયલો હતો, અને તેના વક્ષસ્થળપર ગાળે ગાળે બેટના સમુદાય આવેલા હતા. તેમાંના કેટલાક તો તેમના પર આવેલાં ઉપાહારગૃહો (હૉટેલો) અને ભોજનાલયોના પ્રકાશિત દીવાઓથી પ્રકાશતાં હતાં. એ બધું દૃશ્ય અમારા મકાનથી એટલે બધે છેટે આવેલું હતું કે તે સાચા કરતાં ચિત્રામણ જેવું વધારે લાગતું હતું. અમારા એ એકાંતવાસમાં જનકોલાહલ જરાયે પ્રવેશ કરી શકતો નહોતો. માત્ર કીટપતંગોનો અસ્ફૂટ અવાજ, પક્ષીઓનો મધુરો કલરવ અથવા તો પવનના સંચારથી ઉદ્‌ભવતો પાંદડાંઓનો મૃદુ મર્મર ધ્વનિજ અમારા કાન પર અથડાતો. દૃષ્ટિમર્યાદાનો કેટલોક ભાગ

શીતળ ચંદ્રકિરણોથી પ્રકાશમાન થતો અને નીચે પથરાયલી નદીના શાન્ત જલરૂપી અરીસામાં ચંદ્રનું મનોહર પ્રતિબિંબ નજરે પડતું. એવા એ ગાંધર્વલોકની અંદર અમે આચાર્યદેવની સાથે રહી સાત અઠવાડીઆં દિવ્ય આનંદપૂર્વક તેઓશ્રીના અતીન્દ્રિય અનુભવોયુક્ત અપૂર્વ વચનામૃતોનું પાન કરવામાં ગાળ્યાં. અમે ત્યારે જગતને સાવ ભૂલી ગયાં હતાં, તેમ જગતને અમારૂં પણ વિસ્મરણ થઇ ગયું હતું. એ વખતે દરરોજ સાયંકાળના ભોજન પછી અમે બધાંયે ઉપરના છજામાં કિંવા ચાલીના ભાગમાં ગોઠવાઇ જઇ આચાર્યશ્રીના આવવાની રાહ જોતાં શાંતિથી બેસતાં. અમારે વધુ વખત રાહ જોવી પડતી નહિ. કારણ કે અમે સઘળાં આવી પહોંચીએ ન પહોંચીએ એટલામાં તો સ્વામીજીનું દ્વાર ખુલતું અને તેઓશ્રી ધીમે પગલે બહાર ચાલીમાં આવીને પોતાના નિયત આસને વિરાજમાન થતા. તેઓશ્રી દરરોજ બે કલાક અને ઘણી વાર તો તેથી પણ વધુ અમારી સાથેના વાર્તાલાપમાં ગાળતા. એક અપૂર્વ રાત્રિએ પૂનેમના દિવસે તો કથા કહેતાં કહેતાં છેક ચંદ્રાસ્ત થઇ ગયો ત્યાં સુધી એ લાંબો સમય ક્યાં ગયો તેની અમને પણ ખબર રહી નહિ, તેમ સ્વામીજીને પણ ખબર રહી નહિ.

એ સઘળો વાર્તાલાપ અને સંવાદ લખી કાઢવાનું કામ અશક્ય નહોતું. કેમકે એ બધો દિવ્ય પ્રસંગ શ્રોતાવર્ગના હૃદયમાં એવો કોતરાઇ રહ્યો છે કે તે અમારામાંનું કોઈ પણ ભૂલી શકે તેમ નથી. સ્વામીશ્રી એ પ્રસંગે પોતાના હૃદયનાં કમાડ સાવ ખોલી દેતા હતા. ધર્માનુભવ પ્રાપ્ત કરવામાં તેમને જે જે અંતરાયો અને વિઘ્નો ઓળંગવાં પડયાં હતાં, તે બધાંજ જાણે અમે જોઇ રહ્યાં હતાં. તેઓશ્રીના ગુરુદેવજ જાણે તેમના મુખવડે અમારી આગળ ઉપદેશામૃત વહેવડાવી રહ્યા હતા; અમારા સઘળા સંશયો ટાળતા હતા; અમારા સઘળા પ્રશ્નોના ઉત્તર આપતા હતા અને અમારા સકળ ભયનું નિવારણ કરતા હતા. ઘણી વાર તો સ્વામીજી જાણે અમારી હાજરીજ વિસરી જતા અને અમારે અમારો દમ ઘુંટી રાખવો પડતો. તે એવા ભયથી કે અમારા શ્વાસોચ્છ્વાસના અવાજથી રખેને તેમની શાંતિનો ભંગ થાય અને તેમના

વિચારપ્રવાહમાં ખલેલ પહોંચે. પછી તેઓશ્રી પોતાના આસન-પરથી ઉઠીને ચાલીના સાંકડા માર્ગમાં ટહેલતાં ટહેલતાં પણ વાણીપ્રવાહ અખંડપણે વહેવડાવ્યે જતા. એવે પ્રસંગે તેઓશ્રી એવી તો કોમળ પ્રકૃતિના બની જતા, તથા બધાંનો મનોભાવ એટલો બધો આકર્ષતા કે કહેવાની વાત નહિ. તેઓશ્રીના ગુરુદેવ જેવી રીતે પોતાના શિષ્યોને ઉપદેશ આપતા હતા, તેવી રીતે તેઓશ્રી પણ અંતર્યામી સાથે તદાકાર સાધીને ઉપદેશવાણી ઓચર્યે જતા અને શિષ્યો સાંભળ્યે જતા.

સ્વામી વિવેકાનંદ જેવા મહાપુરુષના સહવાસમાં રહેવું, એટલે ઉચ્ચથી ઉચ્ચ કોટિના અનુભવ એક પછી એક પ્રાપ્ત કર્યે જવા. પ્રાતઃકાળથી તે ઠેઠ રાત સુધી બસ એકજ ભાવ પ્રવર્તી રહેતો—અમે જાણે એક ઘનિષ્ઠ ધર્મભાવના રાજ્ય-માં વસતા ન હોઇએ ! એમ લાગ્યા કરતું હતું. સ્વામીજી વચમાં કોઇ કોઇ વાર બાળકની પેઠે રમતિયાળ અને કૌતુક-પ્રિય બની જવા છતાં,તથા ઉલ્લાસપૂર્વક પરિહાસ કરવા છતાં અને પ્રશ્નોના ઝટપટ જવાબો આપ્યે જતા હોય છતાં પોતાના જીવનનો મૂળમંત્ર જરા પણ ભૂલતા નહિ. પ્રત્યેક ચીજપરથી તેમને કંઈ ને કંઈ કહેવાનો અથવા દૃષ્ટાંત આપવાનો વિષય મળી રહેતો. એક ક્ષણે તેઓ અમને કૌતુકજનક હિંદુ પૌરા-ણિક કથારસમાં તરબોળ કરતા તો બીજી ક્ષણે ગંભીર તત્ત્વ-જ્ઞાનના સાગરમાં ડૂબકી મરાવતા. પૌરાણિક કથાઓના તો સ્વામીજી એક અગાધ ભંડાર હતા; અને ખરૂં પૂછાવો તો એ પ્રાચીન આર્યજાતિના જેવી અસામાન્ય પૌરાણિક ગાથાઓ બીજી કોઇ પણ જાતિમાં એટલા બધા પ્રમાણમાં પ્રચલિત નથી. એ કથાઓ સંભળાવતાં તેઓશ્રી પણ આનંદમગ્ન થતા અને અમને પણ તે સાંભળવામાં ખૂબ રસ પડતો, કેમકે એ કથાઓ કહેવાની સાથે સાથે તેઓ, તેમાં સમાયેલા સત્યનું દિગ્દર્શન કરાવીને તેમાંથી અસામાન્ય આધ્યાત્મિક ઉપદેશ એવી તો સરસ રીતે તારવી કાઢતા કે તે ભૂલી શકાયજ નહિ. અન્ય કોઇ ભાગ્યવાન જિજ્ઞાસુ મંડળીને આવા પ્રતિભાવાળા આચાર્ય-ને મુખે સર્વોત્તમ જ્ઞાન પામવાનો આવો અસામાન્ય સુયોગ પ્રાપ્ત થયો હશે કે કેમ તેનો સંદેહ છે.

આશ્ચર્યની વાત છે કે, કાકતાલીયન્યાયે, બરાબર

બારજ નરનારીઓએ સ્વામીજીની સાથે "સહસ્રદ્વીપોદ્યાન"માં પ્રસ્થાન કર્યું હતું, અને તેઓશ્રીએ અમને બાર જણાંને સ્વમુખે કહ્યું હતું કે "તમને મેં મારા સ્વાભાવિક શિષ્યોતરીકે સ્વીકાર્યાં છે." અને એમ હોવાથીજ તેઓશ્રી આ પ્રમાણે રાતદહાડો શ્રમ વેઠીને પોતાની પાસે જે કંઈ શ્રેષ્ઠ વસ્તુ હતી તે તમામનું ઉપદેશદ્વારા અમને દાન કરતા હતા. એ બાર જણાં એકી વખતે સાથે હાજર નહોતાં રહ્યાં. વધારેમાં વધારે દશથી અધિક એકી વખતે હાજર કદી નહોતાં. અમારામાંના બે જણા પાછળથી એ "સહસ્રદ્વીપોદ્યાન"માંજ સંન્યાસદીક્ષા લઈને સંન્યાસી થયા હતા. બીજી વ્યક્તિની સંન્યાસદીક્ષા વખતે અમારામાંનાં પાંચ જણને બ્રહ્મચર્યવ્રતની દીક્ષા પણ અપાઇ હતી, તથા બાકીનાં કેટલાંક જણે પાછળથી ન્યુયૉર્ક શહેરમાં સ્વામીજીનાં બીજાં કેટલાંક તટસ્થ શિષ્યોની સાથે એકસામટી દીક્ષા લીધી હતી.

'સહસ્રદ્વીપોદ્યાન' જતાં નક્કી કર્યું હતું કે, અમે પરસ્પર હળીમળીને એકત્ર વાસ કરીશું; તે મુજબ પ્રત્યેક જણ ગૃહકાર્યમાં પોતપોતાની ફરજ સર્વાંશે બજાવતું. અને તેથી અમારા આવાસની શાંતિમાં કદી પણ હરકત પહોંચતી નહિ. સ્વામીજી પોતે એક પાકા પાકશાસ્ત્રી હોઈ કેટલીક વાર તેઓ પોતે પણ અમો સર્વને માટે સ્વાદિષ્ટ વાનીઓ તૈયાર કરતા હતા. તેઓશ્રીના ગુરુદેવના દેહાન્ત પછી તેઓ તેમના તરુણ ગુરુભાઇઓનું સંગઠન કરી તેમનો એક સંઘ તેમણે નિર્માણ કર્યો, અને ગુરુદેવને હસ્તે શરૂ થયેલો તેમનો અભ્યાસ સંપૂર્ણ કરાવવાનો ભાર તેમણે ઉપાડી લીધો, ત્યારે એ ગુરુભાઈઓની સેવા અર્થે રસોઈનું કામ પણ તેઓશ્રી શીખ્યા હતા.

દરરોજ સવારના પહોરમાં અમારા સૌનું નિયત કાર્ય આટોપાઇ જતાંજ—અને ઘણી વાર તો તે પહેલાં પણ—જે મોટા દિવાનખાનામાં અમારો વર્ગ બેસતો હતો ત્યાં અમને ભેગા કરીને સ્વામીજી અમને શિક્ષણ આપવાની શરૂઆત કરતા હતા. દરરોજ તેઓશ્રી કોઈ એક વિશિષ્ટ વિષય નક્કી કરી તે ઉપર ઉપદેશ આપતા હતા અથવા તો શ્રીમદ્ ભગવદ્‌ગીતા, ઉપનિષદ્ કિંવા વ્યાસકૃત વેદાન્તસૂત્ર વગેરે કોઇએક ધર્મગ્રંથ લઇ તે ઉપર વિવેચન કરતા. એ વેદાન્ત-

સૂત્રમાં નિરૂપણ થએલાં મહાસત્યો બને તેટલા થોડા અક્ષરોમાં ગુંથાયેલાં છે. તેમાં કર્તા કે ક્રિયાપદ જેવું કંઈજ હોતું નથી, અને સૂત્રકારો પ્રત્યેક બીનજરૂરી શબ્દનો પરિત્યાગ કરવાને એટલા બધા આગ્રહી હોય હોય છે કે હિંદુઓમાં એક કહાણી ચાલી આવી છે કે, સૂત્રકાર પોતાના એકાદા પુત્રનો ત્યાગ કરવાને તૈયાર થાય, પણ પોતાના સૂત્રમાં એક પણ વધારાનો અક્ષર નાખવાને તૈયાર થાય નહિ.

અત્યંત થોડા અક્ષર અને અસ્પષ્ટ અર્થવાળાં એ વેદાન્તનાં સૂત્રોમાં મગજમારી કરવાથી જુદા જુદા અર્થો નીકળવાનો પૂરતો અવકાશ છે; અને તેથી શંકર, રામાનુજ અને મધ્વ, એ ત્રણ મોટા સમર્થ આર્ય તત્ત્વજ્ઞાનીઓએ એ સૂત્રોપર પોતપોતાનાં વિસ્તૃત ભાષ્યો લખ્યાં છે. પ્રાતઃકાળના વર્ગમાં સ્વામીજી પહેલવહેલાં તો આ ભાષ્યોમાંથી એકને ઉપાડી તેના પર એવું સરસ વિવેચન કરતા અને દેખાડી આપતા કે, પ્રત્યેક ભાષ્યકાર પોતાના મતને અનુસરતો સૂત્રોનો અર્થ મારી મચડીને પણ કરવા ચૂકયા નથી.

એટલા માટેજ વર્ગમાં કોઇ દહાડો મધ્વાચાર્યના શુદ્ધ દ્વૈતવાદ પર તો કોઈ દહાડો રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતવાદ પર વિવેચન ચાલતું. શ્રીશંકરાચાર્યના અદ્વૈતવાદનીજ સૌ કરતાં વધારે વાર વિવેચના થતી; તથાપિ શંકરના ભાષ્યમાં અત્યંત ગહન અને સૂક્ષ્મ વિચાર આવતા હોવાથી તે સહેજે સમજી શકાતું નહિ, તેથી શિષ્યોના મનપર રામાનુજાચાર્યના ભાષ્યનીજ છેવટ લગી અસર કાયમ રહેતી.

કોઇ કોઇ વાર સ્વામીજી નારદનું ભક્તિસૂત્ર લઇને તેની વિવેચના કરતા. એ સૂત્રમાં ઈશ્વરભક્તિની સંક્ષિપ્ત આલોચના કરાયલી છે, અને તેનો અભ્યાસ કરવાથી ખાત્રી થાય છે કે, હિંદુઓનો સાચો ને સર્વવ્યાપી આદર્શ, ઈશ્વરપ્રેમ હોઇને એ પ્રેમજ સાધકના મનમાંથી બીજા બધા વિચારો દૂર કરી દઇને તેને એક અપૂર્વ આનંદોદધિમાં નિમગ્ન કરી દે છે. ઈશ્વરની સાથે તાદાત્મ્ય સાધવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય હિંદુઓના મત મુજબ તો એક ભક્તિજ છે. એ ઉપાય ભક્તજનોને સ્વભાવથીજ પ્રિય લાગે છે. ઈશ્વરને—કેવળ એનેજ—ચાહવો યાને એનાજ ઉપરજ પ્રેમભાવ રાખવો એનુંજ નામ ભક્તિ.

વર્ગમાં ચાલતા આ શિક્ષણ દરમિયાન શરૂમાંજ સ્વામીજીએ અમારી આગળ પોતાના મહાન ગુરુ શ્રીરામકૃષ્ણદેવના ચરિત્રનું સવિસ્તર વર્ણન કર્યું હતું. એ મહાન ગુરુના સહવાસમાં દિવસોના દિવસો સ્વામીજી કેવી રીતે રહ્યા હતા તથા નાસ્તિક મતો પ્રત્યેના પોતાના ઝોકનું દમન કરવાને તેમને પોતાને કેવા ભારે પ્રયત્નો કરવા પડયા હતા, તથા તેમાં કોઇ કોઇ વાર તો તેઓ ગુરુદેવને સંતાપીને કેવા રડાવતા—એ બધી વાત અમને કહી સંભળાવી હતી.

"સહસ્રદ્વીપોદ્યાન"માં સાત અઠવાડિયાં રહીને સ્વામીજી ન્યુયૉર્ક પાછા ફર્યા, અને તે પછી અન્ય દેશોમાં ભ્રમણ કરવાને બહાર પડયા. નવેમ્બરની આખર સુધી એઓશ્રીએ ઈંગ્લંડમાં વ્યાખ્યાનોનો સપાટો ચલાવ્યો અને તે સાથે ઉત્સાહી શિષ્યો માટે વર્ગ પણ ચલાવવા માંડયો. તે પછી પાછા તેઓશ્રી ન્યુયૉર્ક પધાર્યા અને ત્યાં ફરી પાછો વર્ગ શરૂ કર્યો. આ વખતે તેઓશ્રીની શિષ્યમંડળીએ એક સ્ટીનોગ્રાફરને (ટુંકાક્ષરીમાં કુશળ વ્યક્તિને) રોકી લીધો હતો. આથી આ વખતનાં વર્ગનાં વ્યાખ્યાનો અને સંવાદો થોડાજ દિવસમાં પુસ્તકરૂપમાં પ્રસિદ્ધ થઈ જતાં. એ બધાં પુસ્તકો અને પુસ્તિકારૂપે પ્રસિદ્ધ થયેલાં સભાઓમાં આપેલાં તેમનાં વ્યાખ્યાનો—એજ આજે સ્વામી વિવેકાનંદના અમેરિકા ખંડમાંના પ્રચારકાર્યના સ્થાયી સ્મરણરૂપે મોજુદ રહ્યાં છે. અમારામાંના જેઓને એ વર્ગમાં અને વ્યાખ્યાનોમાં હાજર રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું, તેમને તો એ છપાયલાં પુસ્તકોનું વાંચન, સ્વામીજી જાણે સજીવન થઇ આવીને અમારી સંગાથે વાર્તાલાપ કરી રહ્યા હોય તેવું ભાન કરાવે છે. તેમનાં વ્યાખ્યાનો અને વાર્તાલાપ એવા યથાર્થ ભાવમાં આલેખાવાનું કારણ એ છે કે, તે એક જણને હાથેજ લખાયાં છે, અને તે વ્યક્તિ પાછળથી સ્વામીજીની એક પરમ ભાવિક ભક્ત થઈ હતી. ગુરુ તથા શિષ્ય બન્નેનું કાર્ય નિષ્કામ પ્રેમમાંથી પ્રગટ થતું હતું, અને તેથીજ એ કાર્યપર ઈશ્વરના આશીર્વાદ ઉતરતા હતા.

ન્યુયૉર્ક, ૧૯૦૯ એસ. ઈ. વૉલ્ડો

# આચાર્યદેવ

ઇ. સ. ૧૮૯૪ ના ફેબ્રુઆરીની ૧૪ મી તારીખનો દિવસ મારા સ્મરણપટમાં બીજા દિવસો કરતાં ખાસ પવિત્ર દિવસતરીકે કોતરાઈ રહ્યો છે. કારણ એ દિવસેજ મને જે મહાપુરુષે અને જે ધર્મજગતના મહાવીરે બે વરસ રહીને પોતાના શિષ્યતરીકે સ્વીકારીને અપાર આનંદ અને આશ્ચર્યમાં નિમગ્ન કરી દીધી હતી, તે સ્વામી વિવેકાનંદની પુનિત મૂર્તિનાં દર્શન તથા વાણીશ્રવણનો મને પહેલવહેલો લાભ મળ્યો હતો. તેઓશ્રી આ દેશનાં (અમેરિકાનાં) મોટાં મોટાં શહેરોમાં વ્યાખ્યાનો આપતા ઘૂમતા હતા, અને ડિટ્રોઇટના યુનિટેરિયન ચર્ચમાં તેમણે જે અસ્ખલિત વ્યાખ્યાનમાળા ચલાવી હતી તેમાંનું સૌથી પહેલું વ્યાખ્યાન ઉપરોક્ત દિવસેજ અપાયું હતું. શ્રોતાઓની મેદની એટલી બધી હતી કે તે વિશાળ વ્યાખ્યાનખંડમાં તલ જેટલી પણ જગા ખાલી રહી નહોતી, અને સ્વામીજીને ત્યાં આગળ રાજોચિત સન્માન આપવામાં આવ્યું હતું. તેઓ-શ્રી એ વ્યાખ્યાનના માંચડાપર ચઢયા, તે વખતની તેમની એ ગૌરવશાળી મૂર્તિ અત્યારે પણ મારી દૃષ્ટિ આગળ આબેહૂબ તરવરે છે. તેઓનું વ્યક્તિત્વ જાણે અસીમ શક્તિથી ઉભરાતું હતું અને એક પળવારમાંજ તેમણે સૌ કોઇના ઉપર પોતાનું આધિપત્ય સ્થાપન કરી લીધું ! અને તેમના એ અપૂર્વ મધુર કંઠમાંથી પહેલો શબ્દ નીકળતાંજ—શબ્દ નહિ પણ સંગીત—જાણે કોઇ એક વીણામાંથી કરુણ રાગિણી ટપકી રહી હોય અને તે કોઇ વાર ગંભીર, શબ્દ-મય અને આવેગમય બનીને રણકાર કરતી હોય તેમ—આખી સભામાં એવી તો શાંતિ સ્થપાઇ ગઇ કે ટાંકણી પડયાનો અવાજ પણ સાંભળી શકાય. સભામાં ઉભરાતો એ વિશાળ શ્રોતા-સમુદાય સાંભળવાને એટલો ઉત્સુક બની ગયો કે પોતાનો શ્વાસ રોકીને એક શબ્દ પછી બીજા શબ્દની રાહ જોવા લાગ્યો.

અહીંઆં સ્વામીજીએ સર્વસાધારણ આગળ પાંચ જાહેર વ્યાખ્યાનો આપ્યાં. વ્યાખ્યાનોના વિષય પર એમનો

એવો અસાધારણ કાબુ હતો કે તેઓ શ્રોતાઓને મંત્ર-મુગ્ધ કરી દેતા. વળી તેઓ જે વાણી ઓચરતા તે એવા ભાવથી ઓચરતા કે તેમ કરવાનો જાણે તેમને પરવાનોજ મળ્યો હોય! પોતાના વક્તવ્ય વિષયના સમર્થનમાં તેઓશ્રી જે યુક્તિઓ આગળ ધરતા, તે કદાપિ ન્યાયવિરુદ્ધ હોતી નહિ. તેથી તે યુક્તિઓ તેમના કથનની સત્યતાપર શ્રોતાઓનો દૃઢ વિશ્વાસ બેસાડી દેતી. વળી વ્યાખ્યાનના ઉત્તમમાં ઉત્તમ ભાગપર પણ તેઓ કદાપિ એવા આવેશમાં આવી જતા નહિ, કે જે સત્ય લોકોનાં મનપર ઠસાવવાની તેમની ધારણા હોય તે મૂળ સત્યની વાત બાજુએ રહી જાય. અર્થાત્ રસની જમાવટની હથોટી સાથે વક્તૃત્વકળાપર પણ તેમનો કાબુ એવો અદ્ભુત હતો કે તેમનું વ્યાખ્યાન હમેશાં સચોટ અને મુદ્દાસર થતું.

પોતાના વિરોધી ધર્મમતો તથા તાત્ત્વિક સિદ્ધાંતો પર તેઓ નીડરપણે હુમલો કરતા હતા; પરંતુ તેમનું હૃદય એવું ઉદાર ન હતું કે તેઓ લોકોની દુર્બળતાઓ અને દોષો તરફ જરાયે લક્ષ ન આપતાં સમગ્ર જગતને પોતાની છાતી સરસું ચાંપી શકે તેવા હતા. અર્થાત્ તેઓશ્રી લોકોના અત્યાચાર અને અસદ્વ્યવહાર સહન કરતા થકા તેમને ક્ષમા આપવામાં કદાપિ પાછા પડે તેવા નહોતા. સાચેજ, પાછળથી મારો તેઓશ્રીની સાથે ગાઢ સંબંધ બંધાતાં હું જોઈ શકી કે, તેઓશ્રી મનુષ્યશક્તિની છેવટમાં છેવટની હદ સુધી ખરેખર ક્ષમાશીલ હતા. અહા! કેવા અપરિસીમ પ્રેમ અને ધૈર્યની સાથે તેઓ પોતાની સમક્ષ આવેલા લોકોને તેમની પોતપોતાની દુર્બળતા અને આડીઅવળી પ્રવૃત્તિઓમાંથી છોડાવી, તથા તેમના ' મિથ્યા અહં'ના ક્ષેત્રમાંથી પસાર કરાવી ઇશ્વરપ્રાપ્તિના માર્ગપર ચઢાવી દેતા! ઈર્ષ્યા કે અદેખાઇનું તો તેમનામાં નામ સરખું નહોતું. કોઇ આવીને જો તેમને ગાળો દેતું, તો તેઓ ગંભીર થઈ જતા અને ' શિવ! શિવ!' બોલતાં તેમની મુખશ્રી ઝળકી ઉઠતી, અને કહેતા કે " અહા! શી પ્રિયતમ પ્રભુની વાણી!" એવા અસદ્વ્યવહારથી તેઓશ્રીને ચાહનાર કોઇ વ્યક્તિ જો ગુસ્સાથી ઉશ્કેરાઇ જતી તો તેને તેઓશ્રી પૂછતા કે " જે

કોઈ નિંદા તથા સ્તુતિના કરનાર બંનેને એકરૂપ જાણે છે, તેને પછી સ્તુતિનિંદા સાથે લાગે વળગેજ શું ?"

કેટલાંક વર્ષો સુધી મને તેઓશ્રીના ગાઢ સહવાસમાં રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. તેમાં એક પણ દિવસ મને તેમના ચારિત્રમાં એકાદ ડાઘ પણ જણાયો નથી. ક્ષુદ્ર માનવી દુર્બળતાઓ માટે તેમના અંતરમાં અવકાશજ નહોતો. હા, વિવેકાનંદજીની અંદર જો કોઇ દોષ હોય તો તે ખરેખાત ઉદારતાનો દોષ હતો. આટલા બધા મહાન હોવા છતાં તેઓશ્રી એક બાળકના જેટલા સરળ હતા. શ્રીમંત અને સંભાવિત સ્ત્રીપુરુષોની સાથે જેવા ભાવ અને પ્રેમથી તેઓ હળતા મળતા, તેવાજ ભાવ અને ઉમળકાથી દરિદ્ર અને પતિત લોકો સાથે પણ તેઓશ્રી હળી મળી શકતા.

ડિટ્રોઈટમાંના પોતાના વસવાટ દરમિયાન તેઓશ્રીએ મિચિગાનના માજી ગવર્નરની વિધવા બાનુ જોન જે. બેગલીનું આતિથ્ય સ્વીકાર્યું હતું. એ બાનુના જેવી ઉચ્ચ શિક્ષણ અને સંસ્કારવાળી સ્ત્રી અતિ વિરલ હોય છે. તેણીનો ધર્મભાવ અસાધારણ હતો. તેણીએ પોતે મને કહ્યું છે કે, સ્વામીજી જેટલા દિવસ ( આશરે એક મહિનો ) તેને ત્યાં અતિથિતરીકે રહ્યા હતા તે દરમિયાન તેઓશ્રીની કથાવાર્તામાં કે આચારવિચારમાં ઉત્તમ વ્યવહાર સિવાય અન્ય કશુંજ એક ક્ષણ માટે પણ જોવામાં આવ્યું નથી; એટલુંજ નહિ, પણ તેમની હાજરીથી ઘર બધું જાણે 'અખંડ મંગળ પ્રવાહ'થી ઉભરાઇ જતું લાગતું. મિસિસ બેગલીનું ઘર છોડયા પછી સ્વામીજી એક પખવાડીઉં ઑાનરેબલ ટોમસ ડબ્લ્યુ. પામરના અતિથિ થયા હતા. એ શ્રીયુત પામર 'અખિલ જગત મહામેળા'ના × અધ્યક્ષ હતા. તે પહેલાં તેઓ સ્પેનમાં સંયુક્ત સંસ્થાનો તરફના એલચી તરીકે પણ રહી આવ્યા હતા તથા સંયુક્ત સંસ્થાનોની મહાસભાના સભાસદ પણ હતા. એ ગૃહસ્થ અત્યારે પણ જીવિત હોઇ તેમનું વય એંશી ઉપરાંતનું છે.

મારી અંગત માહિતીપરથી પણ હું કહી શકું છું કે, જે થોડાંક વર્ષ મને સ્વામીજીના ગાઢ પરિચયમાં રહેવાનું

× વર્લ્ડ્સ ફેર કમીશન

માસ થયું તે દરમિયાન તેઓમાં આદર્શ તેમજ આચરણમાં ઉચ્ચતમ ભાવ સિવાય કાંઇ પણ મને જણાયું નથી.

આહા ! સ્વામીજીએ કોનો પ્રેમ આકર્ષ્યો નથી ! એક મનુષ્ય તેમના જેટલું નિર્મળ અને નિષ્કલંક હોઇ શકે, એ વાત તો, તેમનો પરિચય ન થયો હોત તો મારી કલ્પનામાં પણ ઉતરી શકત નહિ ! અને તેમની એજ બાબત-એજ ગુણ-તેમના વ્યક્તિત્વને અન્ય સકળ મનુષ્યોથી નોખું પાડે છે. તેઓશ્રી અમારા દેશની સર્વશ્રેષ્ઠ રૂપલાવણ્યવતી લલનાઓના સંસર્ગમાં પણ આવતા, પરંતુ શારીરિક સૌંદર્ય તરફ તેમનું ચિત્તજ આકર્ષાતું નહિ. તેઓ ઘણી વાર કહેતા કે "મને તમારા દેશની સુતીક્ષ્ણ બુદ્ધિવાળી વિદુષી સ્ત્રીઓ સાથે તર્કયુદ્ધમાં ઉતરવાનું ગમે છે; મારે માટે તો એ એક નવોજ અનુભવ છે, કારણ કે અમારા દેશમાં તો સ્ત્રીઓ બહુધા પડદો પાળનારી હોય છે."

તેમની રહેણીકહેણી બાળક જેવી સરળતાવાળી હોઈ લોકોને તે અતિશય મોહ પમાડતી હતી. મને યાદ છે કે, એક દહાડો તેઓશ્રી "અદ્વૈતાનુભૂતિની પરાકાષ્ઠા"નું સુંદર વર્ણન કરી એક અત્યંત આકર્ષક વ્યાખ્યાન આપ્યા પછી બીજીજ ક્ષણે જીના આગળ છેક ભોંયતળીએ ઉભા હતા. તેમના ચહેરાપર બેદિલી અને મુંઝવણનો ભાવ હતો. લોકો ઉપર નીચે જતા આવતા હતા—કોઇ પોતાનાં વસ્ત્રો લાવવા તો કોઇ બીજા હેતુથી. એટલામાં તેમનું મુખારવિંદ એકાએક પ્રફુલ્લિત બની ગયું, અને તેઓ બોલી ઉઠયા કે "હાં, સમજયો ! ઉપર ચઢતી વખતે પુરુષો સ્ત્રીઓની આગળ થાય છે, અને નીચે ઉતરતી વખતે સ્ત્રીઓ પુરુષોની આગળ થાય છે. નહિ વારૂ ?" તેમની પૌર્વાત્ય શિક્ષા-દીક્ષાને પરિણામે તેઓશ્રી આચારમર્યાદાના ઉલ્લંઘનને આતિથ્યના નિયમોના ભંગતરીકે લેખતા હતા.

જે લોકો તેઓશ્રીના જીવનમાં કલ્પેલાં કાર્યોમાં સહકાર અને સહાય આપવાને ઉત્સુક હતાં તેમના વિષે વાત નીકળતાં એક દિવસ તેમણે મને કહ્યું હતું કે, એ લોકો સાત્ત્વિક હોવાની અત્યંત આવશ્યકતા છે. પોતાની એક શિષ્યા વિષે તેઓશ્રીને ભારે આશા હતી. તેણીમાં ભાવિ ત્યાગવૈરાગ્ય

તેઓશ્રીને ખચિત જણાયલો હોવો જોઈએ. એક દહાડો મને એકલી જોતાં તે બાઇ કેવી જાતનું જીવન ગુજારે છે, અને લોકોની સાથે કેવી રીતે મળેહળે છે, એ વગેરે અનેક પ્રશ્નો મને તેઓશ્રીએ પૂછ્યા; અને તે બધાનો મેં યથોચિત ઉત્તર આપ્યા બાદ તેમણે મારા મુખ સામું અતિ આગ્રહભર્યા ભાવપૂર્વક જોઇને પૂછ્યું કે "અને વળી તે ખૂબ સાત્ત્વિક પણ છે ને?" જવાબમાં મેં કહ્યું કે "હાજી, બહુજ સાત્ત્વિક." એ સાંભળતાંજ તેઓશ્રીનું મુખારવિંદ આનંદથી હસી ઉઠયું, તેમનાં નેત્રોમાંથી દિવ્ય જ્યોતિ નીસરવા લાગી, અને ઉત્સાહભેર બોલ્યા કે મને પણ એમજ લાગ્યા કર્યું છે. મારા કલકત્તાના કાર્ય માટે મને તેની જરૂર છે." તે પછી તેમણે હિંદી સ્ત્રીઓની ઉન્નતિ અર્થે કલ્પી રાખેલી કાર્યપ્રણાલીની વિગત તથા એ સંબંધમાં તેમણે પોતે જે જે આશાઓ સેવેલી તે મને કહી સંભળાવી. તેઓશ્રી રહી રહીને કહેતા હતા કે "તેમને કેળવણીની જરૂર છે; એ માટે અમારે કલકત્તામાં એક વિદ્યાલયની સ્થાપના કરવી જોઇશે." સ્વામીજીના આ સંકલ્પ મુજબ પાછળથી ત્યાં એક 'મહિલા વિદ્યાલય' ભગિની નિવેદિતાદ્વારા સ્થાપિત થયું છે, અને તેમાં સ્વામીજીની ઉપરોક્ત શિષ્યાએ પોતાનો સાથ આપ્યો છે. મજકુર બાઇ કલકત્તા શહેરની એક ગલીમાં રહે છે, અંગ ઉપર સાડી પહેરે છે, અને વિદ્યાલયની બાળાઓની એક માતાની માફક યથાસાધ્ય સેવા રક્ષા કરે છે. સ્વામીજી સાથેના મારા પ્રથમ પરિચય વખતે એ બાઇ મારી સાથીદાર હતી. કેમકે અમે બન્નેએ સાથે મળીને આચાર્યદેવને ઢુંઢી કાઢીને અમને પોતાને શિક્ષાઉપદેશ આપવાને વિનવ્યા હતા. એ શિયાળાની મોસમમાં તેઓશ્રીએ ડિટ્રોઇટ નગરનાં નરનારીઓનાં ચિત્ત આકર્ષી લીધાં હતાં. શિક્ષિત મંડળમાં તેમની પ્રસિદ્ધિ પુષ્કળ થઇ હતી, અને તેમની સાથે વાતચીતનો લાભ લેવાને લોકો ટાંપી રહ્યા હતા. દૈનિક પત્રોમાં તેમની રહેણીકરણી અને નીતિરીતિના સમાચાર આવવા લાગ્યા હતા. એક છાપામાં તો ગંભીર ભાવ સાથે છાપવામાં આવ્યું હતું કે "મરીનો ભૂકો છાંટેલું માખણ અને રોટી એ તેમનું સવારનું ખાણું છે!" એટલે તો

ઢગલાબંધ ચિઠ્ઠીઓ ને નિમંત્રણપત્રો તેમને આવવા લાગ્યાં, અને આખું ડિટ્રોઇટ વિવેકાનંદજીના ચરણોમાં ઝૂકયું.

ડિટ્રોઇટ તેમને હમેશ બહુ વહાલું રહ્યું હતું. ત્યાંનાં રહીશોએ તેમના પ્રત્યે દર્શાવેલા ભાવ અને માયાળુ વ્યવહારની તેઓશ્રી કદર કરતા. એ વખતે હજી અમને તેમના વિશેષ પરિચયમાં આવવાનો સુયોગ મળ્યો નહોતો, કિંતુ તેમનાં વ્યાખ્યાનો અને કથાવાર્તાઓ સાંભળવાને અમે નિયમિત જતાં; જે કંઇ સાંભળીએ તે ઉપર મનન કરતાં; અને મનમાં ગાંઠ વાળી લેતાં કે, કોઈ ને કોઇ પ્રસંગે તેમની મુલાકાત લેવીજ લેવી. તે પછી લગભગ બે વર્ષ સુધી તો અમને પત્તો લાગ્યો નહિ; એટલે અમે ધારી લીધું કે, તેઓશ્રી કદાચ હિંદ પાછા ફર્યા હશે. પરંતુ એવામાં એક દહાડો બપોર પછી એક મિત્ર મારફત સમાચાર મળ્યા કે, તેઓશ્રી હજી આ દેશમાંજ (અમેરિકામાંજ) છે અને ઉનાળાની ઋતુ "સહસ્ર દ્વીપોદ્યાન"માં ગાળે છે; એટલે તો પૂછવુંજ શું? તેમને ગમે ત્યાંથી ઢુંઢી કાઢીને તેમની શિક્ષાદીક્ષાનો લાભ લઇશુંજ, એવા દઢ સંકલ્પ સાથે બીજે દહાડે સવારેજ અમે નીકળી પડયાં.

આ પછી અનેક તપાસને અંતે અમને તેમનો મેળાપ થયો. તેઓશ્રીએ જનકોલાહલથી દૂર આવીને એકાંતમાં વાસ કર્યો હતો. એ અવસ્થામાં તેમની શાંતિમાં ભંગ પાડવાની ધૃષ્ટતા અમે આદરી છે, એ વિચારથી હવે અમે બ્હીવા લાગ્યાં; કિંતુ અમારા અંતરમાં તેમણે એવી તો ધગશ પ્રકટાવી હતી કે તેનું બીજા કશાથી નિવારણ થઇ શકે તેમ નહોતું. તેથી એ અદ્‌ભુત વ્યકિત અને તેના ઉપદેશના સંબંધમાં અમારે વધુ જ્ઞાન મેળવ્યેજ છૂટકો હતો. વખત અંધારી રાતનો હતો, વરસાદનાં ઝાપટાં પડયે જતાં હતાં, અને અમે પણ લાંબા પ્રવાસથી થાકી ગયાં હતાં; તથાપિ તેમનો સાક્ષાત્કાર સાધ્યા સિવાય અમને શાંતિ વળે તેમ નહોતું. મનમાં શંકા ઉઠવા લાગી કે, તેઓ શું અમને શિષ્યાતરીકે સ્વીકારશે? અને ન સ્વીકારે તો પછી અમારી શી ગતિ? સાથે એવો પણ વિચાર આવ્યો કે, જે વ્યકિતને અમારી કશીજ માહિતી નથી, તેને મળવા અમે સેંકડો ગાઉ નીકળી આવ્યાં, એ ખરેખર મૂર્ખાઇનું કામ

કર્યું છે. એમ છતાં અમે એ ગાઢ અંધકાર અને વરસાદનાં ઝાપટાં વચ્ચે પણ સુખે દુઃખે ટેકરીપર ચઢવા લાગ્યાં. અમારી સાથે એક ફાનસવાળો ભોમિયો હતો. તેને અમે માર્ગ દેખાડવા માટે પૈસા પરઠીને સાથે લીધો હતો. પછીથી આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં આચાર્યશ્રી કહેતા કે "મારી બે શિષ્યાઓ, કે જે મને સેંકડો ગાઉનો પંથ કાપીને આવી મળી છે અને તે પણ રાત્રિના અંધકારમાં અને વરસાદની ઝડીઓ વેઠીને" તેઓશ્રી પાસે પહોંચતાં શું કહેવું ને કેમ બોલવું તે અમે આગળથીજ મનમાં ગોઠવી રાખ્યું હતું. પણ જેવું અમને સમજાયું કે સાચમાચ અમે તેમની પાસે આવી પહોંચ્યાં છીએ, કે તરતજ ગોઠવી રાખેલા સઘળા વિચારો ને શબ્દો અમે ભૂલી ગયાં, અને અમારામાંથી એક જણી જેવા તેવા અસ્પષ્ટ અવાજે માત્ર એટલુંજ બોલી શકી કે "અમે ડિટ્રોઇટથી આવીએ છીએ અને મિસીસ પી. એ અમને આપની પાસે પાઠવી છે." બીજીના મુખમાંથી પણ એટલુંજ નીકળી શક્યું કે "ઇસુ ભગવાન અત્યારે પણ જો ભૂતળ પર બિરાજતા હોત અને તેમની પાસે અમે જે ભાવથી ઉપદેશ માટે પ્રાર્થના ગુજારત, તેજ ભાવથી અમે આપની પાસે આવ્યાં છીએ." અમારાં એ વચન સાંભળીને તેઓશ્રીએ અમારા તરફ સ્નેહભીની નજરે નિહાળ્યું અને મીઠી વાણીથી કહ્યું કે "જો ભગવાન ઇસુના જેવી તમને અત્યારે ને અત્યારે મુક્ત કરી દેવાની શક્તિ મારામાં હોત–" તે પછી તેઓશ્રી એકાદ ક્ષણ વિચારમગ્ન ભાવે ઉભા રહ્યા, અને પછી એ મકાનની માલીક બાઇ કે જે તે વખતે ત્યાં પાસેજ ઉભી હતી, તેને સંબોધીને બોલ્યા કે "આ બે બાઇઓ ડિટ્રોઇટથી આવે છે, તેમને ઉપરને મજલે લઇ જાઓ; આજની રાત તેઓ અહીંજ ગાળશે." પછી બહુ મોડી રાત સુધી અમે આચાર્યશ્રીની ઉપદેશવાણી સાંભળ્યા કરી. તેમણે અમારા પ્રત્યે તે પ્રસંગે તો વિશેષ લક્ષ આપ્યું નહિ, પરંતુ અમે વિદાય લેવા માંડી ત્યારે તેઓશ્રીએ અમને બીજે દહાડે સવારે નવ વાગે આવવાનું કહ્યું. અમે પણ બીજે દહાડે નિયત સમયે હાજર થઈ ગયાં, અને આચાર્યશ્રીએ તરતજ

અમને શિષ્યાઓતરીકે ગ્રહણ કરી, તથા તેમના ત્યાંના કુટુંબના સભ્યો થવા આદરસહિત આમંત્રણ આપ્યું. અહા! તે વખતના અમારા આનંદની શી વાત કરૂં!

અમારા ત્યાંના નિવાસ વિષે અન્ય એક શિષ્યાએ વિસ્તારપૂર્વક લખ્યું છે. તેથી હું માત્ર એટલુંજ કહીશ કે, તે આખો ઉનાળો અમે અવિચ્છિન્ન આનંદમાં ગુજાર્યો. એ સ્થાનમાં બધાંનો તેમનાપર અપૂર્વ પ્રીતિભાવ હોવાથી તેમના માધુર્યનો પણ બહુ સુંદર વિકાસ થયો હતો.

અમે ત્યાં બાર જણાં હતાં, અને અમોને એમ લાગતું હતું કે જાણે જ્વલંત ઈશ–શક્તિએજ પ્રાચીન સમયના ઇસાઇ શિષ્યોની પેઠે સ્વામી વિવેકાનંદમાં પણ પ્રવેશ કર્યો છે! એક દહાડો સાયંકાળે ત્યાગમાહાત્મ્યના વિવેચન દરમિયાન ભગવાંધારી યતિજનોના આનંદ અને સ્વતંત્રતાનું વર્ણન કરતાં કરતાં તેઓશ્રી એકાએક ઉઠી ગયા, અને થોડીજ વારમાં ત્યાગવૈરાગ્યની પરાકાષ્ઠા પ્રદર્શિત કરતી ‘સંન્યાસીનું ગીત’ એ નામની કવિતા લખી કાઢી. મને લાગે છે કે, તેઓશ્રીનાં એ વખતનાં અપાર ધૈર્ય અને કોમળતાએજ મને સૌથી વધારે મુગ્ધ કરી હતી. એક પિતા પોતાની સંતતિને જેવી નજરે જુએ તેવીજ નજરે તેઓશ્રી અમને જોતા હતા–જોકે અમારામાંનાં અનેક તો તેમના કરતાં ઉંમરે ઘણાં મોટાં હતાં. સવારના વર્ગની કથાવાર્તાઓ સાંભળતાં મને વારંવાર એમ થઇ આવતું કે તેઓશ્રીએ પરમાત્મસાક્ષાત્કાર કર્યો છે. પછી તેઓ એ ખંડમાંથી ચાલ્યા જતા અને પાછા થોડીજ વારમાં આવીને કહેતા કે “હવે હું તમારે માટે રસોઇ બનાવવાને જાઉં છું.” અને ખરેજ, કેવા ધૈર્યની સાથે તેઓશ્રી ભઠ્ઠીની પાળ પાસે ઉભા રહી* અમો સર્વ માટે એકાદ હિંદી વાની તૈયાર કરવામાં મશગુલ થઇ જતા! ડિટ્રોઇટમાંના અમારા છેલ્લા નિવાસ દરમિયાન એક દહાડો તેમણે અમારે માટે અત્યંત સ્વાદિષ્ટ કઢી બનાવી હતી. એ રીતે અદ્ભુત પ્રતિભાશાળી,

* પશ્ચિમના મુલકોમાં છાતીસમા ઉંચા ચૂલાની વ્યવસ્થા હોય છે, અને તેના પર ઉભા ઉભા રાંધવાની યોજના હોય છે. આપણા દેશમાં પારસીઓનાં ઘરોમાં ઘણું કરીને એવી ગોઠવણ હોય છે. અનુવાદક

પંડિતશિરોમણિ, જગવિખ્યાત આચાર્યદેવ શ્રીવિવેકાનંદ સ્વામી પોતાના શિષ્યોની ઝીણી ઝીણી જરૂરીઆતો પણ સ્વહસ્તે પૂરી કરી આપતા હતા—શિષ્યોને માટે એ કેવું અપૂર્વ દૃષ્ટાંત ! એ બધી વખત તેઓશ્રી કેટલા બધા કોમળ, અને માયાળુ દેખાતા ! એવી એવી કેટલી બધી પુણ્યસ્મૃતિઓ તેઓશ્રી અમોને વારસામાં આપતા ગયા છે !

એક દહાડો સ્વામીજી અમોને એક કહાણી કહી સંભળાવતા હતા કે જે કહાણીએ તેમના જીવન પર સૌથી વિશેષ પ્રભાવ પાડયો હતો. બાલ્યાવસ્થામાં પોતાની ધાવને મોઢે એ કહાણી તેમણે વારંવાર સાંભળી હતી, અને એમ વારંવાર સાંભળવા છતાં તેના પર એમને કદાપિ કંટાળો આવ્યો નહોતો. એ કહાણી હું અહીંઆં, બનતાં સુધી તેમના પોતાનાજ શબ્દોમાં આલેખું છું.

એક વિધવા બ્રાહ્મણીને એક પુત્ર હતો. બ્રાહ્મણી બહુજ ગરીબ હતી અને તેનો છોકરો બહુ નાનો હતો; પણ એ રહ્યો બ્રાહ્મણપુત્ર; એટલે તેને લખવા વાંચવા પૂરતું શિક્ષણ તો આપવુંજ જોઇએ. પરંતુ એ વાત કેવી રીતે શકય બને ? ગરીબ બિચારી બ્રાહ્મણી જે ગામમાં રહેતી હતી, ત્યાં તો કોઇ શિક્ષક કે અધ્યાપક હતો નહિ, તેથી શિક્ષણ સારૂ બાળકને પાસેના ગામે જવું પડતું. એ બે ગામોની વચ્ચે એક નાની ઝાડી આવતી હતી તે એ બાળકને વટાવવી પડતી હતી. બીજા ઉષ્ણપ્રધાન દેશોની માફક હિંદમાં પણ પ્રાતઃકાળમાં તથા બપોર પછી એમ બે વાર ભણાવવાનો ક્રમ રાખવો પડે છે, કારણ કે બપોરે એટલો તાપ પડે છે કે કોઇ પણ કામ થઇ શકે નહિ. આવું હોવાથી એ બાળકને નિશાળે જતી વખતે, તેમજ ઘેર આવતી વખતે રોજ થોડો ઘણો અંધકાર નડતો. અમારા દેશમાં (સ્વામીજી કહે છે) જેમની પાસે દ્રવ્યનું સાધન ન હોય, તેમને ધર્મશિક્ષણ મફત આપવાનો વહિવટ પરંપરાથી ચાલ્યો આવે છે; તે મુજબ બાળકને શિક્ષણ તો વિના ખર્ચે મળવા લાગ્યું, પરંતુ તેને માટે એને રોજ ઝાડીમાં ને જંગલમાં રહીને જવું-આવવું પડતું, અને કોઇનો સંગાથ નહિ હોવાથી તેને રોજ બીક લાગતી. પછી એક દહાડો તેણે માને કહ્યું કે "મા! મારે

રોજ રોજ એ ભયાનક ઝાડીમાં થઈને એકલા જવું આવવું પડે છે, ત્યારે બહુજ બીક લાગે છે. બીજાં છોકરાં સાથે તો ચાકર આવે જાય છે એટલે તેઓ તો તેની સાથે વાતચીત પણ કરી શકે, પણ મારી સાથે તો કોઇજ નહિ, એટલે મા! મારી સાથે પણ ચાકર ન જોઇએ?" બાળકનાં વચન સાંભળી તે ગરીબ માતાએ જવાબ આપ્યો કે "બેટા! દુઃખની વાત શું કહું? હું એટલી બધી નિર્ધન છું કે તારી જોડે ચાકર મોકલવા જેટલું મારી પાસે સાધન નથી." તે પર બાળકે પ્રશ્ન કર્યો કે "તો પછી મારે કેમ કરવું?" એટલે માતાએ કહ્યું કે "જો, એક કામ કરજે. એ ઝાડીમાં તારો ભાઈ ગોપાળ કૃષ્ણ રહે છે, તેને તારે હાંક મારવી, એટલે તે આવીને તારૂં જતન કરશે અને પછી તું પણ એકલો અટુલો નહિ રહે." બીજે દિવસે બાળકે એ જંગલમાં પેસતાંજ હાંકો પાડવા માંડી કે "ગોપાળભાઇ, ગોપાળભાઇ! તમે અહીં છો કે?" અને તેના પ્રત્યુત્તરમાં એને સંભળાયું કે "હા, છું ભાઇ!" એટલે પછી બાળકને પૂરતી સાંત્વના મળી ગઈ અને તેની બીક હંમેશને માટે ટળી ગઇ. પછી તો એ જંગલની ઝાડીમાંથી તેનીજ ઉંમરનો એક બાળક રોજ નીકળી આવતો અને તે એની સાથે રમતો ને ગેલ કરતો જંગલમાં ચાલતો. હવે તો એ બ્રાહ્મણ બટુકના મનમાં જરાએ દહેશત કે દુઃખાભાસ રહ્યો નહિ. એ પછી કેટલેક દહાડે ગુરુજીના પિતાનું અવસાન થવાથી હિંદુસ્તાનના રીતરિવાજ મુજબ એક મોટું સરવણી પર્વ ઉજવવાનું હતું. એમાં બધા વિદ્યાર્થીઓએ ગુરુજીને કંઇ ને કંઇ ભેટ સમર્પણ કરવાની હતી, એટલે આપણો આ દરિદ્ર બટુક પણ પોતાની મા પાસે જઇને કહેવા લાગ્યો કે "મા! બીજા વિદ્યાર્થીઓની પેઠે મારે પણ ગુરુદેવને કંઇક ભેટ આપવી છે, તેથી મને કંઇ ખરીદી આપ." માએ કહ્યું કે "ભાઇ! હું તો સાવ સાધનહીન છું." એટલે બાળકે ડૂસકાં ભરતાં ભરતાં પૂછ્યું કે "ત્યારે મારે શું કરવું? હેં મા! એનો શો ઇલાજ?" આખરે માતા બોલી કે "ગોપાળભાઇની પાસે જઇને માગજે." એ સાંભળી બાળક જંગલમાં ગયો અને મોટે ઘાંટે પૂછવા લાગ્યો કે "અરે ઓ ગોપાળ-

ભાઇ ! ગુરુ મહારાજને ભેટ મૂકવા સારૂ મને કંઇ આપશો કે ? " એટલામાં તો તેની આગળ એક દૂધથી ભરેલી લોટી આવી રજુ થઇ ગઇ. બાળકે કૃતજ્ઞતાથી ઉભરાતા અંતઃકરણે તે લોટી ઉંચકી લીધી અને ગુરુજીને ઘેર પહોંચી જઇ એક બાજુ ઉભો રહીને કોઇ નોકર તેની ભેટ ગુરુજી પાસે લઇ જાય તેની રાહ જોવા લાગ્યો. પરંતુ બીજી ભેટસામગ્રીઓ એવી ભભકાદાર અને નવાઇભરી આવતી હતી કે ઘણી વાર થયા છતાં નોકરોએ તેની તરફ લક્ષ આપ્યું નહિ. પછી બાળકે પોતેજ મોટે ઘાંટે કહ્યું કે " ગુરુજી ! આ હું આપને માટે ભેટ લાવ્યો છું." તે સાંભળી ગુરુજીએ જોયું તો એની આણેલી ભેટ નજીવી લાગવાથી તોછડાઇભરેલા અવાજે એક નોકરને હુકમ કર્યો કે " જો, પેલો પણે ઉભો ઉભો ટક ટક કરી રહ્યો છે, તો એનું આણેલું દૂધ એક પ્યાલામાં ખાલી કરી લઇ એને વિદાય કરી દે." એટલે નોકરે દૂધની લોટી ઠાલવી લીધી. પરંતુ કેવું આશ્ચર્ય ! તે લોટી ખાલી થઈ ન થઈ કે પાછી ભરાઇ ગઈ, અને તે એટલી બધી વાર કે નોકરથી તે કેમે કરી ખાલી થાય નહિ ! એ જોઇને સૌ કોઇ ચકિત થઇ ગયા ને તે બાળકને પૂછવા લાગ્યા કે " આ શો ચમત્કાર ! આ લોટી તને કયાંથી મળી ? " બાળકે કહ્યું કે " એ લોટી ગોપાળભાઈએ જંગલમાંથી આપી છે. " એ સાંભળતાં તો બધાં એકીસામટાં બોલી ઊઠયાં કે " શું ! શું ! તેં શ્રીકૃષ્ણને ભાળ્યા છે, અને આ લોટી તેમણેજ તને આપી છે ? " બાળકે કહ્યું કે " હા, અને વળી તે રોજ મારી સાથે ખેલે છે. તથા હું નિશાળે જાઉં આવું છું, ત્યારે મારી સાથે સાથે ચાલે છે. " એ સાંભળીને બધાં કહેવા લાગ્યાં " શું કહે છે ! તું શ્રીકૃષ્ણની હારે હીંડે છે ને ખેલે છે ? " ગુરુદેવે પણ પૂછયું કે " અમને ત્યાં લઇ જઇને તેને દેખાડી શકીશ ? " બાળકે કહ્યું કે " હા દેખાડીશ. મારી સાથે ચાલો. " પછી બાળક તથા ગુરુજી તે જંગલમાં પહોંચ્યા અને બાળક રોજના મહાવરા પ્રમાણે હાંક મારવા લાગ્યો કે " ગોપાળભાઈ! આ મારા ગુરુજી આવ્યા છે, તમે ક્યાં છો ? " પણ કશો ઉત્તર સંભળાયો નહિ. બાળકે બહુ બૂમો પાડી પણ ઉત્તર મળ્યો નહિ; એટલે પછી તે રડતો રડતો

બોલ્યો કે "ગોપાળભાઇ! એક વાર તો આવી જાઓ, નહિ તો બધાં મને જૂઠો કહેશે." એટલે બહુ આવેશથી અવાજ સંભળાયો કે "તું શુદ્ધ સત્ત્વવાળો હોવાથી તને મળીશ; પણ તારા ગુરુ મહાશયને તો હજી મારાં દર્શન માટે અનેક જન્મ લેવા પડશે."

સ્વામીજી આખો ઉનાળો "સહસ્રદ્વીપોદ્યાન"માં ગુજાર્યા પછી ઇંગ્લંડ પધાર્યા. એ પછી બીજી ૧૮૯૬ ની વસંતઋતુમાં તેઓશ્રી ઇંગ્લંડથી પાછા ફર્યા. આ વખતે તેઓશ્રી ડિટ્રાઇટ બે અઠવાડીઆં માટે આવ્યા. તેમની સાથે તેમનો 'સ્ટીનોગ્રાફર' ગુડવીન હતો. આ ગુડવીન તેમનો અત્યંત વિશ્વાસુ આદમી થઇ રહ્યો હતો. આ વખતે તેઓશ્રીએ 'રિશિલુ'માં કેટલીક ખોલીઓ ભાડે રાખીને ત્યાં મુકામ રાખ્યો હતો. 'રિશિલુ'–એ કુટુંબને રહેવા લાયકની એક નાની હોટેલ છે. તેમાં અનેક જણ સપરિવાર વાસ કરે છે. ત્યાંના–એ હોટેલના દિવાનખાનાનો તેઓશ્રી વર્ગને માટે તેમજ જાહેરવ્યાખ્યાનો માટે ઉપયોગ કરતા. પરંતુ એ દિવાનખાનું એટલું મોટું ન હતું કે તેમાં ડિટ્રાઇટની વિશાળ જનસંખ્યાનો સમાવેશ થાય. આથી દુઃખની વાત છે કે, અનેકોને નિરાશ થઇ પાછા જવું પડતું. દિવાનખાનું, બારીઓ, જાળીઓ, જીના, ઝરૂખા તેમજ પુસ્તકાલયનો ખંડ સુદ્ધાં એવાં ખીચોખીચ ભરાઇ જતાં કે તેમાં તલ જેટલી પણ જગા રહેતી નહિ. આ વખત તેઓશ્રી ભક્તિરસમાં ઝાકમઝોળ થયેલા હતા—ભગવત્પ્રેમ એજ તેમની ભૂખ અને તરસ હતી. તેઓને જાણે એક પ્રકારની દિવ્ય ઘેલછા લાગુ પડી હતી. પ્રેમમયી જગજ્જનની પ્રત્યેની તીવ્ર તાલાવેલીને યોગે તેમનું હૃદય ફાટું ફાટું થઇ ગયું હતું.

ડિટ્રોઇટમાં આ વખતનું તેમનું છેલ્લું જાહેર વ્યાખ્યાન 'બૅથેલ' દેવળમાં થયું હતું. સ્વામીશ્રીનો એક ભાવિક ભક્ત મી. રાબ્બિલુઇ ગ્રૅાસમેન એ દેવળના પાદરીતરીકે હતો. દિવસ રવિવારનો ને સમય સંધ્યાકાળનો હતો. શ્રોતાઓની ઠઠ એટલી જામી હતી કે અમને બીક લાગી કે લોકો અકળાઇ જઇને રખે કંઈ નવાજુની કરી બેસે. રસ્તાઓ ઉપર પણ બહુ દૂર સુધી લોકો ઠસોઠસ ગોઠવાયા હતા, અને

બીજા હજારોને તો પાછા ફરવું પડયું હતું. આ ગંજાવર માનવસાગરને સ્વામીજીએ મંત્રમુગ્ધ કરી દીધો હતો. તેમના ભાષણનો વિષય હતો "પાશ્ચાત્ય જગત પ્રત્યે ભારતની વાણી" તથા "વૈશ્વિક ધર્મનો આદર્શ." તેમનું એ વ્યાખ્યાન અતિ ઉત્તમ અને વિદ્વત્તાભર્યું થયું હતું. એ રાત્રે આચાર્યશ્રી જેવા ખીલ્યા હતા તેવા ખીલેલા મેં તેમને કદી જોયા નથી. તે મુખકાંતિમાં એવી કોઇ ઝમક જણાતી હતી કે જે આ પૃથ્વી-ની હોઇ શકેજ નહિ. મને લાગતું હતું કે, જાણે તેમનો આત્મારૂપી પક્ષી દેહપિંજરને તોડી ફોડી છટકી જવાની તજવીજ કરી રહ્યો છે; અને તેજ ઘડીએ મને તેઓશ્રીના દેહાવસાનનો પૂર્વાભાસ પહેલવહેલો થયો. ઘણાં વર્ષના પડતા પરિશ્રમને પરિણામે તેઓશ્રી છેકજ થાકી ગયા હતા, અને હવે તેઓશ્રી ઝાઝા દિવસ આ ભૂતળ પર રહેશે નહિ, તે એ વખતેજ મને તો સમજાઇ ગયું. "ના, ના, એ તો અમસ્થુ"—એમ કરી મેં ઘણુંએ મારા મનને સમજાવવા કોશિશ કરી, પણ અંતરાત્મા સમજી શકયો નહિ. —અર્થાત્ સ્વામીજીને વિશ્રામની જરૂર હતી, પરંતુ તેઓશ્રી અંદરખાનેથી સમજી ગયા હતા કે તેમણે પોતાનું કાર્ય આટોપીનેજ જવું જોઇએ.

આ પછી મને ઇ. સ. ૧૮૯૯ના જુલાઇમાં તેમનાં દર્શન થયાં. તેઓનું સ્વાસ્થ્ય અતિશય બગડી ગયું હતું, અને લાંબા સમુદ્રપ્રવાસથી સુધરશે એવી માન્યતાથી પ્રેરાઈ 'ગોવલકોન્ડા' નામની સ્ટીમરમાં તેઓ કલકત્તા બંદરેથી ઇંગ્લંડના પ્રવાસે ઉપડયા. સ્ટીમર ઇંગ્લંડના 'ટિલબરી' ડક્કામાં દાખલ થતાંજ તેઓ જોઇને આશ્ચર્ય પામ્યા કે તેમની બે અમેરિકન શિષ્યાઓ ત્યાં બંદરમાંજ ઉભી છે! તેઓશ્રી અમુક દિવસે હિંદુસ્થાનથી ઇંગ્લંડ આવવા ઉપડવાના છે, એ સમાચાર એક હિંદી માસિકમાં વાંચવા ઉપરથી અમો વિનાવિલંબે તેમને મળવા અમેરિકાથી ઇંગ્લંડ આવી પહોંચી હતી. કારણ કે સ્વામીજીના સ્વાસ્થ્ય વિષે જે હકીકત અમને વાંચવા મળી હતી, તે પરથી અમને ખૂબ દહેશત ઉપજી હતી.

સ્વામીજી આ વખતે અતિશય રોગી થઇ ગયા હતા;

અને દેખાવમાં પણ નાના બાળક જેવા પાતળા થઈ ગયા હતા. તેમની રહેણીકરણી પણ બાળકના જેવીજ ! આ સમુદ્ર-પ્રવાસથી એમની તબિયતને કંઇક ફાયદો થયેલો જોઇ અમને ખૂબ આનંદ થયો. આ વખતની મુસાફરીમાં સ્વામી તુરિયાનંદ તથા ભગિની નિવેદિતા સ્વામીજીનાં સાથીતરીકે આવ્યાં હતાં; અને લંડનની નજીક આવેલા 'વિમ્બલ્ડન' નામના સ્થળે એક પ્રખ્યાત પુરાતન બાંધણીના મકાનમાં બેઉ સ્વામીજીનો ઉતારો નક્કી થયો હતો. સ્થાનક તો બહુ એકાંત અને શાંતિ-પ્રદ હતું. અમે બધાં ત્યાં એક મહિનો સુખચેનમાં રહ્યાં.

આ વખતે સ્વામીજીએ સર્વસાધારણ આગળ કોઇ પણ જાતનું વક્તવ્ય ન કરતાં જલદી જલદી સ્વામી તુરિયા-નંદજી તથા અમેરિકન મિત્રો સાથે અમેરિકાનો રસ્તો લીધો. સમુદ્રની છાતી પર નાચતી સ્ટીમરમાં અમે દશ ચિરસ્મરણીય દિવસો સ્વામીજીના સહવાસમાં ગાળ્યા. દરરોજ પ્રાતઃકાળમાં ગીતાજીનો પાઠ અને તે પર વિવેચન, સંસ્કૃત કવિતા અને કથાઓની નકલ અને અનુવાદ, તથા સૂર સંગાથે પ્રાચીન વૈદિક સ્તોત્રોનો પાઠ, એવો ક્રમ ચાલતો. સમુદ્ર શાંત હતો અને રાત્રે ચાંદની તેના વક્ષસ્થળ પર અપૂર્વ રૂપેરી ચાદર વિસ્તારી દેતી હતી. એ દશ દિવસની રાતો અમારે માટે બહુ અસાધારણ હતી. સાંજ થતાં સ્વામીજી ઉપરના તૂતકપર ટહેલતા. ચાંદની-ના પ્રકાશમાં તેમનું શરીર બહુ ભાવવ્યંજક દેખાતું. વચમાં વચમાં ટહેલવાનું બંધ કરી પ્રકૃતિદેવીની શોભાના વિષયમાં અમારી આગળ કંઇ ને કંઇ કહેતા, અને બોલી ઉઠતા કે "આ બધી માયારાજ્યની વસ્તુઓ જો આટલી સુંદર છે, તોપછી વિચારી જુઓ કે, એમની પૂંઠે જે નિત્ય વસ્તુ રહેલી છે, તેનું સૌંદર્ય કેવું ને કેટલું બધું અલૌકિક હશે !"

એક અત્યંત રમણીય રાતે, કે જ્યારે પૂર્ણિમાનાં સૌમ્ય કિરણોમાં જગત નાહી અને હસી રહ્યું હતું, તે મનોહર રાત્રિએ તેઓશ્રીએ અનેક ક્ષણસુધી એ અપૂર્વ દૃશ્યમાધુરીનું ગુપચુપ પાન કર્યા કર્યું. પછી એકાએક અમારી તરફ જોઇને તથા સમુદ્ર અને આકાશ તરફ આંગળી ચીંધીને તેઓશ્રી બોલ્યા કે "જુઓ, કવિત્વની છેલ્લી સીમા અત્યારે આપણી નજર સામે ખડી થઈ છે,

એટલે પછી કવિતા ગાવાનું પ્રયોજનજ ક્યાં રહે છે?"

એમ કલ્લોલ કરતાં કરતાં અમે સર્વ ન્યુયૉર્ક પહોંચ્યાં. ગુરુદેવની સાથે એ દશ દિવસો એવા તો પરમાનંદ અને ગાઢ સહવાસમાં ગુજારવાના અમને મળ્યા હતા કે ન્યુયૉર્ક આવી પહોંચતાં મનમાં થયું કે હજી મોડું આવ્યું હોત તો કેવું સારૂં? એ પછી મને સ્વામીજીનો મેળાપ થયો ઇ. સ. ૧૯૦૦ની ૪થી જુલાઇએ. એ દિવસે તેઓશ્રી પોતાની મિત્રમંડળી સાથે થોડા દહાડા ગુજારવાને ડિટ્રોઇટ પધાર્યા હતા.

તેમનું શરીર બહુજ સૂકાઇ ગયું હતું—જાણે કે ભાવમય શરીર-જાણે કે એ મહાન આત્મા હાડમાંસના પાંજરામાં હવે વધુ વાર પૂરાઇ રહેવાને અનિચ્છુક હોય! તથાપિ બહુ આશા નથી એવું જાણ્યા છતાં પણ તેઓશ્રીના આરોગ્યની આશા અંતરમાં પોષાવા લાગી.

આ પછી મને તેમના દીદાર જોવાનો સુયોગ મળ્યો નહિ; કિંતુ મારી સાથીદાર બીજી શિષ્યાને "સ્વામીજી અમારો હમેશને માટે ત્યાગ કરી ગયા, તે પહેલાં કેટલાંક અઠવાડિયાં તેમના ગાઢ સહવાસમાં ગાળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું." એ દુઃખદ પ્રસંગની વાત યાદ આવતાં તેનું હૈયું ભરાઇ આવી અપાર દુઃખ થાય છે. એ હૃદયભેદક દુઃખ અત્યારે પણ મારૂં સંગાથી થઇ રહ્યું છે; તથાપિ એ કષ્ટમાં પણ ઉંડે ઉંડે એક મહાન શાંતિ બિરાજી રહી છે કે, પોતાના જીવનદ્વારા લોકોને સત્ય માર્ગ બતાવવા સારૂ જે અસામાન્ય મહાપુરુષો ભૂતળ પર અવતરે છે, એવા એક મહાપુરુષનો સહવાસ અને કૃપાલાભ મને મળ્યો હતો. હવે એ લાભ અમારા જીવનમાં સંભવાતીત થઇ ગયો છે; તોપણ મળેલા લાભનું મહત્ત્વ જ્યારે હું પીછાનું છું, અને દરરોજ તેઓશ્રીનાં વચનોનો વિચાર કરતાં કરતાં તેમાં અવનવીન સૌન્દર્ય અને ગહનતર ભાવ રહેલો જોઇને ધ્યાનમગ્ન બની જાઉં છું; ત્યારે સાચેજ મને એવો આભાસ થાય છે કે જાણે કોઇ કહેતું હોયને કે—"તારી જુતી હવે ઉતારી નાખ, કારણ કે હવે જે સ્થાન પર તું જઇ ઉભી છે, તે તો મહાપવિત્ર ભૂમિ છે."

ડિટ્રોઇટ, મિશિગાન-૧૯૦૮ એમ. સી. ફ્રાંકિ



# देववाणी—अथवा प्रभुप्रेरित वातो

## ता. १९ जून, १८९५ बुधवार

( સ્વામીજી બાઈબલમાંથી સેન્ટ જૉનનું ગૉસ્પેલ કાઢીને બોલ્યા કે "તમે સર્વ ખ્રિસ્તી હોવાથી આ વર્ગનો આરંભ ખ્રિસ્તી ધર્મશાસ્ત્રથીજ કરવો ઉચિત સમજું છું.")

જુઓ, ગ્રંથની શરૂમાંજ સેન્ટ જૉનનું આ વચન છે— "પ્રારંભમાં માત્ર શબ્દનુંજ અસ્તિત્વ હતું. એ શબ્દ, બ્રહ્મની સાથે વિદ્યમાન હતો, અને બ્રહ્મરૂપજ એ શબ્દ હતો."

હિંદુઓ આ 'શબ્દ'ને માયા અથવા તો અવ્યક્ત બ્રહ્મનો વ્યક્તભાવ કહે છે. કારણ કે એ બ્રહ્મનીજ શક્તિ છે. એ નિરપેક્ષ બ્રહ્મસત્તાને અથવા શક્તિ 'પ્રકૃતિ' એવા નામથી પણ ઓળખાય છે. એ 'પ્રકૃતિ'નો વિકાસ બે પ્રકારનો થાય છે. આ 'પ્રકૃતિ'નો સાધારણ વિકાસ સામાન્ય મનુષ્યોના રૂપમાં થાય છે; અને તેનો અસાધારણ વિકાસ શ્રીરામ, કૃષ્ણ, બુદ્ધ, ઈસુ, (ગૌરાંગ, મહમ્મદ (સલ૦), જરથોસ્ત, મહાવીર, કબીર, નાનક, જ્ઞાનેશ્વર) રામકૃષ્ણ વગેરે અવતારી પુરુષોરૂપે થાય છે. એ નિર્ગુણ બ્રહ્મના વિશેષ વિકાસરૂપ ભગવાન ઇસુ ખ્રિસ્તને આપણે સામાન્ય પ્રયત્નથી જાણી શકીએ છીએ, તેથી પ્રથમ તો તેઓજ આપણે માટે 'જ્ઞેય' અથવા જાણવા યોગ્ય છે. કારણ કે નિર્ગુણ બ્રહ્મવસ્તુને તો અસામાન્ય પ્રયત્ન સિવાય આપણે જાણી શકતા નથી. મતલબકે, સામાન્ય પ્રયત્નથી આપણે કાંઇ પરમ પિતાને (પરમાત્મદેવને—'ગૉડ ધી ફાધર'ને) જાણી શકતા નથી—જાણવાના અધિકારી થઇ શકતા નથી—પણ તેના પુત્રને ('ગૉડ ધી સન' ને) જાણી શકીએ ખરા. સામાન્ય મનુષ્યતરીકે આપણે જે યોગ્યતા અને જે સાધના સાધી શકીએ તેમ છીએ, તે જોતાં આપણે અસા-

માન્ય મહાપુરુષ દ્વારા, પેગંબર અથવા અવતારદ્વારા, અને તેવાઓમાંના એક તરીકે-મનુષ્યરૂપે વિચરનાર ભગવાન ખ્રિસ્ત-દ્વારા પણ એ નિર્ગુણ બ્રહ્મને-પરબ્રહ્મ પરમાત્માને પામી શકીએ તેમ છીએ.

જૉનના પહેલા પાંચ શ્લોકોમાં ખ્રિસ્તી ધર્મનો સારાંશ સમાયેલો છે. કેમકે એ પ્રત્યેક શ્લોક ગહનમાં ગહન દાર્શનિક (શાસ્ત્રીય) સત્યથી ભરપૂર છે.

જે ઈશ્વર પૂર્ણ નિર્દોષ અને પૂર્ણ સ્વરૂપ છે, તે કદી દૂષિત કે અપૂર્ણ થતો નથી. તે અંધકારમાં પણ વસી રહ્યો છે, છતાં એ અંધકાર તેને મુદ્દલ સ્પર્શ કરી શકતો નથી. ઈશ્વરની દયા સર્વપ્રત્યે અને વ્યાપકતા પણ સર્વ કોઇમાં હોવા છતાં તેઓનાં પાપ એને સ્પર્શી શકતાં નથી. નેત્રમાં પીડા થતાં આપણે સૂર્યને બીજી રીતે (વિરુદ્ધ ભાવથી) જોઈએ એ બનવા જોગ છે, પરંતુ તેથી સૂર્ય કાંઇ બદલાઇ ગયો હોતો નથી. એ તો પ્રથમથી જેવો છે તેવો ને તેવોજ હોય છે. આપણને નેત્રવ્યાધિ થવાથી સૂર્યના સ્વરૂપમાં લેશ પણ વધઘટ થતી નથી. જૉનના ૧૯મા શ્લોકમાં "જગતનાં પાપ દૂર કરે છે"-એવો જે ઉલ્લેખ છે, તેનો અર્થ એજ છે કે, ક્રાઈસ્ટ આપણને પૂર્ણતા પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવશે. ઈશ્વર ક્રાઈસ્ટરૂપે જન્મ્યા તે મનુષ્યોને પોતાનું પ્રકૃત સ્વરૂપ દર્શાવવા માટેજ-અર્થાત્ આપણે પણ વસ્તુતઃ તો બ્રહ્મ-સ્વરૂપ છીએ તે સમજાવી દેવા માટેજ. એ દેવત્વપર આપણે જે મનુષ્યત્વનું આવરણ ઓઢી રાખ્યું છે તેને દૂર કરી દઇએ, એટલે આપણે પણ દેવભાવવાળા બની રહીએ તેમ છીએ-અર્થાત્ મૂળ રૂપમાં તો ભગવાન ક્રાઇસ્ટ અને આપણા વચ્ચે કશોજ ભેદ નથી.

ત્રિનીટિ એટલે ત્રિપુટિવાદીઓ 'ટ્રિનીટેરિયનો' * જે

* 'ટ્રિનીટેરિયન' એટલે 'પિતા' 'પુત્ર' અને 'પવિત્રાત્મા' અથવા ખ્રિસ્ત, ઈશ્વર અને પરબ્રહ્મ-પરમાત્મા, એ ત્રણે એકજ પરમાત્માના આવિર્ભાવ હોઈ વસ્તુતઃ એ ત્રણે એકજ છે, એવું માનવાવાળો ખ્રિસ્તીઓમાં એક સંપ્રદાય છે. અને એ માન્યતાનો અસ્વીકાર કરનાર બીજો જે પક્ષ છે, તે એમ કહે છે કે, ભગવાન ક્રાઇસ્ટ એ માત્ર મનુષ્યજ હતા. **બંગાળી અનુવાદ ઉપરથી**

ક્રાઇસ્ટ, તેનું સ્થાન આપણા જેવા સાધારણ મનુષ્ય કરતાં બહુજ ઉંચું છે; ત્યારે એકત્વવાદીઓનો (યુનિટેરિયનનો) ક્રાઇસ્ટ ઈશ્વર નથી, પણ માત્ર એક સાધુ પુરુષ કિંવા સંત છે. એ બેમાંથી એકે પક્ષ આપણને સહાય કરી શકે તેમ નથી. પરંતુ જે ક્રાઇસ્ટ ઈશ્વરનો અવતાર છે અને જેને પોતાનું ઈશ્વરપણું વિસ્મૃત થયું નથી, તેજ ક્રાઇસ્ટ આપણને સહાયકારક થઇ શકે છે. કેમકે તેનામાં કોઇ જાતની અપૂર્ણતા હોતી નથી. આ અવતારોની તુલના નાટકનાં પરવારેલાં પાત્રોની સાથે કરી શકાય. જે પાત્રોનો ભાગ પૂરેપૂરો ભજવાઇ ગયો હોય તેમનું કંઇજ પ્રયોજન ખેલમાં રહેતું નથી, તોપણ પ્રેક્ષકોને કેવળ આનંદ આપવા ખાતર તેઓ ફરીને રંગભૂમિપર આવે છે; તેમ મુક્ત થયેલા મહાપુરુષો પણ લોકોના કલ્યાણને માટે ભૂતળપર અવતરે છે. સંસારની કોઇ જાતની મલિનતા એ મહાપુરુષોને વળગી શકતી નથી. તેઓ તો માત્ર આપણને શાશ્વત કલ્યાણનો પંથ બતાવવાજ આપણા જેવા મનુષ્ય થઇને આવે છે, અને આપણી પેઠેજ માયાના પાશમાં બંધાયેલા જણાય છે; પરંતુ વાસ્તવિક રીતે તો તેઓ કદાપિ બંધાયલા નહિ હોઇ સ્વભાવ થકીજ સદા સર્વદા મુક્ત હોય છે.

× × × ×

મંગળકારી શુભ સત્ત્વ સત્યની સમીપની વસ્તુ છે ખરી, પણ તે સ્વાભાવિક મૂળ સત્ય તો નથીજ. શો ઉપાય કરવાથી આપણને અશુભ સત્ત્વ કશી અસર ન કરી શકે તે શીખી લીધા બાદ, મંગળ વસ્તુથી આપણને હર્ષશોક પણ ન થાય એની ચાવી પણ મેળવી લેવી જોઇએ. આપણને અનુભવસિદ્ધ થવું જોઇએ કે, આપણે વાસ્તવિક રીતે મંગળ અમંગળ બન્નેથી પર છીએ. એ શુભ અશુભ બન્નેનું જે મૂળ છે, તેનેજ આપણે લક્ષ્યસ્થાન બનાવવું જોઇએ. તેની સાથે એ પણ સમજી જવું જોઇએ કે, મંગળ—અમંગળ પૈકી જ્યાં એકનું પણ અસ્તિત્વ હોય ત્યાં બીજાનું પણ હોવાનુંજ. ખરૂં જોતાં તો મંગળ—અમંગળ એ બન્ને એકજ વસ્તુ હોઇ દ્વૈતનો આભાસ થવો એ તો આપણા મનનુંજ કારણ છે. મન જ્યારે સ્થિર અને શાંત હોય છે, ત્યારે

મંગળ-અમંગળ કિંવા શુભ-અશુભ કશાનો તેને સ્પર્શ થતો નથી. તમે પણ શુભાશુભના કારણરૂપ બંધનને છેદીને છૂટા થઇ જાઓ, એટલે પછી એમાંનું કોઇ પણ તમને વળગી શકશે નહિ. મુક્ત થતાંજ તમને પરમાનંદની પ્રાપ્તિ થશે. અશુભ એ લોઢાની બેડી છે, ને શુભ એ સુવર્ણની બેડી છે; પણ છે તો બન્ને બેડીઓજ. માટે એનાથી મુક્ત થાઓ, અને સમજી રાખો કે, કોઇ પણ શૃંખલા-કોઈ પણ બેડી તમારી મરજી ન હોય તો તમને બાંધી રાખવા સમર્થ નથી. પ્રથમ સોનાની શૃંખલાની સહાય લઇ લોઢાની બેડી નાખો, અને પછી એ બન્ને શૃંખલાઓને ફેંકી દો. જે અશુભરૂપી કાંટો આપણા અંગમાં ખુંપાઈ રહ્યો છે. એજ ઝાડનો એક બીજો 'શુભ' નામનો કાંટો નાખો, અને પછી લઇને પૂર્વના કાંટાને કાઢી અંતે એ બન્ને કાંટાને ફેંકી દો, ફેંકી દેતાંજ મુક્ત થઈ રહેશો.

× × × ×

જગતમાં હમેશાં દાતારનું આસન ગ્રહણ કરો. સર્વસ્વ આપી દો, અને પછી કશાની ચાહના ન કરો. પ્રેમ આપો, સ્નેહ અર્પો, સહાય આપો, સેવા આપો, જે જે કંઇ તમારી પાસે આપવા જેવું હોય તે સઘળું આપી દો; પરંતુ ખબરદાર જો બદલામાં કશાની આશા કરી તો ! આપતી વખતે કોઈ પણ જાતની શરત કે કંઇ પણ ઇચ્છશો નહિ. તમે તેમ કરશો તોજ તમારા ગળામાં કોઈ શરત કે બીજા કશાનું જોતરૂં નહિ ઘાલે. આપણે આપણી દાનશીલતાને ખાતરજ જો આપ્યે જઇએ છીએ તો ઈશ્વર પણ તેજ રીતે પોતાના પરમ ઉદાર ધોરણે (આપણને જો કોઇ લૌકિક વસ્તુ નહિ જોઇતી હોય તો) અલૌકિક વસ્તુ પામવાની યોગ્યતા આપ્યે જાય છે.

આપવાવાળો તો એકમાત્ર ઇશ્વરજ છે, જગતનાં બીજાં બધાં તો દુકાનદાર માત્ર છે........તેની સહીવાળી હુંડી, તેની કૃપા પામવા માટે નિષ્કામ (લૌકિક ઇચ્છા વિનાનો) પ્રયત્ન કર્યો કે તરતજ આવી પહોંચે છે અને તે તરત શીકરાય છે.

"ઈશ્વર અનિર્વચનીય પ્રેમસ્વરૂપ છે"-તે પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ છે, છતાં તે "इति इति અથવા આ, આ"

કહીને લૌકિક આંખવડે બતાવી શકાય તેમ નથી.

× × × × ×

આપણે જ્યારે કોઇ દુઃખ-કષ્ટમાં તથા પરસ્પર અથડામણમાં આવી પડીએ છીએ, ત્યારે જગત આપણને એક ઘોર ભયાનક સ્થાન જેવું લાગે છે; પરંતુ જેવી રીતે આપણે કોઇ બે કુરકુરીઆંને પરસ્પર ગેલ કરતાં અથવા બચકંબચકી કરતાં જોઇએ છીએ, ત્યારે આરંભમાં તે તરફ વિશેષ લક્ષ નહિ આપતાં એવું માની લઇએ છીએ કે, એ તો એ બે જણ મઝા કરે છે, અને તે પણ એટલે સુધી કે વચ્ચે વચ્ચે એકાદને ખરેખરૂં બચકું બેસી જાય તોપણ આપણને એમજ લાગે છે કે એથી કંઇ અનિષ્ટ થવાનું નથી-ઉલટું એ દૃશ્ય જોવામાં આપણને મઝા પડે છે. એજ પ્રમાણે સંસારમાં આપણી પરસ્પર મારામારી ને કાપાકાપી વગેરે જે કંઈ થાય છે તે બધુંજ ઈશ્વરની દૃષ્ટિમાં તો ખેલ સિવાય બીજું કંઇજ નથી હોતું. ભગવાનને તો એથી માત્ર મઝાજ મળે છે.

× × × × ×

( બિહાગ )

લાહી ગયું ભવસાગરમાં મુજ ડૂબે ડૂબે નાવ
મોહ-તુફાન ઝડી માયાની વાધતી, માડી બચાવ-
મન-માછીએ બની અનાડી,ષડ્રિપુ હાથે સોંપી દાંડી;
વાયુ વિષમ ને હાંકી હોડી, ના, ના, કદી ઉગરાય—લાહી૦
ભક્તિ-હલેસાં ચાલ્યાં તૂટી, શ્રદ્ધા-ચોકી ગઇ છે ઊઠી;
ન ખસે કોશિશ કરતાં કોટિ, માત હવે શું થાય ?—લાહી૦
અવર ઉપાય ન દેખું હાવે, કોણ અહો અહીંથીજ બચાવે?
ઓ દુર્ગે ! તારો તો ફાવે, નામ તણો ધરૂં ભાવ !—લાહી૦
લાહી ગયું ભવસાગરમાં મુજ ડૂબે ડૂબે નાવઃ
મોહ-તુફાન ઝડી માયાની વાધતી, માડી બચાવ.

માતા ! તારો પ્રકાશ કાંઇ માત્ર સાધુજનોમાંજ હોય છે અને દુર્જનોમાં નથી હોતો એવું નથી. પ્રેમીઓમાં જે પ્રકાશ રહ્યો છે, તેજ પ્રકાશ ખૂનીઓમાં પણ રહ્યો છે. બધાંમાં મા ! તુંજ રહી છે; અને તુંજ તિરોહિત અને આવિર્ભૂત થાય છે. પ્રકાશનાં કિરણો મેલી અને ગંદી વસ્તુઓપર પડવા છતાં તે મેલાં કે અશુદ્ધ બનતાં નથી, તેમ સ્વચ્છ અને

પવિત્ર વસ્તુઓપર પડવાથી તેમના ગુણમાં કંઇ વધારો ઘટાડો થતો નથી. પ્રકાશ તો સદાય શુદ્ધ અને ફેરફાર રહિત અવિકારી છે. પ્રાણીમાત્રના આધારરૂપ એ સૌમ્યમાં સૌમ્ય સ્વરૂપવાળી, સદાય શુદ્ધ સ્વભાવવાળી અને સદાય અપરિવર્તનશાળી એવી મા જગજ્જનની પોતેજ બિરાજી રહી છે.

" या देवी सर्वभूतेषु चेतनेत्यभिधियते ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥"

દુઃખ-કષ્ટમાં ને ક્ષુધાતૃષ્ણામાં, તેમજ સુખભોગમાં ને ઉદાત્ત ભાવોમાં પણ એજ માનું સ્વરૂપ મોજુદ છે. જ્યાં આગળ એક ભમરો મધુપાન કરી રહ્યો છે, ત્યાં પણ પ્રભુ પોતેજ તે ભ્રમરરૂપે મધુપાન કરી રહ્યા છે. એ રીતે સર્વત્ર જગદીશ્વરનો-જગદંબાનો વાસ જાણી લઇને પછી એવી જ્ઞાની વ્યક્તિઓ નિંદા-સ્તુતિ ઉભયનો ત્યાગ કરી દે છે. ખાત્રી રાખો કે, કોઇથી અને કશાથી તમારૂં કિંચિત પણ અનિષ્ટ કરી શકાય તેમ નથી. શી રીતે કરી શકે? શું તમે મુક્ત નથી? શું તમે આત્મા નથી? પ્રભુ આપણા પ્રાણના પણ પ્રાણ છે, ચક્ષુના પણ ચક્ષુ છે, અને શ્રોત્રના શ્રોત્રસ્વરૂપ છે. *

આપણે સંસારમાં ચાલી રહ્યાં છીએ અને આપણને પકડવા સિપાઇઓ આપણી પૂંઠળ પૂંઠળ છૂટેલા છે; એટલે જગતના મૂળમાં પરમાત્માનું જે પરમ સૌંદર્ય રહેલું છે તેનો કિંચિત્ આભાસ માત્રજ આપણે દેખી શકીએ છીએ. પકડાઇ જવાના ભયને લીધે આપણે એવા તો વિહ્વલ થઇ રહ્યા છીએ કે તેથી આપણે અસત્યને સત્યતરીકે, અને જડને ચેતન તરીકે માની લઇએ છીએ. જડની અંદર જે કંઈ સત્તા છે, તે તો કેવળ તેની પૂંઠળ રહેલી છે. અર્થાત્ આપણે જગત કહી જેને ઓળખીએ છીએ, તે પણ વાસ્તવમાં ઈશ્વરજ છે—પ્રકૃતિદ્વારા આવિર્ભૂત થતો પરમાત્માજ છે.



* श्रोत्रस्य श्रोत्रं......स उ प्राणस्य प्राणः । चक्षुष्चक्षुः
(કેનોપનિષદ્ ૨જો શ્લોક)

# ता. २३ जून, रविवार

ધીટ અને નિષ્કપટ યાને નિખાલસ થાઓ; એટલે પછી જે કોઇ માર્ગપર તમે ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક ચાલવા માંડશો તે માર્ગે પૂર્ણ વસ્તુની પ્રાપ્તિ તમને અવશ્ય થશે. સાંકળની એકાદ કડીને પણ કોઇ રીતે જો પકડી શકશો, તો પછી ક્રમે ક્રમે આખી સાંકળને તાણી લાવવાને તમે સમર્થ થશો. ઝાડના મૂળમાં જળનું સિંચન થતાં આખા ઝાડને પાણી મળી રહે છે; તેની પેઠે ભગવાનની પ્રાપ્તિ થતાં સર્વ કંઇ આવી મળે છે.

એકદેશીયતાનો યાને એકતરફીપણાનો ભાવ એજ દુનિયામાં સર્વ અનર્થનું મૂળ છે; તેથી તમે પોતાના પંડમાં જેટલી અધિક બાજુઓનો વિકાસ કરશો, અને જેટલા વિવિધ ભાવો ખીલવશો તેટલા પ્રમાણમાં તમારો અંતરાત્મા વધારે ખીલી ઉઠશે; અને જગતને તમે એ બધી દૃષ્ટિઓથી જોઇ શકશો—કોઇ વાર જ્ઞાનીની દૃષ્ટિથી તો કોઇ વાર ભક્તની દૃષ્ટિથી, એમ ભિન્ન ભિન્ન સમયે જુદા જુદા ભાવોએ જગતને અનુભવી શકશો. તમારી પોતાની પ્રકૃતિને એક વાર સુસ્થિર કરો અને પછી તેને જાળવી રાખો—વળગી રહો. અમુક એકજ આદર્શને વળગી રહેવાની—એકનિષ્ઠ રહેવાની ચીવટ, એજ પરિવર્તનનો એકમાત્ર ઇલાજ છે. જો ઇષ્ટદેવમાં યથાર્થ ભાવ ભક્તિ હશે અને તમારી આંતરિક ઇચ્છા અને ભાવનામાં ચોરી જેવું-લૌકિક ધનમાનાદિકની ઇચ્છા જેવું નહિ હશે યાને સંપૂર્ણ નિખાલસતા હશે, તો એ એકનિષ્ઠાજ તમને એક ભાવમાંથી અન્ય સકળ ભાવો તરફ દોરવી જશે. દેવાલયો, મતસિદ્ધાંતો, વિવિધ અનુષ્ઠાનો ને વિધિઓ—એ બધું તો કુમળા છોડની ચોતરફ તેના રક્ષણ કરવા માટે વાડ કરી લેવા જોગુંજ છે; અને આગળ જતાં તો એક વૃક્ષતરીકે તેની ખિલવણી થવા કાજે એ વાડને પણ ભાંગી નાખ્યેજ છૂટકો છે; તેવી રીતે ભિન્ન ભિન્ન ધર્મો, વેદ, બાઇબલ ઇત્યાદિ ધર્મગ્રંથો અને મતસિદ્ધાંતો—એ બધાં પણ અધ્યાત્મભાવરૂપી કુમળા છોડની આસપાસની વાડ જેવાં

હોઇને–કિલ્લેબંદી–તે સાધકને તેના પસંદ કરેલા માર્ગે આગળ વધવામાં તેનું સંરક્ષણ કરે છે.

*   *   *   *

સમગ્ર સમુદ્રનું અવલોકન કરો, અને નહિ કે તેના છૂટા છવાયા તરંગોનું. એક કીડી અને એક દેવતા વચ્ચે જરા પણ ભેદભાવ ન જુઓ. એકે એક કીડો ભગવાન ઇસાનો ભાંડુ છે. એક બીજા કરતાં મોટો છે અને બીજો તેના કરતાં હલકો છે, એવું તમે કહીજ શી રીતે શકો ? પ્રત્યેક પોતપોતાના સ્થાનમાં મહાન છે. આપણે જેટલા આ ભૂલોકમાં છીએ, તેટલાજ સૂર્યલોકમાં અને તારામંડળોમાં પણ છીએ. કેમકે આત્મા દેશકાળની સીમાઓથી પર–અનંત વિશાળ–હોઈ સર્વવ્યાપી છે. પ્રભુજીના ગુણગાન કરતું પ્રત્યેક મુખડું એ મારૂંજ મુખ છે, અને વિશ્વભરમાં જોનારી એકે એક આંખ મારીજ આંખ છે. આપણે કોઈ પણ ઠેકાણે સીમાબદ્ધ નથી યાને કોઈ પણ સ્થાન આપણને પૂરવા સમર્થ નથી. આપણો દેહ સાડાત્રણ હાથનો નથી, પણ સમગ્ર બ્રહ્માંડ એ આપણો દેહ છે. આપણેજ જાદુગરની માફક જાદુઇ લાકડીના સંચાલનપૂર્વક સ્વેચ્છા મુજબનાં દૃશ્યો આપણી સમક્ષ ઉભાં કરીએ છીએ. આપણે આપણાજ રચેલા મોટા જાળામાં લપાઇ રહેલા કરોળીઆ જેવા છીએ. કરોળીઓ જેમ પોતાના નિર્માણ કરેલા જાળાના હરકોઇ તંતુપર સ્વેચ્છા મુજબ આવ–જાવ કરી શકે છે, તેમ આપણે પણ કરી શકીએ. અત્યારે એ કરોળીઆને પોતે જે થોડાક સ્થાનમાં રહેતો હોય છે તેનુંજ માત્ર ભાન હોય છે, પરંતુ વખત જતાં તેને સમગ્ર જાળાનું યથાર્થ ભાન થશે. આપણને પણ આપણું નાનું સરખું શરીર અત્યારે કયાં છે તેનુંજ માત્ર જ્ઞાન છે, યાને જે તે સ્થાન પૂરતુંજ આપણું અસ્તિત્વ આપણે અનુભવી શકીએ છીએ, તથા એકજ મસ્તિષ્કનો કિંવા એકજ ભેજાનો ઉપયોગ આપણે કરી શકીએ છીએ; પરંતુ જ્યારે આપણે પૂર્ણજ્ઞાનની–કિંબહુના જ્ઞાનાતીત અવસ્થાને પ્રાપ્ત થઇશું, ત્યારે આપણે બધુંજ જાણી શકીશું તથા સકળ ભેજાંનો વ્યવહાર આપણને સાધ્ય થશે. અત્યારે પણ આપણે આપણા વર્તમાન જ્ઞાનને ખીલવીને એવું ગતિ-

માન કરી શકીએ તેમ છીએ કે તે પોતાની વર્તમાન સીમા છોડીને પૂર્ણજ્ઞાનભૂમિનાં કિંવા જ્ઞાનાતીત કાર્યો કરી શકે.

આપણે કેવળ અસ્તિસ્વરૂપ—સતસ્વરૂપ થવાની કોશિશ કરી રહ્યા છીએ કે જેથી 'હું' ભાવ પણ રહેવા પામે નહિ, અને શુદ્ધ સ્ફાટિકમણિ જેવા શુદ્ધ નિર્મળ બની જઇએ—એવા શુદ્ધ અને નિર્મળ કે તેમાં સમગ્ર સંસારનું પ્રતિબિંબ પડવા છતાં પોતે જેમના તેમ નિર્લેપ રહીએ. એવાં બનવાને આપણે અહર્નિશ મથી રહ્યાં છીએ, અને જ્યારે એ સ્થિતિ હસ્તામલકવત્ પ્રાપ્ત થશે ત્યારે પછી કંઇજ કરવાપણું આપણે માટે રહેશે નહિ. પછી તો શરીર એ કેવળ યંત્ર સરખું બની રહેશે, અને તે આપોઆપ—આપણા તરફની કોઇ જાતની સંભાળ વગર પણ—સદા સર્વદા સ્વચ્છ રહેશે. કેમકે કશાથી કે કોઈથી પછી તે અપવિત્રજ થઈ શકશે નહિ.

તમે પોતેજ અનંતસ્વરૂપ છો એવું એક વાર જાણી લો, અને અનુભવસિદ્ધ કરી લ્યો, એટલે પછી ભય આપોઆપજ પલાયન કરી જશે. નિરંતર કહેતા રહો કે "હું અને મારો બાપ (અર્થાત્ ઈશ્વર) એકજ છીએ."

× × × ×

દ્રાક્ષના વેલાઓપર જેમ દ્રાક્ષનાં લૂમનાં લૂમ આવે છે, તેમ ભવિષ્યમાં ખ્રિસ્તો પણ સંખ્યાબંધ પ્રાદુર્ભૂત થશે. તે વારે પછી આ સંસારનો ખેલ ખતમ થઇ જઇ અદૃશ્ય બનશે. જેમ સગડીપર મૂકેલી કીટલીમાંનું પાણી ઉકળવા માંડતાં પ્રથમ સપાટી પર એક પરપોટો દેખાય છે, પછી બીજો, ત્રીજો એમ કરતાં કરતાં આખરે પરપોટાની સંખ્યા અગણિત બની જઇ બધુંજ પાણી ખદબદવા લાગી વરાળરૂપે ઉડી જાય છે; તેમ આ સંસાર વિષે પણ સમજવાનું છે. પાછલાં બે અઢી હજાર વર્ષમાં ભગવાન બુદ્ધ, ઈસુખ્રિસ્ત, શંકરાચાર્ય ઇત્યાદિરૂપે મોટા પરપોટાઓ પેદા થયા છે. મુસા એ એક નાનો પરપોટો હોઇ તેની પછી એક કરતાં એક મહાન પરપોટા ઉઠતા રહ્યા છે. એમ કરતાં એક સમય એવો આવશે, કે જ્યારે સમસ્ત સંસાર પરપોટારૂપ બની વરાળ થઇને ખલાસ થઈ જશે; છતાં સંસારરૂપી પાત્રમાં તો નૂતન જળની સૃષ્ટિ નિર્માણ થઇ સૃષ્ટિનો પ્રવાહ તો ચાલ્યાજ કરશે.

---

# ता. २४ जून, सोमवार

(આજે સ્વામીજીએ 'નારદીય ભક્તિસૂત્ર'માંથી કેટલાંક સૂત્રો એક પછી એક વાંચી તે પર વિવેચન કરવા માંડયું.)

ઇશ્વર પ્રત્યેનો પરમ અનુરાગ અથવા પ્રેમભાવ એજ ભક્તિ છે, અને એ ભક્તિરસજ વાસ્તવિક અમૃત છે. એની પ્રાપ્તિ થતાં મનુષ્યને કોઈ પણ પ્રકારની ઈચ્છા ન રહેતાં તે સર્વથા સંતુષ્ટ બને છે. કોઇ પણ હાનિથી તે શોક પામતો નથી, કોઈની ઇર્ષ્યા કરતો નથી અને એ ભક્તિરસનો એક વાર અનુભવ થતાં અન્ય કોઇ પણ વિષયમાં તેને આનંદ પડતો નથી, અને સંસારના કોઈ પણ વિષય માટે તેને ઉત્સાહ રહેતો નથી. ઇષ્ટસાક્ષાત્કારથી મનુષ્ય પ્રેમોન્મત્ત પણ થાય છે, સ્તબ્ધ પણ બની જાય છે અને આત્મારામ પણ બને છે.*

મારા ગુરુદેવ ( શ્રીરામકૃષ્ણ પરમહંસ ) કહેતા કે "આ આખોય સંસાર ગાંડાઓની ભારે મોટી ઇસ્પિતાલ જેવો છે. એમાં વસતા સકળ માનવીઓ ગાંડાતુર છે—કેટલાક ધનના ગાંડા, તો કેટલાક સુંદરતાના ગાંડા હોય છે અને કેટલાક યશકીર્તિના ગાંડા હોય છે, ત્યારે થોડાક વિરલા વળી પ્રભુ પાછળ પણ ગાંડા બન્યા હોય છે. હું તો મારે ઈશ્વરનીજ પાછળ ગાંડો થવાનું પસંદ કરૂં. કેમકે પ્રભુનું સ્વરૂપ પારસમણિ સરખું છે. તેના સ્પર્શમાત્રથી કાથરરૂપ મનુષ્ય શુદ્ધ કંચનરૂપ બની જાય છે. આકૃતિ તો એની એજ રહે છે, પરંતુ પ્રકૃતિ એના યોગે સાવ પલટાઇ જાય છે. અર્થાત્ એ પછી તેનાથી કોઇ જાતનું અનિષ્ટ કે અન્યાયનું કામ થતું નથી."

"ઈશ્વરનું ચિંતન કરતાં કરતાં ભક્તજન કયારેક રૂએ

---

* ॐ सा कस्मै परमप्रेमरूपा । ॐ अमृतरूपा च ।
ॐ यां लब्ध्वा पुमान् सिद्धो भवति अमृतोभवति तृप्तो भवति।
ॐ यां प्राप्य न किञ्चित् वाञ्छति न शोचति न द्वेष्टि न रमते नोत्साही भवति ।
ॐ यज्ज्ञानात् मत्तो भवति स्तब्धो भवति आत्मारामो भवति।
(નારદ ભક્તિસૂત્ર, ૧ લો અનુવાક, સૂત્રો ૨ થી ૬.)

છે, ક્યારેક હસે છે, ક્યારેક ગાયન લલકારે છે, ક્યારેક નાચે છે, તો ક્યારેક તેને 'અદ્દભુત–અદ્દભુત' કહીને વર્ણવે છે. પરંતુ સર્વદા એક યા બીજા પ્રકારે તે માત્ર એક ઈશ્વરની-જ વાત કરે છે." +

મહાપુરુષો ધર્મનો પ્રચાર કરે છે, પરંતુ ઇસુ, બુદ્ધ અને રામકૃષ્ણ જેવા અવતારી પુરુષો તો ધર્મ આપી શકે છે. તેમનો દૃષ્ટિપાત કે સ્પર્શ માત્ર પણ સામાની અંદર ધર્મશક્તિનો સંચાર કરવા માટે બસ થાય છે. તમારા ખ્રિસ્તી ધર્મમાં 'હોલી ઘોસ્ટ' અર્થાત્ એક પવિત્રાત્માની શક્તિનું સ્થાન છે અને એને ઉદ્દેશીનેજ "હસ્તસ્પર્શ"ની વાત બાઇબલમાં કહેવાઇ છે. પ્રભુ જીસસના હસ્તસ્પર્શથી શિષ્યોમાં ખરેજ શક્તિનો સંચાર થયો હતો. એનુંજ નામ 'ગુરુપરંપરાગત' શક્તિ, એનુંજ નામ યથાર્થ 'બાપ્ટિઝમ' એટલે કે દીક્ષા, અને એ દીક્ષાનો પ્રકાર અનાદિકાળથી જગતમાં ઉત્તરોત્તર ઉતરતો આવ્યો છે.

"કોઇ પણ જાતની લૌકિક વાસનાની તૃપ્તિ માટે ભક્તિનો ઉપયોગ કરી શકાય નહિ. કેમકે ભક્તિ પોતે સકળ વાસનાઓના નિરોધના કારણરૂપ છે."× ભકિતનાં લક્ષણો નારદજી આ પ્રમાણે વર્ણવે છેઃ–

"સઘળાં વિચાર, વચન અને કાર્યનું જ્યારે પ્રભુને સમર્પણ થઇ જાય અને પ્રભુની ક્ષણિક વિસ્મૃતિથી પણ હૃદયમાં અત્યંત વ્યાકુળતા થાય, ત્યારે સમજવું કે ભક્તિનો યથાર્થ ઉદય થયો છે."*

"ઉપરોક્ત પ્રકારની ભકિત એજ પ્રેમની સર્વોત્કૃષ્ટ અવસ્થા છે. કારણ કે અન્ય સાધારણ લોકોના પ્રેમમાં

---

+ શ્રીમદ્દભાગવતના નીચેના શ્લોકમાં એ ભાવ વર્ણવ્યો છેઃ–
**क्वचिद्रुदन्त्यच्युत चिन्तया क्वचिद्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः। नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं भवन्ति तूष्णीं परमेत्यनिर्वृत्ताः॥** (ભાગવત, સ્કંધ ૧૧, અધ્યાય ૩, શ્લોક ૩૨)

× **ॐ सा न कामयमाना निरोधरूपात् ।**
(નારદભકિતસૂત્ર, અનુવાક ૨ જો, સૂત્ર ૭ મું.)

* **ॐ नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परम व्याकुलतेति ।** (નારદભકિતસૂત્ર, અનુવાક ૩ જો, સૂત્ર ૧૯ મું.)

પ્રેમીને પોતાના પ્રેમપાત્ર પાસેથી સામો પ્રેમ પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોય છે, ત્યારે ભક્તના પ્રેમમાં તો પ્રેમપાત્રના સુખમાંજ તેનું સુખ સમાયલું હોય છે."×

"સ્વાભાવિક ભક્તિ સિદ્ધ થતાં સાધક સંન્યાસી થઈ જાય છે, એમ કહેવાનું તાત્પર્ય એજ છે કે, પછી તે વ્યક્તિનાં બધાં લૌકિક તેમજ વૈદિક કર્મો છૂટી જાય છે, યાને તે વ્યક્તિ એ બધાં કર્મોથી પર બની રહે છે."

વળી "જ્યારે અન્ય સકળ આશ્રયોના ત્યાગપૂર્વક ચિત્ત પ્રભુ પ્રત્યે આસક્ત બની જાય અને વિરોધી સકળ વિષયોપ્રતિ ઉદાસીનતા પ્રકટી કેવળ પ્રભુનોજ આશ્રય લેતા થઈએ, ત્યારે સમજવું કે યથાર્થ ભક્તિનો ઉદય આપણામાં થવા માંડયો છે."+

"જ્યાં સુધી ભક્તિની અંદર દૃઢ પ્રતિષ્ઠિત ન થવાય ત્યાંસુધી શાસ્ત્રવિધિ મુજબ વર્તવું જોઈએ." *

અર્થાત્ શાસ્ત્રવિધિનું પાલન કર્યા વિના પણ તમારા હૃદયમાં યથાર્થ ભક્તિભાવ ચાલુ રહે એટલી દૃઢતા તમારા ચિત્તમાં જ્યાંસુધી ન આવે, ત્યાંસુધી શાસ્ત્રોની મર્યાદામાંજ રહી વર્તન કરવું. અને એવી દૃઢતા સિદ્ધ થયા પછીજ શાસ્ત્રવિધિથી પર થઈ શકાય છે. કારણ શાસ્ત્રોના વિધિનિષેધ મુજબજ વર્ત્યા કરવું એ કંઈ જીવનનો અંતિમ ઉદ્દેશ નથી. પ્રત્યક્ષીકરણ યાને સ્વાનુભવ એજ એકમાત્ર આધ્યાત્મિક સત્યનું પ્રમાણ છે. માટે દરેક જણે પોતેજ પોતાની પરીક્ષાપૂર્વક અનુભવવું જોઈએ કે, એ વાસ્તવિક સત્ય છે કે નહિ. જો કોઇ ધર્માચાર્ય કે ઉપદેશક એમ કહેતો આવે કે "એ સત્યનાં મને દર્શન થયાં છે, અને તમને તે થઇ શકે તેમ નથી" તો તેના વચન પર કદાપિ ભરોસો કરશો

---

× ॐ नास्त्येव तस्मिन् तत्सुख सुखित्वम् ।
(નારદભક્તિસૂત્ર, અનુવાક ૩ જો, સૂત્ર ૨૪ મું.)

+ ॐ निरोधस्तु लोक वेद व्यापार संन्यासः ।
ॐ तस्मै अनन्यता तद्विरोधीषूदासीनता ।
(નારદભક્તિસૂત્ર, અનુવાક ૨, સૂત્ર ૫,૬)

* ॐ भवतु निश्चयदार्ढ्यादूर्ध्वं शास्त्ररक्षणम् ।
(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૨, સૂત્ર ૧૨.)

નહિ. પરંતુ "પ્રયત્ન કરવાથી તમારાથી પણ એ સત્ય પ્રત્યક્ષ કરી શકાય તેમ છે" એમ કહેનારનાં વચનપર અવશ્ય વિશ્વાસ રાખજો. જગતના સર્વ જમાનાનાં અને સર્વ દેશોનાં, સર્વ શાસ્ત્રો અને સર્વ સત્યો વેદરૂપ છે. કારણ કે એ સકળ સત્યો પ્રત્યક્ષ કરવાનાં હોઇ હરકોઇ વ્યક્તિથી તેનો આવિષ્કાર કરી શકાય એમ છે.

"ભક્તિસૂર્યનાં કિરણો જ્યારે પ્રથમ દિગન્તમાં દેખાવા માંડે છે, ત્યારે પોતાનાં સર્વ કર્મો ઈશ્વરને સમર્પણ કરી દેવાની ઉત્કટ ઇચ્છા આપણામાં ઉદ્‌ભવે છે, અને એક ક્ષણ માટે પણ તેનું વિસ્મરણ થતાં આપણું અંતર વલોવાઇ જાય છે, યાને ગાઢ દુઃખાનુભવ થાય છે."

ઈશ્વર અને તેના પ્રત્યેની તમારી ભક્તિ—એ બેની વચ્ચે આડખીલીરૂપે કોઇને પણ આવવા દેતા નહિ. તેનેજ ચાહો, તેનાજ અનુરાગી બનો, તેનીજ ભક્તિ કરો. જગતના લોકોને એ સંબંધમાં કહેવું હોય તે ભલે કહે, એમના બકવાદની લેશ પણ પરવા ન કરો. પ્રેમભક્તિ ત્રણ પ્રકારની છે-(૧) સમર્થા, (૨) સમંજસા અને (૩) સાધારણી. સાધારણી પ્રેમભક્તિના પ્રકારમાં મનુષ્ય પોતાના પ્રેમપાત્રની પાસેથી 'મને આ આપો, તે આપો' એમ કંઇ ને કંઇ માત્ર માગ્યા કરે છે ને પોતે સામો કંઇજ આપતો નથી. સમંજસા ભક્તિમાં વિનિમય અર્થાત્ બદલા અગર સાટાનો ભાવ રહેલો છે; ત્યારે સમર્થાની અંદર પ્રેમીને કિંવા ભક્તને કોઇ પણ જાતના પ્રતિદાનની અથવા બદલાની અપેક્ષાજ હોતી નથી. પતંગીઆની દીવા ઉપર જેમ શુદ્ધ અને નિષ્કામ પ્રીતિ હોય છે—બળી મરવું પડે તો તે હા, પણ દીપક પ્રત્યેની પોતાની પ્રીતિ—ભક્તિ પતંગીઉં ત્યજતું નથી, તેવુંજ સમર્થા પ્રીતિવાળા ભક્તના સંબંધમાં પણ હોય છે.

"આ ભક્તિ—કર્મ, જ્ઞાન અને યોગ કરતાં પણ ચઢીઆતી છે, શ્રેષ્ઠ છે." *

કર્મના યોગે તો કર્મ કરનારની પોતાનીજ ચિત્તશુદ્ધિ થાય છે, બીજા કોઈને તેથી લાભ થતો નથી. આપણો

* ॐ सा तु कर्मज्ञानयोगेभ्योप्यधिकतरा ।
(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૪, સૂત્ર ૨૫)

કોયડો આપણે પોતેજ ઉકેલવાનો છે. યાને આપણી ઉન્નતિ સાધનદ્વારા આપણે પોતેજ સાધ્ય કરવાની છે; મહાપુરુષો તો કેવળ આપણને તેનો રસ્તો દેખાડી આપે છે. ખરૂંજ કહ્યું છે કે, **यादृशी यस्य भावना सिद्धिर्भवति तादृशी**— અર્થાત્ જેની જેવી ભાવના, તેવી તેની સિદ્ધિ. માટે ભગવાન ઈસુ ઉપર જો તમે તમારો સઘળો ભાર નાખતા હો, તો તમારે સદા સર્વદા તેનુંજ ચિંતન કરવું જોઇએ, કે જેથી તમે તેના જેવા થાઓ અને તેની યથાર્થ ભક્તિ કરી શકો. એ પ્રકારની નિરંતર ભાવનાનું નામજ ભક્તિ કિંવા પ્રેમ છે.

"પરાભક્તિ અને પરાવિદ્યા બેઉ એકજ વસ્તુ છે."

છતાં ઇશ્વિરવિષે માત્ર વિવિધ મતમતાંતરોની ચર્ચા કરીને કે સાંભળીને બેસી રહેવાથી ચાલશે નહિ. આપણે તેની ભક્તિ અને સાધના કરવી જોઈશે. સંસાર અને સાંસારિક વિષયો, તમામનો ત્યાગ કરી દો—ખાસ કરીને છોડવો જ્યાં સુધી કુમળો હોય, અર્થાત્ જ્યાંસુધી ચિત્તમાં દૃઢતા આવી ન હોય તેટલા વખત પૂરતો તો જરૂર કરો, અહર્નિશ ઇશ્વરનાજ ધક ધ્યાનમાં મશ્ગુલ રહો, અને બની શકે ત્યાં સુધી બીજી બાબતોને પાસે અને વિચારમાં પણ ન રાખો. આનો અર્થ એવો નથી સમજવાનો કે, રોજનાં આવશ્યક કર્તવ્યો કે તે સંબંધી વિચારો ન કરવા. એ સઘળું કરવું, પણ તે તદ્ભાવભાવિત થઈને યાને પ્રભુમય રહીનેજ કરવું જોઇએ. મતલબ કે, ખાનપાન અને નિદ્રાદિ સકળ કાર્યોમાં અને સકળ પદાર્થોમાં સદા પ્રભુનાંજ દર્શન કર્યા કરો. બીજાઓની સાથે વાતચીત કરો તો તે પણ ઇશ્વર સંબંધીજ કરો. એમ કરવાથી સાધનકાર્યમાં ખૂબ સહાયતા મળે છે.

ભગવાનની અથવા તેના યોગ્યતમ મહાન સંતાનોની-સાચા મહાપુરુષોની કૃપા સંપાદન કરો.× પ્રભુપ્રાપ્તિ માટેના એ બેજ ધોરી રસ્તા છે.

પ્રભુનાં એવાં સંતાનોની યાને સાચા મહાપુરુષોની સંગતિનો લાભ મળવો બહુ દુર્લભ છે. બાકી જો મનુષ્યમાં

× ॐ **मुख्यतस्तु महत्कृपयैव भगवत्कृपालेशाद्वा ।**
(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૫, સૂત્ર ૩૮.)

યોગ્યતા હોય તો તેમની સાથેના પાંચ પળ જેટલા ટુંકા સમાગમથી પણ તેનું સારૂં જીવન પલટાઇ જાય છે.× જો એવા સંતસમાગમની મનુષ્યના મનમાં ખરી અભિલાષા હોય છે, તો તો તેને કોઇ ને કોઇ મહાપુરુષની સંગતિ મળેજ મળે છે.

ભકતો અગર મહાપુરુષો જે સ્થાનોમાં રહેતા હોય છે, તે સ્થાનો તીર્થસ્વરૂપ બની જાય છે, તેઓ જે વચનો ઉચ્ચારે છે તે શાસ્ત્રવચન લેખાય છે, અને તેઓ જે જે કર્મો કરે છે તે તે બધાં શુભ કર્મતરીકે સત્કારાય છે—એવું મોટું મહાપુરુષોનું માહાત્મ્ય છે.* તેઓ જે સ્થાનમાં રહેતા હોય છે, તે સ્થાન તેમના દેહમાંથી વહેતાં પવિત્ર આંદોલનોથી ભરપૂર બની જાય છે; અને તેથી જે લોકો તે સ્થાને જાય છે તેમના પર તેમનો પ્રભાવ પડે છે–અર્થાત્ તેઓનાં અંતરો એ આંદોલનોનો અનુભવ કરે છે, એટલે તેમની ચિત્તવૃત્તિમાં પણ પવિત્ર ભાવનો સંચાર થાય છે.

“ આવા ભક્તજનોની અંદર જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન કે ધંધાવિષયક ભેદભાવ હોતો નથી; કેમકે તેઓ સર્વ તેનાજ બની રહેલા હોય છે. ”+

કુસંગનો સર્વથા ત્યાગ કરી દો, અને તેમાં પણ આરંભની અવસ્થામાં તો ખાસ કરીને વિષયાસક્ત લોકોની સંગત પણ ત્યજી દો. કેમકે એનાથી ચિત્ત ચંચળ થવાનો સંપૂર્ણ સંભવ છે. તેમજ ‘ હું ’ અને ‘મારૂં’ના ભાવો પણ બિલકુલ તજી દો. કેમકે આ જગતમાં જેને ‘મારૂં’ જેવું કંઇ રહેતું નથી તેનીજ આગળ પ્રભુ પ્રકટ થાય છે–તેનેજ પ્રભુની ઝાંખી થાય છે. બધી જાતનાં સાંસારિક પ્રીતિનાં બંધન છેદી નાખો, આળસનો પરિત્યાગ કરો, અને ‘મારૂં શું થશે’ એવી જાતની બધી ચિંતા પરહરો. તમારાં કરેલાં કર્મોનું

× ॐ महत्संगस्तु दुर्लभोऽगम्योऽमोघश्च ।
(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૫, સૂત્ર ૩૯)

* ॐ तीर्थीकुर्वन्ति तीर्थाणि सुकर्मी कर्माणि सच्छास्त्री शास्त्राणि । ॐ तन्मयाः । (નારદ ભ૦ સૂ૦, અનુવાક ૯,સૂત્ર ૬૯,૭૦)

+ ॐ नास्ति तेषु जाति विद्यारूपकुलधनक्रियादि भेदः । ॐ यतस्तदीयः । (નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૯, સૂત્ર ૭૧–૭૨.)

ફળ પેખવા માટે કદી પણ પાછું ભાળી જુઓ ના. બધાંજ કર્મો પ્રભુને સમર્પણ કરતા રહી કર્તવ્ય કર્યે જાઓ, અને તેના ફલાફલનો વિચાર પણ કરવાનું છોડી દો. + જ્યારે તમારી બધી વૃત્તિઓ એક અવિચ્છિન્ન ધારામાં પ્રભુ તરફ વહેશે; જ્યારે ધનધામ કે માનબડાઇ પાછળ બાથોડિયાં જેવી અવદશા રહેશે નહિ; અને એકમાત્ર પરમાત્માસિવાય બીજા કશાયનો વિચાર કરવાનો પણ અવકાશ નહિ રહે, ત્યારે–ત્યારેજ તમારા હૃદયમાં એ અપાર અને અલૌકિક પ્રેમાનંદ જાગી ઉઠશે. લૌકિક વાસનાઓ તો બધી કાચના મણકા જેવી અસાર વસ્તુ છે.

કુદરતી પ્રભુપ્રેમ ઇશ્વરાનુરક્તિ અથવા પરાભક્તિ અહેતુક હોય છે. કેમકે એમાં કોઇ પણ લૌકિક કામનાને સ્થાન હોતું નથી. વળી તે નિત્યનૂતન અને પ્રતિક્ષણ વધ્યા કરનારી હોઈને માત્ર સૂક્ષ્મ અનુભવથીજ સમજી શકાય એવી હોય છે. વ્યાખ્યા કે વિવેચનથી તેનું સ્વરૂપ કદાપિ સમજી શકાતું નથી. ×

ભક્તિ એજ સર્વ સાધનોમાં સહજ અને સરળ સાધન છે. ભક્તિ સ્વાભાવિક હોઇ તેમાં કોઇ યુક્તિ કે તર્કની અપેક્ષા રહેતી નથી. વળી તે સ્વયંપ્રમાણ હોઇ તેમાં અન્ય કોઇ

---

+ ॐ દુઃસંગઃ સર્વથૈવ ત્યાજ્યઃ ।

ॐ काम क्रोध मोह स्मृतिभ्रंश बुद्धिनाश कारणत्वात् ।

ॐ तरंगायिता अपीमे संगात् समुद्रायन्ति ।

ॐ कस्तरति मायाम् ? यः संगान् त्यजति यो महानुभवं सेवते यो निर्ममो भवति ।

ॐ यो विविक्तस्थानं सेवते यो लोकबन्धमुन्मूलयति निस्त्रैगुण्योभवति योगक्षेमं त्यजति ।

ॐ यः कर्मफलं त्यजते कर्माणि सन्न्यसति ततो निर्द्वन्द्वो भवति ।

ॐ वेदानपि सन्न्यसति केवलमविच्छिन्नानुरागं लभते ।

(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૬, સૂત્રો ૪૩ થી ૪૯.)

× ॐ गुणरहितं कामनारहितं प्रतिक्षण वर्धमानमविच्छिन्नं सूक्ष्मतरमनुभवरूपम् (નારદભક્તિસૂત્ર, અનુવાક ૭, સૂત્ર ૫૪.)

પ્રમાણુ કે પુરાવાની પણ અપેક્ષા રહેતી નથી.* યુક્તિ-તર્ક એટલે શું ? એજ કે કોઇ પણ વિષયને આપણા મનદ્વારા સીમાબદ્ધ કરવો. આપણે જાણે મનરૂપી જાળ નાખી તેમાં કોઇ વસ્તુને પકડીએ છીએ અને પછી કહીએ છીએ કે, એ વસ્તુને અમે સાધ્ય કરી છે. પરંતુ ઈશ્વરની બાબતમાં એમ કરવું કદાપિ શક્ય નથી—ઈશ્વરને મનરૂપી જાળમાં પકડવાનું કોઇ કાળે બને તેમ નથી.

ભક્તિ હમેશાં અહૈતુકી હોવી જોઇએ. એટલે સુધી કે કોઇ અયોગ્ય વ્યક્તિ કે અયોગ્ય વસ્તુ ઉપર પણ આપણો પ્રેમ પથરાયો હોય, ત્યારે પણ તેના મૂળમાં સ્વાભાવિક પ્રેમ અને કુદરતી આનંદ રહેવો જોઇએ. પ્રેમનો વ્યવહાર ગમે ત્યાં ને ગમે તે રીતે ભલે થાય, પણ તેની શક્તિ તો સદા એકરૂપ હોય છે, પ્રેમ સ્વભાવથીજ શાંતિ અને આનંદસ્વરૂપ છે.×

એક ખૂની પણ જ્યારે પોતાના બાળકને બચ્ચી કરે છે, ત્યારે પ્રેમભાવ સિવાયના અન્ય સકળ ભાવોનું તેને વિસ્મરણ થઇ જાય છે. માટે અહંતાનો સદંતર નાશ કરી દો, કામ-ક્રોધના પાશમાંથી સર્વથા છૂટા થાઓ અને સર્વ કંઇ ઈશ્વરને સમર્પી દો. **नाहं नाहं तूहि तूहि**—આગલો અજ્ઞાનજન્ય અહંભાવ-દેહભાવ ચાલ્યો ગયો છે, અને હવે કેવળ તુંજ અવશિષ્ટ રહ્યો છે. દેહભાવે હું તારો છું; અને આત્મભાવે હું એ તુંજ છું. કોઇની નિંદા કરો નહિ. દુઃખ કે આફત આવી પડે, ત્યારે જાણો કે ઈશ્વર તમારી સાથે ક્રીડા કરી રહ્યો છે; ખેલ ખેલી રહ્યો છે, અને એમ પીછાણીને એ દુઃખમાં પણ સુખનો અનુભવ કરો.

ભક્તિ અથવા પ્રેમ દેશકાળની સીમાથી પર હોઇ પૂર્ણ-સ્વરૂપ છે.

---

* ॐ अन्यस्मात् सौलभ्यं भक्तौ।
ॐ प्रमाणान्तरस्यानपेक्षत्वात् स्वयं प्रमाणत्वात्।
(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૮, સૂત્ર ૫૮-૫૯.)

× ॐ शान्तिरूपात् परमानंदरूपाच्च।
(નારદ ભક્તિસૂત્ર, અનુવાક ૮, સૂત્ર ૬૦)

# ता २५ मी जून मंगळवार

પ્રત્યેક ભોગવૈભવ પછી દુઃખ તો આવે છેજ; પછી તે કાં તો સુખની પછી તરતજ આવે કે લાંબે ગાળે આવે; પણ આવવાનું તો ખરૂંજ. જીવાત્મા જેટલો વધારે ઉન્નત હોય છે, તેટલું સુખની પાછળ દુઃખ પણ વધારે અને વહેલું આવે છે. કારણ કે **આપણને જે ખરી જરૂર હોય છે તે તો સુખદુઃખ ઉભયની પર અવસ્થાને પ્રાપ્ત કરવાની.** કેમકે એ બન્ને આપણને આપણા મૂળ સ્વરૂપને ભૂલાવી દેનારાં છે–દૂર રાખનારાં છે; એટલુંજ નહિ પણ એ બન્ને બેડીરૂપ છે. એક બેડી લોખંડની તો બીજી સોનાની; પણ છે તો બન્ને બેડીઓજ. એ ઉભયની પૂંઠે આત્મા રહેલો છે, કે જેને સુખભોગ પણ નથી કે દુઃખભોગ પણ નથી. સુઃખ અને દુઃખ એ તો અંતકરણની ખાસ અવસ્થાઓ છે, અને હરેક અવસ્થા સદાય પરિવર્તનશીલ–ફરી જનારી હોય છે. પરંતુ આત્મા તો સદૈવ આનંદસ્વરૂપ, અપરિણામી અને શાંતિસ્વરૂપ છે. એ આત્માને આપણે પ્રાપ્ત કરવાનો હોય એવું તો છેજ નહિ. કેમકે તે તો આપણને કયારનોય મળેલો છે. આપણે તો કેવળ આપણા અંતઃકરણ પર ચઢેલા મેલના થર ધોઇ નાખીને તેનાં દર્શન સિદ્ધ કરવાનાં છે.

આપણે જ્યારે એ આત્મસ્વરૂપમાં પ્રતિષ્ઠિત થઇ શકીએ ત્યારેજ જગતને આપણે વાસ્તવિક રીતે ચાહી શકીએ છીએ. માટે ઉંચામાં ઉંચો ખરો પરોપકાર કરવો હોય તોપણ એકવાર તો તમે તમારા પંડને અંતઃકરણને ખૂબજ ઉચ્ચ કક્ષાપર લઈ જાઓ. એ પ્રકારે આપણા એ વિરાટ સ્વરૂપનું જ્ઞાન અનુભવસિદ્ધ કરીને તે પછીજ આપણે સમગ્ર જગતપ્રપંચને પૂર્ણ શાંતભાવે નિહાળવો જોઇએ. આ જગતપ્રપંચ એ બાળકોના ખેલ જેવો છે; એવું આપણે જ્યારે જાણી લઇએ, ત્યારે પછી જગતમાં બનતી કોઈ પણ ઘટના આપણને વ્યગ્ર કરી શકશે નહિ. હા, જો પ્રશંસાથી મન પ્રફુલ્લિત થશે, તો નિંદાથી તે ખિન્ન પણ નિશ્ચય થશે. ઇંદ્રિયોનાં તેમજ મનનાં પણ સઘળાં સુખો

અસાર અને અનિત્ય છે; પરંતુ આપણી ભીતર એક એવું નિરપેક્ષ સુખ રહેલું છે, કે જે સુખ કોઇની કે કશાની ઉપર આધાર રાખતું નથી. એ સુખ સંપૂર્ણ સ્વતંત્ર હોઇ પરમાનંદ-રૂપ છે. આપણું સુખ જેટલું ભીતરની વસ્તુ ઉપર અવલંબે છે, તેટલું બહારની વસ્તુપર અવલંબતું નથી. માટે એ આંતરિક સુખાનંદ જેટલા પ્રમાણમાં આપણામાં વધારે ઉંડું ઉતરે છે તેટલા પ્રમાણમાં આપણે અધિક ધાર્મિક અને અધિક આધ્યાત્મિક બનીએ છીએ. એ આત્માનંદનેજ જગત ધર્મ કહીને ઓળખે છે.

આંતરિક જગત બાહ્ય જગત કરતાં અનંતગણું મોટું છે. બાહ્યજગત એ તો આંતરિક જગતનો માત્ર ઝાંખો બાહ્ય-પ્રકાશ છે. આ જગત સત્ય નથી તેમ મિથ્યા પણ નથી; પરંતુ સત્યની છાયા માત્ર તે છે. કવિજન કહે છે તેમ "કલ્પના એ સત્યની સોનેરી ઢાળ ચઢાવેલી છાયામાત્ર છે."

વેદાંતના મત પ્રમાણે જગત એ એક અચેતન નિર્જીવ જડ પદાર્થ માત્ર છે. એ જગતમાં આપણે જ્યારે પ્રવેશ કરીએ છીએ, ત્યારેજ તે આપણે માટે જીવંત વસ્તુ થઇ પડે છે. જગતના તમામ પદાર્થ અચેતન-નિર્જીવ છે. તેમને આપણેજ જીવિતદાન દઇએ છીએ. તેમ છતાં મૂર્ખ બણુચકની માફક એ સત્ય વાત વિસરી જઈ તેમનાથી કોઇ વાર ભડકીએ છીએ તો કોઇ વાર તેમનો ભોગ કરીએ છીએ; પરંતુ પેલી માછણોના જેવી તમારી ગતિ ન થાય તે ધ્યાનમાં રાખજો. એ વાત એવી છે કે, એક વાર કેટલીક માછણો બજારમાં-થી ઘેર પાછી ફરતાં માર્ગમાં સખત વાવાઝોડાના તોફાન-માં સપડાઇ ગઇ. તોફાન એવું ભારે હતું કે તેમનાથી સહીસલામત ઘર ભેગાં થવાય તેમ નહોતું. તેથી ત્યાં રસ્તામાંજ તેમણે એક માળણનો આશરો લીધો. માળણે તેમને રાત્રે સૂવા માટે જે ઘર કાઢી આપ્યું તે બગીચાની અડોઅડ આવેલું હતું; તેથી ત્યાંની હવા બગીચાનાં સુંદર ફૂલોની સુવાસથી તર બનેલી હતી. માછણોએ એ મકાનમાં પ્રવેશ કરતાંજ એ ખુશબોદાર સુગંધ તેમના નાકને જણાવા લાગી; પણ એ મીઠી સુવાસ તેમને તો એવી અસહ્ય થઇ પડી કે આમ તેમ પાસાં ઘસતાં કેમે કરી તેમને ઉંઘ

આવી નહિ. આથી આખરે તેમાંની એકે સૂચવ્યું કે 'ચાલો, આપણે આપણી છાબડીઓમાં પાણી છાંટીને આપણા ઉશીકે રાખીએ.' તેની એ સૂચનાનો અમલ થતાંજ યાને છાબડીઓમાંથી નીકળતી મચ્છીની દુર્ગંધનો નાકે સ્પર્શ થતાંજ સઘળી માછણો નિરાંતે ઘોરવા મંડી ગઇ!

આ સંસાર પણ આપણે માટે મચ્છીની છાબડી જેવો છે. માટે એના ઉપર આપણે આપણા સુખભોગનો આધાર ન રાખવો જોઇએ. જેઓ તેમ કરતા હોય, તેઓ તામસ પ્રકૃતિના અથવા બદ્ધ જીવો છે. બીજો પ્રકાર રાજસ પ્રકૃતિના જીવોનો છે. તેમનામાં અહંભાવ બહુ પ્રબળ હોય છે. તેઓ સદાસર્વદા 'હું' 'હું' કહ્યા કરે છે. તેમને હાથે કેટલીક વાર સત્કાર્યો થાય છે, અને તેથી કોશિશ કરે તો તેઓ ધાર્મિક પણ થઈ શકે; પરંતુ સર્વશ્રેષ્ઠ વર્ગ તો સાત્ત્વિક પ્રકૃતિના જીવોનો છે. સાત્ત્વિક પ્રકૃતિના જીવો નિરંતર અંતર્મુખ યાને આત્મનિષ્ઠ હોય છે. આ સત્ત્વ, રજસ અને તમસના ત્રણે ગુણો પ્રત્યેક વ્યક્તિની અંદર મોજુદ હોઈ જુદે જુદે અવસરે જુદો જુદો એકેએક ગુણ પ્રાધાન્ય ભોગવતો જણાય છે.

સૃષ્ટિ એટલે કશાની બનાવટ કે રચના, એવું નથી સમજવાનું; પણ એનો અર્થ 'જે સામ્યભાવ નષ્ટ થઇ ગયો છે તેને પુનઃ પ્રાપ્ત કરવાની કોશિશ' એટલોજ સમજવાનો છે. જેમ કોઇ એક બુચના ચૂરા કરી પાણીથી ભરેલા કોઇ વાસણમાં નાખીએ છીએ, તો તે ટુકડા એકે એકે અથવા તો સાથે મળીને વેગબંધ તરતા તરતા પાણીની સપાટી પર આવવાની કોશિશ કરે છે, તેમ સૃષ્ટિની બાબતમાં પણ સમજવાનું છે. જ્યાં આગળ જીવન કે જગત જેવું છે ત્યાં આગળ દુઃખ અને અશુભ તો થોડા ઘણા પ્રમાણમાં હોવાનુંજ. જીવન એ દુઃખથી સંકળાયલું છે અને હોવુંજ જોઇએ. થોડા પણ અશુભના પાયાપરજ જીવન યા જગતની સૃષ્ટિ અવલંબેલી છે. જગતની અંદર જે જે કંઇ દુઃખ અને અશુભ જેવું રહેલું છે તે બહુ સારૂં છે. કેમકે સામ્યભાવ સ્થિર થતાંજ યાને સુખ-દુઃખ કિંવા શુભ-અશુભની સમાનતા સ્થપાતાંજ સૃષ્ટિનો લય થઇ જશે. મતલબ કે, સામ્યતા અને વિનાશ એ ઉભય એકજ વસ્તુ છે. માટે જ્યાં સુધી

આ જગત ચાલે છે, ત્યાં સુધી તો સુખદુઃખ કિંવા શુભાશુભ એકબીજાનાં સંગીજ રહેવાનાં. આમ છતાં જ્યારે આપણે જગતનું અતિક્રમણ કરીને સુખદુઃખ અને શુભાશુભ ઉભયથી પર થઇએ છીએ, ત્યારે આપણને પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

આ સંસારની અંદર દુઃખરહિત નર્યું સુખ, કે અશુભવિહોણું કેવળ શુભ પ્રાપ્ત થાય, એ કદી શક્યજ નથી. કારણ કે જીવન અથવા જગત એટલેજ સામ્યભાવની ક્ષતિ. આપણને જેની જરૂર છે તે મુક્તિની છે; નહિ કે જીંદગીની, સુખની કે શુભની. સૃષ્ટિનો પ્રવાહ અનંત ને અનાદિ હોઈ એક અગાધ સરોવરની સપાટી ઉપરનાં સદા ગતિમાન મોજાં જેવો છે. એ સરોવરમાં એવાં ગહન સ્થાનો છે, કે જ્યાં આગળ આપણી ગતિ હજી થઇ શકી નથી; અને કેટલાંક સ્થાનોએ સામ્યભાવની પુનઃ સ્થાપના થઇ ચૂકવા છતાં સપાટી પરનું મોજું તો નિરંતર ગતિશીલ રહ્યા કરીને સામ્યાવસ્થા મેળવવાની ચેષ્ટા અસ્ખલિત ચાલી રહી છે. જીવન અને મૃત્યુ એ એકજ ઘટનાનાં જુદાં જુદાં નામો માત્ર છે, કિંબહુના એકજ સિક્કાની ઉલટ સુલટ બાજુઓ છે. બન્ને માયાનાં રૂપ હોઇ માત્ર પ્રયત્નથી સમજી શકાય નહિ તેવાં દુર્બોધ છે. એક વાર જીવવાની ચેષ્ટા થતી જોવામાં આવે છે તો બીજીજ ક્ષણે વિનાશ અથવા મૃત્યુની ચેષ્ટા થતી જોવામાં આવે છે. આપણું યથાર્થ સ્વરૂપ જે આત્મા, તે તો એ જીવન–મૃત્યુ ઉભયથી પર છે. ઈશ્વરના અસ્તિત્વનો જ્યારે આપણે સ્વીકાર કરીએ છીએ યાને જ્યારે આપણે તેના સ્વરૂપને પિછાનીએ છીએ, ત્યારે એમાં નિજ આત્માને ઓળખવા સિવાય બીજું કશુંજ બનતું નથી. એ આત્માથી યાને ઇશ્વરથી આપણે પોતેજ પોતાને જૂદા પાડીને ઉપાસના કરીએ છીએ; પરંતુ વસ્તુતઃ તો તે સદા સર્વદા આપણોજ અંતરાત્મા છે, કે જે એકમ અદ્વિતીયમ્ ઈશ્વર છે.

એ ગુમાયલી સામ્યાવસ્થાને પાછી પ્રાપ્ત કરવા માટે આપણે પ્રથમ તો રજસદ્વારા તમસને અને પછી સત્ત્વદ્વારા રજસને જીતવા જોઇએ. સત્ત્વ એ એક એવી સ્થિર, ધીર ને પ્રશાન્ત અવસ્થા છે કે જે ક્રમશઃ વધતીજ જાય છે, અને આખરે બીજા ભાવોનો યાને રજસ અને તમસનો બિલકુલ

લોપ થઈ જાય છે. બંધનના પરિત્યાગપૂર્વક મુક્ત થાઓ અને યથાર્થ ‘ પ્રભુપુત્ર ’ બનો, એટલે પછી ઇસુ ભગવાનની માફક તમે પણ પિતાનાં દર્શન પામશો. અનંત શક્તિ અને અનંત વીર્યનેજ ધર્મ તથા ઈશ્વર સમજવાનાં છે. તેથી દુર્બળતા અને દાસત્વમાત્રનો ત્યાગ કરી દો. જો તમે મુક્તસ્વભાવ થાઓ તોજ આત્મા કહેવાઓ અને ત્યારેજ અમૃતત્વ તમારી મુઠ્ઠીમાં આવે. મુક્તતા એ તો ઈશ્વરનો સ્વભાવ છે; અને એ મુક્ત સ્વભાવ એ ઈશ્વર છે.

× × × ×

જગત અથવા સંસાર મારે માટે છે, અને નહિ કે હું જગત કિંવા સંસાર માટે. તેમ શુભ અને અશુભ એ આપણા દાસ છે—બંદા છે-ગુલામ છે-અને નહિ કે આપણે તેમના. આગળ પ્રગતિ ન કરતાં જ્યાં હોય ત્યાંના ત્યાં પડયા રહેવું, એ પશુઓનો સ્વભાવ છે; અશુભનો ત્યાગ કરી શુભની પ્રાપ્તિ માટે કોશિશ કરવી એ મનુષ્યનો સ્વભાવ છે; અને શુભ અશુભ એમાંથી એકેયને માટે ચેષ્ટા ન કરતાં સર્વદા સર્વ અવસ્થામાં આનંદમય રહેવું એ સ્વભાવ દેવતાઓનો છે. આપણે એવા દેવતા બનવાનું છે. એને માટે હૃદયને સમુદ્રના જેવું વિશાળ બનાવો અને જગતના ક્ષુદ્ર ભાવોથી પર બનો; તે એટલે સુધી કે કદાચ કંઇ અશુભ આવી ચઢે તો તેનાથી પણ આનંદથી ઉન્મત્ત બની જાઓ. વળી જગતને એક છબીની માફક નિહાળતા થાઓ. છબીના શુભાશુભ ભાવ જેમ તમારી ચિત્તવૃત્તિને વિચલિત કરી શકતા નથી, તેમ જગતના શુભાશુભ ભાવોથી પણ તમે અલિપ્ત છો; એમ જાણીને તેના સૌંદર્યનોજ માત્ર ઉપભોગ કર્યે જાઓ. જગતનું સુખ એ તો શેરીઓમાં રમતાં બાળકોને ઉકરડામાંથી કાચના મણકા જડે ને તેમને જે સુખાભાસ થાય તેના જેવું ક્ષણિક અને મિથ્યા છે. માટે સંસારનાં સુખ–દુઃખો તરફ તો શાંતભાવથી જુઓ અને ઉભયને એકરૂપે જુઓ. સુખ–દુઃખ બંને ભગવાનનો ખેલ છે, ઈશ્વરની લીલા છે; તેથી એમાંનું જ્યારે જે પણ આવી મળે તે સ્થિતિમાં આનંદ માનો.

× × × ×

મારા ગુરુદેવ કહેતા હતા કે "બધુંજ નારાયણરૂપ છે, છતાં વાઘનારાયણને તો આઘેથીજ નમસ્કાર કરી અળગા રહેવું ઉચિત છે; તેમ બધી જાતનાં પાણી નારાયણનાં રૂપ છે તો પણ મેલું ને ગંદુ પાણી અપેય હોઇ ત્યાજ્ય છે."

સુવિશાળ ગગનમંડળ એ પ્રભુજીનું ધૂપિયું છે, અને સૂર્ય–ચંદ્ર તેના જ્વલંત દીપક છે; તો પછી અન્ય મંદિરની જરૂરજ શી છે? સકળ નેત્રો તારાં છે, છતાં તને એકે નેત્ર નથી; સકળ હસ્તો તારા છે, છતાં તને એકે હસ્ત નથી. ×

ત્યાગ અને ગ્રહણથી રહિત તથા યદૃચ્છાલાભસંતુષ્ટ થાઓ. કંઈ પણ મેળવવા કે છોડવાનો પ્રયત્ન ન કરો, અને જ્યારે જે આવી મળે તેનાથી સંતોષ પામો. જ્યારે કોઈ પણ વસ્તુસ્થિતિ તમને કશાથી વિચલિત કરી શકે નહિ; ત્યારેજ સમજવું કે તમને મુક્તિ અથવા સ્વારાજ્યસિદ્ધિ લાધી છે. માત્ર સહન કર્યેજ નહિ ચાલે, પણ પૂર્ણરૂપે અનાસક્ત બનો. પેલી સાંઢની વાત સદા સ્મરણમાં રાખજો. એ વાત એવી છે કે, એક વાર એક મચ્છર આવીને એક સાંઢના શિંગડા પર બેઠો. બહુ વાર સુધી બેઠા પછી એની સારાસાર બુદ્ધિ જાગ્રત થઇ અને એમ લાગ્યું કે, આ શિંગડા પર મારા બેસવાથી બિચારા સાંઢને બહુ કષ્ટ થતું હશે. આથી સાંઢને તે કહેવા લાગ્યો કે "રે સાંઢભાઇ! આપના શિંગડા ઉપર હું બહુ વારથી બેઠો છું, અને એમ કરીને મેં આપને બહુ કષ્ટ આપ્યું છે, એવું હવે મને લાગે છે; માટે ભાઇ! મને તેની માફી આપશો, હવે હું મારે ઉડી જાઉં છું." તે સાંભળીને સાંઢ બોલ્યો કે "ના રે ભાઇ! ના. જોઇએ તો કુટુંબપરિવાર સાથે આવીને મારા શિંગડાપર બેસ ને! મારે મન તો એથી કશુંયે આવતું નથી કે જતું નથી."



× अपाणिपादो जवनो ग्रहीता । पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
(ઉપનિષદ)

# ता. २६ मी जून बुधवार

આપણું અહંજ્ઞાન-અહંભાવ જ્યારે ટળી જાય, ત્યારેજ આપણું સર્વોત્તમ કાર્ય સિદ્ધ થયું કહેવાય, અને ત્યારેજ બીજાઓ ઉપર આપણો વિશેષ પ્રભાવ પાડી શકીએ. સઘળાજ પ્રતિભાશાળી મહાપુરુષો આ વાત જાણુતા હોય છે. માત્ર એક ઇશ્વરજ કર્તાધર્તા હોવાથી એ દિવ્ય કર્તાની સમક્ષ આપણાં હૃદયનાં દ્વાર ખોલી દો; એનેજ કાર્ય કરવા દો; અને આપણે પંડે કંઇજ ન કરો. કેમકે ખરૂં જોતાં આપણે કંઇજ કરી શકીએ તેમ નથી. શ્રીકૃષ્ણે ગીતાજીમાં કહ્યું છે કે "હે અર્જુન! ત્રિલોકની અંદર મારે પોતાને કર્તવ્ય કે પ્રાપ્તવ્ય જેવું કશું નથી; છતાં લોકહિતાર્થ હું કર્મ કરૂં છું." માટે સઘળું એના ઉપરજ છોડી દો, યાને એનાજ ઉપર બચો, આધાર રાખો તથા સર્વાંશે અનાસક્ત બનો. એમ થશે ત્યારેજ તમારે હસ્તે કંઇ સ્વાભાવિક કાર્ય ઉત્તમ પ્રકારે સિદ્ધ થશે. જે શક્તિઓદ્વારા કાર્ય થાય છે, તે શક્તિઓને તો આપણે જોઈ શકતા નથી. માત્ર તેનાં પરિણામોનેજ આપણે જોઈ શકીએ. માટે 'અહં' ને અળગું કરી તેનો નાશ કરો, તેને સાવ વિસારી દો અને ઈશ્વરનેજ તમારા અંતરમાં રહી કાર્ય કરવા દો. કેમકે એ કામ એનું પોતાનું છે. આપણે તો અહંતા-મમતાથી અળગા રહીને તેનેજ કાર્ય કરવા દેવાનું છે. એ સિવાય બીજું કંઇજ આપણે કરવાનું નથી. બાબત એમ છે કે, આપણે જેમ જેમ આઘા સરકતા જઇશું, તેમ તેમ ઈશ્વર વધુ ને વધુ આપણા અંતરમાં આવતો જશે. માટે આપણા 'કાચા અને ખોટા અહંભાવ'નો નાશ કરી કેવળ 'પાકા અને સાવ સાચા અહં'નેજ રહેવા દો. અર્થાત્ 'ક્ષુદ્ર અહં'ના પરિત્યાગપૂર્વક 'વિરાટ અહં'ની ભાવનાને જાગ્રત રાખો.

અત્યારે આપણે જે સ્વરૂપમાં ને જે સ્થિતિમાં છીએ તે પણુ આપણાજ વિચારોનું અને ભાવનાઓનું પરિણામ છે. માટે તમે કેવી જાતના વિચાર સેવો છો તે તરફ ખૂબ કાળજી રાખજો. વાણી એ ગૌણ વસ્તુ છે; ત્યારે વિચારો લાંબા કાળ સુધી ટકનારા હોઇ તેમની ગતિ પણુ દૂર-સુદૂર

વ્યાપી હોય છે. આપણે જે જે વિચાર કરીએ છીએ, તે પ્રત્યેકની આપણા ચારિત્રપર છાપ પડે છે. આથીજ સાધુજનની ટોળ-ટીખળમાં કિંવા ગાલિપ્રદાનમાં પણ તેના હૃદયસ્થ પ્રેમ અને પવિત્રતાનો પાસ બેઠેલો હોય છે, અને તેથી આપણું કલ્યાણુજ થાય છે.

કશાયની કામના કરો નહિ. ઈશ્વરનું ચિંતવન જરૂર કરો; પણ કશા બદલાની અપેક્ષા ન રાખો. કામનારહિત હોય તેમનાંજ કર્મો ફળદાયી બને છે. ભિક્ષાજીવી સાધુ સંન્યાસીઓદ્વારા આંગણે આંગણે ધર્મનું વહન થયા કરે છે; છતાં પોતે કંઇ કરે છે તેનો ખ્યાલ સરખો તેમને હોતો નથી, તેમ બદલામાં કશાનો દાવો પણ તેઓ કરતા નથી. તેમને હાથે જે કાર્ય થાય છે તે અજ્ઞાતભાવે કિંવા બેખબર રીતેજ થયે જાય છે. જ્ઞાનરૂપી વૃક્ષનું ફળ× જો તેમના ખાધામાં આવે—અર્થાત પોતે કંઇ શુભ કાર્ય કરી રહ્યા છે એનું જો તેમને ભાન સ્ફૂરે, તો તરતજ અહંકાર તેમના પર સ્વારી કરે અને તેમને હાથે થતું લોકકલ્યાણ બિલકુલ અલોપ થઇ જાય. ‘હું’ એ શબ્દનું ઉચ્ચારણ કરતાંજ આપણે ભૂલભૂલામણીમાં સપડાઇએ છીએ; આપણી આંખે અવળા પાટા બંધાઇ જાય છે; અને પછી કહીએ છીએ કે, અમે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ! પરંતુ વસ્તુતઃ તો એ ઘાણીએ જોડલા બળદના જેવો મિથ્યાશ્રમ છે. ભગવાને પોતાના સ્વરૂપને સર્વોત્તમ રીતે તદ્દન અદૃશ્ય રાખ્યું છે, તેવી રીતે જે મનુષ્ય પોતાની જાતને સંપૂર્ણ છુપાવી શકે છે; તેનુંજ કાર્ય સરસમાં સરસ રીતે સિદ્ધ થાય છે. પોતાની જાતને જીતો, એટલે સમગ્ર જગત જીતાઇ જશે—રે! તમારા ચરણોમાં આવી આળોટશે.

સત્ત્વમાં સ્થિરતા થતાં આપણે સકળ પદાર્થોને તેમના

× બાઇબલમાં વર્ણન છે કે "સૌથી પ્રથમ સરજાયલાં સ્ત્રી-પુરુષ જે આદમ ને ઇવ, તેમને ઈશ્વરે સ્વર્ગનો બગીચો રહેવા માટે આપ્યો હતો, પણ ત્યાંના જ્ઞાનવૃક્ષનું ફળ ખાવાની સખત મના કરી હતી. આમ છતાં સેતાનની પ્રેરણાથી એ ફળ તેમણે ખાધું; અને ખાતાંજ તેઓ પોતાના અસલ નિષ્પાપ સ્વભાવથી ભ્રષ્ટ થઇને પૃથ્વીપર આવી પડયાં." એને ઉદ્દેશીને સ્વામીજીનું આ કથન છે. આ ઠેકાણે ‘જ્ઞાન’નો અર્થ સુખ-દુઃખ, શુભ-અશુભ ઇ૦ નું આપેક્ષિક જ્ઞાન એમ સમજવાનો છે. બંગાળી અનુવાદક

અસલ સ્વરૂપમાં ભાળી શકીએ છીએ, અને પછી ઇંદ્રિયો અને બુદ્ધિનાં ક્ષેત્રોથી પર પણ થઇ શકીએ છીએ. અહંતાની વજ્ર જેવી મજબૂત દિવાલજ આપણને ગોંધી રાખે છે. સર્વ બાબતોનો આપણે અહંતાની સાથે સંબંધ જોડીએ છીએ અને એમ માની લઇએ છીએ કે, અમુક કામ તો હું કરૂં છું, તમુક તો મારૂં છે; આ વિચાર મારો છે ને પેલું સૂચન તો મેં કર્યું છે; ઈત્યાદિ ઇત્યાદિ. આ ક્ષુદ્ર 'અહંતા મમતા'ના ભાવને એકી વારે દૂર કરી દો. અહંતારૂપી જે પૈશાચિક ભાવ આપણી અંદર ઘર કરી રહ્યો છે તેને સદંતર સંહારી નાખો. 'नाहं नाहं, तूहि तूहि' એજ મંત્રનું ઉચ્ચારણ કરો, એનેજ અનુભવો અને એનેજ જીવનમાં ઉતારો. આ અહંતાએ નિર્માણ કરેલા જગતનો જ્યાંસુધી આપણે ત્યાગ નહિ કરી શકીએ, ત્યાંસુધી સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવાને આપણે કદાપિ સમર્થ થઇશું નહિ. કોઇથી કદાપિ તેમ થયું નથી અને ભવિષ્યમાં થનાર પણ નથી. સંસારનો ત્યાગ કરવાનો માયનો એજ છે કે, આ અહંતાને સર્વથા વિસારી મૂકવી. તેનો ખ્યાલ સરખો ન રાખવો—અર્થાત્ દેહમાં વસવા છતાં દેહમય બની રહેવું નહિ. એ બદજાત અહંતાનું તો બિલકુલ નિકંદન નીકળી જવું જોઇએ; એટલે સુધી કે લોકો જ્યારે તમારે માટે યદ્વાતદ્વા બોલતા હોય ત્યારે પણ તમારે તેમને આશીર્વાદ આપતા થવું જોઇએ. તે લોકોના તમારા ઉપર કેવા ઉપકાર થયા છે ને થાય છે તેનોજ માત્ર એવે પ્રસંગે વિચાર કરો. તેમની ગાળોથી કે નિંદાથી તમારૂં જરાયે અહિત થવાનું નથી. ઉલટું અહિત થશે તો તેમનુંજ થશે. અહંતાના નાશનો સહેલો ને સુગમ ઉપાય એજ છે કે, જે સ્થાનના લોકો તમને ધિક્કારતા હોય, તેજ સ્થાને ખાસ કરીને જાઓ. એટલે તે લોકો તમારી અહંતાને મારી ઝૂડીને તમારામાંથી ભગાડી દેશે, અને એમ થતાં તમે પ્રભુના વધારે નિકટવર્તી થશો. વાંદરી જેમ પોતાના બચ્ચાને પોતાની સલામતીના વખતમાં છાતી સરસું ચાંપી રાખે છે, પરંતુ પોતાના જાનપર આવી પડતાં તેને પડતું મૂકે છે એટલુંજ નહિ પણ તેને પોતાના પગ નીચે નાખતાં પણ પાછી પાની કરતી નથી; તેમ—આબેહૂબ તેમજ

આપણે પણ આ સંસારરૂપી બચ્ચાને ફાવતું આવે ત્યાં સુધી વળગતા રહીએ; અને આખરે તેને પગતળે કચડી નાખવાની જરૂર જણાતાં તેમ કરવાની પણ તાકાત આપણામાં આવી હોય તોજ આપણે ઈશ્વરની સમીપ જવાના અધિકારી થયા કહેવાઇએ. સદ્વર્તન અને ધર્માચરણને માટે સામાવાળાઓના અત્યાચાર સહેવા વારો આવે તો તેને ધન્ય ઘડી ધન્ય દહાડો સમજવો. તેમ આપણને જો લખતાં વાંચતાં ન આવડતું હોય યાને દુનિયાની નજરમાં આપણે અભણ ને ઠોઠ મનાતા હોઇએ, તો પણ આપણી જાતને ધન્ય માનવી. કેમકે ઈશ્વિર અને આપણી વચ્ચે અંતરાય ઉપસ્થિત કરનારી, કિંબહુના ઇશ્વરથી આપણને અલગ અગર બહિર્મુખ કરનારી વસ્તુઓ એથી ઓછી થાય છે.

વિષયભોગો લક્ષાવધિ ફણિધર નાગ છે. એને તો આપણે છુંદીજ નાખવો જોઇએ. ભોગનો ત્યાગ કરીને આપણે આગળ ને આગળ ડગ ભરીએ છીએ, ત્યારે તુરતમાં કશું હાથ નહિ આવવાથી આપણે નિરાશ પણ થઇએ છીએ; પરંતુ એ વખતે ખાસ સાવચેત રહો, દૃઢતાને ન ગુમાવો અને ત્યાગને મજબૂતીથી વળગી રહો. આ સંસાર એક ભયંકર પિશાચ જેવો છે. સંસાર એ એક રાજ્ય છે અને આપણું 'ક્ષુદ્ર અહં' એ તેનો રાજા છે. તેને અળગું કરી દઇ દૃઢતાપૂર્વક ઉભા રહો. કામ–કાંચન અને માન–યશનો પરિત્યાગ કરી પ્રભુનેજ મજબૂત હાથે પકડી રાખો; એટલે આખરે સંપૂર્ણ ઉદાસીનતાનો ભાવ સાધ્ય થશેજ થશે. ઇંદ્રિયોને ચરિતાર્થ કરવામાં યાને ઇંદ્રિયોની તૃપ્તિમાંજ સુખ સમાયલું છે, એ ખ્યાલ સર્વાંશે જડવાદાત્મક છે. ઇંદ્રિયોની એ રીતની તૃપ્તિમાં સાચા સુખાનંદનો એક કણ પણ નથી હોતો. એમાં સુખનો જે અલ્પ સ્વલ્પ ભાસ થાય છે, તે તો એ સાચા આનંદનો માત્ર પડછાયોજ છે.

ઈશ્વિરને આત્મસમર્પણ કરી દે છે, તેજ જગતના કહેવાતા કર્મવીરો કરતાં જગતને માટે વધુ કામ કરે છે. પોતાની જાતને સંપૂર્ણ શુદ્ધ કરી હોય એવો એક પણ માણસ પલટણબંધ ધર્મપ્રચારકો કરતાં વધુ કાર્ય કરે છે. ચિત્તશુદ્ધિ અને મૌનમાંથીજ વાણીમાં અદ્‌ભુત શક્તિ આવે છે.

"કમળના ફૂલ જેવા બનો. કમળ એક જગાએજ સ્થિર

રહે છે ને ખીલે છે; પણ ખીલે છે ત્યારે ભમરાઓ અને મધમાખીઓ ચોમેરથી આપોઆપ આવી ચઢે છે.” અર્થાત્ એક વાર સાધનભજનદ્વારા પોતાનેજ સાધો–સુધારો; એટલે પછી તમારાં જ્ઞાન અને ચારિત્ર્યની સુવાસથી આકર્ષાઇને લોકો આપોઆપજ તમારી પાસે આવીને શિક્ષાદીક્ષા માગશે; અને ગ્રહણ કરશે; તમારે પ્રચાર માટે દોડધામ કરવાની જરૂર નહિ રહે.

શ્રીયુત કેશવચંદ્ર સેન અને શ્રીરામકૃષ્ણદેવની વચ્ચે એક મહત્ત્વનો ભેદ હતો. તે એ કે, શ્રીરામકૃષ્ણદેવની સાધના પરમાત્મસાક્ષાત્કાર માટેની હતી અને ઘણા લોક તેમને ગાંડામાં ગણી કાઢતા હતા; ત્યારે કેશવબાબુ પ્રથમથીજ એક પ્રખર ધર્મસુધારક, મહાન નેતા અને ભારતવર્ષીય બ્રહ્મોસમાજના સંસ્થાપક થયા હતા. પરિણામ શું જણાયું ? એજ કે, બાર વર્ષની સાધના દરમિયાન તેમને લોકો બહુ જાણતા પણ નહિ, પરંતુ છેવટે તો એ પરમ શાંત દક્ષિણેશ્વરવાસી મહાપુરુષ કેવળ ભારતવર્ષનાજ નહિ પણ જગતના વિચારરાજ્યમાં ક્રાન્તિ કરી ગયા છે. એવા મૌનધારી કિંવા મિતભાષી મહાપુરુષોજ મહાશક્તિનું ઉત્તમ સાધન બની શકે છે. એવા મહાપુરુષો બહુ બોલતા નથી, પણ પ્રેમભક્તિમાં ચકચૂર રહી પોતાનું જીવન ગુજારે છે. તેઓ “હું કે મારૂં” કદાપિ કહેતા નથી–અર્થાત પોતે નિર્મમ અને નિરહંકારી હોઇ, પોતાને ઈશ્વરના યંત્રરૂપ થવા માટે ભાગ્યશાળી લેખે છે. આવી અદ્‌ભુત વ્યક્તિઓજ અનેક મહાપુરુષોને ઉપજાવી શકે છે. તેઓ સદા સર્વદા ઇશ્વરની સાથે તાદાત્મ્ય સાધતા થકા આ સામાન્ય જગતથી બહુ બહુ દૂર એવા એક આદર્શ જગતમાં વસતા હોય છે. તેઓને કશાયની કામના હોતી નથી, તેમ તેઓ કશું ઇરાદાપૂર્વક કરતા નથી; છતાં પણ જગતના સાચા અને શ્રેષ્ઠ સેવક–એટલે કે જગતના સર્વ પ્રકારના ઉચ્ચ ભાવોને પ્રેરનારા તેઓજ હોય છે. વળી તેઓ જીવન્મુક્ત હોઇ અહંતાને નામે તેમનામાં મીંડું વળેલું હોય છે–અર્થાત્ તેમની ક્ષુદ્ર અહંતામમતા નષ્ટ થઈ ગઇ હોય છે અને માનયશની લોલુપતા પણ અસ્તંગત થઇ હોય છે. ટુંકમાં કહીએ તો તેમનું તમામ વ્યક્તિત્વ લોપાઇ જઈને તેઓ શુદ્ધ સત્ત્વરૂપ બની રહ્યા હોય છે.

---

## તા. ૨૭ મી જૂન ગુરુવાર

નિવૃત્તિ એટલે સંસારમાંથી અળગા થઇ જવું તે. હિંદુઓનાં પુરાણોની અંદર કહેવાયું છે કે સનક, સનાતન, સનંદન અને સનત્કુમાર—એ ચાર પ્રથમ સરજાયલા ઋષિઓને હંસરૂપે સ્વયં ભગવાને ચેતાવ્યા હતા કે, સૃષ્ટિપ્રપંચ એ માત્ર ગૌણ વસ્તુ છે; અને તે ઉપરથી તેઓ પ્રજોત્પત્તિના કાર્યથી અલગ રહ્યા હતા. નામરૂપથી જ્યારે આપણે મુક્ત થઇશું, એટલે કે જ્યારે આપણને સારા કે માઠા કોઇ પણ દેહની આવશ્યકતા નહિ રહે, ત્યારે—ત્યારેજ આપણે ભવપાશમાંથી છૂટી શકીશું. શાશ્વત ઉન્નતિ એટલેજ શાશ્વત બંધન; તેથી નામરૂપની ઉન્નતિ ઇચ્છવા કરતાં તેમનો સમૂળગો ધ્વંસ ઇચ્છવો એજ બહેતર છે. આપણે હરકોઇ પ્રકારના દેહમાંથી—રે ! દેવદેહમાંથી પણ મુક્તિ મેળવવી જોઇએ. એકમાત્ર ઇશ્વરજ યથાર્થ સત્ય વસ્તુ છે; બે સત્ય વસ્તુનું અસ્તિત્વ કદાપિ સંભવિત નથી. અસ્તિત્વ માત્ર એક આત્માનુંજ છે અને સોઽહમ્ કહેતાં તે હુંજ છું.

નિષ્કામભાવે કરાતાં સત્કાર્યોની—નિષ્કામ કર્મની જરૂર અથવા કિંમત કેવળ મુક્તિપૂરતીજ છે. પરોપકારનાં નિષ્કામ કર્મોદ્વારા કર્તાનું પોતાનું કલ્યાણ થાય છે, તેટલું બીજા કોઇનુંજ નહિ.

જ્ઞાન એટલે માત્ર વર્ગીકરણ. એકજ જાતની કેટલીક વસ્તુઓને એકજ વર્ગમાં ગોઠવી દેવી તેનું નામ જ્ઞાન છે. એકજ પ્રકારની અનેક વસ્તુઓ જ્યારે આપણા જોવામાં આવે છે, ત્યારે તે બધીને આપણે અમુક એક નામ આપીએ છીએ અને સંતોષ પામીએ છીએ. આપણને પત્તો મળે છે એ કેટલીક ઘટનાઓનોજ મળે છે; તે ઘટનાઓ કેમ બનવા પામી તેના કારણનો પત્તો તો કદી લાધતોજ નથી. આવા પ્રકારના અજ્ઞાનમાં અટવાયા કરનારા આપણે અજ્ઞાનનાજ એક વિશાળતર ક્ષેત્રમાં ચોમેર ઘૂમી આવીને એમ માની લઇએ છીએ કે, આપણે કંઇક જાણ્યું—આપણને કશાકનું જ્ઞાન લાધ્યું ! આ સંસારમાં "શા માટે ?" એ પ્રશ્નનો ઉત્તર મળી

શકે તેમ નથી. એના ઉત્તર માટે તો આપણે ભગવાનની હજુરમાંજ જવું જોઈશે. જે સકળનો જ્ઞાતા અને પ્રકાશક છે તેને આપણે કોઇ પણ રીતે જાણી શકીએ તેમ નથી. કારણ કે સમુદ્રમાં પડતા મીઠાના ગાંગડા જેવો એનો પ્રકાર છે. મીઠાનો ગાંગડો સમુદ્રમાં પડતાંજ જેમ સમુદ્રની સાથે ભળી જઇ તદ્રૂપ થઇ જાય છે, તેમ મનુષ્ય પણ જ્ઞાતાના સ્વરૂપસાગરમાં ઝંપલાવીને જ્ઞાતારૂપ બની જાય છે; એટલે પછી તેના સ્વરૂપને પ્રકાશમાં આણવાપણું રહેજ ક્યાં?

વિષમતા એ સૃષ્ટિનું મૂળ છે, અને સામ્ય કિંવા એકરસતા એ ઇશ્વરનું સ્વરૂપ છે. એ વિષમ ભાવને તરીને પાર ચાલ્યા જશો, એટલે જીવન અને મૃત્યુ બંને નષ્ટ થઇ જશે, અને તમે શાશ્વત સામ્યને પ્રાપ્ત થઇ બ્રહ્મમાં પ્રતિષ્ઠિત થશો, કિંબહુના સ્વયં બ્રહ્મરૂપ બની રહેશો. માટે કોઇ પણ રીતે મુક્તિને સાધો—જાનને જોખમે પણ મુક્તિને સિદ્ધ કરો. એક ચોપડીની સાથે તેનાં સઘળાં પાનાંઓનો જેવો અને જેટલો સંબંધ છે, તેવો ને તેટલોજ સંબંધ આપણા સકળ જન્મોનો આપણી સાથે છે; કિંતુ આપણે વાસ્તવિક રીતે તો અપરિણામી, સાક્ષીસ્વરૂપ અને આત્મારૂપ હોઇ તેના પર જન્માંતરોની છાયામાત્ર પડે છે. જેવી રીતે કોઇ એક સળગતી મશાલને ગોળ ગોળ ઘૂમાવતાં આપણી આંખને એક વર્તુલની પ્રતીતિ થાય છે પણ વસ્તુતઃ તે મિથ્યા છે; તેવીજ રીતે આ જન્મપરંપરાની પ્રતીતિ પણ મિથ્યા છે. આત્મામાંજ વ્યક્તિમાત્રનું એકત્વ રહેલું છે; અને એ આત્મા અનંત, અપરિણામી અને અચંચળ હોવાથી તેજ બ્રહ્મ છે. એ આત્માને જીવન કહી શકાય નહિ, પણ તેના યોગથી–સત્તાસ્ફૂર્તિથીજ સમસ્ત જીવનની ઉત્પત્તિ થાય છે. એ આત્માને પોતાને 'સુખ' કહેવાય નહિ, પરંતુ એનાદ્વારાજ સુખની નિષ્પત્તિ છે.

આજકાલ લોકો ભગવાનનો પરિત્યાગ કરે છે, કારણ કે તેમની ધારણા પ્રમાણે જગતનાં સુખસ્વચ્છંદતા માટે તેણે જેટલું કરવું જોઇએ તેટલું તે કરતો નથી, અને તેથી તેઓ સવાલ કરે છે કે "અમને એ શા કામનો છે?" કેમ જાણે ઈશ્વર એ કચરાપટ્ટીનો કોઇ અધિકારી ન હોય! શું

આપણે પણ બધાં તેને એવાજ ભાવથી અવલોકીશું ?

આપણાથી થઇ શકે તેમ છે તે એટલુંજ કે, આપણી સઘળી વાસનાઓને, ઈર્ષાઓને, ઘૃણાઓને અને ભેદબુદ્ધિને તિલાંજલિ આપી દઇએ. "ક્ષુદ્ર" "હું"ને કચડી નાખવું જોઇએ, મનને મારી નાખવું જોઈએ–એક જાતની માનસિક આત્મહત્યાજ કરવી જોઇએ ! શરીર અને મનને પવિત્ર અને સ્વસ્થ રાખો, પણ તે કેવળ પરમાત્મપ્રાપ્તિ કરવાના કામમાં આપણને યંત્રરૂપે મદદગાર થાય એટલા માટેજ. શરીર અને મનનું ખરેખરૂં પ્રયોજન પણ માત્ર એટલુંજ છે. કેવળ સત્યની ખાતરજ સત્યને ઢુંઢો; તેનાદ્વારા આનંદ મેળવવાની આકાંક્ષા ન રાખો. સત્યને ઢુંઢતાં આનંદ તો એની મેળેજ આવી મળશે. પણ એ આનંદની લાલચથી સત્યની શોધમાં ન પ્રેરાવું. પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ સિવાય અન્ય કોઇજ ઉદ્દેશ ન રાખવો જોઇએ. સત્યની પ્રાપ્તિ નરકમાં રહીને થતી હોય તો તેમ કરવામાં પણ પાછી પાની કરવી નહિ. નરકમાં રહીને પણ સત્યને પ્રાપ્ત કરવાની હામ ભીડો.



# ता. २८ अने २९ जून

આજે તા. ૨૮ મીએ અમારી બધી મંડળી સ્વામીજી-ની સાથે એક જગોએ ઉજાણી કરવા ગઇ હતી. સ્વામીજીની ઉપદેશધારા ત્યાં પણ રોજની માફક ચાલુ હતી; પરંતુ આજ-ના ઉપદેશની, મુસાફરી દરમિયાન નોંધ લઇ શકાઇ નથી. ઘેરથી નીકળવા પહેલાં નાસ્તા વખતે તેમણે કહ્યું હતું કેઃ—

સર્વ પ્રકારનાં અન્નને માટે પ્રભુનો પાડ માનો. અન્ન પણ બ્રહ્મનુંજ સ્વરૂપ છે. પ્રભુની સર્વવ્યાપી શક્તિ અન્નદ્વારાજ આપણી વ્યષ્ટિ શક્તિમાં પરિણામ પામે છે અને આપણને સર્વ કાર્યોમાં સહાય કરે છે.

(આજે તા. ૨૯ મીએ સ્વામીજી ગીતાજી લઇને આવ્યા.)

ગીતાજીમાં હૃષિકેશ કહેતાં ઇન્દ્રિયોના, કિંવા ઇન્દ્રિય-યુકત જીવસમૂહના અધીશ્વર એવા શ્રીકૃષ્ણે, ગુડાકેશ કહેતાં નિદ્રાના અધીશ્વર કિંવા નિદ્રાને જીતનારા અર્જુનને ઉપદેશ આપેલો છે. આ જગતજ 'ધર્મક્ષેત્ર' કુરુક્ષેત્ર છે. પાંચ પાંડવો ( અર્થાત્ ધર્મ ) સાં કૌરવો (એટલે કે જે સકળ વિષયોમાં આપણે આસકત હોઇએ છીએ તેમની ) સાથે યુદ્ધ કરે છે. પાંચ પાંડવભાઈઓની અંદર અર્જુન(અર્થાત્ પ્રબુદ્ધ જીવાત્મા) સર્વશ્રેષ્ઠ વીર હોઈ તે સેનાપતિનું કામ કરે છે. આપણે સમગ્ર ઈંદ્રિયસુખોની સાથે એટલે કે જે જે વસ્તુઓમાં આપણી અતિશય આસક્તિ હોય છે તે તે તમામ વસ્તુઓની સાથે આપણે યુદ્ધ કરીને તેમનો સંહાર કરી નાખવાનો છે—અર્થાત્ આપણે નિઃસંગ બનીને એકલા ઉભા રહેવાનું છે.

શ્રીકૃષ્ણે સંસારનાં સર્વ કાર્યો કર્યાં હતાં, પણ તે અનાસકત રહીને. તેઓશ્રી સંસારમાં રહેવા છતાં સંસારપ્રેમી કદી થઈ ગયા નહોતા. માટે "બધાંજ કાર્યો કરો પણ તે અનાસક્તિપૂર્વક કરો; કાર્યની ખાતર કાર્ય કરો, તમારા પોતાની ખાતર કશું ન કરો."

× × × × ×

તમારી સ્વાધીનતાથી જો બીજાનું લેશ પણ અહિત થતું હોય તો તે સ્વાધીનતા કુદરતી સ્વાધીનતા નથી એમજ

સમજવું. કોઇનું અનિષ્ટ કદાપિ કરો ના—કોઇને પણ અપાયકારક કદાપિ નીવડો ના.

× × × ×

જડભાવથી જોતાં કુવિચારો એ રોગનાં જંતુઓ જેવા છે. આપણા દેહ—એ જાણે લોખંડના ટુકડા છે, અને તેના પર આપણો પ્રત્યેક વિચાર આસ્તે આસ્તે હથોડાના ઘા કરી, જેવી આપણી ઇચ્છા હોય છે તેવા આપણને બનાવે છે.

વિશ્વના સકળ સુવિચારોના આપણે વારસ છીએ; પણ આપણો એ વારસાઇ હક્ક આપણને ત્યારેજ પ્રાપ્ત થાય કે જયારે આપણે તેમને માટે આપણાં હૃદયદ્વાર તદ્દન ખુલ્લાં રાખીએ.

× × × ×

અનંત જ્ઞાનનો ઝરો તો આપણ પ્રત્યેકની અંદર—ક્ષુદ્ર કીડીથી માંડીને તે સ્વર્ગીય દેવતાની અંદર—અસ્ખલિત વહી રહ્યો છે. સ્વાભાવિક ધર્મ જોવા જઇએ તો માત્ર એકજ છે. માત્ર આપણેજ પોતે તેનાં ભિન્ન ભિન્ન રૂપો, ભિન્ન ભિન્ન ચિહ્નો અને ભિન્ન ભિન્ન પ્રકાશનો લઇને લડી મરીએ છીએ. જેમને શોધતાં આવડે છે તેમને માટે તો સત્યયુગ આ વર્તમાન કાળમાં પણ વિદ્યમાન છે. ખરી બાબત એમ છે કે, આપણે પોતે ભ્રષ્ટ થઇ ગયાં છીએ, તેથીજ જગતને ભ્રષ્ટ થયેલું માની લઇએ છીએ.

પૂર્ણશક્તિને આ જગતમાં કંઇજ કરવાપણું હોતું નથી. તે તો માત્ર 'અસ્તિ' કિંવા 'સત્'જ કહેવાય, તેને કર્તવ્ય કે કર્મ જેવું કંઇજ નથી.

યથાર્થ સિદ્ધિ એકજ છે એ વાત સાચી, પણ આપેક્ષિક સિદ્ધિઓ વિવિધ પ્રકારની હોય એ પણ તેટલુંજ સાચું સમજવું.



# ता. ३० मी जून, रविवार

કોઈ પણ કલ્પનાનો આશ્રય લીધા વગર કશાનો વિચાર કરી શકાતો નથી. એકાદા પણ આંચળવાળા પ્રાણીનો આધાર લીધા વગર આંચળવાળા સમગ્ર પ્રાણીવર્ગની સમજૂત આપણા મનમાં ઠસતી નથી; એવુંજ ઈશ્વરની બાબતમાં પણ છે.

વિચારમાત્રને બે અંગ હોય છે—એક તો 'ભાવ' અથવા 'વિચારણા' અને બીજો એ ભાવસૂચક 'શબ્દ'. અને આપણને એ બન્નેની જરૂર છે. વિજ્ઞાનવાદી (આઇડિયાલિસ્ટ) તેમ જડવાદી (મટીરિયાલિસ્ટ) એ બેઉમાંથી એકેનો મત સંપૂર્ણ સત્ય નથી. આપણે તો ભાવ તેમજ તેનો પ્રકાશ, એ બન્નેને સ્વીકારવા જોઇશે.

નિર્વાણની અવસ્થા તમને ત્યારેજ પ્રાપ્ત થઈ કહેવાય, કે જ્યારે તમારી અહંતા અને મમતા બિલકુલ નષ્ટ થઈ જાય. ભગવાન બુદ્ધદેવે કહ્યું કે "જ્યારે 'તમે' નહિ રહો, (યાને જ્યારે તમારો ક્ષુદ્ર અહંભાવ ઓગળી જશે), ત્યારેજ તમને તમારી સર્વોચ્ચ અને યથાર્થ અવસ્થા પ્રાપ્ત થશે."

મોટા ભાગના લોકોમાં એ અંતરસ્થ દિવ્ય જ્યોતિ કહેતાં પ્રભુનો પ્રકાશ ઢંકાયલો અને આછો હોય છે. કોઇ એક લોઢાની પીપમાં આપણે એક દીવો રાખીએ તો તેનો ઉજાસ જેમ બહાર ફેલાવા પામતો નથી, તેમજ આ દિવ્ય જ્યોતિની બાબતમાં પણ અધિકાંશ લોકોમાં બન્યું હોય છે; પણ એથી ગભરાવા જેવું નથી. પવિત્રતા અને નિઃસ્વાર્થતાના અભ્યાસથી ક્રમે ક્રમે આપણે એ દિવ્ય જ્યોતિની આડે રહેલા પડદાને પાતળો ને પાતળો કરતા રહીશું, તો આખરે તે કાચની માફક પારદર્શક બની જશે. શ્રીરામકૃષ્ણદેવનું, માનો કે લોઢાની પીપમાંથીજ કાચના ભુંગળામાં રૂપાંતર થવા પામ્યું હતું. અને એ રૂપાંતર એવું તો સ્વચ્છ અને પારદર્શક હતું કે તેનાદ્વારા અંદર ઝળહળી રહેલી જ્યોતિ આબેહૂબ જણાતી હતી. અત્યારે આપણે ભલે એવી લોખંડની પીપો હોઇએ, પણ વહેલા મોડા તો આપણ સૌને કાચની પીપોમાં ફેરવાઇ જવાનું છે. એજ માર્ગે આપણું વિચરણ થઇ રહ્યું છે. કાચની પીપમાં રૂપાંતર પામીએ એટલેથીજ બસ નથી થવાનું,

પણ એથી એ ઉચ્ચતર ને ઉચ્ચતર વિકાસ સાધવાનો છે. કારણ કે પારદર્શક કે અપારદર્શક પણ પીપ જેવું જ્યાંસુધી રહે ત્યાં-સુધી તો આપણે જડ સાધનદ્વારાજ વિચારવાનું કે ચિંતન કરવાનું રહે છે. અસહિષ્ણુ અગર અધીરી વ્યક્તિ કોઇ કાળે આમાં વિજયવંત નીવડી શકે નહિ.

* * * *

મોટા મોટા સંતો ને સાધુમહાત્માઓ આદર્શ તત્ત્વના પદાર્થપાઠ અથવા દૃષ્ટાંત જેવા હોય છે; પરંતુ તેમના ચેલાઓ તે સંત મહાત્મા વ્યક્તિનેજ આદર્શ કિંવા તત્ત્વ ગણુવા-ગણાવવામાં અસલ આદર્શ—અસલ તત્ત્વ જે ઈશ્વર તેને વિસરી જાય છે.

સગુણ ઈશ્વરની વિરુદ્ધ ભગવાન બુદ્ધે ઉપાડેલી ઝુંબેશનું પરિણામ એ થયું, કે ભારતવર્ષમાં પ્રતિમાપૂજા દાખલ થઇ. બાકી વૈદિક યુગમાં પ્રતિમાપૂજાને કોઇ પિછાનતું પણ નહોતું; બુદ્ધદેવના ધર્મપ્રચારને પરિણામે જગતના સૃષ્ટાતરીકે તથા લોકોના સખાસ્વરૂપે ઈશ્વર મનાતો બંધ થયો. એટલે તેની પ્રતિક્રિયારૂપે પ્રતિમાપૂજાની ઉત્પત્તિ થઇ. બુદ્ધની પણ મૂર્તિ ઘડાઇને પૂજાવા માંડી. ઈસુના સંબધમાં પણ એવોજ પ્રકાર બન્યો છે.

× × × ×

સુધારા માટે થતા પ્રબળ પ્રયત્નોનું પરિણામ આખરે તો ગતિરોધકજ બને છે. માટે કોઇને એમ ન કહો કે "તું ખરાબ છે." ઉલટું એમજ કહો કે "ભાઇ! તું સારો છે, પણ હજી વધારે સારો થા."

પુરોહિતોનો વર્ગ સકળ દેશમાં અનર્થકારી છે. કેમકે તેઓ જનતાને ભાંડે છે, વખોડે છે અને તેમની કુત્સિત ટીકાઓ કરે છે. તેઓ સમાજરૂપી યંત્રનો એક તાર પકડી-ને તાણે છે ને માને છે કે, અમે યંત્રને સુધારીએ છીએ; પણ પરિણામ એ આવે છે કે, એક સુધારવા જતાં બીજા બે ત્રણ બગડે છે. પ્રેમને કદી ભાંડવાપણું કે નિંદવાપણું હોતું નથી. પ્રતિષ્ઠાની આકાંક્ષા હોય ત્યાંજ ભાંડણુ કે નિંદાને સ્થાન રહે છે. ધર્મસંગત કિંવા ન્યાયસંગત કોપ, તેમજ શાસ્ત્રસંમત હિંસા જેવી કોઈ વસ્તુજ નથી.

જો તમે કોઇને સિંહ નહિ થવા દો, તો તે શિયાળવું થઇને ઉભું રહેશે. સ્ત્રીજાતિ શક્તિનું સ્વરૂપ છે. પરંતુ અત્યારે પુરુષજાતિ તેના પર અત્યાચાર ગુજારીને તેમનો દુરૂપયોગ કરી રહ્યો છે; તેથીજ તે શક્તિની દેવીઓ અનર્થની દેવીઓ વધુ થઇ રહી છે. સ્ત્રીજાતિ અત્યારે શિયાળરૂપ છે, પણ તેના પર ગુજરતો અત્યાચાર બંધ થશે કે લાગલી તે સિંહણ-સ્વરૂપ થઈ જશે.

સાધારણ રીતે કહીએ તો આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાનું યાને ધર્મભાવનું મન-બુદ્ધિદ્વારા નિયમન કરવું ઉચિત છે. તેમ નથી થતું તો તે ભાવની અવનતિ થઇને તે ભાવુકતા-માત્ર બની રહે છે.

× × × ×

બધા આસ્તિક એ વાતનો તો સ્વીકાર કરે છેજ કે, આ પરિવર્તનશીલ જગતની પૂંઠે એક અપરિવર્તનશીલ વસ્તુ રહેલી છે. પણ એ ચરમ પદાર્થની ધારણાના સંબંધમાં તેમની વચ્ચે મતભેદ રહ્યો હોય છે. બુદ્ધે એ વાતનો સાવ ઇન્કાર કર્યો છે. તેમનું કહેવું એમ હતું કે "બ્રહ્મ અથવા આત્મા જેવું કશાયનું અસ્તિત્વ નથી."

ચારિત્ર્યની દૃષ્ટિએ જોતાં બુદ્ધદેવ જગતના મહાન પુરુષો-માં સર્વોત્તમ થઇ ગયા છે અને તેમનાથી બીજે નંબરે ઇસુ ખ્રિસ્ત આવે છે; તથાપિ ગીતાજીની અંદર શ્રીકૃષ્ણ ભગવાન જે ઉપદેશી ગયા છે તેના જેવો મહાન ઉપદેશ જગતની અંદર શોધ્યો જડે તેમ નથી. એ અદ્ભુત કાવ્યરચના જેણે કરી છે તે એવા વિરલ મહાત્માઓમાંનો એક હતો, કે જેમના જીવનદ્વારા સમસ્ત જગતમાં નવજીવનનો પ્રવાહ વહ્યા કરે છે. ગીતાના લેખકના જેવું અદ્ભુત મસ્તિષ્ક—અલૌ-કિક ભેજું મનુષ્યજાતિના જોવામાં પુનઃ કદાપિ આવશે નહિ.

× × × ×

શુભ કે અશુભરૂપે પ્રકટ થવાવાળી જગતમાં માત્ર એકજ શક્તિ છે, 'ઇશ્વર' અને 'સેતાન' એ બેઉ એકજ નદી હોઇ તેમના પ્રવાહમાત્ર પરસ્પર વિરુદ્ધ દિશામાં વહેનારા છે.

# ता. १ ली जुलाइ सोमवार

(શ્રીરામકૃષ્ણદેવ)

શ્રીરામકૃષ્ણના પિતા એક સ્થિતિચુસ્ત નૈષ્ઠિક બ્રાહ્મણ હતા—એવા કે તે અમુક જાતિના બ્રાહ્મણ સિવાય ઇતર કોઈ પણ બ્રાહ્મણનું કે જાતિનું દાન સ્વીકારતા નહોતા. આજીવિકા માટે પણ તેઓ બીજા સામાન્ય મનુષ્યોની પેઠે કોઇ ધંધો કે નોકરી કરતા નહોતા. એક રીતે જોતાં તેઓ 'આકાશ-વૃત્તિ' પર રહેનારા હતા, એટલે કે અયાચિત ભાવે જે આવી મળતું તેમાંથી અન્નવસ્ત્રાદિનો ખર્ચ કાઢતા. અયાચિત દાન તેઓ ગ્રહણ કરતા ખરા, પણ તે કોઇ પતિત બ્રાહ્મણ તરફથી આવતું તો તેનો મુદ્દલ સ્વીકાર કરતા નહિ. હિંદુઓના સિદ્ધાંત પ્રમાણે પોતાને માટે ઘર બાંધવું એ પણ સ્વાર્થનું કામ છે. કેવળ દેવતા અને અતિથિઓ માટેજ ગૃહ બાંધવું ઉચિત લેખાય છે. આથીજ તેઓ ભગવાનના સ્મરણપૂજનના સ્થાનતરીકે મંદિરો બંધાવે છે.

કુટુંબની અતિશય ગરીબાઇને લીધે શ્રીરામકૃષ્ણને નાની ઉંમરમાંજ એક દેવમંદિરના પૂજારીતરીકેની નોકરી લેવી પડતી હતી. એ મંદિરમાં જગજ્જનનીની મૂર્તિ પ્રતિષ્ઠિત હતી, અને તે જગદંબા અથવા કાલીના નામથી ઓળખાતી હતી. એ કાલીના મંદિરમાં એક સ્ત્રીમૂર્તિ એક પુરુષ-મૂર્તિની ઉપર પગ મૂકીને ઉભેલી હોય છે, અને તે એવો ભાવ દર્શાવે છે કે, માયાનું આવરણ જ્યાં સુધી દૂર ન થાય ત્યાં-સુધી જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકતી નથી. બ્રહ્મ પોતે સ્ત્રી કિંવા પુરુષ બેમાંથી એકે નથી, પણ એ તો અજ્ઞાત અને અજ્ઞેય છે. તે જ્યારે પોતાને અભિવ્યક્ત કરે છે, ત્યારે પોતાના સ્વ-રૂપને માયાના આવરણ તળે ઢાંકી દે છે, જગજ્જનનીનું રૂપ ધારણ કરે છે અને સૃષ્ટિપ્રપંચનું નિર્માણ કરે છે. દેવીના પગતળેની પુરુષવ્યક્તિ શિવ કહેતાં ઇશ્વરની સૂચક હોઇ માયાના આવરણ તળે ઢંકાઇ જવાને લીધે તે શવ કહેતાં મુડદું થઇ પડયું છે—એમ સૂચવે છે. અદ્વૈતવાદી અગર

જ્ઞાનમાર્ગનો ઉપાસક કહે છે કે " હું બળપૂર્વક માયાવરણ ભેદીને બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરીશ." ત્યારે દ્વૈતવાદી કહેતાં ભક્તિમાર્ગનો ઉપાસક એમ કહે છે કે "બ્રહ્મને પામવા માટે હું જગજ્જનનીની પ્રાર્થના કરીશ કે તે દ્વાર ખોલી નાખે. એ દ્વારની ચાવી માજીનેજ હસ્તક રહે છે."

એવી એ જગજ્જનની મા કાલીની પૂજા કરતાં કરતાં આપણા એ ઉગતા પૂજારીના હૃદયમાં વ્યાકુળતા અને ભક્તિનો એવો તો ફણગો ફૂટ્યો કે તેને લીધે મંદિરનું પૂજા વગેરેનું કાર્ય નિયમિતભાવે અને નિયમિત પ્રણાલિકા મુજબ ચાલી શક્યું નહિ. તેથી તેમણે એ કાર્યનો ભાર પોતાને માથેથી કાઢી નાખ્યો યાને પૂજારીપદનું રાજીનામું આપી મંદિરની હદમાં એક નાનુંશું જંગલ હતું ત્યાં એકાંતમાં બેસીને દિવસ ને રાત ધ્યાનધારણામાં નિમગ્ન રહેવા લાગ્યા. એ સ્થાન બરાબર ગંગાના તીરપ્રદેશમાં આવેલું હતું. એક દિવસ એવું બન્યું કે ગંગાજીના પ્રબળ પ્રવાહમાં એક મઢુલીને ઉપયોગી સઘળી સામગ્રી તણાઈ આવી અને તે એક ઉછળતા મોજાએ ખુદ તેમના ચરણો આગળ લાવી મૂકી. એ સાધનોવડે તેમણે એક મઢુલી તૈયાર કરી. એ મઢુલીમાં રહીને તેમણે પ્રાર્થનાઓની પરંપરા ચલાવવા તથા રોવા માંડયું. એક જગજ્જનની સિવાય અન્ય કશાની ચિંતા, પોતાના શરીરની ચિંતા સુદ્ધાં તેમને રહી નહિ. તેમનો એક સગો દિવસમાં એક વાર તેમને ખવડાવી જતો, અને તેમની સંભાળ રાખતો. એમ કરતાં થોડા દિવસ રહીને એક સંન્યાસિનીનું ત્યાં આવાગમન થયું અને તેણીએ તેમને 'મા'ને પ્રાપ્ત થવામાં સહાય કરવા માંડી. એ રીતે તેઓશ્રીને જે જે જાતના ગુરુઓની જ્યારે જ્યારે જરૂર પડી, ત્યારે ત્યારે તે તે જાતના ગુરુઓ ત્યાં આગળ આપોઆપ પ્રાપ્ત થયા હતા. સકળ સંપ્રદાયના કોઇ ને કોઇ સાધુ મહાત્મા તેમની પાસે આવીને યોગ્ય ઉપદેશનું વગર માગ્યે દાન દઇ જતા, અને તેઓશ્રી પણ એ પ્રત્યેકનો ઉપદેશ આગ્રહપૂર્વક કાને ધરતા; છતાં પણ ઉપાસના તો તેમણે જગન્માતાનીજ ચાલુ રાખી હતી—તેમને મન તો બધુંજ 'મા' રૂપજ હતું.

શ્રીરામકૃષ્ણદેવ કોઇની પણ સામે કર્કશ શબ્દનો પ્રયોગ

કરતા નહિ. તેમનું હૃદય એટલું તો ઉદાર હતું કે સર્વ સંપ્રદાયના લોકો તેઓશ્રીને પોતાનાજ સંપ્રદાયના લેખતા. તેઓશ્રી બધાંયને ચાહતા હતા, યાને બધાંય પર તેમનો સ્નેહભાવ હતો. તેમની દૃષ્ટિમાં બધાજ ધર્મો સાચા હોઈ, તેઓશ્રી વખતોવખત કહેતા કે, ધર્મજગતની અંદર સર્વ ધર્મોને માટે સ્થાન છે. તેઓ મુક્ત સ્વભાવના હતા, પણ તેમનો એ મુક્ત સ્વભાવ વજ્રવત્ કઠોરતાથી નહિ પણ સકળ પ્રત્યેના તેમના સમાન પ્રેમભાવથી જણાઇ રહેતો હતો. એવા કોમળ પ્રકૃતિના લોકોદ્વારાજ નૂતન ભાવની સૃષ્ટિ નિર્માણ થાય છે, અને વજ્રની માફક ધડાકો કરનાર વ્યક્તિદ્વારા એ નૂતન ભાવનો ચોમેર ફેલાવો થાય છે. સેન્ટ પૉલ આ પાછલી પ્રકૃતિનો પુરુષ હતો. તેથીજ તેને હાથે સત્યનો પ્રકાશ ચારે દિશામાં વિસ્તરવા પામ્યો.

તથાપિ સેન્ટ પૉલનો યુગ અત્યારે હવે રહ્યો નથી. હવે તો આપણેજ અર્વાચીન જગતના નૂતન દીવારૂપ થવાનું છે. સ્વયં પોતાની મેળેજ દેશકાળને ઉપયોગી થઇ પડે એવો એક સંઘ નિર્માણ કરવો, એ આપણા યુગની ખાસ જરૂરિયાત છે. એવો એક સંઘ જ્યારે નિર્માણ થશે, ત્યારે તેજ જગતનો છેલ્લો ધર્મ બની રહેશે. સંસારચક્રની ગતિ તો ચાલુજ રહેવી જોઇશે. આપણે તો તેને તેમ કરવામાં મદદ કરવાની છે; અંતરાય કર્યે નહિ ચાલે. વિવિધ ધર્મભાવરૂપી તરંગો ઉછળે છે ને પડે છે, અને એ સર્વ તરંગોના મથાળાપર જે તે યુગનો અવતારી મહાપુરુષ બિરાજતો હોય છે. શ્રીરામકૃષ્ણનો જન્મ વર્તમાન યુગને ઉપયોગી ધર્મશિક્ષણ આપવા માટે છે. તેમનો ધર્મ રચનાત્મક છે, ખંડનાત્મક નથી. તેમને પ્રાપ્ત થયેલો ધર્મ વૈજ્ઞાનિક પ્રકારનો છે. એ ધર્મ કોઈને પણ એમ નથી કહેતો કે "બસ માની લો." પણ એમ કહે છે કે "જાતે પરખી લો."—યાને "એ સત્યનાં દર્શન મને થાય છે અને તમારી ઈચ્છા હશે તો તમને પણ થઇ શકશે."—"મેં જે સાધનો વાપર્યાં છે તે સાધનોનો તમે ઉપયોગ કરશો તો તમને પણ મારીજ પેઠે સત્યનાં પ્રત્યક્ષ દર્શન થશે. ઈશ્વર સૌ કોઇની સમીપ આવશે, એ સમત્વનો ભાવ સર્વથી પહોંચી શકાય એવો છે." શ્રીરામકૃષ્ણ જે ઉપદેશ

આપી ગયા છે તે બધો ઉપદેશ હિંદુધર્મના સારરૂપ હોઈ તેમની પોતાની એમાં કોઈજ નવી વસ્તુ નથી. એમાં કશું પોતાનું હોવાનો એમણે દાવો પણ કદી કર્યો નથી. નામ, યશ કે અન્ય કશાયની તેમને લેશ પણ તમા નહોતી.

તેમણે ધર્મપ્રચાર કરવા માંડયો, ત્યારે તેમની ઉંમર આશરે ચાળીસ વર્ષની હતી. પણ એ પ્રચારકાર્ય માટે તેઓશ્રી ક્યાંય પણ કદાપિ બહાર વિચર્યા નહોતા. તેમની પાસે ચાલી ચલાવીને જેમને ઉપદેશ લેવો હોય તેમને માટે તેઓ હમેશાં તત્પર રહેતા, એટલુંજ નહિ પણ એવાની તેઓશ્રી ઇચ્છા પણ કરતા.

હિંદુસમાજની રૂઢિ પ્રમાણે ચાલનારાં તેમનાં રૂઢિચુસ્ત માબાપે યૌવનના આરંભકાળમાંજ તેમનું લગ્ન પાંચ વર્ષની એક નાની બાલિકા સાથે કરી દીધું હતું. એ બાલિકા તેના પિયરના પરિવાર ભેગી એક આઘેના ગામડામાં રહેતી હતી. તેનો યુવાન પતિ ઇશ્વરના માર્ગમાં આગળ વધવા કેવી કેવી કઠોર સાધનાઓ સાધી રહ્યો છે તેની એ બિચારી બાલિકાને ખબર સુદ્ધાં નહોતી. જ્યારે તે વયમાં આવી, ત્યારે તો તેનો પતિ ભગવત્પ્રેમમાં ઉન્મત્ત થઇ ગયો હતો. તે પગપાળા મુસાફરી કરીને દક્ષિણેશ્વરના કાલિમંદિરમાં પોતાના સ્વામીની પાસે આવી પહોંચી. સ્વામીદેવને જોતાંજ તેમની ખરી અવસ્થા એ પામી ગઈ. કારણ તે પોતે પણ એક મહાન આત્મા હોઈ પરમ વિશુદ્ધ અને પવિત્ર હતી. પતિદેવની એ અવસ્થામાં અંતરાયરૂપ થવાને બદલે તેમના કાર્યમાં કેવળ સહાયભૂત થઇ રહેવાનીજ તેણે ઇચ્છા કરી. પતિદેવની એ ઉન્નત અવસ્થામાંથી તેમને ગૃહસ્થાશ્રમમાં ઘસડી પાડવાની કોશિશ કે ઇચ્છા તેણીએ મુદ્દલ કરી નહિ.

શ્રીરામકૃષ્ણને હિંદુસ્તાનમાં એક મહાન અવતારતરીકે પણ પૂજવામાં આવે છે, અને તેમની જયંતિ એક ધાર્મિક ઉત્સવતરીકે ઉજવાય છે.

× × × ×

એક સંપ્રદાય એવો છે, કે જે કહે છે કે “ભગવાનને કેવળ શિવ અને સુંદરરૂપેજ પૂજવા, એ તો માત્ર દુર્બળતા

છે. એના અશિવ અને અસુંદર સ્વરૂપની પણ ભક્તિ તથા પૂજા કરવી જોઈએ." આ સંપ્રદાય ટિબેટ પ્રદેશમાં સર્વત્ર પ્રચલિત હોઇને એ દેશમાં વિવાહપદ્ધતિ અથવા લગ્ન જેવી કોઇ પ્રથાજ નથી. ભારતવર્ષમાં એ સંપ્રદાય ખુલ્લી રીતે જીવી શકે તેમ નથી, એટલે તેનાં છાનાં છપનાં મંડળો ચાલે છે. શિષ્ટસમાજના કોઇ પણ મનુષ્યથી જાહેર રીતે એ મંડળોના સભ્ય થઈ શકાતું નથી, કે તેમાં ભાગ લઇ શકાતો નથી. 'કૉમ્યુનીઝમ' (એટલે કે કોઇએ પણ વ્યક્તિગત સંપત્તિ રાખવી નહિ, અને બધાની સંપત્તિ સામાન્ય માલકીની રહે, એવો મત) મુજબનું કાર્ય તિબેટ દેશમાં ત્રણ વાર અજમાવાયું, પણ ત્રણે વાર તે નિષ્ફળ નીવડયું. એ સંપ્રદાયના લોકો ખૂબ તપસ્યા કરે છે, અને શક્તિ અથવા વિભૂતિ-લાભની દૃષ્ટિએ, એમાં તેમને સફળતા પણ ઠીક મળે છે.

'તપસ' શબ્દનો મૂળ ધાતુને અનુસરતો અર્થ તાપ દેવો અથવા બાળવું એવો થાય છે. તપસ્યા, એ આપણી ઉચ્ચ પ્રકૃતિને 'તપ્ત' કિંવા ઉત્તેજિત કરવા માટેની એક સાધના અથવા પ્રક્રિયાવિશેષ છે. એમાં કેટલીક વાર તો સૂર્યોદયથી માંડીને તે સૂર્યાસ્ત લગી 'ૐ' ઇત્યાદિનો જપ કે એવું કંઇ બીજું આખો દહાડો સતત કર્યા કરવાનું હોય છે. એ બધી ક્રિયાના સાધનથી સાધકમાં એક એવી શક્તિનો સંચાર થાય છે કે તેના યોગે તેની કોઇ પણ આધ્યાત્મિક અથવા ભૌતિક ઈચ્છા પાર પડી શકે છે, અને પોતાની ઇચ્છિત અવસ્થામાં તે પરિણત થાય છે. આ તપસ્યાનો ભાવ સમગ્ર હિંદુ ધર્મમાં ઓતપ્રોત રહેલો છે. એટલે સુધી કે ઈશ્વરના સંબંધમાં બોલતાં પણ હિંદુઓ કહે છે કે, સૃષ્ટિની રચના કરવા માટે ઇશ્વરને પણ તપસ્યા કરવી પડી હતી. મતલબ કે, તપશ્ચર્યા એ એક એવું માનસિક યંત્રવિશેષ છે, કે જેના વડે સર્વ કંઇ સિદ્ધ થઇ શકે. શાસ્ત્રમાં કહ્યું છે કે "આ ત્રિભુવનમાં એવી કોઈ ચીજ નથી કે જે તપસ્યા-દ્વારા પ્રાપ્ત ન કરી શકાય."

× × × ×

જે સંપ્રદાયોના સિદ્ધાંત અને ક્રિયાકાંડની સંગે પોતાનો

મેળ ન હોય અને જેમના તરફ પોતાની સહાનુભૂતિ પણ ન હોય, તેવા સંપ્રદાયોનું વર્ણન કરનારા લોકો જ્ઞાતભાવે તેમજ અજ્ઞાતભાવે, બંને રીતે જૂઠા ને મિથ્યાભાષી હોય છે. તેમના હેવાલ વજૂદભર્યા માનવા ન જોઇએ. કેમકે અમુક એક સંપ્રદાયનો ચૂસ્ત અનુયાયી અન્ય સંપ્રદાયોની અંદર રહેલાં સત્યોની ભાગ્યેજ ઝાંખી કરી શકે છે.

× × × ×

ભક્તશિરોમણિ હનુમાનજીને કોઇએ એક વાર પૂછ્યું કે “ આજે કયી તિથિ થઇ ? ” ત્યારે તેના જવાબમાં તેમણે જણાવ્યું કે “ રામ એજ મારી તિથિ ને તારીખ છે. અન્ય કોઇ તિથિ કે તારીખ હું જાણતો નથી, અને જાણવાની મને પરવા પણ નથી. ”



# તા. ૨ જી જુલાઇ મંગળવાર

( જગજ્જનની )

શાક્ત લોકો સર્વવ્યાપી પરમશક્તિને 'મા' નામે ભજે છે, કારણ કે 'મા'ના જેવું મીઠું અને મધુરૂં નામ કોઇ પણ નથી. હિંદુસ્તાનમાં સ્ત્રીત્વનો સર્વોચ્ચ આદર્શ 'માતા'જ મનાયો છે. પ્રેમના ઉચ્ચતમ વિકાસરૂપ 'માતૃભાવ'થી ઈશ્વરની ઉપાસના કરવી તેને હિંદુઓ 'દક્ષિણાચાર' અથવા 'દક્ષિણમાર્ગ' કહે છે. એના દ્વારા ઉપાસકની આધ્યાત્મિક ઉન્નતિ અને મુક્તિજ થાય છે, ઐહિક ઉન્નતિ નથી થતી. ઇશ્વરના ભીષણ રૂપની યાને રુદ્ર મૂર્તિની ઉપાસનાને 'વામાચાર' કિંવા 'વામમાર્ગ' કહેવામાં આવે છે. એના દ્વારા સામાન્ય રીતે સાંસારિક ઉન્નતિ સારી પેઠે થાય છે, પણ આધ્યાત્મિક ઉન્નતિ ઝાઝી થતી નથી; થાય છે તો ક્વચિતજ થાય છે. વળી કાળે કરીને એ વામાચારની ઉપાસના અવનતિના ખાડામાં ફેંકી દેનારી તથા તેના ઉપાસકનો ઉચ્છેદ કરનારી નીવડે છે.

શક્તિના પ્રથમ વિકાસરૂપે જનની છે, અને જનકના ભાવ કરતાં જનનીનો ભાવ વધારે ઉચ્ચ મનાયો છે. 'મા' ના ઉચ્ચારની સાથે શક્તિનો ભાવ, સર્વશક્તિશાળી ઈશ્વરી શક્તિનો ભાવ પ્રગટ થાય છે. બાળક પણ પોતાની જન્મદાત્રી માતાને સર્વશક્તિશાળી સમજે છે. એ જગજ્જનની ભગવતી આપણામાં કુંડલિનીરૂપે નિદ્રિત રહેલી છે. એને ભજ્યા ને જાણ્યા વગર—અર્થાત્ કુંડલિનીને જાગ્રત કર્યા વગર આપણા યથાર્થ સ્વરૂપને ઓળખવાને—પરમાત્મસાક્ષાત્કાર સાધવાને આપણે સમર્થ થઇ શકીએ તેમ નથી.

સર્વશક્તિમત્તા, સર્વવ્યાપિતા અને અનંત દયાળુતા—એ જગજ્જની જગદંબાના મુખ્ય ગુણો છે. જગતમાં જેટજેટલી શક્તિ વિદ્યમાન છે, તે સકળની સમષ્ટિ તે જગદંબાનું સ્વરૂપ છે; અને જગતની અંદર શક્તિનો જે જે આવિર્ભાવ કે વિકાસ જણાય છે તે પણ બધું એ જગદંબાનુંજ રૂપ છે. તે પ્રાણરૂપ છે, બુદ્ધિરૂપિણી છે અને પ્રેમરૂપિણી પણ તેજ છે. એ જનની જગતમાં ઓતપ્રોત વ્યાપી રહેવા છતાં જગતથી નિરાળી પણ છે. તે એક વ્યક્તિરૂપિણી પણ

હોઇને જોઇ શકાય તેવી પણ છે. એવી એ જગન્માતામાં ચિત્ત સ્થિર થતાં આપણે ઇચ્છામાં આવે તે કરવા શક્તિમાન થઇશું. કેમકે તે આપણી પ્રાર્થના શીઘ્ર સાંભળે છે અને તરતજ તેનો ઉત્તર વાળે છે.

એ જગદંબા હરકોઇ ક્ષણે હરકોઇ સ્વરૂપમાં આપણને દર્શન દઇ શકે છે. જગદંબાને નામ અને રૂપ બંને હોઇ શકે, અને અરૂપી નામ પણ હોય. એ બધા વિવિધ ભાવોમાં માજીની ઉપાસના કરતાં કરતાં એક અવસ્થા એવી આવે છે, કે જ્યારે નામરૂપ કશુંજ નહિ રહેતાં શુદ્ધ સત્તારૂપે માજી વિરાજે છે.

જેમ શરીરના સઘળા કોષો મળીને એક મનુષ્યવ્યક્તિ સિદ્ધ થાય છે, તેમ પ્રત્યેક જીવાત્મા પણ એકેકા કોષસ્વરૂપ હોઇ તેમની સમષ્ટિ તે ઇશ્વરનું વિરાટ સ્વરૂપ છે, અને તેનાથી પણ પર અનંત પૂર્ણ તત્ત્વ જે બ્રહ્મ, તે તેનું પરમધામ છે. એ પરબ્રહ્મરૂપી સમુદ્ર જ્યારે શાંત અને સ્થિર હોય ત્યારે તેને બ્રહ્મ કહેવામાં આવે છે, અને એના એજ સમુદ્રમાં જ્યારે તરંગો ઉઠે છે ત્યારે તેને આપણે શક્તિદેવી અથવા જગદંબાતરીકે પીછાનીએ છીએ. એ શક્તિ અથવા મહામાયાજ દેશકાળ અને કારણરૂપ છે. એ બ્રહ્મજ જગદંબા છે. એનાં બે સ્વરૂપો છે—એક સવિશેષ કિંવા સગુણ, અને બીજું નિર્વિશેષ કિંવા નિર્ગુણ. સગુણ સ્વરૂપે એ શક્તિ ઇશ્વર, જીવ અને જગતતરીકે વ્યક્ત થાય છે, ત્યારે નિર્ગુણરૂપે તે અવ્યક્ત અને અજ્ઞેય રહે છે. એ નિર્ગુણ સત્તામાંથીજ ઇશ્વર, જીવ અને જગત, અથવા પુરુષ, પ્રકૃતિ અને જીવાત્માની ત્રિપુટિ ઉદ્‌ભવી છે. સમગ્ર અસ્તિત્વ કહેતાં આપણે જે જે કંઇ જાણી પીછાણી શકીએ તેમ છે, તે તે બધુંજ આ ત્રિપુટીમાં સમાઇ જાય છે. આનેજ વિશિષ્ટાદ્વૈતવાદ કહે છે–અર્થાત્ વિશિષ્ટાદ્વૈતવાદનો ભાવ આવોજ છે.

કૃષ્ણ, બુદ્ધ અને ક્રાઇસ્ટ–એ પણ આ જગદંબાનાજ એકેકા કણ અથવા બિંદુતરીકે હતા. આપણી જન્મદાત્રી માતામાં પણ એજ જગન્માતાનો એક કણ ઉતરી આવેલો હોય છે, તેની ઉપાસનાથી પણ મહત્તાને પમાય છે. પણ જો તમારે પરમ જ્ઞાન અને પરમ આનંદનીજ અપેક્ષા હોય, તો તો એ જગજ્જનની જગદંબાનેજ ઉપાસો એનેજ ભાવથી ભજો.

# ता. ३ जी जुलाइ बुधवार

સામાન્ય રીતે એમ પણ કહી શકાય કે, ભયથીજ મનુષ્યના ધર્મની શરૂઆત થાય છે. "ઇશ્વરની ભીતિ યાને પ્રભુનો ડર એજ જ્ઞાનનો આરંભ છે." પરંતુ આગળ જતાં એના કરતાં આ ઉચ્ચતર ભાવ આવે છે કે "પ્રેમનો પૂર્ણ ઉદય થતાં ભય દૂર થઇ જાય છે."

આપણા હૃદયમાં પ્રેમ, ધર્મ અને પવિત્રતાની જેમ જેમ વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ બહાર પણ પ્રેમ, ધર્મ અને પવિત્રતા વધુ ને વધુ જણાય છે. આપણે બીજાના કાર્યની જેટલી નિંદા કરીએ છીએ, તેટલી નિંદા ખરૂં જોતાં તો આપણી પોતાનીજ થાય છે. તમારા આંતર્જગતને એક વાર ઠીકઠાક કરો કે જે કરવું તમારા પોતાના હાથમાં છે—એટલે બૃહત્ બ્રહ્માંડ અર્થાત્ બાહ્યજગત તો તમારે માટે આપોઆપ ઠીક થઇ જશે. આપણા અંતરમાં જે વાત નથી હોતી તે વાત બહાર પણ આપણને જણાતી નથી. એક મોટા એન્જીનની સાથે તેના જેવા એક ક્ષુદ્ર એન્જીનનો જે સંબંધ છે, તેવોજ સંબંધ આપણો સમગ્ર જગતની સાથે છે. ક્ષુદ્ર એન્જીનની અંદર કંઇ ગડબડ જણાતાં, વિરાટ એન્જીનમાં પણ તેવીજ ગડબડ થયેલી હોવી જોઇએ, એવું તરતજ આપણી કલ્પનામાં આવી જાય છે.

જગતની અંદર જે કંઈ યથાર્થ ઉન્નતિ થયેલી છે, તે બધી પ્રેમની શક્તિથી થયેલી છે. માત્ર દોષનું નિરૂપણ કર્યા કરવાથી યાને દૂષણજ દીધા કરવાથી કશો લાભ નથી. હજારો વર્ષો સુધીની અજમાયશ અને પરીક્ષાને અંતે જણાયું છે કે "નિંદાથી કંઇજ કાર્યસિદ્ધિ થતી નથી."

* * * *

માંસાહારી પ્રાણી—દાખલાતરીકે સિંહ—એકજ આઘાત કરીને થાકી લોથ થઇ પડે છે; પરંતુ સહિષ્ણુ બળદ આખો દિવસ ચાલ ચાલ કરે છે; તે ખાય છે ને ઉંઘે છે તે પણ ચાલતાં ચાલતાંજ. સતત ઉદ્યોગી 'યાંકી', ભાતખાઉ ચીના કુલીની સાથે હરીફાઈ કરી શકે નહિ. × × × ×

ભગવત્—સાધના કરો. મૂઢની માફક એવો પ્રશ્ન કદાપિ

ન કરો કે, ભગવત્–સાધના કરવાથી જગતનું શું કલ્યાણ થશે ? જગતની વાતને જવા દો; જગતને ચૂલામાં પડવું હોય તો પડવા દો. તમે તમારે ભગવાનને ભજતા રહો, ભાવપૂર્વક ભક્તિ કરો અને કશાયની કાંક્ષા ન કરો. ભક્તિ, બસ ભક્તિ, એના સિવાયનું બધુંજ ભૂલી જાઓ. અન્ય સકળ વાદો અને મતમતાંતરોને એકસાથે વિસારી મૂકો. ભક્તિરસનો–ભગવદ્ પ્રેમનો પ્યાલો પીને મસ્ત બની જાઓ; અને "તારો રે! પ્રભુ તારો, સદાકાળને માટે તારો" એમ કહી બીજું બધું ભૂલી જઇને ભક્તિસાગરમાં ઝંપલાવો. ઇશ્વર એટલે પ્રેમનુંજ સ્વરૂપ બિલાડીને પોતાનાં બચ્ચાં પર પ્રેમ વર્ષાવતી યાને તેમની સાથે ગેલ કરતી જુઓ તો ત્યાં ને ત્યાંજ ઉભા રહો અને ભગવાનની ઉપાસના કરો. કારણ કે બિલાડીના એ પ્રેમ–ગેલમાં ઈશ્વરનોજ આવિર્ભાવ થયો છે, એમાં શક નથી. "હું તારો, હું તારો" એમ નિશદિન રટયે જાઓ, કેમકે એથી ભગવાનનાં દર્શન આપણને સર્વત્ર થઇ શકે તેમ છે. ઇશ્વરને જ્યાં ત્યાં ઢૂંઢતા ફરો નહિ, તે તો તમારી નિકટથી નિકટ હાજરાહજુર છે; દર્શન કરો એટલીજ વાર છે.

"એ વિશ્વાત્મા, જગજ્જ્યોતિ પ્રભુ સર્વદા તમારી રક્ષા કરો."

× × × ×

નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્માને ઉપાસી શકાય નહિ, તેથી આપણે આપણી પોતપોતાની પ્રકૃતિને અનુસરતા તેના આવિર્ભાવની ઉપાસના કરવી પડે છે. ઇસુ પણ આપણા જેવીજ મનુષ્ય પ્રકૃતિવાળો હતો અને પોતાનું જ્ઞાનચારિત્ર ખીલવવાથી તે ખ્રિસ્ત બન્યો હતો. આપણે પણ એ પ્રમાણે કરીને તેના જેવા ખ્રિસ્ત થઇ શકીએ તેમ છીએ અને તેમ થવુંજ જોઇએ. 'ખ્રિસ્ત' અને 'બુદ્ધ' એ વિશિષ્ટ આધ્યાત્મિક શાખાઓ અથવા અવસ્થાઓનાં નામો છે, કે જે અવસ્થાએ આપણે પહોંચવાનું છે. ઇસુ અને ગૌતમની અંદર તે તે અવસ્થાઓ પ્રગટી–અર્થાત ઇસુએ 'ખ્રિસ્ત' અવસ્થા અને શાક્ય મુનિ ગૌતમે 'બુદ્ધ' અવસ્થા પ્રાપ્ત કરી. જગન્માતા કિંવા આદ્યશક્તિ–એ બ્રહ્મનો પહેલો અને સર્વશ્રેષ્ઠ આવિર્ભાવ છે. તેના પછીજ ખ્રિસ્તો અને બુદ્ધોનો નંબર

આવે છે. આપણે પોતેજ આપણી આજુબાજુ સંજોગો ઉભા કરીને તેમાં આપણી જાતને બાંધીએ છીએ, અને એ બંધનરૂપી બેડીને તોડનારા પણ આપણે પોતેજ છીએ. આત્મા અભયસ્વરૂપ છે. આપણા આંતરપ્રદેશની બહાર આવેલા કોઇ ઇશ્વરને આપણે ઉપાસીએ છીએ—ભજીએ છીએ, ત્યારે કરીએ છીએ તો સારૂંજ; પણ જ્યારે એ ઈશ્વરનું સાચું અને પૂરૂં સ્વરૂપ જ્યારે આપણા જાણવામાં આવે છે, ત્યારેજ એનું રહસ્ય આપણી સમજમાં ઉતરે છે. પ્રભુપ્રેમનો સર્વોચ્ચ ભાવ તેની સાથેની એકતા છે.

એક ફારસી સુફી કવિતામાં આમ નિદર્શન થયું છેઃ--

"એક દિન એવો હતો કે જ્યારે હું હતી નારી અને તે હતો નર. ઉભય વચ્ચેનો પ્રેમ વધતો ચાલ્યો; ને વધ્યો વધ્યો તે એટલે સુધી કે ન રહ્યો 'હું' અને 'તે'નો ભેદભાવ. અત્યારે મને ઝાંખું ઝાંખું યાદ છે તે એટલુંજ, કે એક વાર અમે બે વ્યક્તિઓ હતી; પણ પ્રેમે આવીને અમને સાંકળ્યાં, અને આખરે અમે બે ફીટીને એક થયાં."×

જ્ઞાનની વિદ્યમાનતા અનાદિ અને અનંત છે. ઈશ્વરની અસ્તિ જ્યાં સુધી છે ત્યાં સુધી જ્ઞાનની અસ્તિ પણ છે. જે વ્યક્તિ કોઇ આધ્યાત્મિક નિયમ શોધી સાધીને બહાર મૂકે છે, તેનેજ 'ઇન્સપાયર્ડ' અર્થાત્ ઋષિની સંજ્ઞા પ્રાપ્ત થાય છે, અને તે જે જે સિદ્ધાંત પ્રકાશમાં લાવે છે તેને અપૌરુષેય ઇશ્વરી વાણી કહેવામાં આવે છે. પરંતુ એ અપૌરુષેય ઇશ્વરી વાણી પણ અનંત છે, એટલે એવું નથી સમજવાનું કે અમુક હદ સુધી આવીને તે સમાપ્ત થઈ ગઇ છે. માટે હવે તો તેનું આંખ મીંચીને અનુસરણ કરવું જોઇએ. હિંદુઓના વિજેતાઓ વર્ષોનાં વર્ષો થયાં ટીકા કરતા આવ્યા છે કે, હિંદુઓ પોતેજ પોતાના ધર્મની ટીકા કરવાનું સાહસ કરે છે; પરંતુ

× શ્રીચૈતન્ય મહાપ્રભુ સાથેના રાય રામાનંદના પ્રસંગમાં પણ આજ ભાવનું કથન મળી આવે છે—

"ન રહી હું રમણી, નહિ તે રમણે; બન્ને મનોમન, મનોજ–પેશલગણે.
ઇત્યાદિ.

મનોજ=કામ; પેશલ=દક્ષ; સુચતુર.
(શ્રીચૈતન્ય ચરિતામૃતમાંથી.) બંગાળી અનુવાદક

હિંદુઓનો એ ગુણુજ તેમને સ્વાધીનચેતા બનાવે છે. હિંદુઓ જગતભરમાં સર્વશ્રેષ્ઠ ધાર્મિક જાતિ હોઇ ભગવતનિંદા કે ધર્મનિંદાને જાણુતી નથી. હિંદુઓને મન તો ભગવાનવિષે કે ધર્મવિષે હરકોઇ ભાવે આલોચના કરવાથી પવિત્રતા અને કલ્યાણુની પ્રાપ્તિ થાય છે. વળી તેઓ અવતારોપ્રતિ, શાસ્ત્રોપ્રતિ કે દાંભિક ભક્તિ પ્રતિ ;કોઇ પ્રકારની કૃત્રિમ શ્રદ્ધા કે ભક્તિ દાખવતા નથી.

ખ્રિસ્તી ધર્મસંપ્રદાય, ઇસુ ખ્રિસ્તને પોતાની માન્યતાને અનુકૂળ બનાવવાની ગડમથલ કરે છે, પણુ પોતાની જાતને ભગવાન ઇસુના જીવનાદર્શ પ્રમાણે ઘટાવવાની કોશિશ કરતો નથી. આથી ભગવાન ખ્રિસ્તસંબંધી જે જે ગ્રંથો ને જે જે વચનો, ખ્રિસ્તી સંપ્રદાયના તે તે વખતના ઉદ્દેશની સિદ્ધિ અર્થે સહાય કરનાર જણાયાં, તેટલાંનુંજ સંરક્ષણ થયું છે–તેટલાંજ સચવાઇ રહ્યાં છે. આ ઉપરથી સમજાશે કે, માત્ર એવા ધર્મગ્રંથો પર કદાપિ આધાર રાખી શકાય નહિ; અને વળી એવી રીતની ગ્રંથોપાસના કિંવા શાસ્ત્રોપાસના, એ તો અધમ પ્રકારની બુતપરસ્તી (મૂર્તિપૂજા) હોઇ તે આપણા હાથપગને સમૂળગા જકડી દે છે. × × × ×

જીવસૃષ્ટિમાં મનુષ્યજ શ્રેષ્ઠ જીવ છે, અને **ભૂર્ભુવઃસ્વઃ** ઇત્યાદિ લોકોમાં આ ભૂર્લોક કહેતાં મૃત્યુલોકજ સર્વોચ્ચ છે. માનવભાવ કરતાં વધારે ચઢીઆતી કલ્પના આપણે ઇશ્વરની કરી શકીએ તેમ નથી, તેથીજ આપણો ઇશ્વિર મનુષ્યભાવાપન્ન છે, અને મનુષ્ય પણુ ઇશ્વરસ્વરૂપ છે. સારાંશ કે, આપણે મન મનુષ્ય એજ ઇશ્વિર અને ઇશ્વિર એજ મનુષ્ય છે. આ મનુષ્યભાવને ઓળંગી જઇ તેના કરતાં કોઇ ઉચ્ચતર વસ્તુ આપણુને સમજાય છે, ત્યારેજ આપણુને દેહ તેમજ કલ્પનાના ક્ષેત્રમાંથી ઝટ કૂદી પડવાનું અને સંસારનો ત્યાગ કરી દેવાનું મન થાય છે; અને એમ ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરતાં કરતાં જ્યારે આપણે કૈવલ્ય અવસ્થાને યાને ભગવાનના અનંત સ્વરૂપને પ્રાપ્ત થઇએ છીએ, ત્યારે તો આપણું આ જગતમાં રહેવાપણુંજ હોતું નથી.

× × × ×

સકળ કાવ્ય, સકળ ચિત્રકળા કે સકળ સંગીત–એ

કેવળ શબ્દ, રંગ કે ધ્વનિદ્વારા અભિવ્યક્ત અથવા આવિર્ભૂત થતા ભાવ સિવાય અન્ય કંઇજ નથી—અર્થાત્ શબ્દ, રંગ કે ધ્વનિદ્વારા પ્રકાશમાં આવતી હૃદયની લાગણીનું નામજ કાવ્ય, ચિત્ર કે સંગીત છે.

× × × ×

પાપનાં ફળ જેમને જલદી જલદી ભોગવવાનાં પ્રાપ્ત થાય છે, તેમનાં ધન્યભાગ્ય સમજવાં. કારણ કે તેમનું ખાતું એટલું જલદીથી ભરપાઇ થઇ જાય છે; અને જેમનાં પાપોનાં ફળ મોડાં આવે, તેમનાં દુર્ભાગ્ય સમજવાં. કેમકે તેમને ભોગવવાની સજા પણ પ્રમાણમાં તેટલી અધિક હોય છે.

જેઓ સમત્વભાવને પ્રાપ્ત થયા હોય છે, તેઓજ બ્રહ્મમાં સ્થિત થયેલાં યાને બ્રહ્મનિષ્ઠ કહેવાય છે. હરકોઇ પ્રકારની ઘૃણા એટલે તે આત્માદ્વારા આત્માનો વિનાશ. માટે જીવનનો યથાર્થ નિયામક અને મિત્ર તો પ્રેમજ છે. એ પ્રેમમય અવસ્થાને પ્રાપ્ત થવું તેનુંજ નામ સિદ્ધાવસ્થા છે. પરંતુ એ સિદ્ધિના માર્ગમાં આપણે જેમ જેમ આગળ વધીએ છીએ, તેમ તેમ બાહ્ય કાર્યો આપણે કમી કરીએ છીએ. સાત્ત્વિક વ્યક્તિઓ એમ જાણે છે કે, આ બધો બાળકોનો ખેલમાત્ર છે. અને એવી પાકી સમજણને લીધેજ તેઓ કશાય બાહ્ય વ્યવહારમાં માથું મારતા નથી.

ઘા કરવો અથવા તમાચો મારવો, એ તો બહુ સહેલું કામ છે; પણ તમાચો મારીને પછી હાથને ત્યાં નો ત્યાંજ રોકી રાખીને "હે પ્રભો ! તારે શરણે હું આવ્યો છું" એમ કહી પ્રભુ શું કરે છે તેની રાહ જોતાં શાંતિપૂર્વક ઉભા રહેવું; એ કામ ભડકાવી નાખે એવું કઠણ છે.



# તા. ૫ મી જુલાઇ શુક્રવાર

સત્યની શોધ કરતી વખતે, હરકોઇ ઘડીએ બદલાવા જેટલા તૈયાર તમે હો નહિ, ત્યાંસુધી સત્યનો લાભ તમને કદાપિ થતો નથી; માટે સત્યની શોધમાં તો અવશ્ય તમારે એવી તૈયારી અને મજબૂતી પૂર્વક ઝુકાવવું જોઇએ. × ×

ભારતવર્ષના બહુ પ્રાચીન, ચાર્વાક સંપ્રદાયના લોકો સંપૂર્ણ જડવાદી હતા. અત્યારે એ સંપ્રદાયનો લોપ થઇ ગયો છે, અને તેમનાં ઘણાંખરાં પુસ્તકોનો નાશ થઇ ગયો છે. એ લોકોનો એવો દાવો હતો કે, આત્મા તો દેહ અને તેની ભૌતિક શક્તિઓમાંથી ઉત્પન્ન થાય છે, તેથી દેહના નાશ સાથે આત્માનો પણ નાશ થાય છે. વળી દેહના નાશ પછી આત્માનું અસ્તિત્વ રહે છે, એનું કંઇ પ્રમાણ નથી. તે લોકો કેવળ ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષ જ્ઞાનનોજ સ્વીકાર કરતા અને અનુમાનદ્વારા પણ જ્ઞાનનો લાભ થઇ શકે, એ વાતનો સાવ ઇન્કાર કરતા હતા. × × × ×

સમાધિ એટલે જીવાત્મા અને પરમાત્માનો અભેદભાવ, અથવા એકરૂપતા સાધવી તે. × × × ×

જડવાદી કહે છે કે 'હું મુક્ત છું' એવું જ્ઞાન તો ખાલી ભ્રમણા છે. ત્યારે અધ્યાત્મ વિજ્ઞાનવાદીનું કહેવું છે એમ કે 'હું બદ્ધ છું' એવું જે જણાય છે, તે ભ્રમ છે. એ બેનો તોડ કાઢતાં વેદાંતવાદી કહે છે કે "તમે એક સાથે મુક્ત તેમજ બદ્ધ બન્ને છો." વ્યાવહારિક ભૂમિકાપર તમે કદાપિ મુક્ત હોતા નથી, અને પારમાર્થિક કિંવા આધ્યાત્મિક ભૂમિકાપર તમે સદાય મુક્ત છો.

મુક્તિ અને બંધન-એ બન્નેની પર ચાલ્યા જાઓ.

પ્રત્યેક વ્યક્તિની પૂંઠે અનંત શક્તિ રહેલી છે. એ અનંતશક્તિને-એ જગદંબાને પ્રાર્થો, એટલે તે તત્કાળ તમારી પાસે આવશે અને તમારામાં વિરાજશે.

"હે જગદંબે ! હે વાગ્દેવિ ! હે સ્વયંભૂ માતા ! તું વાણીરૂપે મારા હોઠપર બિરાજ. હે સિંહનાદી માત ! તારો આવિર્ભાવ મારામાં પ્રગટો. હે મહાકાલિ ! હે મહીષમર્દિનિ ! તું અનંતકાલરૂપિણી છે, તુંજ અમોઘ શક્તિ છે!"

# ता. ६ ट्ठी जुलाइ शनिवार

(આજની કથા ભગવાન વેદવ્યાસે રચેલાં વેદાન્તનાં સૂત્રોના શંકરભાષ્ય પર ચાલી.)

॥ ॐ तत्सत् ॥

શ્રીમચ્છંકરાચાર્યના મત પ્રમાણે જગતને 'હું' અને 'તું' એવા બે ભાગમાં વહેંચી શકાય. અને જેમ પ્રકાશ તથા અંધકાર એકબીજાથી સંપૂર્ણ વિરોધી છે, તેમ આ 'હું' અને 'તું' પણ પરસ્પર વિરોધી છે; એટલે એ બેમાંથી એકેની ઉત્પત્તિ બીજામાંથી હોઇ શકે નહિ. આ 'હું' એજ સત્ય વસ્તુ છે, અન્ય કહેતાં વિષય એ તો માત્ર મિથ્યા આભાસ છે. એથી વિરુદ્ધ મત, અર્થાત્ વિષય સત્ય અને વિષયી મિથ્યા—એ મત કદાપિ સાબીત થઇ શકે તેમ નથી.

આપણા અનુભવમાં આવતું આ જગત સત્ય અને મિથ્યાના મિશ્રણથી થયું છે. શકિતઓના સમાન્તર ચતુષ્કોણમાં રાખેલા એક દડા ઉપર પરસ્પર વિરોધી એવી બે શકિતઓનો પ્રયોગ કરવામાં આવે, તો તે દડાની ગતિ કર્ણરેખાની દિશામાં થાય છે, તેવીજ રીતે આપણા ઉપર પણ પરસ્પર વિરોધી શક્તિઓનું કાર્ય થવાને લીધે સંસારની ઉત્પત્તિ થાય છે. વાસ્તવમાં આ જગત બ્રહ્મસ્વરૂપ અને સત્ય છે; પણ આપણે જગતને એ ભાવે જોતા નથી. જેવી રીતે છીપમાં ચાંદીનો ભ્રમ થાય છે, તેવી રીતે બ્રહ્મમાં જગતનો ભ્રમ થાય છે. એનેજ અધ્યાસ કહેવામાં આવે છે. જેમ આપણે એક વાર જોયેલા દેખાવનું આપણને જ્યારે ઇચ્છીએ ત્યારે સ્મરણ થાય છે, પણ તે સ્મરણનો આધાર તો જોયેલા સાચા દૃશ્યપરજ હોય છે, તેમ સત્ય વસ્તુના અસ્તિત્વપરજ જેનો આધાર રહ્યો હોય એવા કોઇ પણ અસ્તિત્વને અધ્યાસ કહેવામાં આવે છે. એ અધ્યાસ આપણને સત્ય જેવો લાગે છે ખરો, પણ વાસ્તવિક રીતે તેનું અસ્તિત્વ સત્ય નથી હોતું. વળી 'અધ્યાસ'નું દૃષ્ટાંત આ પ્રમાણે પણ અપાય છે:— ઉષ્ણતા એ જળનો ગુણધર્મ નથી, છતાં આપણને જળમાં ઉષ્ણતાની કલ્પના થાય છે; તે પ્રમાણે જે ગુણ જેમાં ન હોય તેમાં તેની કલ્પના થવી તેનું નામ 'અધ્યાસ.' જે વસ્તુ જેવી

નથી તેને વિષે તેવી બુદ્ધિ કલ્પવી તેનું નામ અધ્યાસ. આ પરથી સમજાય છે કે, આપણે જ્યારે જગતને જોઇએ છીએ, ત્યારે આપણે સત્યનેજ જોતાં હોઇએ છીએ; પરંતુ એ સત્યની આડે એક આવરણ અર્થાત્ પડદો આવી જવાને લીધે તે પડદામાંથી તે વિપરીત ભાવવાળું જણાય છે. એ રીતે આપણે વિષયને અર્થાત્ કર્મને વિષયી એટલે કર્તા-તરીકે માની લેવાની ભૂલ કરીએ છીએ; પરંતુ આત્મા કોઇ કાળે વિષય યા કર્મ થતો નથી. મન એ અંતઃકરણની ઇંદ્રિય છે, અને બીજી બાહ્ય ઇન્દ્રિયો એ તેના હાથમાંનાં યંત્ર અથવા સાધનરૂપ છે. વિષયીની અંદર કિંચિત્ પ્રમાણમાં બહિઃપ્રક્ષેપશક્તિ હોય છે, તેથીજ તેને 'હું છુ" એવું ભાન થાય છે. પરંતુ એ આત્મા અથવા વિષયી એ પોતાનોજ વિષય છે, અને નહિ કે મન અથવા ઇંદ્રિયોનો. તથાપિ આપણે એક ભાવનો બીજા ભાવ ઉપર અધ્યાસ કરી શકીએ. દાખલા-તરીકે જ્યારે આપણે કહીએ છીએ કે, આકાશ ભૂરૂં છે ત્યારે આકાશ પોતેજ એક ભાવમાત્ર છે, અને ભૂરાપણું એ પણ એક ભાવ છે—અને તેમ છતાં આપણે ભૂરાપણાના ભાવનો આકાશના ભાવ ઉપર આરોપ અથવા અધ્યાસ કરીએ છીએ.

વિદ્યા અને અવિદ્યા, અગર તો જ્ઞાન અને અજ્ઞાન—એ બન્નેનું અસ્તિત્વ છે; કિન્તુ આત્મા કોઈ પણ વખતે અવિદ્યા અગર અજ્ઞાનથી આચ્છાદિત થતો નથી. સાપેક્ષ જ્ઞાન પણ સારૂં છે, કેમકે તે ચરમ જ્ઞાનને પહોંચવાના પગથીઆની ગરજ સારે છે; કિંતુ ઇંદ્રિયજન્ય જ્ઞાન અથવા તો માનસિક જ્ઞાન—રે ! વેદપ્રમાણભૂત પદાર્થ જ્ઞાન સુદ્ધાં કદાપિ પરમાર્થ અથવા પ્રકૃત સત્ય હોઇ શકતું નથી. કારણ કે એ બધાંજ જ્ઞાનો સાપેક્ષ જ્ઞાનમાં આવી જાય છે. માટે 'હું દેહ છુ"—એ ભ્રમણામાંથી સૌથી પ્રથમ મુક્ત થાઓ. ત્યાર પછીજ યથાર્થ જ્ઞાનની આકાંક્ષા ઉત્પન્ન થશે. માનવી જ્ઞાન તો પાશવ જ્ઞાનની એક ચઢિયાતી પાયરી માત્ર છે.

× × × ×

વેદોના એક ભાગમાં કર્મકાંડ કહેતાં અનુષ્ઠાનપદ્ધતિ તથા યજ્ઞયાગ ઇત્યાદિનો ઉપદેશ છે. બીજા ભાગમાં બ્રહ્મજ્ઞાન અને આધ્યાત્મિક ધર્મનો વિષય યથાર્થ વર્ણવાયો છે.

વેદોનો આ ભાગ પરમાત્મતત્ત્વ વિષે ઉપદેશ આપે છે, અને એટલા માટેજ વેદના એ ભાગનું જ્ઞાન પરમાત્મદર્શનની નજીકનું તત્ત્વજ્ઞાન છે. એ અનંત પરબ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન (પરમાત્મસાક્ષાત્કાર) કોઇ પણ શાસ્ત્ર કે ઇતર કશા પર આધાર રાખતું નથી. કેમકે એ અપરોક્ષ જ્ઞાન અથવા પરમાત્મદર્શન પોતેજ પૂર્ણસ્વરૂપ છે. અનેક શાસ્ત્રોના અધ્યયનમાત્રથી કાંઇ એ અપરોક્ષ જ્ઞાન અથવા પરમાત્મદર્શન પમાતું નથી. એ અપરોક્ષ જ્ઞાન કોઇ મત કે વાદરૂપ નથી, પણ તે અપરોક્ષાનુભૂતિરૂપ છે—સાક્ષાત્કારનો વિષય છે. અરીસાપર જામેલો મેલ સાફ કરી નાખતાં જેમ પ્રતિબિંબનાં દર્શન થાય છે, તેમ પોતાના મનની પવિત્રતા સધાતાં તરતજ આ જ્ઞાન હૃદયમાં પ્રગટે છે કે, अहं ब्रह्मास्मि યાને હું બ્રહ્મ છું. માટે સર્વપ્રથમ તમારા મનને પવિત્ર બનાવો એટલે તમને પણ અનુભવ થશે કે તમે બ્રહ્મ છો.

અસ્તિત્વ છે તે માત્ર બ્રહ્મનુંજ છે. જન્મ નથી કે મૃત્યુ નથી; દુઃખ નથી કે કષ્ટ નથી; હત્યા નથી કે પરિવર્તન નથી; સારૂં નથી કે માઠું પણ નથી—જે છે તે બધુંજ બ્રહ્મ છે. છતાં એ સિવાય બીજું ત્રીજું જે કાંઇ જણાય છે, તે તો દોરડામાં સાપનો ભ્રમ થાય તેના જેવું છે. એ ભ્રમ આપણો પોતાનો હોવાથી તેને માટે જવાબદાર પણ આપણેજ છીએ. જગતનું કલ્યાણ આપણે હાથે ત્યારેજ થઇ શકે, કે જ્યારે આપણે જગદીશ્વર ભગવાનને ચાહીએ અને તે પણ આપણને ચાહે.

આત્માને કોઇ જાતનો જાતિભેદ કિંવા વર્ણભેદ નથી; તેમ 'આત્માને જીવન યા મરણ, અગર તો કોઇ પ્રકારની ગતિ કે ગુણ નથી; છતાં તે આત્મામાં છે એમ માનવું એ પણ ભ્રમ છે. આત્મામાં પરિવર્તન કોઇ કાળે થતું નથી, તેમ તે કદાપિ કયાંય જતો કે આવતો નથી. તે તો તેના પોતાના સઘળા આવિર્ભાવોના અનંત સાક્ષીરૂપ છે. આમ છતાં આપણે તેને જે તે આવિર્ભાવતરીકેજ માની લઇએ છીએ એ આપણો અનાદિ અનંત ભ્રમ છે, અને તે ચિરકાળથી ચાલ્યો આવે છે. આથીજ વેદને આપણી સપાટી સુધી નીચા ઉતરીને આપણને ઉપદેશ આપવો પડયો છે. એ પ્રમાણે જો એ ઉચ્ચતમ સત્યનું ઉચ્ચતમ ભાવ કે

ભાષામાં વેદે નિરૂપણ કર્યું ન હોત, તો આપણાથી તે સમજી જ શકાત નહિ.

સ્વર્ગની ભાવના, એ તો આપણી વાસનામાંથી ઉત્પન્ન થયેલા કુસંસ્કાર અથવા વહેમ સિવાય બીજું કંઈજ નથી. એ વાસનાજ બંધનરૂપ અને અવનતિનું દ્વાર છે. બ્રહ્મદૃષ્ટિ સિવાય અન્ય કોઇ ભાવે કોઈ પણ ચીજને જુઓ નહિ. જો તેમ કરશો તો જ્યાં ત્યાં તમને અન્યાય અને અશુભજ દેખાશે. કારણ કે જે વસ્તુ આપણે જોવા જઇએ છીએ તેના ઉપર આપણે એક ભ્રમાત્મક આવરણ નાખીએ છીએ, અને તેથીજ આપણને જે તે અશુભ દેખાય છે. માટે આ બધા ભ્રમોમાંથી મુક્ત થાઓ, અને પરમાનંદના ભોક્તા બનો. સઘળા પ્રકારના ભ્રમોમાંથી છૂટવું એનું નામ પણ મુક્તિ છે.

એક રીતે જોતાં સૌ કોઇ બ્રહ્મને જાણે છે; કારણ કે તેને ખબર છે કે 'હું છું.' પરંતુ મનુષ્યને પોતાના યથાર્થ સ્વરૂપની ઓળખ હોતી નથી. આપણે બધાજ જાણીએ છીએ કે આપણે છીએ, 'પણ કેવી રીતે છીએ' તેની આપણને ખબર હોતી નથી. અદ્વૈતવાદ સિવાયની બીજી ઉતરતી કોટિની મીમાંસાઓ આંશિક સત્યનું નિદર્શન કરે છે; પરંતુ વેદોનું સારતત્ત્વ એજ છે કે, આપણામાંની પ્રત્યેક વ્યક્તિની અંદર જે આત્મા વિરાજી રહ્યા છે તેજ બ્રહ્મ છે—આત્માજ બ્રહ્મસ્વરૂપ છે. જગતપ્રપંચમાંનું સર્વ કંઇ જન્મ, વૃદ્ધિ ને મૃત્યુમાં અથવા તો ઉત્પત્તિ, સ્થિતિ ને લયના ક્ષેત્રમાં સમાયલું છે. આપણો પરમાત્મસાક્ષાત્કાર કિંવા અપરોક્ષાનુભૂતિ, એ વેદોથી પણ પર છે. કારણ કે વેદનાં પ્રમાણોને પણ એ અપરોક્ષાનુભૂતિપરજ આધાર રાખવો પડે છે. સર્વોચ્ચ વેદાન્ત એ તો આ પ્રમાણે પ્રપંચાતીત સત્તાનું-પરબ્રહ્મ પરમાત્માનું તત્ત્વજ્ઞાન છે.

સૃષ્ટિને આદિ અથવા આરંભ છે એમ કહેવું, એ સર્વ પ્રકારના દાર્શનિક વિચારના મૂળમાં કુહાડો મારવા જેવું છે.

આ જગત લૌકિક ભોગોથી ભરપૂર છે, છતાં કશાયની વાંચ્છના કરો ના. એવી વાંચ્છના કરવી એ દુર્બળતા હોઇ આપણને ભીખારી બનાવે છે; પરંતુ આપણે શું ભીખારી છીએ? ના, ના, આપણે તો રાજાના કુંવર છીએ—રાજપુત્ર પરમાત્મદેવના પુત્ર છીએ.

# તા. ૭ જુલાઇ રવીવાર

અનંત અવ્યક્તતાના જગત્પ્રપંચરૂપે ગમે તેટલા ભાગ પડે તોપણ તે અનંતજ રહે છે; કેમકે તેનો પ્રત્યેક ભાગ પણ અનંત સાથે અભિન્નરૂપે જોડાયલો છે.

પરિણામી અને અપરિણામી, વ્યક્ત અને અવ્યક્ત—એ ઉભય અવસ્થાઓમાં બ્રહ્મ તો એનો એજ છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય—એ ત્રિપુટિ એ અવ્યક્તમાંથીજ જગતરૂપે વ્યક્ત થાય છે. યોગીજનો ધ્યાનમાં જે પરમાત્મસાક્ષાત્કાર પામે છે, તે પણ તેઓ આત્માની શક્તિવડેજ પામે છે.

જ્યાંસુધી લૌકિક સુખભોગની વૃત્તિ થાય છે, ત્યાંસુધી બંધન કાયમ રહે છે. અપૂર્ણતા અથવા ઓછપ હોય ત્યાં-સુધીજ ભોગની ઇચ્છા રહે છે; કારણ કે અપૂર્ણ વાસનાની તૃપ્તિનું નામજ ભોગ છે. પ્રકૃતિ, જીવાત્મા તેમજ ઇશ્વર, એ ત્રણેમાં અધિષ્ઠાનરૂપે રહેલી સત્ય વસ્તુ તે બ્રહ્મ છે. પરંતુ જ્યાંસુધી આપણે તેનો સાક્ષાત્કાર કરી શકતા નથી ત્યાંસુધી તે અદૃષ્ટજ રહે છે. ઘર્ષણદ્વારા જેમ અગ્નિ ઉત્પન્ન કરી શકાય છે, તેમ બ્રહ્મનો પણ મંથનદ્વારા સાક્ષાત્કાર કરી શકાય છે. દેહ એ નીચેનું અરણિ—કાષ્ઠ છે, પ્રણવ અથવા ૐકાર એ ઉપરનું અરણિકાષ્ઠ છે, અને ધ્યાન એ મંથનરૂપ છે.× એ ત્રણે સાધન સિદ્ધ થતાં આત્માની ભીતર બ્રહ્મજ્ઞાનરૂપી જે અગ્નિ રહેલો છે, તે પ્રકાશી નીકળે છે. તપસ્યાદ્વારા એને પ્રાપ્ત કરવાની કોશિશ કરો. શરીરને સરળ અથવા સીધું રાખીને મનરૂપી કુંડમાં ઇંદ્રિયોની આહુતિ આપો. ઇંદ્રિયો-નાં કેન્દ્રો બધાંય અંદરની બાજુએ છે, અને તેનાં કરણો અથવા યંત્રો બાહ્યાભિમુખ છે. તેથી એ કરણોને ઠોકી ઠોકીને અંદરની બાજુએ મનમાં પેસાડો, અને પછી ધારણાની સહાય લઇ એ મનને ધ્યાનમાં સ્થિર કરો. દૂધની અંદર જેમ સર્વત્ર ઘી વ્યાપેલું હોય છે, તેમ જગતની અંદર બ્રહ્મ

× आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्याननिर्मन्थनाभ्यासादेवं पश्येन्निगूढवत् ॥
(બ્રહ્મોપનિષદ્)

પણ સર્વત્ર રહેલ છે. પણ મંથનદ્વારાજ તેને એક વિશિષ્ટ સ્થાન પર આણી શકાય છે. મંથનક્રિયા વડે જેમ દૂધમાંથી માખણ તારવી કઢાય છે, તેમ ધ્યાનદ્વારા આત્માની અંદર રહેલા બ્રહ્મનો સાક્ષાત્કાર પામી શકાય છે.×

સઘળાં હિંદુ દર્શનશાસ્ત્રો કહે છે કે, આપણને પંચેંદ્રિય ઉપરાંત એક છઠ્ઠી ઇંદ્રિય છે, અને તેના દ્વારા આપણને અતીંદ્રિય જ્ઞાનનો લાભ થાય છે.

× × × ×

જગત એ અવિરામ ગતિસ્વરૂપ છે, અને ઘર્ષણને લીધે કાળે કરીને તે સકળનો વિનાશ થઈ જશે. ત્યાર બાદ કેટલોક અવધિ વિશ્રામનો આવશે અને તે વીતતાં ફરી પાછું પૂર્વવત્ બધું શરૂ થશે ને ચાલશે.

× × × ×

જ્યાંસુધી આ 'ત્વગમ્બર' યાને ત્વચારૂપી આકાશ મનુષ્યની આસપાસ વિંટળાયલું રહે છે—અર્થાત્ કે જ્યાંસુધી મનુષ્ય શરીરની સાથે તાદાત્મ્યભાવ સેવે છે, ત્યાંસુધી તેને ઈશ્વરદર્શન કદી સિદ્ધ થતાં નથી.

× × × ×

ભારતવર્ષમાં છ દર્શનશાસ્ત્રો આસ્તિક દર્શનશાસ્ત્રો કહેવાય છે. કેમકે તેઓ વેદોને માને છે.

વ્યાસનું દર્શન વિશેષભાવે ઉપનિષદોની ઉપર પ્રતિષ્ઠિત થયેલું છે. તેમણે સૂત્રોરૂપે—યાને બીજગણિતશાસ્ત્રમાં જેમ કેટલાક અક્ષરોની મદદવડે ખૂબ સંક્ષેપમાં ભાવોનું નિદર્શન થાય છે તેમ—સંક્ષેપમાં પોતાના ભાવો નિર્દિષ્ટ કર્યા છે. એ સૂત્રરચનામાં એમણે કર્તા કે ક્રિયાપદનો ઉપયોગ કર્યો નથી. એ રીતે આ વ્યાસસૂત્રો અતિસંક્ષેપમાં રચાયલાં હોવાથી તેમનો અર્થ સમજવામાં એવી તો ગુંચવણ ઉભી થઇ કે પરિણામે એ એકજ સૂત્રોમાંથી દ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ અને અદ્વૈતવાદની ઉત્પત્તિ થવા પામી છે. અને એ બધા વિભિન્ન મતોના મોટા મોટા ભાષ્યકારો, વેદવચનોને પોત-

× घृतमिव पयसिनिगूढं भूते भूते वसति च विज्ञानम् ।
सततं मन्थयितव्यं मनसा मंथानभूतेन ॥
(બ્રહ્મબિંદુ ઉપનિષદ્, ૨૦.)

પોતાની દર્શનસરણીને બંધબેસતાં બનાવવાની ધૂનમાં પ્રસંગોપાત ખેંચતાણ કરી જાણી બૂજીને મિથ્યાવાદી બન્યા છે.

વેદો ઘણે ભાગે દાર્શનિક તત્ત્વોની આલોચના કરે છે. દર્શનશાસ્ત્ર કિંવા તત્ત્વજ્ઞાન વિહોણો ધર્મ કુસંસ્કાર થવા તો વહેમમાંજ જઇ પડે છે; તેમજ ધર્મશાસ્ત્રરહિત દર્શનશાસ્ત્ર અથવા તત્ત્વજ્ઞાન કેવળ નાસ્તિકતામાં જઇ પડે છે.

વિશિષ્ટાદ્વૈતવાદ એટલે સગુણ અદ્વૈતવાદ. એના વ્યાખ્યાતા એટલે કે વિવરણ કરનારા શ્રી રામાનુજાચાર્ય હતા. તેઓ કહે છે કે "વેદરૂપ ક્ષીરસાગરનું મંથન કરીને વ્યાસજીએ માનવજાતિના કલ્યાણ માટે આ વેદાન્તદર્શનરૂપી માખણ તારવી કાઢયું છે." વળી તેઓ એમ પણ કહે છે કે "જગત-પ્રભુ બ્રહ્મ અશેષ-કલ્યાણ-ગુણ-ગણ-સમન્વિત પુરુષોત્તમ છે." મધ્વાચાર્ય સર્વાંશે દ્વૈતવાદી છે. તેમનું કહેવું છે કે, સર્વે વર્ણના લોકો-અને સ્ત્રીઓ સુદ્ધાંને વેદાધ્યયનનો અધિકાર છે. પોતાના મતના સમર્થનમાં તેઓએ મુખ્યત્વે પુરાણોમાંથી આધાર ટાંક્યા છે. મધ્વાચાર્ય કહે છે કે, બ્રહ્મનો અર્થ વિષ્ણુ સમજવાનો છે, શિવ નહિ; કેમકે વિષ્ણુ સિવાય મુક્તિનો દાતા કોઇ નથી.



# તા. ૮ મી જુલાઇ સોમવાર

મધ્વાચાર્યની મીમાંસામાં સ્વતંત્ર વિચારને સ્થાન નથી, તેમણે બધાં વેદશાસ્ત્રોનાંજ પ્રમાણો આપ્યાં છે.

રામાનુજનું કહેવું છે કે, વેદોજ અધ્યયનને માટે પવિત્રમાં પવિત્ર ગ્રંથો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય-એ ત્રણ ઉંચી વર્ણના પુત્રોએ યજ્ઞોપવીત ધારણ કર્યા બાદ આઠમે, દશમે કે અગિયારમે વર્ષે વેદાધ્યયનનો આરંભ કરવો ઘટે છે. વેદાધ્યયન એટલે ગુરુગૃહે જઇને નિયમિત સ્વર અને ઉચ્ચારણસહિત વેદો સાદ્યંત શબ્દે શબ્દ કંઠે કરવા તે.

ભગવાનના પવિત્ર નામનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરવું તેનું નામ જપ છે. જપદ્વારા સાધક ક્રમે ક્રમે અનંત સ્વરૂપને પ્રાપ્ત થાય છે. યજ્ઞયાગાદિ અનુષ્ઠાનવિધિઓ દુર્બળ નૌકા જેવા છે. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે યજ્ઞયાગાદિ ઉપરાંત વિશેષ વસ્તુની જરૂર રહે છે. મુક્તિ એટલે અજ્ઞાનનો વિનાશ; અને એ અજ્ઞાનનો વિનાશ બ્રહ્મજ્ઞાનદ્વારાજ સિદ્ધ થઈ શકે. વેદાન્તનું તાત્પર્ય જાણવા માટે આ બધા યજ્ઞયાગાદિ કરવા-જ જોઇએ, એવું નથી. જો અંતઃકરણમાંથી મળવિક્ષેપ ગયા હોય તો કેવળ ૐકારનો જપ પણ (તેના અર્થની ભાવના-પૂર્વક થાય તો) એ કાર્ય માટે બસ છે.

બ્રહ્મ નિષ્ક્રિય છે, આત્મા બ્રહ્મ છે અને આપણેજ આત્મા છીએ, એ પ્રકારની જ્ઞાનસિદ્ધિથી ભ્રાંતિમાત્ર દૂર થઇ જાય છે. માટે આ તત્ત્વનું-આ જ્ઞાનનું પ્રથમ શ્રવણ થવું જોઇએ, પછી મનન થવું જોઇએ, અને છેવટે તેનો અસંપ્રજ્ઞાત અવસ્થાદ્વારા પ્રત્યક્ષાનુભવ લેવો જોઇએ. મનન એટલે વિચાર કરવો અને પછી નિશ્ચિત થયેલા જ્ઞાનને પોતાની અંદર સ્થિર કરવું, અથવા સદા સર્વદા વિચાર અને ધ્યાનદ્વારા તે જ્ઞાનને આપણા જીવનનું અંગીભૂત કરી દેવું એ નિદિધ્યાસન. આ સતત વિચાર અથવા ધ્યાન એ એક પાત્રમાંથી બીજા પાત્રમાં ઠલવાતા તેલની અવિચ્છિન્ન ધારાસમાન છે. આ ધ્યાન અહર્નિશ મનને પરમાત્મવિચારમાં રમતું રાખી મુક્તિના માર્ગમાં આપણને સહાય કરે છે. માટે રાત ને

દિવસ પ્રભાવિત હૃદયપૂર્વક રટો કે સોऽहं સોऽहं. એ સતત રટણના ફળરૂપેજ પ્રત્યક્ષાનુભૂતિ અથવા પરમાત્મસાક્ષાત્કારનો લાભ મળશે. એ રીતે તન્મય ભાવથી ભગવાનનું સદાસર્વદા સ્મરણ અને રટણ કરવું તેનુંજ નામ પરાભક્તિ પણ છે.

સકળ પ્રકારનાં શુભ કર્મો, આ ભક્તિસાધનમાં આડકતરી રીતે પણ સહાયભૂત થનારાં અને તેથી મુક્તિની દિશામાં લઈ જનારાં છે. માટે કર્મ કરો, પણ તેનાં ફળ ભગવાનને અર્પણ કરી દો. હા, તત્ત્વજ્ઞાન મેળવ્યું હોય તોજ પૂર્ણતા—પરમાત્મસાક્ષાત્કાર અથવા સિદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે. જે કોઈ ભક્તિપૂર્વક સત્યસ્વરૂપ ભગવાનની પ્રતિષ્ઠા અને સાધના કરે છે, તેનીજ આગળ એ સત્યસ્વરૂપ પરમાત્મા પ્રગટ થાય છે.

× × × ×

આપણે દીપકરૂપ છીએ, અને એ દીપકની જ્યોત આપણે જેને જીવન કહીએ છીએ તે છે. જ્યારે ઑક્સિજન એટલે કે અમ્લજાન× અથવા પ્રાણવાયુનો જથો જ્યારે ખૂટી જાય છે ત્યારે દીપક પણ હોલવાઇ જાય છે. આપણે તો માત્ર દીપકને સાફસુફ રાખી શકીએ, અને તે કામ આપણું છે. જીવન એ કેટલીક વસ્તુઓના મિશ્રણરૂપ છે, કાર્ય અથવા પરિણામરૂપ છે અને તેથી તેનાં ઉપાદાનકારણોમાં તેનો લોપ થાય એ અવશ્ય વાત છે.



× ઑક્સિજન માટે બંગાળીમાં આ શબ્દનો પ્રયોગ થાય છે. ગુજરાતીમાં પણ પારિભાષિકતરીકે એ શબ્દને અપનાવવો ઘટે છે.
અનુવાદક

# ता. १ मी जुलाइ मंगळवार

આત્મભાવથી મનુષ્ય વાસ્તવિક મુક્ત છે, કિંતુ જીવભાવથી તે બદ્ધ છે અને પ્રત્યેક ભૌતિક અવસ્થાદ્વારા તેનામાં પરિવર્તન થતું રહે છે. મનુષ્યતરીકે તો તેને એક જાતનું યંત્રજ કહી શકાય. માત્ર એનામાં મુક્તિ અથવા સ્વાધીનતાનો જે ભાવ રહ્યો હોય છે એજ એની વિશેષતા. બાકી, તો તે એક જીવતું યંત્રજ છે. પરંતુ જગતનાં બધાં શરીરો કરતાં આ મનુષ્યશરીરજ સર્વોત્તમ છે, અને મનુષ્ય મનજ સર્વોત્તમ મન છે. મનુષ્યને પરમાત્મપ્રાપ્તિ થયા પછી તે ઇચ્છે તેવું શરીર ધારણ કરી લેવા સમર્થ બને છે. પછી તે બધા નિયમોથી પર બની જાય છે. શરૂઆતમાં તો આ એક કથનમાત્ર હોઈ તેને સાબીત કરી બતાવવાનું છે. પ્રત્યેક વ્યક્તિએ એ વાત પોતેજ પોતાને માટે સિદ્ધ કરી લેવાની છે. આપણે આપણાજ મનને સમજાવી શકીએ છીએ, બીજાના મનને આપણે સમજાવી કે સંતોષી શકતા નથી. ધર્મવિજ્ઞાનની અંદર એકમાત્ર રાજયોગજ એવું વિજ્ઞાન છે, કે જે પૂરવાર કરી દેખાડાય તેમ છે–અને હું તો, મને પોતાને જેનો પ્રત્યક્ષાનુભવ થયો હોય યાને જે વાત મેં પોતે સાબીત કરી જોઈ હોય, તેનોજ ઉપદેશ આપું છું. વિચારશકિતની સંપૂર્ણ વિકસિત અવસ્થાનુંજ નામ અપરોક્ષ જ્ઞાન છે; પરંતુ તે જ્ઞાન કોઇ કાળે યુક્તિ–તર્કનું વિરોધી હોઇ શકે નહિ.

કર્મદ્વારા ચિત્તશુદ્ધિ થાય છે, તેથી કર્મ એ વિદ્યા અથવા જ્ઞાનનાં સહાયક છે. બૌદ્ધોના મત પ્રમાણે માનવ તથા તિર્યગ્જાતિનું કલ્યાણસાધન એજ માત્ર કર્મ છે; ત્યારે બ્રાહ્મણો વા હિંદુધર્મીઓનો એવો મત છે કે, ઉપાસના તથા સર્વ પ્રકારનાં યજ્ઞયાગાદિ પણ તેવાંજ કર્મો છે અને તે ચિત્તશુદ્ધિનાં સહાયક છે. શંકરાચાર્યના મત પ્રમાણે “શુભાશુભ સકળ પ્રકારનાં કર્મો જ્ઞાનનાં પ્રતિરોધક છે.” જે કર્મો અજ્ઞાન તરફ ઘસડી જાય છે તે બધાંજ પ્રત્યક્ષ રીતે નહિ તો કારણરૂપે પણ પાપકર્મો છે; કારણ કે તે કર્મો રજસ અને તમસની અભિવૃદ્ધિ કરનારાં હોય છે. સત્ત્વદ્વારાજ કેવળ જ્ઞાનનો લાભ થાય છે. શુભ કર્મોદ્વારા જ્ઞાનની આડે આવેલો પડદો દૂર હઠી

જાય છે અને જ્ઞાનદ્વારાજ ઈશ્વરનાં દર્શન પામી શકાય છે.

જ્ઞાન કદી ઉપજાવી શકાતું નથી, તેનો તો માત્ર આવિષ્કારજ કરી શકાય છે; અને જે કોઇ વ્યક્તિ મહાન આવિષ્કાર કરનાર નીવડે છે તેને પ્રત્યાદિષ્ટ અથવા પ્રેરિત પુરુષ કહેવામાં આવે છે. અવતાર તો તે ત્યારેજ કહેવાય, કે જ્યારે તેના દ્વારા કોઇ આધ્યાત્મિક સત્યનો આવિષ્કાર થવા પામે. ભૌતિક સત્યનો આવિષ્કાર કરનાર વ્યક્તિને આપણે વૈજ્ઞાનિક અથવા વિજ્ઞાનશાસ્ત્રીને નામે ઓળખીએ છીએ. ભૌતિક, નૈતિક કે આધ્યાત્મિક એ બધાંય સત્યોનું મૂળ જો કે એક પરબ્રહ્મજ છે, તોપણ આપણે આધ્યાત્મિક સત્યોનેજ સર્વોત્તમ આસન આપી શકીએ. કેમકે મનુષ્યજીવનમાં એમનુંજ મહત્ત્વ વિશેષ છે.

શંકરાચાર્ય કહે છે કે, બ્રહ્મ સર્વ પ્રકારનાં જ્ઞાનના સારરૂપ તથા પાયારૂપ છે; અને જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપે જે જે આવિર્ભાવો છે તે બધાય એ બ્રહ્મના કાલ્પનિક ભેદમાત્ર છે. રામનુજાચાર્ય બ્રહ્મમાં જ્ઞાન અથવા ચૈતન્યના અસ્તિત્વનું આરોપણ કરે છે; ત્યારે પ્રકૃત અદ્વૈતવાદીઓ કોઇ પણ ગુણનું આરોપણ બ્રહ્મમાં કરતા નથી–તે એટલે સુધી કે હરકોઈ અર્થમાં સત્તા સુદ્ધાંના ગુણનો પણ તેઓ સ્વીકાર કરતા નથી. રામાનુજાચાર્ય કહે છે કે, સચરાચર જ્ઞાનતરીકે જેને આપણે ઓળખીએ છીએ તેનાજ સારસ્વરૂપ બ્રહ્મ છે, અવ્યકત અથવા સામ્યભાવાપન્ન જ્ઞાન, વ્યકત કિંવા વૈષમ્યાવસ્થાને પ્રાપ્ત થતાંજ જગતપ્રપંચની ઉત્પત્તિ થાય છે.

× × × ×

બૌદ્ધ ધર્મ જગતના ધર્મોમાં સૌ કરતાં વધારે દાર્શનિક ધર્મ છે. તે ભારતવર્ષની સર્વસાધારણ જનતામાં બહુ ફેલાયો હતો. અહા! અઢી હજાર વર્ષ ઉપર ભારતવર્ષીય આર્યપ્રજાની સભ્યતા અને સંસ્કાર કેવા અદ્દભુત હોવા જોઇએ, કે તે પ્રજાનો સાધારણ જનસમાજ પણ આવા ઉચ્ચ ભાવોને ઝીલવાની યોગ્યતા ધરાવતો હતો!

ભારતવર્ષના શ્રેષ્ઠ દર્શનવેત્તાઓમાં બુદ્ધજ એક એવો થઇ ગયો, કે જેણે જાતિભેદનો સ્વીકાર કર્યો નહિ. અત્યારે ભારતવર્ષમાં એકે બૌદ્ધમાર્ગી મળી આવતો નથી."

# તા. ૧૧ મી જુલાઈ ગુરુવાર

× × × ×
× × × ×
× × × ×

ખ્રિસ્તીધર્મનો પ્રચાર હમેશાં તલવારના જોરે થયો છે. ભગવાન ખ્રિસ્ત જેવા ન્યાયી, નિરુપદ્રવી અને શાંત પ્રકૃતિવાળા મહાપુરુષના શિષ્યો આટલો બધો હત્યાકાંડ મચાવે, એ કેવું આશ્ચર્ય! બૌદ્ધ, ઇસ્લામ અને ખ્રિસ્તી–એ ત્રણ ધર્મો જગતના પ્રચારશીલ ધર્મો છે, યાને પ્રચારકો-દ્વારા પોતાની સંખ્યાવૃદ્ધિ કરનારા છે. એમની પહેલાંના હિંદુ, યાહુદી અને જરથોસ્ત (પારસી), એ ત્રણ ધર્મોએ પ્રચાર-દ્વારા પોતાની સંખ્યા વધારવાનો કદી પ્રયાસ કર્યો નહોતો. બૌદ્ધોએ હત્યાકાંડનો કદાપિ આશ્રય લીધો નહોતો. માત્ર પોતાના શુદ્ધ સદ્‌વ્યવહારથી અને કોમળ પ્રચારથી તેઓ જગતના પોણા ભાગના લોકોને એક વાર પોતાના ધર્મમાં લઇ શકયા હતા.

× × × ×
× × × ×
× × × ×

ધર્મ એ બહુ દૂધ દેનારી ગાયરૂપ છે. એ ગાયે બહુ લાતો મારી છે, પણ તેથી શું થઇ ગયું? એનું દૂધ પુષ્કળ નીકળે છે. દૂઝતી ગાયની પાટુ પણ દોહનાર વ્યક્તિ સહી લે છે.

પ્રબોધ ચંદ્રોદય નાટકમાં છે કે "મહામોહ અને વિવેક એ બે રાજાઓ વચ્ચે લડાઇ ચાલી. તેમાં વિવેક રાજાનો સંપૂર્ણ જય થતો નહોતો. તેવામાં વિવેક રાજાની સાથે ઉપનિષદ્‌ દેવીનું પુનર્મિલન થયું, અને તેના યોગે તેને પ્રબોધપુત્રની પ્રાપ્તિ થઈ. એ પ્રબોધ પુત્રના પ્રભાવથી તેને શત્રુ નામે કોઇ રહ્યું નહિ. તે પછી વિવેક રાજા ભક્તિને વર્યો ને પરમ સુખમાં રહેવા લાગ્યો." એ રીતે આપણે પણ પ્રબોધ કહેતાં ધર્મસાક્ષાત્કારસ્વરૂપ મહાપરાક્રમી પુત્રની પ્રાપ્તિ કરવાની છે. એ પુત્રને ખવડાવી પીવડાવીને તથા અચ્છી રીતે

ઉછેરીને મોટો કરીશું તો તે વયમાં આવતાં એક પ્રચંડ વીર થઇને ઉભો રહેશે.

પુરુષ જેમ સ્ત્રીના પ્રેમમાં પડતાં એકમુખી બની જાય છે, તેમ મનુષ્યની સકળ ઇચ્છાશક્તિ ભક્તિ અથવા પ્રેમના યોગે અનાયાસે એકમુખી અથવા એકાગ્ર બની જાય છે. ભક્તિમાર્ગ સ્વાભાવિક અને મનોરંજક હોઇ એ માર્ગે લક્ષ્યસ્થાન તરફ જવાય છે પણ બહુ આરામથી. ત્યારે જ્ઞાનમાર્ગ, એ એક પ્રબળ પ્રવાહવાળી પહાડી નદીને જોરપૂર્વક ઠેલી ઠેલીને તેના ઉત્પત્તિસ્થાન અથવા મૂળ તરફ પાછી વાળી દેવા જેવો કઠિન છે. જ્ઞાનમાર્ગે લક્ષ્યસ્થાનની પ્રાપ્તિ શીઘ્ર થાય એ વાત સાચી, પણ એ માર્ગ બહુ દુર્ગમ છે. જ્ઞાનમાર્ગ કહે છે કે "પ્રવૃત્તિમાત્રનો નિરોધ કરો." ત્યારે ભક્તિમાર્ગ કહે છે કે "સઘળુંજ પ્રવાહને સુપ્રત કરી દો, સંપૂર્ણભાવે શાશ્વત આત્મસમર્પણ કરી દો." આ ભક્તિનો માર્ગ જ્ઞાનમાર્ગ કરતાં અલબત્ત લાંબો છે, પણ તે સુગમ અને સુખકર પણ તેટલોજ છે.

ભક્ત કહે છે કે "હે પ્રભો ! ચિરકાળને માટે હું તારો છું; હવેથી હું જે જે કંઈ કરતો જણાઉં છું, તે તે તમામ વાસ્તવિક રીતે તુંજ કરે છે; અને 'હું' અને 'મારૂં' જેવું હવે કંઇજ રહેતું નથી."

"હે પ્રભો ! મારી પાસે દ્રવ્ય નથી કે દાનપુણ્ય કરૂં, બુદ્ધિ નથી કે વિદ્યા પ્રાપ્ત કરૂં, એટલો સમય નથી કે યોગસાધના કરૂં; તેથી હે પ્રેમમય પુરુષોત્તમ ! હું તનેજ મારાં તનમન અર્પણ કરી દઉં છું."

કૂતરાની માફક એક કોહેલા માંસના ટુકડાની પાછળ બાટકાં મારતાં મારતાં મરવું તેના કરતાં ઈશ્વરને ઢુંઢતાં ઢુંઢતાં મરવું બહેતર છે. પસંદ કરતી વખતે સર્વોત્તમ આદર્શને પસંદ કરો, અને તે પછી તે આદર્શની પ્રાપ્તિ માટે સારૂં જીવન ન્યોછાવર કરી દો. મૃત્યુ જ્યારે આટલું બધું ચોક્કસ અને અનિવાર્ય છે, ત્યારે પછી એક મહાન ઉદ્દેશની સિદ્ધિ અર્થે પ્રાણાર્પણ કરવું પડે એના કરતાં સૌભાગ્યની વાત બીજી શી હોઇ શકે ? —"**सन्निमित्ते वरं**

त्यागो विनाशे नियति सति।"—સારું કાર્ય કરવા જતાં મોત થાય તેમ હોય, તો એ મોતને વધાવી લેવું, પણ સત્કાર્યને ન છોડવું.

ભક્તિદ્વારા અનાયાસે જ્ઞાનનો લાભ થાય છે; અને એ જ્ઞાન પછી પરાભક્તિ પ્રગટે છે.

જ્ઞાનીને જે તે વાત પર સૂક્ષ્મ વિચાર કરવાનું બહુ ગમે છે અને સામાન્ય વિષય ઉપર પણ તે મોટી ધામધૂમ મચાવી દે છે. પરંતુ ભક્ત કહે છે કે "ઈશ્વર પોતાનું યથાર્થ સ્વરૂપ મારી આગળ પ્રગટ કરશે."



# ता. १२ मी जुलाइ शुक्रवार

( શાંકરભાષ્યમાંથી આજની કથાના પ્રસંગો લેવાયા. )

'तत् तु समन्वयात्'—(વ્યાસસૂત્ર, ૧, ૧, ૪.) આત્મા અગર બ્રહ્મજ આખા વેદાંતનો પ્રતિપાદ્ય વિષય છે.

વેદાંતપરથીજ ઇશ્વરને જાણવાનો રહે છે. બધાજ વેદો જગતના આદ્યકારણ, સર્જન, સ્થિતિ અને પ્રલયકર્તા ઇશ્વરનીજ કથા કહે છે. સર્વ હિંદુ દેવદેવીઓના ઉપર બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એ દેવત્રયનું સ્થાન આવેલું હોઇ, ઇશ્વર એ ત્રણે દેવના સરવાળારૂપ છે.

વેદ તમને બ્રહ્મ દેખાડી શકે તેમ નથી. બ્રહ્મ તો તમેજ મૂળથકી છો. વેદ તો માત્ર એ સત્યને આપણી આંખો આગળથી અલગ રાખનાર આવરણને હઠાવી દેવાના કામમાં આપણને મદદ આપી શકે એટલુંજ. પ્રથમ આવરણ દૂર થઈ જાય છે તે અજ્ઞાનનું, તે પછી પાપનું અને તે પછી વાસના અને સ્વાર્થપરતાનાં આવરણો નષ્ટ થઇ જાય છે. એટલે પછી સર્વ પ્રકારનાં દુ:ખ સંકટોનો એકીવેળા આરો આવી જાય છે. અજ્ઞાનનો આ તિરોભાવ ત્યારેજ થાય, કે જ્યારે "હું અને બ્રહ્મ એકરૂપ છીએ" એવું જ્ઞાન આપણને પ્રગટે—અર્થાત્ કે આપણે જ્યારે એવું સમજતા થઇએ કે 'આત્મા અને હું અભિન્ન હોઇ માનવી ઉપાધિઓની સાથે મારે કંઇજ લેવા દેવા નથી.' માટે તમે દેહાત્મબુદ્ધિ દૂર કરી દો, એટલે સઘળાંજ દુ:ખો તમારાં દૂર થઈ ગયેલાં દેખાશે. મનના જોરે વ્યાધિઓને મટાડવાનું રહસ્ય આ છે. આ જગત એ એક સંમોહન(હીપ્નોટીઝમ)નો વ્યાપાર છે. માટે તમારા પોતાના ઉપરથી આ સંમોહન અથવા હિપ્નોટિઝમનો આવેશ જો તમે કાઢી નાખશો તો તમારે કશાંજ દુ:ખ ભોગવવાનાં રહેશે નહિ.

મુક્ત થવું હોય તો પ્રથમ આપણે પાપના પરિત્યાગપૂર્વક પુણ્ય ઉપાર્જન કરવું જોઇએ, અને તે પછીજ પાપપુણ્ય ઉભયનો ત્યાગ કરી દેવો જોઇએ. પ્રથમ રજસદ્વારા તમસને જીતીને પછી રજસ તમસ બન્નેનો સત્ત્વમાં લય

કરી દેવો જોઇએ, અને અંતે એ ત્રણે ગુણોથી અતીત થઇ જવું જોઇએ. એમ કરીને એવી એક અવસ્થાને પ્રાપ્ત થાઓ, કે જ્યાં આગળ તમારો પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ પણ પ્રભુની ઉપાસનારૂપ હોય.

જ્યારે જ્યારે તમને કોઇ બીજા મનુષ્યના શબ્દોથી ખાસ અસર થાય અને શીખવાનું મળે ત્યારે ત્યારે જાણજો કે પૂર્વજન્મમાં તમને એ વિષયનો કેટલાક અનુભવ હતો. કારણકે અનુભવ એજ એકમાત્ર ગુરુ અથવા શિક્ષક છે.

શક્તિ અથવા સત્તાની પ્રાપ્તિ જેટજેટલી થતી જાય છે, તેટતેટલી તેના દુઃખમાં પણ વૃદ્ધિ થતી જાય છે. માટે વાસના-માત્રનો ત્યાગ કરી દો. કોઇ પણ પ્રકારની વાસના કરવી એ મોટા ભારે વમળો વચ્ચે એક લાકડી ફેંકવા સમાન છે. વાસનામાત્ર સોનાના વરખ ચોઢેલી વિષની ગોળી સમાન છે, એવું સમજવું તેનું નામ વૈરાગ્ય છે.



## ता. १४ मी जुलाइ रविवार

ભારતવર્ષમાં દર્શનશાસ્ત્રનો જે અર્થ થાય છે તે એજ કે, જેના દ્વારા પરમાત્મદર્શન પામી શકાય તે શાસ્ત્ર અથવા તે વિદ્યા. મતલબ કે, દર્શનશાસ્ત્ર અથવા તત્ત્વજ્ઞાન એ ધર્મની યુક્તિસંગત વ્યાખ્યા છે. આથીજ હિંદુઓ ધર્મ અને દર્શનને સાંધનારી સાંકળ જેવું શું છે, એવો પ્રશ્નજ કદી કરતો નથી–એ જાણુવાની તેને ઇચ્છાજ થતી નથી.

દાર્શનિક વિચારસરણીનાં ત્રણ પગથીઆં છે, જેવાં કે–(૧) સ્થૂળ વસ્તુસમૂહનું પૃથક્ પૃથક્ જ્ઞાન (કૉંક્રીટ); (૨) સ્થળ વસ્તુઓને વર્ગવાર ગોઠવી તેમની વચ્ચે રહેલી સમાનતાને શોધી કાઢવી તે (જનરેલાઇઝડ) અને (૩) એ સામાન્યપણામાં પણ સૂક્ષ્મ વિચારદ્વારા એકતાનો આવિષ્કાર કરવો (એબ્સ્ટ્રેક્ટ). સકળ વસ્તુઓનું જે ઠેકાણે એકત્વ પ્રાપ્ત થતું હોય એવી કોઇ સર્વશિરોમણિ વસ્તુ હોય તો તે એકમ્ અદ્વિતીયમ્ બ્રહ્મ છે. ધર્મની પ્રથમ અવસ્થામાં ભિન્ન ભિન્ન પ્રતીકો અથવા વિધિઓની સહાયતા લેવાયલી જણાઈ આવે છે. દ્વિતીય અવસ્થામાં નાના પ્રકારની પૌરાણિક ગાથાઓ અને ઉપદેશોનું જોર જણાય છે; અને તેની છેલ્લી અવસ્થામાં દાર્શનિક તત્ત્વોના વિવરણને સ્થાન મળે છે. એમાંનાં પહેલાં બે કહેતાં પ્રતીક અને પૌરાણિક ગાથા, એ તાત્કાલિક પ્રયોજન પૂરતાં હતાં; પણ સકળ ધર્મના મૂળ પાયારૂપ તો તેની ફિલસૂફી અથવા દર્શનશાસ્ત્રજ છે, બાકીનું બીજું બધું તો તેના અંતિમ સ્થાનરૂપ જે પરમાત્મા તેને પહોંચવાનાં પગથીઆંમાત્ર છે.

પાશ્ચાત્ય દેશોમાં ધર્મ વિષે તમારા લોકોનો ખ્યાલ સામાન્ય રીતે એવો બંધાઇ ગયો છે, કે બાઈબલના ન્યુ ટેસ્ટામેન્ટ અને ખ્રિસ્ત સિવાય કોઇ ધર્મની સંભાવનાજ ન હોય. યાહૂદી ધર્મમાં પણ મુસા અને ઈતર પેગંબરોના સંબંધમાં એવીજ ધારણા ચાલે છે. આનું કારણ એ છે કે, આ ધર્મો બધા પૌરાણિક ગાથાઓનાં વર્ણનો ઉપર આધાર રાખે છે. કુદરતી અને સર્વોત્કૃષ્ટ ધર્મ હોય તે પૌરાણિક ગાથાઓથી ઉપલા પ્રદેશમાં વિહાર કરે છે અને પૌરાણિક ગાથાઓ ઉપર આધાર રાખતો નથી. આધુનિક ભૌતિક વિજ્ઞા-

નોએ તો ખરૂં જોતાં ધર્મનો પાયો વધુ મજબૂત કર્યો છે. સમસ્ત બ્રહ્માંડ એ એક અખંડ વસ્તુ છે, એવું આ વિજ્ઞાનશાસ્ત્રોની મદદથી હવે સાબીત કરી શકાય તેમ છે. દાર્શનિક લોકો યાને અધ્યાત્મવેત્તાઓ જેને સત્ અથવા સત્ય કહીને ઓળખાવે છે, તેનેજ ભૌતિક વિજ્ઞાનવેત્તાઓ 'જડ' કહી ઓળખાવે છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો એ ઉભયની વચ્ચે કંઈજ વિરોધાત્મક ઝઘડો નથી. કારણકે બન્નેના કથનનું તાત્પર્ય એકજ છે. જુઓ, પરમાણુ અદૃશ્ય, અચિંત્ય છે; છતાં પણ તેની અંદર બ્રહ્માંડનાં સમગ્ર સામર્થ્ય રહેલાં છે, એમ વૈજ્ઞાનિકોનું કહેવું છે. આત્માવિષે વેદાન્તીઓનું પણ આબેહૂબ એવુંજ કથન છે. વસ્તુતઃ તો સકળ મતમતાંતરો જુદી જુદી ભાષામાં અને જુદા જુદા શબ્દોમાં એકની એકજ વાત કહેતા હોય છે.

વેદાન્ત તેમજ આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર એ બંને જગતના આદિકારણતરીકે એવી એક વસ્તુનું નિદર્શન કરે છે, કે જે વસ્તુ કોઇની પણ સહાય વગર જગતરૂપે આવિર્ભૂત થાય છે. આમાંજ અન્ય સકળ કારણોનો સમાવેશ થઇ જાય છે. નિમિત્ત, તેમજ સમવાયી અને અસમવાયી ઉપાદાનકારણો—એ બધુંજ એ આદિકારણમાં રહેલું છે. ઉદાહરણતરીકે કુંભારનો દાખલો લઇએ. કુંભાર મટોડીમાંથી ઘડો બનાવે છે. એમાં કુંભાર એ નિમિત્તકારણ છે, મટોડી એ સમવાયી ઉપાદાનકારણ છે, અને કુંભારનો ચાક એ અસમવાયી ઉપાદાનકારણ છે. પરંતુ આત્મા તો આ ત્રણે કારણો છે. વળી આત્મા એ કારણ અને કાર્ય બંને છે. વેદાંતીનું કહેવું છે કે, આ જગત સત્ય નથી, આભાસમાત્ર છે. પ્રકૃતિ પણ કોઇ પદાર્થ નથી, પણ અવિદ્યારૂપી આવરણમાં થઇને દેખાતો બ્રહ્મજ છે. વિશિષ્ટાદ્વૈતવાદીઓનું પ્રતિપાદન છે કે, ઇશ્વર અથવા બ્રહ્મજ પ્રકૃતિ અથવા આ જગતપ્રપંચરૂપે થયો છે; ત્યારે અદ્વૈતવાદીઓનો મત છે કે, ઇશ્વર આ જગતપ્રપંચરૂપે પ્રતીત થાય છે ખરો, પણ તે આ જગત નથી.

અનુભૂતિ અથવા અનુભવને આપણે એક માનસિક પ્રક્રિયાતરીકેજ ઓળખી શકીએ, યાને એક માનસિક ઘટનારૂપે તથા મગજમાંની એક છાપરૂપેજ ઓળખી શકીએ.

મગજને આપણે આગળ કે પાછળ ગતિ કરાવી શકતા નથી, પણ મનના સંબંધમાં તેમ કરી શકીએ છીએ. મનને ભૂત, ભવિષ્ય, વર્તમાન—બધાજ કાળમાં ગતિ કરાવી શકાય છે. આથી મનમાં જે જે ક્રિયા ચાલે છે તે અનંતકાળને માટે સંચાઇ રહે છે. મનમાં સઘળીજ પૂર્વઘટનાઓ મૂળથી સંસ્કારરૂપે સચવાઇ રહેતી આવી છે; મન સર્વવ્યાપી છે.× "'દેશ–કાલ–નિમિત્ત' એ વિચારની પ્રણાલિકા છે"—એ સત્યને પ્રકાશમાં લાવવાનું કામ એ કૅન્ટનું મોટામાં મોટું પરાક્રમ છે; પરંતુ વેદાન્તે તો યુગો પૂર્વે જગતને શીખવાડયું છે અને તેને 'માયા' એવું વિશિષ્ટ નામ પણ આપેલું છે. શૅાપનહોર માત્ર યુક્તિની ભૂમિપર ઉભો રહે છે, અને યુક્તિદ્વારા વેદોનાં તત્ત્વોની વિવેચના કરવાની ચેષ્ટા કરે છે. ........શંકરાચાર્ય વેદોને આર્ષ કહી ગયા છે. × × × ×

અસુરો એ તમઃપ્રધાન યંત્રો છે, અને દેવો એ સત્ત્વ-પ્રધાન યંત્રો છે; પણ છે તો બન્ને યંત્રોજ. કેવળ મનુષ્યાવસ્થાજ યંત્રવત્ ન હોતાં સચેતન છે. યંત્રવત્ ભાવ હોય તો તેનો ભાંગીને ભૂકો કરી નાખો, અને દેવાસુર બન્ને કરતાં તમે શ્રેષ્ઠ છો એ ધારણા સ્થિર કરો, * એટલે પછી મુક્ત થઇ જવાશે. આ મૃત્યુલોકજ મુક્તિસાધન માટે યોગ્ય છે, અને આ મનુષ્યાવતારમાંજ મુક્તિનું સાધન થઇ શકે છે.

---

× દેશ–કાલ અને કારણનું અસ્તિત્વ અંતઃકરણ અથવા સ્મૃતિથી પર કદાપિ હોઇ શકતું નથી. મન કે સ્મૃતિદ્વારાજ તે વિચાર, અનુભવ કે વાસનારૂપે વ્યક્ત થાય છે. તે પરથી ઠરે છે કે, દેશ–કાલ–કારણ એ સૌનું અસ્તિત્વ પણ અંતઃકરણમાંજ હોવું જોઇએ. વ્યક્તિગત મન પણ એ સર્વવ્યાપી અથવા વિરાટ મનનો એક અંશ છે, અને તે અખાત અથવા સમુદ્રનો નાનો સરખો કકડો જેમ લગભગ ચોગરદમ જમીનથી ઘેરાઇ ગયો હોય છે અને માત્ર થોડોક ભાગ ખુલ્લો હોઈ તેના યોગે સમુદ્ર સાથે તેનું જોડાણ હોય છે, તેમ આ વ્યષ્ટિ મન પણ શરીરમાં લગભગ ચોતરફ ઘેરાઇ ગયા જેવું છે.

* યાદ રાખો કે, શરીરરૂપી યંત્ર અને તમારી વચ્ચેનો સંબંધ કારીગર અને તેના ઓજાર વચ્ચેના સંબંધ જેવો છે; તેથી એની સંગે તાદાત્મ્યભાવ કદી સેવો ના.

# ता. १६ मी जुलाइ मंगळवार

× × × ×

આત્માની ઉપર જે આવરણ પડી રહેલું છે તેને સરકાવી નાખવા માટે યાને બંધન તથા ભ્રમ દૂર કરવા માટે, કર્મ અને ઉપાસનાની આવશ્યકતા છે. જો આપણે કંઇ પણ પ્રયત્ન ન કરીએ તો આપણી આંખો ખુલતી નથી અને નિજ સ્વરૂપને જાણી કે જોઈ શકતા નથી. અદ્વૈત વેદાંતજ વેદોનો ગૌરવમુકુટ છે; કિંતુ વેદના બીજા ભાગની–કર્મકાંડની પણ જરૂર છે. કેમકે તે આપણને કર્મ તથા ઉપાસનાનું શિક્ષણ આપે છે, અને એની સહાયતાથી પણ અનેક જણ ભગવાનને પ્રાપ્ત કરી શકે છે; તથાપિ એવા પણ અનેક હોય છે, કે જેઓ અદ્વૈત વેદાંતની સહાય વગર એ મુક્તાવસ્થાને પામવા સમર્થ થતા નથી. અદ્વૈતવાદ જે અવસ્થામાં લઇ જાય છે, તેજ અવસ્થાએ કર્મ અને ઉપાસના પણ પહોંચાડે છે.

વિવિધ ધર્મોનો એજ પ્રયત્ન છે કે, મનુષ્યને પ્રથમ એક સ્થૂળ પદાર્થનું અવલંબન આપવું, અને તે પછી ધીમે ધીમે તેને સર્વોચ્ચ અવસ્થાએ પહોંચાડવો. આ ઉપરથીજ સમજી શકાય છે કે, એ બધા ધર્મો હજી સુધી જગતમાં કેમ હયાત રહ્યા છે, અને એ પ્રત્યેક ધર્મ મનુષ્યના ઉન્નતિમાર્ગમાં કોઇ ને કોઇ રીતે કેવો ઉપયોગી છે. જે અવિદ્યા અથવા અજ્ઞાનને દૂર કરવાને શાસ્ત્રો પ્રવૃત્ત થાય છે, તે અવિદ્યા અથવા અજ્ઞાનનોજ તે પોતે પણ એક ભાગ છે. તેમનું કર્તવ્ય જ્ઞાનની ઉપર જે અજ્ઞાનરૂપી આવરણ ચઢેલું છે તેને દૂર કરી દેવા પૂરતુંજ છે. જગત અને બ્રહ્મ એક છે ખરાં, તથાપિ એકી વખતે તે બંને તમારાથી જોઇ શકાતાં નથી. કોઇ એક સુંદર શિલા ઉપર કંઈ કોતરકામ હોય, તો જે વારે તમે શિલાની સુંદરતાનો ખ્યાલ કરતા હો છો, તે વારે તમને તેના ઉપરના કોતરકામનો ખ્યાલ નથી રહેતો, અને જ્યારે કોતરકામ અથવા લેખના ભાવનો વિચાર કરવામાં મશગુલ બન્યા હો છો, ત્યારે એ શિલાનો ખ્યાલ નથી રહેતો. તેવીજ રીતે બ્રહ્મ અને જગતના સંબંધમાં પણ બને છે.

## ता. २० मी जुलाइ शनिवार

પ્રત્યક્ષાનુભૂતિ એજ યથાર્થ જ્ઞાન કિંવા ધર્મ છે. ધર્મ-સંબંધી વાતો આપણે અનંત યુગો સુધી કર્યા કરીએ, તો પણ તે આપણને આત્મજ્ઞાન કરાવી આપવાને શક્તિમાન થશે નહિ. અમુક મતમતાંતરના સિદ્ધાંતોમાંજ માત્ર માન્યા કરવું તેમાં અને નાસ્તિકતામાં કંઇજ ફરક નથી. એક રીતે તો ધર્મના સિદ્ધાંતમાંજ માત્ર માન્યા કરનાર આસ્તિકના કરતાં તો નાસ્તિક વધારે સારો ને સાચો છે. એ પ્રત્યક્ષાનુ-ભૂતિના પ્રકાશમાં હું જેટલાં ડગ આગળ ભરૂં છું તેટલાં તો મારાં પોતાનાંજ સદાકાળને માટે બની જાય છે. કોઇ પણ દેશનું યથાર્થ જ્ઞાન તો તમને ત્યારેજ થાય છે, કે જ્યારે તમે ખુદ તે દેશમાં ફરી ફરીને જુઓ છો. માટે આપણે પ્રત્યેકે પોતેજ પોતપોતાને માટે જોઇ કે અનુભવી લેવાનું રહે છે. આચાર્યો તો માત્ર આપણી સમક્ષ ખોરાક આણીને રજુ કરે છે, એ ખોરાકને ખાઈ પચાવીને પુષ્ટિ પ્રાપ્ત કરવી એ કામ આપણું પોતાનું છે. તર્કયુક્તિથી ઈશ્વરનું કદાપિ પ્રત્યક્ષ પ્રમાણ રજુ કરી શકાય તેમ નથી. એનું પ્રત્યક્ષ પ્રમાણ તો પ્રત્યક્ષાનુભૂતિથીજ મળી શકે છે.

ભગવાનનો મેળાપ આપણી બહાર થવો અશક્ય છે. ભગવાનનું સર્વોત્તમ દેવળ આપણેજ છીએ.

આપણા ચિત્તની સકળ વૃત્તિઓની એકાગ્રતા એજ આપણને ઈશ્વરદર્શનમાં સહાયભૂત થનારૂં યંત્ર છે. એ એકાગ્રતા ઈચ્છાશક્તિદ્વારા સાધી શકાય છે; અને વિચાર, ભક્તિ, પ્રાણાયામ ઇત્યાદિ વિવિધ ઉપાયોવડે એ ઇચ્છાશક્તિ ઉત્તેજિત અને અંકુશિત થાય છે. એકાગ્ર ચિત્તજ આપણે માટે આત્માનું સ્વરૂપ દર્શાવનારા દીપકરૂપ થાય છે.

એકજ જાતની સાધનપ્રણાલી બધાંને માફક ન આવે. પરંતુ આ વિવિધ પ્રણાલીઓ એ કંઇ એવાં પગથીઆંરૂપ નથી કે જે અનુક્રમે લેવાવાંજ જોઇએ. કર્મકાંડ એ ઉતરતી કોટિનું સાધન છે, તે પછી ઈશ્વરને બહાર જોવાની અવસ્થા આવે છે અને છેલ્લી અવસ્થા ઈશ્વરને આત્મામાંજ જોવાની યાને બ્રહ્મસાક્ષાત્કારની આવે છે. કેટલાક પ્રસંગોમાં આ

અનુક્રમ પ્રમાણે વર્તન થવાની જરૂર રહે છે ખરી, પરંતુ ઘણા પ્રસંગોમાં તો માત્ર એકજ સાધનનું અનુસરણ બસ થઈ રહે છે. અપરોક્ષ જ્ઞાન અથવા પરમાત્મસાક્ષાત્કાર થવા પહેલાં તમારે કર્મ અને ભક્તિમાર્ગોમાંથી પસાર થવુંજ જોઇએ'-એવું જેને તેને કહેતા રહેવું એના જેવી બેવકૂફી બીજી કોઇજ નથી.

જ્યાંસુધી તમને અન્ય કોઇ ઉચ્ચતર તત્ત્વની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી તો તમારી બુદ્ધિ કિંવા તર્કશક્તિનેજ વળગી રહો. પણ એનાથી ઉચ્ચતર અવસ્થાએ પહોંચતાં તમને જણાશે કે, એ નૂતન અવસ્થા તર્કશક્તિ કિંવા યુક્તિવિચાર કરતાં ચઢીઆતી છે. કારણ કે એ તમારી તર્કબુદ્ધિની વિરોધક નથી. એ બુદ્ધિથી પર અવસ્થા તે સમાધિની અવસ્થા છે, પરંતુ કોઇ સ્નાયુજન્ય વિકારના સબબે પ્રાપ્ત થતી મૂર્છાવસ્થાને સમાધિની અવસ્થા માની લેવાની ભૂલ ન થવી જોઇએ. આ સમાધિનો મિથ્યા દાવો કરવો યાને પશુના જેવા સ્વાભાવિક અથવા પુસ્તકોથી પ્રાપ્ત થતા સહજ જ્ઞાનને સમાધિની અવસ્થા માની લેવાની ભૂલ કરવી, એ ભયાનક છે. યથાર્થ ભાવસમાધિ છે કે કોઇ સ્નાયુજન્ય વિકારનું પરિણામ છે, તેનો બહારથી નિર્ણય કરવાનો કોઇ ઈલાજ નથી. એ અવસ્થા યથાર્થ સમાધિ છે કે નહિ તે તો આપણે પોતેજ સમજી શકીએ. બુદ્ધિનો અવાજ યાને યુક્તિવિચાર અથવા તર્કબુદ્ધિ એ આપણું ભૂલ-ભ્રાન્તિમાંથી રક્ષણ કરનારો મદદગાર છે. ધર્મલાભનો અર્થ એજ કે, યુક્તિ-તર્કની સીમાને વટાવી જવું, પણ એનો રસ્તો તો યુક્તિ-તર્કના ક્ષેત્રમાં રહીનેજ જાય છે-કિંબહુના યુક્તિ-તર્ક એજ યુક્તિ-તર્કની પારના પ્રદેશમાં પહોંચાડનારો માર્ગદર્શક ભોમીઓ છે. સહજજ્ઞાન અથવા પ્રેરણાશક્તિ એ બરફ છે, પ્રજ્ઞા અથવા તર્કશક્તિ એ જળ છે અને અલૌકિક જ્ઞાન અથવા સમાધિ એ વરાળ યાને સૂક્ષ્મતમ અવસ્થા છે. આ અવસ્થાઓ એક પછી એક ક્રમસર આવે છે-અર્થાત્ આપણે તો પ્રથમનાં બે પગથીઆં ઓળંગી જવાનાં છે, અને એવા સ્થાનમાં પહોંચવાનું છે, કે જ્યાં દેહ અને મન એ બેમાંથી કશાનું અસ્તિત્વ ન હોય.

ધર્મનું સ્થાન તર્કયુક્તિથી પર છે. શ્રદ્ધા અથવા

વિશ્વાસનો અર્થ અમુક માન્યતા એવો નથી, પણ એ પારમાર્થિક પદાર્થને પકડવો એવો થાય છે. એ વિશ્વાસના પ્રભાવથી હૃદય જાગી ઉઠે છે. એ પારમાર્થિક આત્મતત્ત્વ વિષે પ્રથમ શ્રવણ કરો, અને પછી મનનશક્તિનો–વિચારશક્તિનો પાલવ પકડી જુઓ કે તે ક્યાં સુધી લઇ જઇ શકે તેમ છે–અર્થાત્ એના ઉપર વિચારનું પૂર વહેવડાવો અને તેના પરિણામે જે શેષ રહે–જે નક્કી થાય તેને ગ્રહણ કરો. શેષરૂપે કંઇજ બાકી ન રહે, તો તો કુસંસ્કાર અને વહેમના સકંજામાંથી છૂટયા, એમ સમજી પ્રભુનો પાડ માનો. એ પછી સ્થિરભાવે અને શાંતચિત્તે એ આત્માનું નિદિધ્યાસન કરો યાને ધ્યાનદ્વારા તમારા મનને તેના ઉપર એકાગ્ર કરીને તદ્રૂપ કરી દો. એ પછી વાણીનું કંઇજ પ્રયોજન રહેતું નથી, તમારા મૌનમાંજ બીજામાં એ સત્યનો સંચાર કરી દેવાની તાકાત આવી જાય છે. માટે વૃથા વાકયાડંબરમાં તમારી શક્તિનો વ્યય ન કરતાં મૌનપૂર્વક ધ્યાનમાંજ મશ્ગુલ રહો, અને બાહ્યજગતની કોઇ પણ ધમાલ કે ઘાલમેલની લેશ પણ દખલગીરી તમારી ચિત્તશાંતિમાં પહોંચવા ન દો. તમારૂં મન જ્યારે તેની સર્વોચ્ચ અવસ્થામાં પહોંચી જાય છે, ત્યારે તમને તેનું ભાન પણ રહેતું નથી. માટે મૌનનું સેવન કરી શક્તિનો સંચય કરો અને આધ્યાત્મિકતાના વિદ્યુતસંચાર–યંત્ર (ડાયનેમો) જેવા થઇ રહો. ભિખારી હોય તે શું આપી શકે? રાજા હોય છે તેજ આપી શકે છે–અને તે જ્યારે પોતે પોતાને માટે નિઃસ્પૃહ બન્યો હોય છે, ત્યારેજ આપી શકે.

× × × ×

તમારી પાસેની ધનસંપત્તિ તમારી પોતાની છે એમ ન માનતાં, પ્રભુના ભંડારીતરીકે તમારો તેના પર અધિકાર છે એમ લેખો. એના પ્રત્યે આસક્તિ રાખો ના. નામ, યશ, ધન–એ બધાંયને જવા દો; કેમકે એ બધાંજ ભયાનક બંધનરૂપ છે. સ્વાધીનતાના અલૌકિક વાયુનું સેવન કરો. તમે મુક્ત, મુકત, બસ મુકતજ છો! અવિરત ભાવે રટયા કરો કે "હું સદાનંદરૂપ છું, મુકતસ્વભાવ છું, અનંતસ્વરૂપ છું! આદિ કે અંતને મારા આત્મામાં સ્થાન નથી, બધુંજ મારા આત્માસ્વરૂપ છે!"

---

# તા. ૨૧ મી જુલાઇ રવિવાર

## પાતંજલ યોગસૂત્ર

ચિત્તને વૃત્તિઓરૂપે વિખરાઈ જતું અટકાવનારૂં શાસ્ત્ર તે યોગશાસ્ત્ર છે. —"योगश्चित्त वृत्तिनिरोधः ।" ચિત્ત એ વિષયસમૂહની છાપ અને અનુભૂતિ, અર્થાત્ કે ક્રિયા અને પ્રતિક્રિયાના મિશ્રણસ્વરૂપ છે; તેથી એ નિત્ય કહેતાં ચિર-સ્થાયી હોઇ શકે નહિ. મનુષ્યને એક સૂક્ષ્મ શરીર હોય છે. એ સૂક્ષ્મ શરીરદ્વારા મન સ્થૂળદેહ ઉપર કાર્ય કરે છે. વેદાન્ત કહે છે કે, એ મન અથવા અંતઃકરણની પાછળ વાસ્તવ આત્મા રહેલો છે, કે જે અનંત, અંતિમ તત્ત્વરૂપ, પૃથક્કરણના છેલ્લા પરિણામરૂપ એક અખંડ વસ્તુ છે. એ એક અખંડ વસ્તુ અમિશ્રણ છે, ને તેના ભાગ પાડયા પડી શકે તેમ નથી. જન્મ એ પુનર્યોજનની ક્રિયા છે, અને મૃત્યુ એ વિયોજનની ક્રિયા છે, અને એ સઘળાં પૃથક્કરણોને અંતે આત્મતત્ત્વ હાથ ચઢે છે. એ આત્મતત્ત્વના વિભાગ નથી, તેથી એ આત્માને પહોંચતાંજ નિત્ય સનાતન તત્ત્વની પીછાન થઇ જાય છે.

સમુદ્રના પ્રત્યેક મોજાની પાછળ સમગ્ર સમુદ્ર રહેલો છે, અને આવિર્ભાવરૂપે જે કંઇ જણાય છે તેજ મોજાં છે—કેટલાંક મોટાં ને પ્રચંડ તો કેટલાંક નાનાં ને હલકાં, પણ વસ્તુતઃ તો તે બધાંજ મોજાં સ્વરૂપથકી સમુદ્રજ છે.પરંતુ મોજાંતરીકે દરેક મોજું એ સમુદ્રનો અંશ છે. એ મોજાં-ઓ જયારે શાંત થઇ જાય છે ત્યારે બધુંજ એકરૂપ બની જાય છે—પતંજલિ કહે છે તેમ 'दृश्यविहीन द्रष्टा'ના જેવું બની જાય છે.

જેઓ ઉત્તમ અધિકારીઓ હોય છે, તેઓની પ્રગતિ યોગસાધનામાં ઝપાટાબંધ થાય છે, અને છ મહિનામાં તો તેઓ યોગીરૂપે થઇને ઉભા રહે છે. ઉતરતા અધિકારી યાને જેમનો વિકાસ ઓછો હોય છે, તેમને તો યોગસિદ્ધિ મેળ-વતાં કેટલાંક વર્ષો લાગે છે; તે એટલે સુધી કે જે વ્યક્તિ નિષ્ઠાપૂર્વક સાધના કરે અને બીજાં બધાંજ કામકાજ છોડી દઈને સદા સર્વદા યોગસાધનમાંજ મશગુલ રહ્યા કરે તેને પણ

બાર વર્ષે યોગસિદ્ધિની પ્રાપ્તિ થાય છે. યોગના એ બધા માનસિક વ્યાયામ કર્યા વગર કેવળ ભક્તિદ્વારા પણ એ અવસ્થાએ પહોંચી શકાય છે, પણ એ રસ્તો કંઈક વધારે લાંબો છે.×

ઈશ્વરનું સર્વશ્રેષ્ઠ નામ ૐ છે, તેથી ૐકારનો જપ કરો, તેનું ધ્યાન ધરો અને તેની અંદર જે અપૂર્વ ને અદ્ભુત અર્થસમૂહ રહ્યો છે તેની ભાવના કરો. અર્થની ભાવનાપૂર્વક આ ૐકારનો સતત જપ કર્યા કરવો એજ સાચી ઉપાસના છે.

× × × ×

સામાન્ય રીતે તો ગુરુની સહાય વિના લઈ બેસાતો યોગાભ્યાસ સાધકની કામવાસનાનું ઉદ્દીપન કરનાર નીવડે છે; પણ અનુભવસિદ્ધ સુયોગ્ય ગુરુની સહાય હોય તો એવું ભાગ્યેજ બને છે. મંત્ર એ વિશિષ્ટ આદર્શને વ્યક્ત કરનારો શબ્દ છે. એ મંત્રનો સતત જપ કરવાથી પોતાના આદર્શને મનમાં દૃઢ અને સ્થિર કરવામાં સાધકને ઘણી સહાયતા મળે છે. આ જાતની ઉપાસનાપ્રણાલી ભારતવર્ષના ઉત્તમ સાધકોમાં પ્રચલિત છે.



---

× આ ઠેકાણે 'ભક્તિ' શબ્દથી સ્વામીજી ઈશ્વર માટેનો ગાઢ અથવા અવિભક્ત પ્રેમ કહેવા નથી માગતા. એ તો એઓશ્રી અગાઉ ઉપદેશીજ ગયા છે કે "પરાભક્તિ અને પરાજ્ઞાન એકજ વસ્તુ છે." અને ફરી વળી તેની વ્યાખ્યા કરતાં સ્વામીજી કહે છે કે "પ્રભુનું આ નિરપેક્ષ અને સતત નામસ્મરણ તેનુંજ નામ ભક્તિ છે." તેથી આ ઠેકાણે 'ભકિત' શબ્દથી સ્વામીજી જે ભકિત કહેવા માગે છે તે પ્રભુ માટેનો પ્રેમ અંકુર જેવો અલ્પ હોય-તાલાવેલી વગરનો હોય-તેને માટે અહીં કહે છે. ઈશ્વરની ખાતર ઈશ્વર પર પ્રેમ કરનારા ભકતો તો ગણ્યાગાંઠ્યાજ હોય છે, ઘણાખરા તો ઈશ્વરની સર્વશકિતમત્તાના ગુણને લીધેજ તેની ભક્તિ કરે છે; અને તે એ હેતુથી કે ઈશ્વર પોતાની સર્વશક્તિમત્તાને યોગે તેમની લૌકિક ઇચ્છાઓ પરિપૂર્ણ કરે.

# ता. २३ मी जुलाइ मंगळवार

## ભગવદ્‌ગીતા-કર્મયોગ

કર્મદ્વારા મુક્તિનો લાભ મેળવવો હોય તો પોતાની જાતને કર્મમાં નિયોજિત કરો, પણ તે નિષ્કામભાવે યાને ફળની લેશ પણ આકાંક્ષા રાખ્યા વગર. એ પ્રકારના કર્મદ્વારા જ્ઞાન થાય છે, અને તે જ્ઞાનથી મુક્તિ થાય છે. જ્ઞાનનો લાભ થવા પહેલાં જો કર્મનો ત્યાગ કરી દેવામાં આવે છે, તો તેના પરિણામરૂપે દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. પરમાત્મ-પ્રીત્યર્થે કર્મ કરવાથી કોઇ જાતનું બંધન થતું નથી. કર્મ-માંથી સુખની આકાંક્ષા ન રાખો કે દુઃખની દહેશત પણ ન રાખો. કર્મ કરનાર દેહ અને મન છે, હું નથી-એમ તમારી જાતને સતત કહેતા રહો, અને તેને પ્રત્યક્ષ કરવાની પણ કોશિશ કરતા રહો. તમે પોતે કર્મ કરો છો એ જાતનું કોઇ ભાનજ તમને ન થવા પામે એવી કોશિશ કરતા રહો.

સકળ કર્મો પ્રભુપ્રીત્યર્થે કરો, યાને કર્મ કરી રહ્યા બાદ તે ભગવાનનેજ અર્પણ કરી દો. સંસારમાં રહો, છતાં સંસારના ન થઈ જાઓ. પદ્મપત્રનું મૂળ કાદવમાં ખુંપેલું રહેવા છતાં તે પોતે જેમ સદા સર્વદા શુદ્ધ ને સ્વચ્છ રહે છે, તેમ સંસારના લોકો તમારા પ્રત્યે ગમે તેવો વ્યવહાર આચરે, પણ તેમના પ્રત્યેનો તમારો ચાહ-તમારો ભાવ જરા પણ ઓછો થવા ન પામે એવી રીતે આ સંસારમાં રહો. આંધળા માણસને રંગ દેખાતો નથી; તેમ આપણામાંજ જો કંઇ દોષ નહિ હોય, તો સામામાં પણ દોષો આપણને દેખાશેજ નહિ. આપણી પોતાની ભીતર જે રહ્યું હોય છે તેજ બહાર જણાય છે. પ્રત્યેક નરનારી તેમજ બાળકમાં પ્રભુનાં દર્શન કરો-અંતર્જ્યોતિદ્વારા તેનાં દર્શન કરો અને એવાં બ્રહ્મદર્શન જો સર્વત્ર થશે તો પછી આપણને બીજું કંઇજ દેખાશે નહિ. આ સંસારની વાસના ન રાખો, કેમકે જેને જેની વાસના હોય છે તેને તે આવી મળે છે. ભગવાનને અને ભગવાનનેજ ઢુંઢો. શક્તિ અને સત્તા જેટલી વધુ પ્રાપ્ત થશે, તેટલું બંધન પણ અધિક આવશે, અને ભય પણ

તેટલોજ વધશે. જુઓને, એક કીડી કરતાં આપણે કેટલા બધા ભયભીત અને દુઃખી રહીએ છીએ! માટે એ જગત-પ્રપંચમાંથી મુક્ત થઇને ભગવાનની તરફ આવો. સૃષ્ટાનું શાસ્ત્ર ખોળો અને નહિ કે સૃષ્ટિનું—અર્થાત્ સૃષ્ટાનું તત્ત્વ જાણવાની કોશિશ કરો અને સૃષ્ટ પદાર્થનું તત્ત્વ જાણવાની આળપંપાળ ત્યજી દો.

"અભ્યાસ અને વૈરાગ્યવડેજ કેવળ મનનો નિરોધ કરી શકાય છે."

× × × ×

અમારા પૂર્વજો શાંતપણે નીતિધર્મ અને ઇશ્વરસંબંધી વિચાર કરી ગયા છે, અને તેથીજ એ કામને માટે લાયક મગજ અમ હિંદુઓને વારસામાં મળેલાં છે; પણ ધનૈશ્વર્ય-ની પ્રાપ્તિ માટે અમારા લોકોમાં પણ આજકાલ જે ધમા-ચકડી મચી રહી છે, તેને લીધે અમારાં એ અપૂર્વ ભેજાં ઘસાઇને નષ્ટ થઇ જવાનો સંભવ છે.

× × × ×

પોતાનું આરોગ્ય પોતે સાચવવાની અમુક એક શક્તિ શરીરની અંદર રહેલી છે, અને માનસિક અવસ્થા ઔષધ, વ્યાયામ ઇત્યાદિ વિવિધ બાબતો એ આરોગ્યશક્તિને જાગ્રત કરી શકે છે. જ્યાંસુધી આપણે ભૌતિક અવસ્થાઓ અને પદાર્થો તરફ ખેંચાઇએ છીએ, ત્યાંસુધીજ આપણને ભૌતિક પદાર્થોની જરૂર રહે છે. સ્નાયુઓના દાસત્વમાંથી જ્યાંસુધી આપણે છૂટીએ નહિ યાને સ્નાયુસમૂહોપર આપણે સંપૂર્ણ કાબુ ધરાવતા થઇએ નહિ ત્યાંસુધી તેમની ઉપેક્ષા આપણા-થી થઇ શકે તેમ નથી.

આપણી સાધારણ જ્ઞાનભૂમિની નીચે મનની બીજી એક ભૂમિ છે, તેને અજ્ઞાનભૂમિ કહી શકાય. પ્રત્યક્ષાનુ-ભૂતિ એજ જ્ઞાનનો પાયો છે. મન જ્યારે જ્ઞાનભૂમિથી પણ પર થઇ જાય, ત્યારેજ એ યથાર્થ વસ્તુની—એ જ્ઞાનસ્વરૂપ પર-બ્રહ્મની ઉપલબ્ધિ થાય છે. એવી રીતે ધર્મ જેમને પ્રત્યક્ષ થયો હોય, તેઓ આપ્તલોકો કહેવાય છે. તેમને જે ઉપલબ્ધિ થઇ હોય છે તેનું પ્રમાણ એજ કે, તમે પણ તેમની પ્રણા-લિકાને અનુસરી જોશો, તો તમને પણ તેવી ઉપલબ્ધિ થશે-

યાને તમને પણ ધર્મ પ્રત્યક્ષ થશે. પ્રત્યેક વિજ્ઞાનશાસ્ત્રના પ્રયોગમાં તેની પોતપોતાની પ્રણાલિકાઓ અને તેનાં પોતાનાં વિશિષ્ટ ઓજારો અથવા ઉપકરણોની જરૂર પડે છે. એક ખગોળવેત્તા હશે તે તમને શનિશ્ચર ગ્રહ પરનાં ચકરડાં, રસોડામાંનાં થાળીવાડકા કે કળશીઆની મદદથી બતાવી નહિ શકે. એ બતાવવા માટે તો તેને દૂરબીનની જરૂર રહે છે. એની પેઠે ધર્મનાં મહાન સત્યોનું અવલોકન કરવા કાજે, જે લોકોએ તમારી પહેલાં એ સત્યોને પ્રત્યક્ષ કર્યાં હોય તેમનીજ પ્રણાલિકાઓ અને સાધનોનો તમારે ઉપયોગ કરવો ઘટે છે. વિજ્ઞાનશાસ્ત્રની મહત્તા પ્રમાણે તેના શિક્ષણ અને અભ્યાસના ઉપાયો પણ વિધવિધ પ્રકારના હોય છે. સંસારમાં આવાગમન થવા પહેલાંજ તેમાંથી બહાર નીસરવાના ઇલાજ ભગવાને તૈયાર કરી રાખ્યા છે; તેથી આપણે જે કંઇ કરવાનું રહે છે તે એટલુંજ કે, એ ઉપાયોને આપણે યથાવત્ જાણી લેવા. પરંતુ એમાં પણ પ્રણાલીઓની વિવિધતાને માટે લડી મરો નહિ; અને તમારી નજર માત્ર સાક્ષાત્કાર કરવા તરફજ રાખીને તમને પોતાને અનુકૂળ આવે તેવી ઉત્તમમાં ઉત્તમ પ્રણાલી તમે ખુદ પસંદ કરી લ્યો. તમે તમારે કેરીઓ ખાવા માંડોને ! બીજાઓ ભલે ખાલી ટોપલી માટે લડી મરે—તેની દરકાર તમે કરો ના. એક વાર તમારા ઇષ્ટનાં પ્રત્યક્ષ દર્શન કરો. તમે ખ્રિસ્તી હો તો ખ્રિસ્તનાં દર્શન કરશો તે પછીજ તમે સાચા ખ્રિસ્તી થશો. બાકી તો બધું 'ઢમઢોલ ને મહીં પોલ' જેવો ખાલી વિતંડાવાદ છે. જીભાજોડી જેટલી ઓછી તેટલીજ સરળતા વધુ છે.

સંદેશોજ સંદેશવાહકને અને દેવતાજ મંદિરને ઉત્પન્ન કરે છે—અર્થાત જગતની અંદર જેની પાસે કંઈ સંદેશો વહી જવાનો કે કંઇ નૂતન બોધ આપવાનો હોય તેનેજ સંદેશવાહક, પેગંબર અથવા પ્રભુનો દૂત કહી શકાય છે; અને દેવતાની મૂર્તિની કે તેના ભાવની પ્રતિષ્ઠા થયેલી હોય તોજ મંદિર એ દેવમંદિર કહેવાય છે.

શ્વેતકેતુની બાબતમાં જેમ બન્યું હતું તેમ 'બ્રહ્મતેજની સુરખી તમારા મુખ ઉપર ઝળકી ઉઠે નહિ' ત્યાંસુધી સાધના કર્યા કરો.

અનુમાનની વિરુદ્ધ અનુમાનનો ઝઘડો ઉઠે છે તેથીજ મારામારી થાય છે. પરંતુ એક વાર પ્રત્યક્ષ દર્શન કરીને પછી ધર્મની વાત કરી જોશો તો કોઇ પણ મનુષ્યનું હૃદય એવું નથી, કે જે તેનો સ્વીકાર ન કરે, કિંબહુના તેનો વિરોધ કરે. સેન્ટ પૉલનું તેની ઇચ્છાવિરુદ્ધ પણ મતાંતર થયું હતું, તે સાક્ષાત્કારનાજ પ્રભાવથી થયું હતું.

ભ્રમ પોતેજ પોતાની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, અને પોતેજ પોતાનો વિનાશ કરે છે. એનુંજ નામ માયા છે. કહેવાતું બધુંજ જ્ઞાન માયાના પાયાપરજ પ્રતિષ્ઠિત થયેલું હોવાથી એક વખત તો જરૂર એવો આવે છે, કે જ્યારે એ જ્ઞાન પોતેજ પોતાનો ધ્વંસ કરી નાખવાને પ્રવૃત્ત થાય છે. "ત્યજી દો એ રજ્જુ, ભવસાગરે ઘસડતું." એ ભ્રમ કદાપિ આત્માને સ્પર્શી શકતો નથી. જ્યારે આપણે એ ભવસાગરમાં ઘસડતા રજ્જુ અર્થાત્ દોરડાને પકડીએ છીએ–યાને માયાની સાથે આપણે ભળી જઇએ છીએ–ત્યારેજ તેનો યાને માયાનો અધિકાર આપણા ઉપર ચાલે છે. માટે એ માયાને પડતી મૂકો, એને જવું હોય ત્યાં જવા દો, અને માત્ર સાક્ષીરૂપ થઇ રહો. તેમ થતાંજ અવિચલિતભાવે જગતપ્રપંચરૂપી છબીનું સૌંદર્ય નીરખીને તમે મુગ્ધ થઇ જશો–એના સૌંદર્યની ખરી કદર તમને ત્યારેજ થઇ શકશે.



# ता. २४ मी जुलाई बुधवार

યોગાભ્યાસમાં જેને પરમ સિદ્ધિનો લાભ થયો હોય છે તેને માટે બીજી યોગસિદ્ધિઓ વિઘ્નરૂપ થતી નથી, પરંતુ જે હજી સાધક દશામાં હોય છે તેને માટે તો એ સિદ્ધિઓ વિઘ્નરૂપ થઇ પડવાનો પૂર્ણ સંભવ છે. એ સિદ્ધિઓ યોગ-સાધનાના માર્ગમાં થતી સફળ પ્રગતિનાં સૂચક ચિહ્નો છે; પણ એ તો યોગસાધના સિવાય મંત્રજપ, ઉપવાસાદિ તપસ્યા અને અમુક પ્રકારની ઔષધિઓના સેવનથી પણ પ્રાપ્ત થઇ શકે છે. આ વિવિધ યોગસિદ્ધિઓ પ્રત્યે પણ ઉપરામ રહીને જે યોગી સકળ કર્મફળનો ત્યાગ કરી દે છે, તેનેજ 'ધર્મમેઘ' નામની સમાધિ પ્રાપ્ત થાય છે, અને તેના યોગે તે ચોતરફ ધર્મ અથવા પવિત્રતા ફેલાવવા સમર્થ થાય છે.

એકજ પ્રકારની વૃત્તિઓની પરંપરા સાથે ચિત્તનું જોડાઇ જવું તેને ધ્યાન કહે છે; અને સમાધિમાં તો ચિત્ત ધ્યેયપદાર્થ-માં એકાગ્ર થઇ તદ્રૂપ બની રહે છે.

× × × ×

લોકોપર જાણે દયા કરતા હો તેવી દૃષ્ટિ રાખ્યા વગર, અથવા તો તેઓ અતિ હીન દશામાં આવી પડેલા છે એવો ભાવ મનમાં લાવ્યા વગર તેમને સહાય કરતાં શીખો, શત્રુ તેમજ મિત્ર ઉભયના પ્રત્યે સમદૃષ્ટિ રાખતાં શીખો. જ્યારે એટલી વાત સિદ્ધ થઇ શકે અને વાસનાનું નામ-નિશાન તમારી અંદર રહેવા ન પામે ત્યારેજ સમજવું કે, તમે તમારા લક્ષ્યસ્થાને પહોંચ્યા છો.

વાસનારૂપી વડના ઝાડને અનાસક્તિરૂપ કુહાડાના ઘા મારી મારીને કાપી નાખો, એટલે તે એકી વારે સમૂળગું નષ્ટ થઇ જશે. એ તો એક ભ્રમમાત્ર છે. "જેના મોહ-શોક ચાલ્યા જાય છે, જે સંગદોષવિવર્જિત બને છે તેજ, તેજ એકલો આઝાદ અથવા મુક્ત બને છે."

કોઇ વ્યક્તિને વિશેષ ભાવથી ચાહવી એ એક જાતનું બંધન છે. બધાંયને સમાનભાવથી ચાહો—એમ કરવાથી વાસનામાત્રનો ક્ષય થઇ જાય છે.

ભલી કે બૂરી પણ વાસનામાત્ર ખરાબ ચીજ છે. એ તો ઉછળી ઉછળીને આગળ સરકી જતા માંસના ટુકડાને મેળવવાને ફૂદકારા ભરતા કૂતરાના પ્રયત્નસમાન છે. કૂતરો એ માંસના ટુકડાને પકડવાને કદી સમર્થ થતો નથી અને આખરે એના એ પ્રયત્નમાં માર્યો જાય છે; તેમ તમે પણ વાસનાની પાછળ બાથોડિયાં મારતાં કૂતરાના મોતે ન મરશો. એવો પ્રસંગ ન આવે તે માટે બધીજ વાસનાઓને કાપી કાઢીને નષ્ટ કરી દો.

× × × ×

પરમાત્મા જે ભાગમાં માયાનો અધીશ્વર છે, તેટલા અંશમાં તે ઈશ્વર કહેવાય છે અને જે સ્થાન અને કાળમાં તે માયાધીન હોય છે ત્યાં અને ત્યારે તેને જીવાત્મા કહેવામાં આવે છે. સમગ્ર જગતનું જે સમષ્ટિ રૂપ તેજ માયા છે, અને એક દિવસે તો તેનો નિઃશેષ ધ્વંસ થઇ જશે.

વૃક્ષનું વૃક્ષત્વ એ માયા છે. વૃક્ષ જોતી વખતે વાસ્તવિક રીતે તો આપણે ભગવત્સ્વરૂપનેજ માયાના આવરણ તળે જોઇએ છીએ. કોઈ પણ ઘટના સંબંધમાં 'શા માટે?' એ પ્રશ્નની જિજ્ઞાસા માયાની અંતર્ગત છે. તેથી માયા કેવી રીતે આવી એ પ્રશ્નજ વૃથા છે. કારણ કે માયાની અંદર રહીને એનો ઉત્તર કદી આપી શકાય તેમ નથી, અને માયાથી પર થતાં એ પ્રશ્નજ પૂછવાનો કોને રહેશે? અશુભ યા માયા યા અસદ્દૃષ્ટિજ "શા માટે?" એ પ્રશ્ન ઉત્પન્ન કરે છે. પરંતુ 'શા માટે?' એ પ્રશ્નમાંથી માયા ઉદ્ભવતી નથી—માયાજ 'શા માટે?' એવો પ્રશ્ન પૂછે છે. તે એક ગોળ કુંડાળા જેવું હોઇ તેને પોતેજ પોતાનો નાશ કરવો પડે છે. ઇંદ્રિયજન્ય અનુભૂતિ એ એક આનુમાનિક જ્ઞાન છે, અને છતાં બધુંજ અનુમાનસિક જ્ઞાન અનુભૂતિમાંથી પ્રગટે છે.

બ્રહ્મજ્યોતિ જ્યારે અજ્ઞાનમાં પ્રતિબિંબિત થાય છે ત્યારેજ તે અજ્ઞાન દૃશ્ય બને છે; બાકી સ્વતંત્રભાવે તો તે શૂન્યસ્વરૂપ અગર 'નાસ્તિ' છે. વાદળા ઉપર સૂર્યકિરણ પડયા વગર વાદળ દૃશ્યમાન થતું નથી, તેમ અજ્ઞાનની બાબતમાં પણ તેવુંજ છે.

ચાર પ્રવાસીઓ ફરતાં ફરતાં એક અતિ ઉંચી દિવાલની

પાસે આવી પહોંચ્યા. પ્રથમ પ્રવાસી જેમ તેમ કરીને દિવાલ ઉપર ચઢીને પાછળ નજર કર્યા વગર લક્ષ દઇને અંદર કૂદી પડચો. બીજો મુસાફર પણ દિવાલને મથાળે ચઢચો. અંદરની બાજુ દૃષ્ટિ ફેરવી ને આનંદધ્વનિ સાથે અંદર કૂદી પડચો. ત્રીજાનો વારો આવતાં તે પણ દિવાલની ટોચે પહોંચ્યો, ને પોતાના સોબતીઓ કયાં ગયા છે તેનું નિરીક્ષણ કરીને હર્ષ-પૂર્વક હાઃ હાઃ હસીને તેમની પૂંઠે સંચર્યો. પરંતુ ચોથો પ્રવાસી દિવાલને મથાળે પહોંચ્યો અને ત્યાંથી પાછો ફરીને પોતાના સાથીદારોની શી ગતિ થઇ તે ઇતર લોકોને જણાવવા માટે હેઠે ઉતરી આવ્યો. આ સંસારપ્રપંચની બહાર કશુંક છે તેનું પ્રમાણ આપણી પાસે છે, અને તે આ માયાની દિવાલ ઉલ્લંઘીને કૂદકાભેર નાસી છૂટેલા મહા-પુરુષોનો હજી પણ ગુંજી રહેલો હાસ્યધ્વનિ.

× × × ×

આપણે જયારે એ પરબ્રહ્મથી પોતાની જાતને પૃથક્ કરીને તે પરમ સત્તામાં કેટલાક ગુણોનું આરોપણ કરીએ છીએ, ત્યારે એ ગુણયુક્ત બ્રહ્મસત્તા આપણો ઈશ્વર બને છે. ઈશ્વર એ આપણા મનદ્વારા જોવાતું જગતપ્રપંચનું મૂળભૂત સત્ય છે. અને સેતાન એ કુસંસ્કારોથી આચ્છાદિત થયેલા મનદ્વારા પ્રતીત થતો જગતનો દુઃખસમૂહ છે.



# તા. ૨૫ મી જુલાઇ ગુરુવાર

## પાતંજલ યોગસૂત્ર

કાર્ય ત્રણ પ્રકારનાં હોઇ શકેઃ-(૧) કૃત (પોતાનાં કરેલાં), (૨) કારિત (બીજા પાસે કરાવેલાં) અને (૩) અનુમોદિત (બીજાંઓએ કરેલાં પણ તેને તમારૂં અનુમોદન મળેલું કે કંઈ વાંધો નહિ એવાં); એ ત્રણે પ્રકારનાં કાર્યોની અસર તો આપણા ઉપર લગભગ એકસરખીજ હોય છે.

સંપૂર્ણ બ્રહ્મચર્યદ્વારા માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓનો ખૂબ વિકાસ થાય છે. બ્રહ્મચારીએ કાયા-વાચા-મનસા મૈથુનવર્જિત થવું જોઇએ. દેહજ્ઞાનનો બની શકે તેટલે દરજ્જે ત્યાગ કરી દો.

જે અવસ્થામાં સ્થિરભાવે અને સુખશાંતિપૂર્વક અનેક ક્ષણસુધી બેસી શકાય તે અવસ્થાને **આસન** કહેવામાં આવે છે. એ આસનસિદ્ધિ, સતત અભ્યાસદ્વારા અને મનને અનંતના ભાવથી ભાવિત કરવાથી યાને અનંતની સાથે મનનું તાદાત્મ્ય સાધવાથી થઇ શકે છે.

એકજ વસ્તુ પ્રતિ ચિત્તવૃત્તિનો પ્રવાહ વહેતો રાખવો તેનું નામ **ધ્યાન** છે.

સ્થિર જળની અંદર જો પથ્થર કે કાંકરો નાખવામાં આવે છે, તો તે જળમાં અનેક વર્તુલાકાર તરંગો ઉત્પન્ન થાય છે; તે વર્તુલો બધાંય એકબીજાથી ભિન્ન હોવા છતાં પરસ્પરના ઉપર કાર્ય કરે છે. તેજ પ્રમાણે આપણા મનની અંદર પણ વૃત્તિનો પ્રવાહ ચાલે છે; પણ આપણી અંદર તે કાર્ય અજાણપણે ચાલે છે અને યોગીઓની અંદર તે જાણુ-પૂર્વક ચાલે છે. આપણે કરોળીઆની માફક પોતાનીજ રચેલી જાળમાં રહીએ છીએ; અને યોગાભ્યાસદ્વારા આપણે કરોળી-આની માફક મરજીમાં પડે તે સ્થાનપર વિચરવા સમર્થ બનીએ છીએ. અ-યોગી લોકોને, જે સ્થળે રહેતા હોય છે તે સ્થળેજ બંધાઇ રહેવું પડે છે.

× × × ×

પારકાને ઇજા પહોંચાડવાથી બંધન ઉત્પન્ન થાય છે, અને તે સત્યને આપણી નજર આગળથી દૂર કરી છુપાવી

રાખે છે. માત્ર નિષેધાત્મક ધર્મસાધનાજ પૂરતી નથી. આપણે માયાને મહાત કરવાની છે, એમ કરીને તેને વશ કરીશું ત્યારેજ તે આપણી પાછળ પાછળ ચાલનારી અનુચરી બનશે. બંધનમાત્રનો જ્યારે નિઃશેષ અને સાચેસાચ નાશ થઇ જાય છે, ત્યારે વસ્તુઓ એમની મેળે આપણી પાસે ચાલી આવે છે-અર્થાત્ કોઇ વસ્તુ માટેની આપણી આસક્તિ સાવ નાબુદ થઇ જાય છે, ત્યારે તે વસ્તુ આપોઆપ આવીને ઉભી રહે છે. (ખરીજ વાત છે કે 'ત્યાગે સો આગે અને ભાગે સો આગે') તે વસ્તુ માટેનો આપણો યથાર્થ અધિકાર પણ ત્યારેજ સ્થપાય છે. જેમને કશાયનો અભાવ રહેતો નથી યાને જેમને કશાયની ઉણપ ભાસતી નથી, તેઓજ પ્રકૃતિપર જય મેળવીને તેના માલીક બને છે.

જેનાં તમામ બંધન છૂટી ગયાં હોય એવા કોઇ મહાત્માને શરણે જાઓ, એટલે એ મહાત્માની કૃપાથી કાળે કરીને તમે પણ મુક્ત થઇ જશો. ઈશ્વરની શરણાગતિ યાને ઈશ્વરનું શરણ લેવું એ તેના કરતાં પણ ઉચ્ચતર ભાવ છે, પણ તે અતિશય કઠણ છે-એવો કઠણ કે એ કાર્ય જેણે વાસ્તવિક પાર પાડયું હોય એવો શખ્સ એક શતાબ્દિની અંદર માંડમાંડ એકવાર દીઠામાં આવે છે! કશું અનુભવો નહિ, કશું જાણો નહિ, કશું કરો નહિ અને કશુંજ પોતાનું કરી રાખો નહિ-બધુંજ બધું ઈશ્વરને સમર્પણ કરી દઈ કહો કે "હે પ્રભો! તારી ઇચ્છા પ્રમાણે થવા દે." 'આપણે બદ્ધ છીએ' એ ભાવજ આપણને મારી નાખે છે-એ ભાવજ આપણને બાંધી રાખે છે; પણ વાસ્તવિક રીતે તો એ ભાવ સ્વપ્ન જેવો મિથ્યા છે. જાગો, આળસ મરડીને ઉઠો; એટલે એ સ્વપ્ન તરતજ ઉડી જશે. ઈશ્વરનું શરણ લો, માયા-મરુ (માયાનું રણ) ઉલ્લંઘી જવાનો એજ એકમાત્ર ઉપાય છે.

"આ કિંવા અપર લોકે, ઢુંઢે મુક્તિ મળે ના;
પોથી પાન શાસ્ત્રોનાં, કે મંદિરો આપે ના.
મિથ્યા ફાંફાં મૂકી દેઇ, મર્મ તેનો સમજી લે;
ભવસાગર ઘસડતું રજ્જુ, ધર્યું તેં તુજ હસ્તે.
નિઃશંક દિલે ત્યજે રજ્જુ, બને મુક્ત અહો;
જાણીને સંન્યાસી જપ, ૐ તત્ સત્ ૐ."

આપણે બીજાના પ્રત્યે જો દયાભાવ દાખવી શકતા હોઈએ તો તે આપણું ખાસ સૌભાગ્ય સમજવું. કારણ કે એથી આપણી પોતાનીજ વિશેષ ઉન્નતિ થાય છે. એવા જે મનુષ્યો દુઃખ વેઠતા હોય છે, તેનું કારણ એ છે કે, તેઓ ઉપકાર કરીને પોતાનું કલ્યાણ સાધતા હોય છે. આથી દાતા દાન કરતી વખતે દાન લેનારની સામે ઘુંટણુમંડીએ બેસી પોતાને ધન્ય માને છે; અને ગ્રહીતા સામો ઉભો રહીને દાન સ્વીકારે છે. પ્રાણીમાત્રમાં એ પ્રકારે પ્રભુજીનાં દર્શન કરી, જે આપો તે તેનેજ આપો. અશુભ કિંવા અનિષ્ટ જોતા આપણે બિલકુલ બંધ થઇ જઇશું, ત્યારે આપણે માટે આ દુનિયાનો અંત પણ અવશ્ય આવી જશે. કારણ કે જગતનો ઉદ્દેશજ એ છે કે, આપણને એ ભ્રમમાંથી મુક્ત કરવા. 'કંઇ અપૂર્ણ-તા છે' એ ભાવજ અપૂર્ણતાનો ઉત્પાદક છે. આપણે પૂર્ણ-સ્વરૂપ છીએ, એવી ભાવના સતત ભાવ્યા કરવાથીજ અપૂર્ણતા-નો ભાવ દૂર થઇ શકે છે. તમે ફાવે તેવું સારૂં કે શુભ કાર્ય કરશો, તોપણ તેની સંગે કંઇ ને કંઇ અશુભ તો વળ-ગેલું રહેશેજ. પરંતુ જે કંઇ કરો તે નિષ્કામભાવે કરવાથી યાને તે તે કાર્યના ફળાફળની અપેક્ષા પોતાને માટે રાખ્યા વગર કરવાથી અને બધાંજ કાર્યોનાં ફળો પ્રભુને સમર્પણ કરી દેવાથી કોઇજ શુભ—અશુભની અસર તમારાપર પહોંચી શકશે નહિ.

કર્માચરણ યાને કર્મો કરવાં એજ કાંઈ છેવટનો ધર્મ નથી, તોપણ તે રૂડે પ્રકારે અને નિષ્કામભાવે કર્યાથી તે કર્મો મુક્તિ તરફ લઇ જાય છે. બીજાંને કરુણાના ભાવથી જોવાં એ વાસ્તવિક પક્ષે તો અજ્ઞાન માત્ર છે. કારણ કે કરુણા કોના ઉપર લાવવાની ? પ્રભુ ઉપર શું તમે કરુણા કરી શકો કે ? અને સર્વત્ર ઈશ્વર સિવાય બીજું છે પણ શું ? ઈશ્વરને ધન્યવાદ આપો કે, તેણે તમારી આત્મોન્નતિ માટે આ જગત-રૂપી નૈતિક વ્યાયામશાળાનું દાન દીધું છે; કિંતુ એમ તો હરગીજ ધારો નહિ કે, તમે દુનિયાને કદી સહાય કરો છો. તમને કોઇ ગાળ ભાંડે તો તેના પ્રત્યે પણ કૃતજ્ઞબુદ્ધિ રાખો ને તેનો ઉપકાર માનો. કારણ કે તે તમને ગાલિપ્રદાન અથવા અભિશાપ એ શી વસ્તુ છે તે જોવા માટે એક જાતનું દર્પણ

આપે છે, અને સાથે સાથે વળી આત્મસંયમનો અભ્યાસ સાધવાની તક આપે છે. માટે એ ગાળ આપનારને પણ તમારો આશીર્વાદ આપો અને સુખીઆ થાઓ. કસરત કે અભ્યાસ વગર કોઇ પણ પ્રકારની શક્તિ જાગ્રત થતી નથી, કે ખીલતી નથી. આરસી કે દર્પણ સામે ધર્યા વગર આપણાથી પોતાનો ચહેરો નીરખી શકાતો નથી.

અપવિત્ર વિચાર અપવિત્ર કાર્યના જેટલોજ દૂષિત છે. કામેચ્છાના દમનથી ઉચ્ચતમ ફળની પ્રાપ્તિ થાય છે. કામશક્તિને આધ્યાત્મિક શક્તિમાં પલટાવી દો, પણ પોતાને પુરુષાર્થહીન તો કરોજ ના. કારણ કે એ તો કેવળ શક્તિનો દુરુપયોગ કરવા સમાન છે. આ શક્તિ જેટલા પ્રમાણમાં પ્રબળ હોય છે, તેટલા પ્રમાણમાં કાર્ય પણ તેના યોગે અધિક સાધી શકાય છે. પાણીનો પ્રબળ ધોધ હાથ લાગે તોજ તેની સહાયતાથી કારખાનું વિશેષ ચલાવી શકાય છે.

હવે આપણને જે જાણવાની ખાસ જરૂર છે તે એજ કે, ઈશ્વર જેવી એક અતિ મહત્ત્વની વસ્તુ છે અને તેને આપણે ધારીએ તો અત્યારે ને અહીંજ જોઇ શકીએ તેમ છીએ.



# ता. २७ मी जुलाइ

## કઠોપનિષદ્

પરમાત્મસાક્ષાત્કાર પામેલી સિદ્ધ વ્યક્તિ સિવાય અન્ય કોઈ પાસે સત્યનું શિક્ષણ લેશો નહિ. કારણ કે બીજા બધાયમાં તો તે માત્ર વાતનોજ વિષય હોય છે, અનુભવ હોતો નથી. સાક્ષાત્કાર અથવા પ્રત્યક્ષાનુભૂતિ પામેલો મનુષ્ય ધર્માધર્મ, ભૂતભવિષ્ય ઇત્યાદિ સકળ દ્વંદ્વોથી પર બની જાય છે. "નિષ્કામ વ્યકિતને એ આત્માનાં દર્શન અને શાશ્વતી શાંતિનો પ્રાદુર્ભાવ થાય છે." વાતચીતો, વિચારો, શાસ્ત્રાભ્યાસ, બુદ્ધિનો ગગનગામી વિહાર—અરે! વેદો સુદ્ધાં અનુભવસિદ્ધ આત્મજ્ઞાન કરાવી શકતા નથી.

આપણી અંદર જીવાત્મા તેમજ પરમાત્મા બન્ને છે. જ્ઞાનીજનો જીવાત્માને છાયારૂપ, અને પરમાત્માને યથાર્થ સૂર્યરૂપ કહી ઓળખે છે ને ઓળખાવે છે.

મનને જો આપણે ઇંદ્રિયોની સાથે સંયોજિત કરતા નથી, તો આપણને આંખ, કાન, નાક વગેરે કોઈ પણ ઇંદ્રિયદ્વારા કશાયનો જ્ઞાનબોધ થતો નથી. મનજ એ બાહ્ય ઇંદ્રિયોનો ઉપયોગ કરે છે. એ બાહ્ય ઇંદ્રિયોને બહાર વિચરવા ન દો, અને એમ કરીને શરીર તેમજ બાહ્યજગત બન્નેથી મુક્ત બની જાઓ.

મનનો નિગ્રહ કરો, ને ઇંદ્રિય સકળનો નિરોધ કરો. એમાં સફળતા મળતાંજ તમે યોગી થાઓ છો અને તે પછી બાકીની બધીજ વસ્તુઓ આપોઆપ આવીને ખડી રહેશે. જોવા, સાંભળવા, સુંઘવા ને ચાખવાનો ઇન્કાર કરો; મનોવૃત્તિજ બાહ્ય ઈંદ્રિયોમાંથી કાઢી લો. એ કામ તો તમે જ્યારે તમારૂં મન કોઈ વિષયમાં તલ્લીન બન્યું હોય છે, ત્યારે અજાણપણે પણ હમેશાં કરો છો; તો પછી એજ કામ જાણપૂર્વક પણ કરવાનો અભ્યાસ તમે પાડી શકશો. મનની ઇચ્છા હોય ત્યાં તે ઇંદ્રિયોનો ઉપયોગ ને પ્રયોગ કરી શકે છે. તમે પોતપોતાની ખોલીમાં જઇને બેસો, અને તમારા અંતરાત્મામાંથી ઉપનિષદોનો આવિષ્કાર કરો. તમે બધી બાબતોની અનંત ખાણરૂપ છો, ભૂત—ભવિષ્ય:સકળ ગ્રંથોની

અંદર તમે પોતેજ સર્વશ્રેષ્ઠ ગ્રંથ છો. એ અંતરનો ગુરુ જ્યાંસુધી પ્રગટ થતો નથી, ત્યાંસુધી બહારનું સઘળું શિક્ષણ, સઘળો બોધ વૃથા છે. બહારના શિક્ષણદ્વારા જો હૃદયરૂપી ગ્રંથ ખુલી જાય, તોજ તે બાહ્યશિક્ષણની કંઇક કિંમત છે, એમ કહી શકાય.

આપણી ઇચ્છાશક્તિ એ "ક્ષુદ્ર ધીરો અવાજ" છે, અને યથાર્થ નિયંતા તો તે છે, કે જે આપણને વિધિનિષેધ કરે છે, યાને 'આ કર' અને 'પેલું ન કર' એવું જે કહે છે. એ ઇચ્છાશક્તિએજ આપણને બંધનમાં આણી મૂક્યા છે. અજ્ઞાની મનુષ્યની ઇચ્છા તેને બંધનમાં ઘસડી જાય છે, અને એ ઇચ્છાનું જો જ્ઞાનપૂર્વક સંચાલન થાય છે તો તે મુક્તિ અપાવી શકે છે. હજારો ઉપાયથી એ ઇચ્છા-શક્તિને શુભ, શુદ્ધ અને દૃઢ બનાવી શકાય છે. એ પ્રત્યેક ઉપાય એ એક એક પ્રકારનો યોગ છે; તોપણ પ્રણાલીબદ્ધ યોગદ્વારા એ કાર્ય જલદીથી સિદ્ધ થાય છે. ભક્તિયોગ, કર્મ-યોગ, રાજયોગ અને જ્ઞાનયોગદ્વારા ખૂબ નિશ્ચિતરૂપે કૃતકાર્ય થવાય છે. મુક્તિલાભ મેળવવા માટે તમારી અંદર જેટજેટલા પ્રકારની શક્તિઓ હોય તે બધીનો ઉપયોગ કરો–કર્મ, વિચાર, તત્ત્વજ્ઞાન, ઉપાસના, ધ્યાન–એ બધાનો આધાર લો; બધાજ સઢો સામટા ખોલી નાખો, વરાળની બધીજ ચાવીઓ ખુલ્લી મૂકી પૂરવેગથી તમારી આગબોટ હંકારો અને તમારા ગંતવ્ય સ્થાનમાં પહોંચી જાઓ. જેટલું જલદી પહોંચાય તેટલું સારૂં.

× × × ×

ખ્રિસ્તી લોકોનો 'બાપ્ટિઝમ'નો સંસ્કાર એ એક પ્રકાર-ની બાહ્યશુદ્ધિ હોઈ તે અંતઃશુદ્ધિના પ્રતીક અથવા સૂચક-રૂપ છે. એ વિધિ બૌદ્ધધર્મમાંથી લેવાયો છે.

'યુકેરિસ્ટ'–અથવા પ્રભુભોજનનું અનુષ્ઠાન અસભ્ય જાતિઓની એક પ્રાચીન પ્રથાનો અવશેષ છે. એ અસભ્ય–જંગલી જાતિના લોકો કોઈકોઇ વાર પોતાના મોટા મોટા મુખીઓને મારી નાખતા અને તે મુખીઓને મહાન બનાવ-નારા ગુણોને પોતાની અંદર સંક્રાન્ત કરવાના ઉદ્દેશથી તેમના માંસનું ભક્ષણ કરતા. તેઓ શ્રદ્ધાપૂર્વક માનતા હતા

કે, એ રીતે કરવાથી જે શક્તિઓના પ્રભાવથી તેમના નેતાઓ વીર્યવાન, સાહસી અને ડહાપણવાળા બન્યા હતા, તે શક્તિઓ બધીજ તેમની પોતાની અંદર આવશે અને કેવળ એકજ વ્યક્તિ વીર્યવાન અને અકલમંદ ન રહેતાં સમસ્ત જાતિ અકલમંદ બની જશે. આ નર-બલિની પ્રથા યાહુદીઓની અંદર પણ હતી, અને તેને માટે તેમના ઈશ્વર જેહોવાએ તેમને અનેક વાર નશિયત કર્યા છતાં તે તેમની અંદરથી બિલકુલ નાબુદ થઈ શકી નહોતી. ઇસુ ખ્રિસ્ત પોતે શાંતપ્રકૃતિ અને પ્રેમી પુરુષ હતા, છતાં પણ યાહૂદીઓની માન્યતાઓને અનુકૂળ બનીનેજ તેમને પોતાના મતનો પ્રચાર કરવાની જરૂર પડયાથી, ખ્રિસ્તીઓની અંદર એ મતવાદ અથવા ભાવનાનો ઉદય થયો કે ઇસુ ભગવાને ક્રૉસ પર ચઢીને સમગ્ર માનવજાતિના પ્રતિનિધિતરીકે પોતાની જાતનું બલિદાન આપ્યું, અને પ્રભુજીને સંતુષ્ટ કર્યા.

યાહૂદીઓની અંદર પૂર્વે એક પ્રથા હતી કે, તેમના પુરોહિત લોકો મંત્રપાઠપૂર્વક બકરાના ઉપર મનુષ્યોનાં પાપ ચાંપી બેસાડતા અને પછી તે બકરાઓને જંગલમાં હાંકી દેતા. અહીંઆં બકરાને બદલે મનુષ્યને પાપના પ્રાયશ્ચિત્તના સાધનતરીકે લેવામાં આવ્યો છે, એટલોજ તફાવત છે. આ નિષ્ઠુર ભાવના પેસવાથી ખ્રિસ્તીધર્મ ખ્રિસ્તના યથાર્થ શિક્ષણથી બહુ આઘો પડી ગયો અને તેની અંદર પારકાંપર અત્યાચાર ગુજારવાની અને ખૂનરેજી ચલાવવાની ભાવનાનો વિકાસ થયો.

× × × ×



# ता. २९ मी जुलाइ सोमवार

કેટલીક વાર આપણે કોઇએક વસ્તુનો નિર્દેષ તેની આસપાસની પરિસ્થિતિઓનું વર્ણન કરીને કરીએ છીએ. એને તટસ્થ લક્ષણ કહેવામાં આવે છે. બ્રહ્મને જ્યારે આપણે 'સચ્ચિદાનંદ' કહી ઓળખાવીએ છીએ, ત્યારે વસ્તુતઃ તો આપણે માત્ર એ અનિર્વાચ્ય સર્વાતીત સત્તારૂપ સમુદ્રના કિનારાનુંજ આછું આછું વર્ણન કરીએ છીએ. એને આપણે " અસ્તિ યાને છેજ " એમ કહીને પણ સૂચવી શકતા નથી. કારણ કે 'અસ્તિ' એમ કહેવા જતાં તેથી વિપરીત 'નાસ્તિ'નું જ્ઞાન પણ થાય છે, એટલે એ ભાવ પણ સાપેક્ષ છે. તેના સંબંધી કોઇ પણ કલ્પના કે કોઇ પણ ધારણા કરવી વૃથા છે. કેવળ नेति नेति—યાને આ નહિ, એ નહિ-એમ કહીનેજ તેનું વર્ણન કરી શકાય તેમ છે. કારણ કે તેના વિષે વિચાર કરવા જતાં કે કલ્પના બાંધવા જતાં તેને સીમાબદ્ધ કરવા જેવું બને છે.

નામ-રૂપ એ દૂરબીનના કાચ ઉપરના ડાઘા સમાન છે, છતાં એ ડાઘ સૂર્યના પ્રકાશ વગર આપણી નજરે ચઢતા નથી; તેવીજ રીતે એ બ્રહ્મરૂપી સત્ય વસ્તુ જો પૂંઠે ન હોય, તો આપણે નામ-રૂપની માયાને પણ જોઇ શકીએ નહિ. મનના ડાઘ સંપૂર્ણરૂપે સ્વચ્છ કરી નાખો, એટલે પછી 'હું અને મારો બાપ એક છીએ-' એ સત્યનો આપણે પ્રત્યક્ષ અનુભવ કરી શકીશું.

આપણને પ્રથમ પ્રત્યક્ષાનુભૂતિ થાય છે, તે પછીજ યુક્તિ-વિચાર અથવા તર્કસિદ્ધ જ્ઞાન આવે છે. આ પ્રત્યક્ષાનુભૂતિ આપણને વાસ્તવ સ્વરૂપે સિદ્ધ થવીજ જોઇએ, કારણ એજ વાસ્તવિક ધર્મ છે. કોઇ વ્યક્તિ શાસ્ત્ર-પુરાણ, ધાર્મિક મતમતાંતર કે અવતારોની કથાવાર્તા ન સાંભળે તો કંઇજ વાંધો નહિ, પણ જો તે પ્રત્યાક્ષાનુભૂતિ એક વાર કરી લે તો પછી તેને બીજા કશાયની ગરજ પડતી નથી. ચિત્તશુદ્ધિ કરો, ધર્મની સાર કથા એજ છે. મનના ડાઘ જ્યાંસુધી આપણે ઘસી ઘસીને સાફ કરી નાખતા નથી ત્યાંસુધી એ સત્યસ્વરૂપનાં

યથાર્થ દર્શન આપણને કદી લાધતાં નથી. બાળકને ક્યાંય પાપ જેવું જણાતું નથી; કારણકે બહારના પાપના પરિમાણનો નિર્ણય કરવાનું કોઇ સાધન હજી તેનામાં હોતું નથી. તમારી પોતાની અંદર રહેલા તમામ દોષોને તમે દૂર કરી દો, તો તમને પણ બહાર કોઇ દોષ દેખાશે નહિ. નાના બાળકની નજર દેખતાં કોઇ ચોરી કરી જાય, તોપણ તેનો ખ્યાલ સરખો બાળકને આવતો નથી—એ એક ખોટું કામ અથવા ગુન્હો થયો એવું ભાન તેને થતુંજ નથી. કોઇ એક ચિત્રમાં રહેલી ગૂઢ વસ્તુ એક વાર જો તમે જોવા પામો છો, તો પછી તે વસ્તુ વખતોવખત તમારી નજર આગળ આવ્યા કરે છે. તેવીજ રીતે તમે જો એક વાર નિષ્પાપ અને મુક્ત થઇ જાઓ છો, તો પછી જગતમાં જ્યાં ને ત્યાં તમને મુક્તિ અને નિર્દોષતા સિવાય અન્ય કશાનો આભાસ થતો નથી. "પરમાત્મસાક્ષાત્કાર થતાંજ તમારા હૃદયની બધી ગ્રંથિઓ છેદાઇ જાય છે, વાંકાંચૂંકાં સ્થાનો સઘળાં સીધાં સટ થઇ જાય છે, અને આ જગતનું દૃશ્ય સ્વપ્નના દૃશ્યની માફક ઉડી જાય છે." અને જ્યારે જાગી ઉઠીએ છીએ ત્યારે આવું વૃથા સ્વપ્ન આપણને આવ્યુંજ કેમ! તેનું રહી રહીને આપણને આશ્ચર્ય થયા કરે છે!

"જેને પ્રાપ્ત કર્યાથી દુઃખના પર્વત પણ હૃદયને ચલાયમાન કરી શકતા નથી" તેનેજ પ્રાપ્ત કરવો જોઇએ.

એકની એકજ અજ્ઞાત વસ્તુ સૌ કોઇને પોતપોતાના માનસિક ભાવ અનુસાર ભિન્ન ભિન્નરૂપે ભાસે છે. એ અજ્ઞાત વસ્તુનું ઉત્તમોત્તમ દૃશ્ય પણ અહીં આ પૃથ્વીપરજ જોવાનું મળે છે. માટે સ્વર્ગમાં જવાની ઇચ્છા કદી સેવો નહિ, આ પૃથ્વીપર દ્રવ્યની છાકંછોળ અને પીસી નાખનારૂં ઘોર દારિદ્ય—એ બન્ને સ્થિતિઓ બંધનરૂપ છે, અને આપણને ધર્મમાંથી યાને મુક્તિના માર્ગમાંથી પાછા પાડે છે. ત્રણ મહાન બક્ષિસો આપણને આ પૃથ્વીપર મળેલી છે, અને એ ત્રણે દુર્લભ છે. એમાંની પ્રથમ બક્ષિસ તે મનુષ્યદેહ. બીજી બક્ષિસ તે મુક્ત થવાની પ્રબળ આકાંક્ષા. ત્રીજી બક્ષિસ તે મોહરૂપી સમુદ્રને વટાવીને પાર પહોંચ્યો હોય એવા મહા-

પુરુષનો આશ્રય.* આ ત્રણે મળવા બદલ ભગવાનને ધન્યવાદ આપો; કેમકે તમે મુક્તિના યથાર્થ અધિકારી હોઇ તમે મુક્ત થશોજ થશો.

કેવળ તર્કયુક્તિદ્વારા અથવા ગ્રંથ ભણવાથી તમને સત્યનું જે જ્ઞાન લાધે છે, તે તો કોઇ બીજી તર્કયુક્તિદ્વારા ખંડિત થઇને ઉડી જઈ શકે છે; પરંતુ તમે જાતે પ્રત્યક્ષ અનુભવ કરીને જે સત્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે તે કોઈ કાળે મટી શકતું નથી—તે સદાયને માટે તમારૂં પોતાનું થઈ રહે છે. મનુષ્ય, જનાવર, આહાર, કામકાજ ઇત્યાદિ જેના પણ સંસર્ગમાં તમે આવો તે દરેકની પૂંઠે બ્રહ્મદૃષ્ટિ કરતા રહો, અને એ રીતે સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કર્યા કરવાથી તે તમોને એક ટેવરૂપ બની જશે.

અમેરિકાનો પ્રખ્યાત અજ્ઞેયવાદી ઇન્ગરસોલ, તેણે એક વાર મને કહ્યું કે "જેમ નારંગીને આપણે નીચોવી નીચોવીને કેવળ રસહીન કરી મૂકીએ છીએ તેમ આ જગતમાંથી જેટલો લાભ ઉઠાવાય તેટલો ઉઠાવી લેવાના સિદ્ધાંતમાં હું માનવાવાળો છું; કારણ કે આ જગતથી ઇતર કોઇ જગતના અસ્તિત્વ સંબંધે આપણી સર્વાંશે ખાત્રી નથી." પ્રત્યુત્તર વાળતાં મેં તેને કહ્યું કે "આ જગતરૂપી નારંગીને નીચોવી લેવાની રીત તમારા કરતાં મને સારી આવડે છે, અને એ રીતથી મને રસ પણ તમારા કરતાં વધુ મળે છે. હું જાણું છું કે, મારે મરવાનુંજ નથી, તેથી મને એવી કંઇ બીક નથી. અને મારે કોઈની બીક નથી, તેથી હું આનંદપૂર્વક ધીરે ધીરે મોજથી નીચોવવાનો લહાવો લઉં છું. મારે કોઈ કર્તવ્ય કે કર્મ નથી, તેમ પુત્ર-કલત્ર કે ધન-દોલતરૂપી કોઇ બંધન પણ મારે નથી; એટલે સર્વ નરનારીને હું સરખા ભાવથી ચાહી શકું છું. મારે માટે તો એ પ્રત્યેક જણ બ્રહ્મસ્વરૂપ છે. મનુષ્યને બ્રહ્મભાવે ચાહવામાં અહા ! કેવો આનંદ આવે છે! તમારી નારંગીને તમે આ મારી રીતથી નીચોવી જોશો, તો તમને અત્યારના કરતાં દશહજારગણો

---

* दुर्लभं त्रयमेवैतत् देवानुग्रहहेतुकम् ।
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥
(વિવેકચૂડામણિ)

વધારે રસ એજ નારંગીમાંથી મળશે. માટે તમે પણ રસનું એકેએક બિંદુ નીચોવીને લઈ લો.”

કોઈ પણ વ્યક્તિનો ક્યાસ તેના દોષોપરથી કઢાવો ન જોઇએ. મનુષ્યની અંદર જે જે મહાન સદ્ગુણો જોવામાં આવે છે તે બધાય તેના પોતાના છે, કિંતુ તેની અંદર વિશેષ ભાવે દેખાતા દોષો એ મનુષ્યજાતિની અંદર સર્વ-સામાન્ય હોઈ તે માનવીની નિર્બળતાઓ માત્ર છે; તેથી તેના ચરિત્રનો વિચાર કરતી વખતે એ દોષોની ગણના કદી થવી ન જોઇએ.

× × × ×



## ता. ३० मी जुलाइ मंगळवार

ક્રાઇસ્ટો અને બુદ્ધો કેવળ બાહ્યાવલંબનસ્વરૂપ છે. આપણી આભ્યંતરિક શકિતઓને એ આલંબનો પર આપણે આરોપિત કરીએ છીએ એટલુંજ. પ્રકૃત પક્ષે તો આપણી પ્રાર્થનાઓ અને બંદગીઓના પ્રત્યુત્તર આપણે પોતેજ વાળીએ છીએ.

જે સઘળા મહાપુરુષો કે પેગંબરો પ્રચારકાર્ય નિમિત્તે લડાલડી કરે છે તેઓ, જે મહાપુરુષો નિર્જન નીરવ સ્થાનમાં મહાપવિત્ર જીવન જીવે છે, અને ત્યાં રહ્યા રહ્યા ઉત્તમોત્તમ ભાવો ભાવીને જગતને મૂકપણે સહાય કરે છે, તેમના કરતાં ઓછા પૂર્ણ હોય છે. આવા શાન્તિપ્રિય નિર્જનવાસી મહાપુરુષોનો એક પછી એક આવિર્ભાવ થાય છે, અને અંતે એ બધાની શક્તિના સરવાળારૂપ એક મહાશક્તિસંપન્ન પુરુષનું પ્રાકટ્ય થાય છે, અને તે એ બધાં તત્ત્વોનો પ્રચાર કરે છે.

× × × ×

માનવદેહ એ સર્વશ્રેષ્ઠ દેહ છે અને મનુષ્યપ્રાણી એ સર્વશ્રેષ્ઠ પ્રાણી છે. કારણ કે આ માનવદેહમાં અને આ જન્મમાંજ આપણે આ આપેક્ષિક જગતમાંથી સંપૂર્ણ છૂટા થઈ વાસ્તવિક મુક્તિ પામી શકીએ તેમ છીએ અને આપણું અંતિમ લક્ષ્ય તો એ મુક્તિજ છે. વળી તે માત્ર આપણેજ પામી શકીએ એવું નથી, પણ અનેક જણાં સાચેસાચ આ જીવનમાંજ મુક્તાવસ્થાની પ્રાપ્તિપૂર્વક પૂર્ણતાને પામ્યાં છે; સાંસારિક આઘાતોજ આપણને જાગ્રત કરે છે અને આ જગતપ્રપંચનું સ્વપ્નું ભાગવામાં સહાય કરે છે. એ આઘાતો-જ આપણને આ જગતની અસંપૂર્ણતા સમજાવી આપે છે, અને તેમાંથી નાસી છૂટવા માટેની તાલાવેલી આપણા-માં પ્રગટાવે છે.

× × × ×

આપણી નીતિ જેટલી ઉન્નત, તેટલોજ આપણો અનુભવ પણ ઉત્કૃષ્ટ પ્રકારનો હોય છે, અને આપણી ઇચ્છાશક્તિ પણ તેટલાજ પ્રમાણમાં ઉન્નત અને બળવાન બને છે.

નીચેની વાતમાં સમગ્ર વેદાંતદર્શનનો સાર સમાઇ જાય છેઃ-સોનેરી પાંખોવાળાં બે પંખીઓ એકજ ઝાડ ઉપર બેઠેલાં છે. ઉપલી ડાળીએ જે પંખી બેઠું છે તે સ્થિર શાંતભાવથી પોતાના મહિમામાંજ મશ્ગુલ છે; ત્યારે જે પંખી નીચેની ડાળીએ બેઠેલું છે તે એ ઝાડનાં કોઇ વાર મીઠાં તો કોઇ વાર કડવાં ફળ ચાખતું વ્યગ્રભાવે બેઠું છે. એક વાર તેના ખાધામાં અસાધારણ કડવું ફળ આવતાં તે જરા થંભ્યું અને ઉંચે બેઠેલા પેલા ભવ્ય પંખી તરફ તેની નજર ગઇ; પણ થોડીજ વારમાં તેને પાછું તે ઉપરના પંખીનું વિસ્મરણ થઇ ગયું, અને પાછું પૂર્વવત્ એ ઝાડનાં ફળ ખાવા લાગ્યું. ફરી વાર એક કડવું વિષ જેવું ફળ તેના ખાધામાં આવ્યું; એટલે આ વખતે તો તે ફરરરર કરીને ઉંચેની બાજુએ ઉડયું અને મથાળે બેઠેલા પંખી પાસેની ડાળી પર જઇને બેઠું. આમ કેટલીયે વાર બન્યું, અને એમ કરતાં કરતાં આખરે તે નીચી ડાળનું પંખી ઉપરના પંખીની ડાળીપર-સ્થિતિપર આવી પહોંચ્યું એટલે તેનું વ્યક્તિત્વજ નષ્ટ થઇ ગયું અને જણાયું કે, બે પંખીઓનું અસ્તિત્વ વસ્તુતઃ કદીજ હતું નહિ. એ શાંત, સ્થિરભાવ સહિત પોતાના નિજ મહિમામાં મગ્ન થયેલું ઝાડની ટોચે બેઠેલું પંખી, સર્વ સમયે તે પોતેજ હતું.



## ता. ३१ मी जुलाइ बुधवार

જીવનમુક્ત વ્યક્તિનું શરીર યંત્રવત્ પોતાની મેળેજ શુભ કાર્યો કર્યે જાય છે. તેના દ્વારા કેવળ શુભ કાર્યોજ થયે જાય છે, કારણ કે તે સંપૂર્ણાંશે શુદ્ધ અને પવિત્ર થયું હોય છે. જે ભૂતકાલિન સંસ્કારના વેગથી તેનું દેહચક્ર અથવા તો શરીરરૂપી પૈડું ચાલતું હોય છે, તે બધા સંસ્કાર શુભજ હોય છે. અશુભ તો ક્યારના નષ્ટ થઇ ગયા હોય છે.

× × × ×

यदच्युत कथालाप रस पियूषवर्जितम् ।
ताद्दिनं दुर्दिनं मन्ये मेघाच्छन्नं न दुर्दिनम् ॥

અર્થાત્ જે દિવસે મારાથી ભગવત્પ્રસંગ થતો નથી તે દિવસને હું દુર્દિન માનું છું; પણ જે દિવસે ઘનઘોર વાદળ ઘેરાઇ રહીને વરસાદની ઝડીઓપર ઝડીઓ તૂટી પડે છે તે દિન એ વાસ્તવિક દુર્દિન નથી.

પરમ પ્રભુ પ્રત્યેના અનન્ય પ્રેમનેજ 'યથાર્થ ભક્તિ' કહેવામાં આવે છે. અન્ય કોઇ વ્યક્તિ પ્રત્યે ગમે તેટલો પ્રેમ હોય, છતાં તેને ભક્તિ નામ અપાતું નથી. તમારા પાશ્ચાત્ય પ્રદેશોમાં ઇશ્વિર વિષે એક વ્યક્તિના જેવો ભાવ સમજવામાં આવે છે; તેના કરતાં ભારતવર્ષીય પરમેશ્વરની ધારણા અનેકગણી શ્રેષ્ઠ છે. તે એ કે "જેમાં આ સમગ્ર વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય રહેલાં છે તેજ ઈશ્વર હોઇ તે નિત્યશુદ્ધ, સર્વશક્તિમાન, સદા મુક્તસ્વભાવ, દયામય, સર્વજ્ઞ, ગુરુઓનો પણ ગુરુ અને અનિર્વચનીય પ્રેમસ્વરૂપ છે."

ઇશ્વર નિરાકાર છે, છતાં તેની અંદર સર્વ આકારો છે; નિર્ગુણ છે, છતાં સઘળા ગુણવાળો છે. આપણે જ્યાંસુધી મનુષ્ય–અવસ્થામાં છીએ, ત્યાંસુધી આપણે ઇશ્વિર, પ્રકૃતિ અને જીવ, એ ત્રિવિધ અસ્તિત્વો જોવાંજ પડે છે; એનાથી ઉલટું આપણાથી થઈ શકતુંજ નથી–યાને એમ કર્યા સિવાય આપણો છૂટકોજ નથી.

પરંતુ ભક્તને મન તો આ બધો દાર્શનિક ભેદ મિથ્યા પ્રલાપમાત્ર છે. યુક્તિ કે તર્કવિચારની તેને કશી દરકાર નથી

હોતી. કેમકે તે તો નજરે નિહાળે છે-પ્રત્યક્ષ અનુભવ કરે છે. પ્રભુના શુદ્ધ પ્રેમમાં તે લીન કિંવા ગુમ થઇ જવા ઇચ્છે છે; અને મુક્તિ કરતાં આ અવસ્થા વધારે વાંચ્છનીય છે એવું કહેનારા અનેક ભક્તો થઇ ગયા છે. તેઓ કહે છે કે "મારે સાકરરૂપ નથી બની જવું, પણ સાકરનો સ્વાદ લેવો છે"— "મારે એ પ્રેમાસ્પદ પર પ્રેમ કરવો છે."

ભક્તિયોગમાં પ્રથમ અને ખાસ જરૂરિયાત આ છે કે, ઈશ્વર માટેની ઇચ્છા પ્રામાણિક અને પ્રબળ હોવી જોઈએ યાને ઇશ્વર માટે તાલાવેલી હોવી જોઇએ. અત્યારે આપણને ઇશ્વર સિવાય બીજા બધાની જરૂર છે. જ્યાંસુધી આપણી જરૂરિયાતો આ ભૌતિક જગતનીજ હદમાં રહે છે, ત્યાંસુધી આપણને ઇશ્વર માટે તાલાવેલી લાગતી નથી. એ તો જ્યારે આપણા માથા ઉપર ચોગરદમથી ઘા પર ઘા પડે છે, અને આ જગતના સકળ વિષયોથી ઉપરામ બનીએ છીએ, ત્યારેજ કોઇ ઉચ્ચતર વસ્તુની ઝંખના આપણને થાય છે, ત્યારેજ એનો અભાવ આપણને માલમ પડે છે; અને ત્યારેજ આપણે ઇશ્વરને ખોળતા થઇએ છીએ.

ભક્તિ ખંડનાત્મક નથી—યાને તે આપણી કોઈ પણ વૃત્તિનો ઉચ્છેદ કરતી નથી. ઉલટું ભક્તિયોગ તો એમ શીખવાડે છે કે, આપણી એ બધીજ વૃત્તિઓ મુક્તિના માર્ગમાં સહાયકારી થઇ પડે છે. એ વૃત્તિઓને આપણે અનિત્ય ભોગ વૈભવમાં ગુમાવી દઇએ છીએ, તેને બદલે તેને ઈશ્વર તરફ વાળી દેવી જોઇએ.

ધર્મવિષેની તમારી પાશ્ચાત્ય ભાવના કરતાં ભક્તિનો ભાવ એ બાબતમાં જુદો પડે છે કે, ભક્તિમાં ભય જેવી કોઇ વસ્તુને સ્થાન નથી, તેમ તેના દ્વારા કોઇના ક્રોધને શાંત કરવાની કે કોઇને સંતુષ્ટ કરવાની ચેષ્ટા થતી નથી. એવા પણ ભક્તો પડયા છે, કે જેઓ ઈશ્વરને પોતાનો બાળક માની ઉપાસે છે, કે જેથી કરીને તેમની ભક્તિ-સાધનામાં ભયના કે ભયયુક્ત આદરબુદ્ધિના ભાવને અવ-કાશજ ન રહેવા પામે. જ્યાંસુધી કિંચિત્ પણ ભય હોય ત્યાંસુધી ભક્તિનો આરંભજ થઇ શકતો નથી. વળી ભક્તિમાં ભગવાનની પાસેથી કંઇ માગી લેવાનો, અગર તો સાટાપાટી-

ના સોદાનો ભાવ પણ લેશ હોતો નથી. કશી ચીજને માટે ભગવાનની આગળ પ્રાર્થના કરવી એ ભક્તની દૃષ્ટિએ મહા અપરાધરૂપ મનાય છે. ભક્ત તો આરોગ્ય, ઐશ્વર્ય કે સ્વર્ગ માટે પણ પ્રભુ પાસે પ્રાર્થના ગુજારતો નથી.

ભગવાનને ચાહવાની યાને ભક્ત થવાની જેને ઇચ્છા હોય, તેણે વાસનામાત્રને એક ભારામાં બાંધીને તે ભારો ને ભારો દરવાજાની બહાર રાખી મૂકીને પ્રભુમંદિરમાં પ્રવેશવું જોઇએ. એ પરમધામમાં પ્રવેશવાની આકાંક્ષા જેને હોય તેણે એ રાજ્યના દરવાજામાં પગ મૂકવા પહેલાં એ દુકાનદારિયા સાટા—બદલાના ધર્મની પોટલી બાંધીને દરવાજાની બહારજ રાખી દેવી જોઇએ. આનો અર્થ એવો નથી સમજવાનો કે, ભગવાનની આગળ કોઇ ચીજની યાચના કરવામાં આવે તો તે ચીજ તેની પાસેથી મળતી નથી. મળે છે તો એકેએક ચીજ, પણ એ રીતે માગણીઓ કરવી એ અધમ અને ભૂલભરેલું છે—એક પ્રકારની દુકાનદારી છે. એ તો उषित्वा जाह्नवीतीरे कूपं खनति दुर्मतिः—યાને ગંગાજીને પવિત્ર કિનારે વસવા છતાં મતિમંદ માણસ પાણી માટે કૂવો ખોદવા બેસે, એના જેવું કહેવાય. વળી હીરાની ખાણ પાસે આવીને કાચના મણકા ખોળનાર જેવો બુદ્ધિહીન અને મૂર્ખ છે, તેવોજ બુદ્ધિહીન અને મૂર્ખ એ ભક્તને સમજવો, કે જે પ્રભુની પાસેથી પાર્થિવ પદાર્થોની ઇચ્છા કરે. આરોગ્ય, ઐશ્વર્ય અને ઐહિક ઉન્નતિ માટે પ્રભુપ્રત્યે થતી પ્રાર્થનાઓને ઉત્તમ ભક્તિ કહી શકાયજ નહિ. કોઇ શહેનશાહની કદમબોશી કરવા આપણે જવું હોય તો શું ભીખારીના વેશે ત્યાં દાખલ થવાની રજા આપણને મળશે કે? ખચિતજ નહિ. દરવાન આપણને ધક્કા મારીને દરવાજેથીજ હાંકી કાઢશે; તો પછી આ તો શહેનશાહોનો પણ શહેનશાહ છે, એટલે તેની હજુરમાં તો ભીખારીના પોષાકમાં આપણે જઇ શકીએજ નહિ. દુકાનદારોને તો ત્યાં પ્રવેશવાનું મળેજ નહિ, તેમની ખરીદી ને વેચાણવૃત્તિ ત્યાં મુદ્દલ ચાલી શકે નહિ. બાઇબલમાં તમે વાંચોજ છો કે, જીસસે ખરીદનારા અને વેચનારાઓને દેવળની બહાર હાંકી કાઢયા હતા.

આ ઉપરથી એટલું તો નિર્વિવાદ છે કે, ભક્ત થવા

માટે આપણે સૌથી પ્રથમ તો સ્વર્ગાદિની સુખેચ્છા પૂરે-પૂરી છોડી દેવી જોઇએ. કેમકે એ સ્વર્ગ જે એક વિશેષ ભોગવિલાસ ભોગવવાનું સ્થાન છે; તે સ્વર્ગ ઇશ્વરરૂપ શી રીતે હોઈ શકે? વળી એ સ્વર્ગકામના પણ ભોગવિલાસની-જ વાસના છે, કે જેને બિલકુલ તિલાંજલિજ આપવી જોઇશે. ભકતનો પ્રેમભાવ પૂરેપૂરો શુદ્ધ અને નિઃસ્વાર્થ હોવો જોઇએ, અને તે પ્રેમના બદલામાં આ લોકની કે અપરલોકની કશીજ અભિલાષા ન રહેવી જોઇએ. અને એક પણ ક્ષણ નહિ ગુમાવતાં રાતદિવસ ઇશ્વિરોપાસના કરવી જોઇએ.

એ રીતે રાત્રિદિવસ ભજવાથી તેના આગળ ભગવાન નિજસ્વરૂપ પ્રગટાવી અલૌકિક અનુભવ કરાવે છે.



# ता. १ ली ऑगस्ट गुरुवार

ખરો ગુરુ તો તેજ કહેવાય, કે જેની પાસેથી આપણને આધ્યાત્મિકતાનો વારસો મળે. એ એક એવી નહેર છે, કે જેમાં આધ્યાત્મિકતાનો પ્રવાહ વહેતો વહેતો આપણી પાસે આવે છે, અને તેજ એક એવી સાંકળ છે, કે જે આપણને સમગ્ર આધ્યાત્મિક સૃષ્ટિ સાથે સાંકળે છે. અમુક સામાન્ય મનુષ્ય ઉપર વધારે પડતો વિશ્વાસ મૂકવાથી દુર્બળતા અને સારરહિત જડપૂજા વધે છે; કિંતુ સુયોગ્ય ગુરુપ્રત્યેનો પ્રબળ અનુરાગ યાને ગાઢ ભક્તિભાવ શીઘ્ર ઉન્નતિ આપે છે. કેમકે આ સુયોગ્ય નિઃસ્વાર્થી બાહ્યગુરુ આપણને અંતરસ્થ ગુરુની સાથે મેળવી આપે છે. માટે તમારા ગુરુમાં જો યથાર્થ સત્ત્વ હોય તો તેની જરૂર આરાધના કરો. કેમકે એવા ગુરુની સેવા-ભક્તિ તમને પરમ અવસ્થાની પ્રાપ્તિ જલદીથી કરાવશે.

શ્રીરામકૃષ્ણ એક બાળકના જેવા પવિત્ર સ્વભાવના હતા. તેઓ સારાય જીવનમાં દ્રવ્યને અડકયા નહોતા, અને તેમની કામેચ્છા તો સાવ ભસ્મીભૂત થઈ ગઇ હતી. ભૌતિક વિજ્ઞાન શીખવા માટે ધર્માચાર્યોની પાસે ન જશો; કેમકે તેમની બધીજ શક્તિ આધ્યાત્મિક વિષયમાંજ યોજાયલી હોય છે. શ્રીરામ-કૃષ્ણ પરમહંસમાં તો મનુષ્યભાવ છેકજ મરી ગયો હતો, અને માત્ર દેવભાવજ રહ્યો હતો. પાપને તેઓશ્રી જોઇજ શકતા નહોતા; કેમકે સામાન્ય મનુષ્યો કરતાં વધારે પવિત્ર દૃષ્ટિવાળા તેઓશ્રી હતા. આવા ગણ્યાગાંઠયા પરમહંસોની પવિત્રતાને લીધેજ આખું બ્રહ્માંડ ટકી રહ્યું છે. જો એ બધાજ જગતનો સામટો ત્યાગ કરી જાય, તો જગતના ટુકડે ટુકડા થઇ જઇને તેનો નાશજ થઇ જાય. તેમની પવિત્ર હયાતિ માત્રથી જગતનું કલ્યાણ સધાય છે. અને તે છતાં એ વાતનું જરા પણ અભિમાન તેમને હોતું નથી. તેઓ સ્વભાવથીજ પોતાનું આદર્શ અને સાદું જીવન જીવતા થકા સંતુષ્ટ રહે છે.

× × × ×

આપણી અંદર જે જ્ઞાનજ્યોતિ રહેલી છે, તેનો ખ્યાલ આપણને કરાવીને તેને પ્રકાશમાં આણવાની પ્રેરણા, સૂચના

અને આગ્રહ શાસ્ત્રો કરે છે; પરંતુ એ શાસ્ત્રોની યથાર્થ સમજણ તો આપણુને ત્યારેજ પડે છે, કે જ્યારે આપણુને પ્રયોગસિદ્ધ જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે. એ અંતર્જ્યોતિનો પ્રકાશ તમારા અંતરમાં ઝળકવા માંડે, ત્યારે પછી શાસ્ત્રોનું બહુ પ્રયોજન નથી રહેતું.

આ પ્રમાણે હરકોઇ શાસ્ત્રો અગર ગુરુઓ આપણુને એ ધર્મપ્રાપ્તિ કરાવી આપવામાં સહાયક થાય એના કરતાં વિશેષ કંઇજ કરી શકે તેમ નથી. તેમની મદદ વગર પણુ જો આપણામાં આંતરિક પરમ યોગ્યતા આવી હોય તો સર્વ-વ્યાપક સત્યની પ્રાપ્તિ આપણુને થઈ શકે છે; તથાપિ શાસ્ત્રો અને આચાર્યો પ્રત્યે કૃતજ્ઞ બુદ્ધિ અવશ્ય રાખો અને તેમનો સમાદર અવશ્ય કરો. તમારા નિજ ગુરુને તો પરમેશ્વરની માફક પૂજો, છતાં તેને પણુ અંધશ્રદ્ધાપૂર્વક તો નજ અનુસરો. તેનાપર બની શકે તેટલો ભક્તિભાવ રાખો, પણુ વિચાર કરો તે તો સ્વતંત્ર ભાવેજ કરો. કેમકે કોઈ પણુ જાતની અંધશ્રદ્ધા તમને મુક્તિ અપાવી શકે તેમ નથી, મુક્તિસાધન તો તમારે તમારી મેળેજ કરી લેવાનું છે. એક ઈશ્વરવિષેજ એવી ભાવના રાખો કે તેજ આપણો સદાનો સહાયક છે.

સ્વાધીનતાનો ભાવ અને ઉચ્ચતમ પ્રેમ બંનેની ગતિ સાથે સાથે થવી જોઇએ. એમ થાય છે તો એમાંથી કોઇએ એકબીજાને બંધનકારક નીવડતું નથી. ઈશ્વરને આપણે કશુંજ આપી શકીએ તેમ નથી, ઉલટો તેજ આપણુને બધું આપે છે. તે ગુરુઓનો પણુ ગુરુ છે. પછી આગળ જતાં આપણુને એમ પણુ જણાય છે કે, તે આપણા આત્માનો પણુ આત્મા છે, આપણું યથાર્થ સ્વરૂપ તે એજ છે. આપણે તેને ચાહીએ તેમાં કશીજ નવાઈ નથી, કેમકે તે આપણા અંતરાત્માનો પણુ અંતરાત્મા છે. એના સિવાય અન્ય કોને કે કયી ચીજને આપણે ચાહી શકીએ ? આપણે તો **વિધૂમેન્ધનમિવાનલમ્**—યાને ઉષ્ણુતા કે ધૂમાડા વગર બળતી સ્થિર જ્યોતિરૂપ થવું છે. સર્વત્ર જો તમને બ્રહ્મનાંજ દર્શન થાય તો પછી ભલું પણુ તમારે કોનું કરવાનું રહ્યું ? બ્રહ્મનું તો ભલું તમે કરીજ શકો નહિ. આ અવસ્થામાં સંશયમાત્રનો લોપ થઇ જાય છે, અને સર્વત્ર સમત્વભાવ પથરાઇ જાય છે.

પછી કોઈનું પણ ભલું અથવા કલ્યાણ તમે કરો છો તો તે તમારી જાતનુંજ કરો છો. તમો દાન આપનાર કરતાં દાન લેનાર વધારે ઉંચો છે એવો અનુભવ કરો. તમે સામાની સેવા કરો છો તેનું કારણ એ છે કે, તમે એના કરતાં ઉતરતા છો, અને નહિ કે તે નીચો છે અને તમે ઉંચા છો. આપો ખરા, પણ ગુલાબપુષ્પ પોતાની સુગંધ જેમ મુકતભાવે આપે છે તેમ આપો. સુગંધ સર્વત્ર ફેલાવવી એ ગુલાબપુષ્પનો સ્વભાવ છે, અને પોતે બીજાંઓને સુગંધનું દાન કરે છે તેનો ખ્યાલ તેને લેશ પણ હોતો નથી, તેમજ તમે પણ આપો તે એવાજ ભાવે આપતા રહો.

મહાન હિંદુ સુધારક રાજા રામમોહન રાય આવી જાતના નિઃસ્વાર્થ કામનો અદ્ભુત નમુનો હતા. તેમણે પોતાનું સારૂંય જીવન હિંદને સહાયભૂત થવામાંજ વાપર્યું હતું. સતી થવાના ચાલને કિંબહુના વિધવાઓને જીવતી બાળી મૂકવાના ચાલને અટકાવનારો તેજ નર હતો. આ સંબંધમાં સામાન્ય માન્યતા એવી છે કે, એ સુધારો અંગ્રેજોનેજ સર્વાંશે આભારી છે; પરંતુ વાસ્તવિક સ્થિતિ એવી છે કે, એ પ્રથાની સામે રાજા રામમોહન રાયે ચળવળ ઉપાડી હતી અને એને કાયદાથી નાબુદ કરવા માટે સરકારનો ટેકો મેળવવામાં તેમની ફતેહ થઇ હતી. બાકી, રાજા રામમોહન રાયે એ કુપ્રથાની સામે ઝુંબેશ ઉઠાવી, ત્યાંસુધીમાં અંગ્રેજોએ તે બાબતમાં કંઇજ કર્યું નહોતું. આ સિવાય રાજા રામમોહન રાયે બ્રહ્મોસમાજ નામનો એક ધર્મસમાજ પણ સ્થાપ્યો હતો, અને તેની સાથે એક વિશ્વવિદ્યાલયની સંસ્થાપના માટે ત્રણ લાખ રૂપિયાનું દાન કર્યું હતું. તે પછી તેઓએ બ્રહ્મસમાજની આગેવાની સ્વયં છોડી દીધી હતી અને તેમ કરતાં કહ્યું હતું કે " તમે મારા વગર પણ આગળ ચાલવા માંડો." નામ–યશની કિંવા પરિણામની તેમને લેશ પણ પરવા નહોતી, તેમ બીજા પણ કોઇ તરેહના ફળની આકાંક્ષા તેમને હતી નહિ.

જાણે કે એક 'ચકડોળ.' એ ચકડોળમાં આત્મા સ્વાર થઇને જાણે ઘૂમી રહ્યો છે. એ ચકડોળના ફેરા અનંત છે. એકે એકે કરીને જીવ એ ચકડોળમાંથી ઉતરી પડે છે, અને બેસે છે; પણ ચકડોળ તો અવિશ્રાંત ફર્યાજ કરે છે. એજ

જાતની ઘટના આ સંસારની અનંતકાળ બનતી રહે છે. એવી રીતે એક શ્રેણીમાંથી બીજી શ્રેણીમાં જીવાત્મા ઘૂમતો અને અનુભવો લેતો ફરે છે. અને એમ કરતાં કોઇક શ્રેણીમાં પોતાના બ્રહ્મસ્વરૂપનો અનુભવ પમાતાં તે સદાને માટે શ્રેણીમુક્ત થઇ રહે છે. આ સંસારમાં ભવિષ્ય જાણવાનું પણ બની શકે છે. અને એ જાતની શકિત સહેજે સાધ્ય થઇ શકે તેમ છે. પરંતુ એનાથી વાસ્તવિક લાભ કંઈજ થતો નથી; એટલુંજ નહિ પણ એ શક્તિની પ્રાપ્તિ અર્થે જેટલી કોશિશ કરવામાં આવે તેટલી આપણી આધ્યાત્મિક સાધનામાં ક્ષતિ આવે છે. માટે એવા તેવા વિષયોની ભાંજગડમાં ન પડતાં ભગવાનની ઉપાસનામાંજ રત રહો.



# ता. ३ जी ऑगस्ट शनिवार

જે વ્યક્તિઓને આ જન્મમાંજ મુક્તિલાભ મેળવવો હોય છે તેમને આ એકજ જીંદગીમાં હજારો વર્ષની જીંદગી જીવવી પડે છે, યાને હજારો વર્ષની જીંદગીનાં કાર્ય કરી લેવાં પડે છે. તેઓ પોતે જે યુગમાં જીવતા હોય છે, તે યુગના ભાવો કરતાં અનેકગણુ આગળ નીકળી જવું પડે છે; પરંતુ સાધારણ લોકો તો પેટે ઘસડાતાં ઘસડાતાં ધીમી ધીમીજ ગતિ કરી શકે છે. ક્રાઇસ્ટો અને બુદ્ધો આપણામાં આ પ્રકારે ઉત્પન્ન થાય છે.

× × × ×

પ્રાચીન કાળમાં એક હિંદુ રાણી થઇ ગઇ. તેનાં સંતાનો આજ જન્મમાં મુક્તિનો લાભ પામે એ બાબતમાં તેનો એટલો બધો આગ્રહ હતો કે તેણીએ પોતેજ તેમના લાલનપાલનનો સંપૂર્ણ ભાર ઉઠાવી લીધો હતો. બાળકોની બાલ્યાવસ્થામાંથીજ તે તેમને પારણામાં ઉંઘાડતી વખતે પારણું ઝુલાવતાં ઝૂલાવતાં રોજ એકનું એકજ ગીત હાલરડાતરીકે ગાતી કે "तत्त्वमसि, तत्त्वमसि" યાને "તું તેજ છે, તું તેજ છે." એ રીતે એનાં ત્રણ સંતાનો ઉગતાંવેંત સંન્યાસી થઈ ચાલ્યાં ગયાં; પરંતુ ચોથા પુત્રને રાજા કરવા માટે બીજે સ્થળે લઇ જઇને ઉછેરવાની વ્યવસ્થા કરવામાં આવી. રાણી માતાએ તે બાળકને પોતાની સોડમાંથી વિદાય કરતી વખતે કાગળની એક કાપલી માદળીઆમાં મૂકી આપી અને કહ્યું કે "મોટો થાય ત્યારે આમાં શું લખ્યું છે તે વાંચજે." એ કાપલીમાં લખ્યું હતું કે "બ્રહ્મ એકલો સત્ય છે, બીજું બધું મિથ્યા છે. આત્મા કદી મરતો નથી કે કોઇને મારતો નથી. નિઃસંગ થા અથવા સત્સંગમાં વાસ કર." એ તરુણ રાજપુત્રના વાંચવામાં જેવું આ આવ્યું કે તરતજ તે પણ સંન્યાસી થઇને અરણ્યમાં ચાલ્યો ગયો.

અત્યારે આપણી સ્થિતિ ભટકતા કૂતરાના જેવી છે. કૂતરો જેમ કોઇ રસોડામાં નજર નાખીને ઘૂસી જાય અને ત્યાં પડેલો એકાદ ભાખરીનો ટુકડો, રખેને કોઇ આવી

પોતાને હાંકી કાઢશે એવી ધાસ્તીમાં આમ તેમ જોતો જોતો આવા માંડે, તેવી સ્થિતિ આપણી આ સંસારમાં છે. આને બદલે સંસારમાં તમે એક રાજા જેવા થઇને રહો, અને આ સમગ્ર સંસાર ઉપર તમારો માલકી હક્ક છે, એમ જાણી જાઓ. જ્યાંસુધી તમે સંસારનો સદંતર ત્યાગ કરી નથી દેતા અને સંસારી સંબંધો તમને બાંધતા બંધ નથી પડતા, ત્યાંસુધી એ સ્થિતિ કદી આવતી નથી. શારીરિક રીતે તમે સંસારનો પરિત્યાગ કરવા અશક્ત હો, તો માનસિક રીતે તો તેનો ત્યાગ કરીજ દો. તમારા અંતઃકરણના ઉંડાણમાંથી તમે સંસાર સાથેનો સંબંધ છોડી દઇ વૈરાગ્યસંપન્ન થાઓ. યથાર્થ યજ્ઞ—યથાર્થ આત્મત્યાગ આનુંજ નામ છે. એના વગર ધર્મલાભની યાને આધ્યાત્મિક ભાવની સંભાવનાજ નથી. કોઇ પણ પ્રકારની વાસનાનું સેવન કરશો નહિ. કારણ કે તમે જેવી વાસનાનું સેવન કરતા હો છો તેવીજ વસ્તુ તમને આવી મળે છે, અને તેની સાથે સાથે ભયંકર બંધન પણ આવે છે; કિંબહુના એ વાસનાના ફળરૂપે આવી મળેલી એ વસ્તુ પોતેજ તમારા બંધનનું કારણ થઇ પડે છે. એ તો ત્રણ વરદાન પામેલા મનુષ્યે વરદાનોદ્વારા પોતાના આખે અંગે જેમ નાક ઉગાડયાં હતાં તેના જેવું છે.×

---

× વાત એવી છે કે, એક ગરીબ માણસ અમુક એક દેવતાની આરાધના કરીને તેને પ્રસન્ન કરી શકયો. એટલે દેવતાએ તેને ત્રણ પાસા આપીને કહ્યું કે "આ પાસા આપું છું તે લે. એ પાસાને કોઈ પણ કામના મનમાં રાખીને તું ફેંકીશ કે તારી તે મનોકામના પૂર્ણ થશે. આ ત્રણ પાસાથી તારી ત્રણ કામના સિદ્ધ થશે." આ વરદાનથી તે માણસ હર્ષ પામી પોતાને ઘેર પાછો ફર્યો અને પોતાની પત્નીને આ શુભ સમાચાર કહી સંભળાવ્યા. સ્ત્રી પણ બિચારી બહુ રાજી થઇ અને તેણીએ પહેલા વરદાનતરીકે ધન—ઐશ્વર્ય માગી લેવાની પોતાના સ્વામીને સલાહ આપી. આના જવાબમાં તે માણસે કહ્યું કે "આપણુ બંનેનાં નાક બહુ બેડોળ અને નાનાં છે, અને તેટલા માટે લોકો આપણી મસ્કરી કરે છે. તેથી પહેલી વારના પાસા આપણે ગરુડના જેવાં સુંદર નાકો મેળવવાને નાખીશું. ધનદોલતથી આપણા શરીરની બેડોળતા સુધરી શકશે નહિ." પરંતુ સ્ત્રીની ઇચ્છા પ્રથમ ધનદોલત મેળવવાની હતી. તેથી તેણીએ તેનો હાથ પકડી લીધો અને તેને પાસા નાખતાં

વાસનાના સેવનથી ઠીક એવોજ પ્રકાર બને છે. જ્યાંસુધી આપણે આત્મસંતુષ્ટ બનતા નથી, ત્યાંસુધી આપણે મુક્તિલાભ મેળવવાને સમર્થ થતા નથી. "આત્માજ આત્માનો ઉદ્ધારક અથવા મુક્તિદાતા છે, અન્ય કોઈ નહિ."

એવું અનુભવતાં શીખો કે, તમે બીજાં બધાંનાં શરીરોમાં પણ વિદ્યમાન છો, યાને એવું જ્ઞાન સિદ્ધ કરવાની ચેષ્ટા

---

અટકાવ્યો. પણ પેલો માણસ સુંદર નાકને માટે એટલો બધો ઇંતેજાર બની ગયો હતો કે તેણે ઝડપ દઇને પોતાનો હાથ સ્ત્રીના પંજામાંથી છૂટો કર્યો અને પાસા નાખતાં બોલ્યો કે "અમને બન્નેને સુંદર સુંદર નાકોની પ્રાપ્તિ થાઓ અને નાક સિવાય કશાની નહિ." એના મુખમાંથી આ શબ્દો નીકળતાંજ તે બન્નેનાં શરીરો સુંદર સુંદર નાકોથી ઉભરાઇ જવા લાગ્યાં. એ જોઇને તો તે બંને પતિપત્ની હેબતાઇજ ગયાં કે આ શી આફત! તેથી બીજી વાર પાસા નાખીને એ આફતમાંથી છૂટવાની માગણી કરવા તે બંને સહમત થયાં. તે મુજબ કરતાં તેમના શરીરપરનાં બધાંજ નાક અદૃશ્ય થઈ ગયાં ને સાથે તેમનાં પૂર્વનાં નાનાં નાકો પણ ઉડી જઈ તે પતિપત્ની બન્ને જણ નાકવિનાનાં નકટાં થઇ ગયાં. આ રીતે એ વરદાન તેમનાં નિરર્થક નિવડયાં, અને હવે શું કરવું તેની તેમને કશી સમજણ પડી નહિ. હવે માત્ર એકજ વરદાન માગવાનું બાકી રહ્યું હતું. આ નકટી દશામાં તો તેઓ પહેલાંના કરતાં પણ વધારે કદ્રૂપાં લાગતાં હતાં. એવી દુર્દશાને લીધે તેમની બહાર નીકળવાની પણ હિંમત શી રીતે ચાલે? તેમને સુંદર નાક મેળવવાની ઇચ્છા તો બહુએ હતી, પરંતુ ધાસ્તી એ લાગી કે એ સુંદર નાક લઇને તેઓ બહાર નીકળશે ત્યારે પાડપાડોશીઓ અને ઇતર બધાજ લોકો તેમને પૂછશે કે "અહો! આવાં સુંદર નાક કેવી રીતે મેળવ્યાં?" આની સાચી સમજૂતી આપવા જતાં લોકો તેમને મોટા મૂર્ખોમાં—ગધેડામાં ગણી કાઢશે અને કહેશે કે "કેવા મૂર્ખો કે ત્રણ ત્રણ વરદાનની સહાય છતાં તેઓ પોતાની પરિસ્થિતિ સહેજ પણ સુધારી શકયાં નહિ!" એ બીકથી તેઓ બન્ને પાછાં સહમત થયાં કે "આપણે આપણાં પહેલાંનાંજ અસલ નાકો પાછાં મેળવવાં." તે મુજબ ત્રીજી વાર પાસા ફેંકાયા અને તેમનાં અસલનાંજ બુઠ્ઠાં ને બેડોળ નાક તેમના ચહેરાપર દેખાયાં. આ વાર્તા ઉપરોક્ત કથનને સાબીત કરી બતાવે છે કે "કોઈ પણ પ્રકારની વાસનાનું સેવન કરશો નહિ. કારણ કે તમે જેવી વાસના ધરાવો છો તેવીજ વસ્તુ તમને આવી મળે છે, અને તેની સાથે સાથે ભયંકર બંધન પણ આવે છે."

કરો કે અમે બધાંજ એક છીએ. બાકીની બીજી તમામ નકામી વાતોને ભૂસાની માફક હવામાં ઉરાડી દો. તમે સારાં માઠાં જે જે કાર્યો કરો તેના સંબંધમાં પુનઃ વિચારજ ન કરો. દુર્બળ, ભયગ્રસ્ત અને અજ્ઞાની જીવો કદી આત્માને પ્રાપ્ત થતા નથી; કોઇ પણ કાર્યને તમારાથી થયેલું ન થયેલું કરી શકાવાનું નથી, એનું ફળ તો આવવાનુંજ. તો પછી જે ફળ આવે તેને સામે મોઢે સત્કારો; પણ સાથે સાવધ રહો કે, એવું કૃત્ય ફરીને તમારે હાથે થવા ન પામે. બધાંજ કાર્યોનો ભાર પ્રભુને સમર્પી દો; સારાં માઠાં તમામ અર્પી દો. સારાં સારાં એટલાં પોતાને માટે રાખી લઇને, કેવળ નઠારાં એટલાં તેને આપવાં—એવો કપટાચાર આદરશો નહિ. જેઓ પોતાને પોતે સહાય કરતા નથી, તેમનેજ પ્રભુ સહાય કરે છે.

વાસનારૂપી મદિરાનું પાન કરીને સમસ્ત જગત ભાન ભૂલી ઉન્મત્ત થાય છે. દિવસ અને રાત્રિ જેમ એકસાથે કદાપિ આવી શકતાં નથી, તેમ વાસના અને પ્રભુ પણ સાથે સાથે કદી આવી શકતાં નથી; માટે વાસનામાત્રનો ત્યાગ કરી દો.

जहां राम तहां काम नहीं काम तहां नहीं राम ।
दुहूं साथ मिलत नहीं, दिनरजनी एक ठाम ॥

× × × ×

"ખોરાક, ખોરાક" એમ પોકાર્યા કરવામાં અને ખોરાક ખરેખાત ખાવામાં તેમજ "પાણી પાણી" એમ પોકાર્યા કરવામાં અને વાસ્તવ પાણીનું પાન કરવામાં આભ–ધરતીનો તફાવત છે. તેવીજ રીતે માત્ર "ઇશ્વર ઇશ્વર" યા "ખુદા ખુદા" એમ ખાલી રટ્યા કરવાથી પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન પામવાની આશા આપણે રાખી શકીએ નહિ. ઇશ્વરદર્શન માટે તો આપણે પ્રયત્ન અને સાધન બન્ને કરવાં જોઈએ.

સમુદ્રનું મોજું પાછું પડીને સમુદ્રમાં લીન થઈ જાય ત્યારેજ તે અસીમ બની શકે છે; એક મોજાતરીકે કદીજ તેનાથી અસીમ બની શકાતું નથી. એક વખત સમુદ્રરૂપ બન્યા પછી તેને પુનઃ મોજું બનવું હોય તો બની શકે છે, એટલુંજ નહિ પણ ઇચ્છામાં આવે તેટલું મોટું બની શકે છે.

દર્શનશાસ્ત્ર એ અમુક કેટલીક પ્રત્યક્ષાનુભૂતિઓનું

પ્રણાલીબદ્ધ સમન્વયીકરણ માત્ર છે. જ્યાં આગળથી ધર્મનો આરંભ થાય છે, ત્યાં આગળ તર્કબુદ્ધિનું બળ આવી રહે છે. સમાધિ અથવા ઇશ્વરભાવાવેશ તર્કબુદ્ધિ કરતાં ઘણું ઉંચું સ્થાન ભોગવે છે, છતાં પણ તે તર્કબુદ્ધિનો વિરોધક ન હોવો જોઇએ-યાને સમાધિની અવસ્થામાં પ્રાપ્ત થતાં સત્યો તર્કબુદ્ધિ દ્વારા પ્રાપ્ત થયેલાં સત્યોથી ઉલટાં નજ હોવાં જોઈએ. તર્ક-બુદ્ધિ એ મોટું કામ કરવા માટેનું ભારે હથિયાર છે. ત્યારે સમાધિ અથવા ઈશ્વરભાવાવેશ એ પાણીદાર હલકું ઓજાર હોઈ તેનાવડે આપણે સત્યનો આખોજ ખજાનો ખોલવા શક્તિમાન થઇએ છીએ; પરંતુ કોઇ વસ્તુ અથવા કંઇ કાર્ય કરવાની આપણા અંતરમાં પ્રેરણા થાય તેનેજ ઇશ્વર-ભાવાવશ નથી માની લેવાનો.

× × × ×

માયાની અંદર રહીને ઉન્નતિ સાધવી તેને એક મોટું ગોળ કુંડાળું કહી શકાય. કેમકે તમે જે સ્થાનેથી પ્રયાણ આદર્યું હોય છે તે ને તેજ સ્થાને પાછા આવીને ઉભા રહો છો. એમાં તફાવત એટલો છે ખરો કે, પ્રયાણ કરતી વખતે તમે અજ્ઞાન અવસ્થામાં હતા, અને એના એજ ઠેકાણે પાછા ફરતી વખતે તમને જ્ઞાનની પ્રાપ્તિ થઇ હોય છે. ઇશ્વરોપાસના, સાધુમહાત્માઓની પૂજા, એકાગ્રતા, ધ્યાન અને નિષ્કામ કર્મો—એ બધા માયાની જબરજસ્ત જાળમાંથી નાસી છૂટવા માટેના ઉપાયો છે. પરંતુ એને માટે પ્રથમ તો આપણામાં મુક્તિ માટેની તાલાવેલી પ્રગટવી જોઇએ-યાને આપણે તીવ્ર મુમુક્ષુ બનવું જોઇએ. આપણા હૃદયના અંધકારને હઠાવી દેનાર જ્યોતિ આપણી પોતાનીજ અંદર રહેલી છે. એ જ્યોતિ તે જ્ઞાનજ્યોતિ છે, અને એ જ્ઞાન એજ આપણો સ્વભાવ અથવા આપણું સ્વરૂપ છે. (આ જ્ઞાનને આપણે 'જન્મસિદ્ધ હક' કહી ઓળખાવી શકીએ નહિ, કેમકે વસ્તુતઃ તો આપણો કોઈ જન્મજ નથી.) ત્યારે, આપણે કરવાનું માત્ર એટલુંજ રહે છે કે, એ જ્ઞાનસૂર્યને ઢાંકી રાખનારા વાદળસમૂહને આપણે પ્રયત્નપૂર્વક દૂર હઠાવી કાઢીએ.

આ લોકમાં કે સ્વર્ગલોકમાં કોઇ પણ પ્રકારનો ભોગ ભોગવવાની કામનાને બિલકુલ ત્યજી દો. **દમ** અને **શમ** સાધો

યાને ઇન્દ્રિયો તથા મન ઉપર સંયમ પ્રાપ્ત કરો. તમે દુઃખી છો એવો ભાવ ધર્યા વગર દુઃખમાત્રને સહન કરો, યાને **તિતિક્ષા** કેળવો. મુક્તિ વિના બીજા કશાનો વિચાર ન કરો. ગુરુમાં તેમજ તેનાં વચનોમાં વિશ્વાસ રાખો, અને તમે મુક્ત થઇ શકશોજ એવી ખાતર જમા શ્રદ્ધા સાથે ઉચ્ચારો કે " **सोऽहं सोऽहं** " અને એમ કરતાં ગમે તે થાય તેની પરવા મુદ્દલ કરો નહિ. ખાતીપીતી વખતે, હરતીફરતી વખતે અને ભોગવતી કે સહેતી વખતે પણ **सोऽहं सोहंનો** જાપ જપતા રહો; અને તમારા મનને સતત કહેતા રહો કે "જે જગતપ્રપંચ આપણુને દૃષ્ટિગોચર થાય છે તેનું અસ્તિત્વ કોઇ પણ કાળે હતું નહિ, અસ્તિત્વમાં માત્ર 'હુ" જ છું. જોજો, એક દહાડો એથી જ્ઞાનનો પ્રદીપ ઝળહળી ઉઠશે, અને જગતરૂપી સ્વપ્નું ઉડી જઇ કેવળ બ્રહ્મજ સર્વત્ર દેખાશે. રાત ને દિવસ વિચાર્યા કરો કે આ જગતમાત્ર શૂન્ય છે, અને બ્રહ્મજ જે છે તે છે. મુક્ત થવા માટે પ્રબળ ઇચ્છા ધરાવતા થાઓ.

સગાંવહાલાં અને મિત્રબાંધવ બધાંજ જરી પુરાણા અંધ કૂવા જેવાં છે. એ અંધ કૂવાઓમાં આપણે ઝંપાપાત કરીએ છીએ, અને તેના યોગે આપણુને કર્તવ્ય, અને બંધનાદિનાં સ્વપ્નાં આવે છે, અને એ સ્વપ્નાંનો આરોજ નથી આવતો. ભ્રમની સૃષ્ટિ ઉભી કરો નહિ. ભ્રમ એ તો વડના ઝાડ જેવો છે, અને આ વડની માફક એ પણ આગળ ને આગળ ફેલાતો જાય છે.

આખુંય જગત એક ભ્રમમાત્ર છે, એ તમને ફરી વાર બનાવી ન જાય તેની ખબરદારી રાખજો. જગતને તમે, તે જે રૂપમાં નથી તે રૂપમાં અત્યારસુધી જોયા કર્યું છે; હવે તો તેને તેના યથાર્થ સ્વરૂપમાં જાણો. શરીર જો ક્યાંય પણ ઘસડાતું હોય તો તેને સુખે ઘસડાવા દો. શરીર ક્યાં ઘસડાઇ જાય છે ને તે ક્યાં છે તેની કાળજીજ ન કરો.

---

# ता. ४ थी ऑगस्ट रविवार

"અજ્ઞાની લોકો જેને જાણ્યા વગર ઉપાસે છે, તેનો મહિમા હું તારી આગળ પ્રસિદ્ધ કરૂં છું."

આ એક અદ્વિતીય બ્રહ્મજ સકળ જ્ઞાત પદાર્થો કરતાં આપણને અધિક જ્ઞાત છે. તેજ એક એવો પદાર્થ છે, કે જેને આપણે સર્વત્ર દેખીએ છીએ. સર્વ કોઇ પોતાના નિજ આત્માને જાણતા હોય છે. જનાવરો સુદ્ધાં તમામને ખબર હોય છે કે "હું છું." આપણે જે કંઇ જાણીએ છીએ તે બધુંજ આત્માના વિસ્તારસ્વરૂપ છે. આ તત્ત્વ નાનાં નાનાં બાળકોને શીખવો, તો તેઓ પણ તેને ગ્રહણ કરી શકશે. પ્રત્યેક ધર્મ–કોઈ કોઇ ઠેકાણે અજ્ઞાત ભાવે છતાં પણ–આ આત્માનીજ ઉપાસના કરતો આવ્યો છે, કારણ કે આત્મા-વિના અન્ય કશાનું અસ્તિત્વજ નથી.

આ જીવનને આપણે જે અવળા અર્થમાં જાણીએ છીએ અને વળગી રહીએ છીએ એજ સઘળા અનર્થનું મૂળ છે. એથીજ આ બધી ઠગાઇ, ચોરી વગેરે થાય છે; એને લીધેજ લોકો પૈસાને પરમેશ્વર ગણી પૂજે છે; અને એમાંથીજ પાપ તથા ભયની ઉત્પત્તિ થાય છે. કોઇ પણ જડ વસ્તુને મૂલ્ય-વાન લેખો નહિ અને તેના પ્રત્યે આસક્ત બનો નહિ. જો તમે કશા પ્રત્યે–જીંદગી સુદ્ધાં પ્રત્યે–આસક્તિ નહિ રાખો, તો પછી કોઇ જાતનો ભય રહેવા પામશે નહિ.

मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ।

અર્થાત્ કે જે આ જગતમાં જુદા જુદાપણું જુએ છે તે મૃત્યુ પછી મૃત્યુને પ્રાપ્ત થાય છે. બધુંજ જ્યારે આપણે એકરૂપે જોતાં થઈશું, ત્યારે આપણે માટે મૃત્યુ જેવું કંઈ રહી શકશે નહિ. જગતમાંના બધા દેહ મારાજ છે, અને ઝાડપાલો, જીવજંતુ, સૂર્યચંદ્ર–અરે ! સમસ્ત બ્રહ્માંડ મારોજ દેહ છે; તોપછી એ મરીજ કેવી રીતે શકે ? પ્રત્યેક મન પણ મારૂં છે અને પ્રત્યેક વિચાર પણ મારો છે; તો-પછી મોત આવેજ કેમ કરીને ? આત્મા કદી જન્મતો નથી કે કદી મરતોયે નથી; એવું જ્યારે આપણને પ્રત્યક્ષ જ્ઞાન

થાય છે, ત્યારે સંદેહમાત્ર ભાગી જાય છે. "હું છું, હું જાણું છું, હું સુખી છું" યાને "अस्ति, भाति प्रिय"–એ બધાંના ઉપર કદી સંદેહ આણી શકાય તેમ નથી. મારે ક્ષુધા જેવું કંઇજ હોઇ ન શકે. કારણ કે જગતમાં જે કોઇ પણ ખાય છે તે હુંજ ખાતો હોઉં છું. આપણો એકાદ વાળ જો ખરી પડે છે, તો આપણે એમ નથી માની લેતા કે આપણે મરી ગયા; તેવીજ રીતે એક દેહનું જો પતન થાય છે, તો તે એક વાળ ખરી પડવા જેવુંજ થાય છે.

× × × ×

એ જ્ઞાનાતીત વસ્તુ બ્રહ્મ છે. તે વાણી, વિચાર ને જ્ઞાનના ક્ષેત્રથી પર છે. ...........માણસની ત્રણ અવસ્થાઓ છેઃ–પશુત્વ ( તમસ ), મનુષ્યત્વ ( રજસ ) અને દેવત્વ (સત્ત્વ). એ દેવત્વદ્વારા સર્વોચ્ચ અવસ્થાને પ્રાપ્ત થનારાજ માત્ર અસ્તિ કિંવા સત્‌સ્વરૂપ બની રહે છે. તેમને માટે કર્તવ્ય કાંઇ પણ રહેતું નથી. તેઓ કેવળ લોકો ઉપર પ્રેમ કરે છે અને એક લોહચુંબકની પેઠે લોકોને તે પોતાના તરફ ખેંચે છે. એનુંજ નામ જીવનમુક્ત અવસ્થા છે. એ અવસ્થામાં કોઇ પણ સત્કાર્યો તમારે પ્રયાસપૂર્વક કરવાં પડતાં નથી, પણ તમે જે જે કરો છો તે તે કામો બધાંજ સત્કાર્ય હોય છે. આવા પરમાત્મસાક્ષાત્કારને પામેલા બ્રહ્મવેત્તાનું સ્થાન દેવતાઓ કરતાં પણ ઉચ્ચતર છે. જીસસે જ્યારે મોહ ઉપર વિજય મેળવીને "સેતાન! મારી સામેથી દૂર થા" એમ કહ્યું, ત્યારે દેવતાઓ પણ તેની પૂજા કરવા આવ્યા હતા. બ્રહ્મવેત્તાને કોઈની સહાય માગવી પડતી નથી, સમસ્ત સંસાર સ્વયં તેનાં ચરણોમાં પડે છે. તેની એકે એક ઇચ્છા પરિપૂર્ણ થાય છે, તેનો આત્મા બીજાઓને પવિત્ર કરે છે. માટે જો તમારે ઇશ્વરપ્રાપ્તિની અભિલાષા હોય તો, એવા કોઈ સાચા બ્રહ્મવેત્તાની પૂજા કરો. જ્યારે આપણને દેવાનુગ્રહથી મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને મહાપુરુષનો આશ્રય, એ ત્રણ મહાન ઇશ્વરી બક્ષિસો પ્રાપ્ત થાય, ત્યારે સમજી લેવું કે મુક્તિ હવે મુઠીમાં આવી ગઈ છે–મુક્તિ હવે આપણીજ છે.

× × × ×

સદાકાળને માટે દેહનું મૃત્યુ થવું, એનું નામ નિર્વાણ

છે. એ નિર્વાણનો સિદ્ધાંત નિષેધાત્મક બાજુ રજુ કરતાં કહે છે કે "હું આ નથી, એ નથી, એયે નથી." વેદાંત એના કરતાં આગળ વધીને 'હકારાત્મક' બાજુનું યાને મુક્તિનું પ્રતિપાદન કરે છે, અને કહે છે કે "હું અનંત અસ્તિત્વ છું, અનંત જ્ઞાન છું, અનંત આનંદ છું, હું તે છું." ટુંકમાં **सच्चिदानंदः सोऽहम्** એ વેદાંતનો ભાવાર્થ છે.

કોઇ પણ જાતનો વિશ્વાસ કે અવિશ્વાસ આપણા સાચા "હું"પણાનો નાશ કરવા સમર્થ નથી. જેનું અસ્તિત્વ વિશ્વાસની ઉપર ટકી રહે અને અવિશ્વાસની સાથે ઉડી જાય, તે વસ્તુજ કેવળ ભ્રમરૂપ હોય છે. આત્માને એમાંનું કશુંજ સ્પર્શી શકતું નથી. આ દેહ એ એક અંધારો ઓરડો છે. એમાં જ્યારે આપણે પ્રવેશ કરીએ છીએ, ત્યારેજ તે ઉજાસવાળો યાને સજીવન બને છે. એ પ્રકાશને ઢાંકી શકાય ખરો, પણ નાશ તો કોઇ રીતે–કોઇ કાળે નજ કરી શકાય.

× × × ×

આજના જમાનામાં ભગવાનની ઉપાસના અનંત શક્તિ-સ્વરૂપિણી જગદંબારૂપે કરવી ઉચિત છે. એમ કરવાથી પવિત્રતાનો ઉદય થશે, અને એ માતૃપૂજાના પ્રભાવથી અહીં–અમેરિકામાં મહાશક્તિનો વિકાસ થશે. આ દેશમાં કોઈ મંદિરની સત્તા યાને પુરોહિતવર્ગની શકિત આપણો ટોટો પીસનાર નથી, અને બીજા ગરીબ મુલકોની માફક અહીં કોઇને ગરીબાઇનાં દુઃખ ભોગવવાં પડતાં નથી. સ્ત્રીજાતિએ સેંકડો યુગો થયાં કષ્ટો સહન કર્યાં છે, અને પરિણામે સ્ત્રીસમાજની અંદર અસીમ ધૈર્ય, પરિશ્રમ અને ખંતનો વિકાસ થયો છે, તેથી સ્ત્રીઓ કોઇ પણ વિચારને ચીવટાઇથી વળગી રહે છે, અને તેને સહેજે છોડી દેતી નથી. એમના આવા સ્વભાવને લીધે તેઓ કુસંસ્કારો યાને વહેમોથી ઉભરાતા ધર્મોનો અને ધર્મગુરુઓનો મુખ્ય આધાર દરેક મુલકમાં થઇ પડે છે; અને એમનો એ સ્વભાવજ એમની મુક્તિનું સાધન પણ થઇ રહેશે. આપણે વેદાંતી થઇને વેદાન્તનો મહાન ભાવ જીવનમાં ઘટાવવો પડશે. સાધારણ જનસમાજ-માં એ ઉન્નત ભાવનો પ્રચાર થવો જોઈએ, અને માત્ર સ્વાધીન અમેરિકામાંજ એ કામ થઇ શકે તેમ છે. અમારા

ભારતવર્ષમાં બુદ્ધ, શંકર અને બીજી કેટલીક પ્રતિભાશાળી વ્યક્તિઓએ એવા ભાવોનો જનસમાજમાં પ્રચાર કર્યો હતો, પણ સાધારણ જનતા તેને પચાવી શકી નહિ યાને હમેશને માટે ઝીલી શકી નહિ. આ નૂતન યુગમાં સાધારણ જનતા પણ વેદાંતના આદર્શ અનુસાર જીવન જીવતી બનવી જોઇએ, અને સ્ત્રીઓદ્વારા એ કાર્ય સિદ્ધ થઈ શકશે.

આદર કરીને હૃદે રાખો, આદરણી મા શ્યામાને;
મન દેખે ને દેખું હુંયે, અવર ન દેખે અંબાને.
કામાદિ ષડરિપુ સૌને, હાંકી કાઢો હાકોટે;
રસના વીણ સૌ ઇંદ્રિયોને, મારી કાઢો લાપોટે.
રટવાને મા જગદંબાને, રાખો એકલી જીહ્વાને;
કુમતિ કામ કરે કુમંત્રીનું, ફરકવા ન દો લવ એને.
જ્ઞાન-નયનને રાખો સંત્રી, રહેજ સાવધ એ નિત્યે;
ભવસાગર તરવાને કાજે, ભજો મા શક્તિ એ રીત્યે.
પ્રાણી સૌથી પર છે મા તું, જીવન-ચંદ્ર વળી મારો;
આત્મતણો મા આત્મા તું છે, ભલો તું ભવસાગર આરો.

શરીર એ જેમ મનનું હથિયાર છે, તેમ મન એ આત્માનું હથિયાર છે. જડ એ બહારની ગતિ છે, અને મન એ અંદરની ગતિ છે. બધાંજ પરિણામોનો—નામો અને રૂપોનો આરંભ અને છેડો કાળમાં રહેલો છે. આત્મા અપરિણામી છે તેથી તે પૂર્ણસ્વરૂપ છે; અને તે પૂર્ણ છે તેથી અનંત પણ અવશ્ય છે; અને તે અનંત છે, તેથી કેવળ એકજ અદ્વિતીય છે. કારણકે બે અનંતો હોઇ શકેજ નહિ. જો કે તે અનેકરૂપે દેખાય છે, છતાં વાસ્તવમાં એકજ છે.

× × × ×

'ટાઓ'વાદી× કોન્ફ્યુશિયસ મતાનુયાયી, બૌદ્ધ, હિંદુ, યાહુદી, મુસલમાન, ખ્રિસ્તી અને જરથોસ્તી—એ સર્વેએ લગભગ એકજ પ્રકારની ભાષામાં આ અતિ ઉત્તમ સોનેરી નિયમનો પ્રચાર કર્યો હતો કે "બીજાંની પાસેથી તમે જેવા

× ઈ સ. પૂર્વેની છઠ્ઠી સદીમાં ચીન દેશમાં 'લાઓટ્ઝે'એ ચલાવેલો ધર્મસંપ્રદાય. એના સિદ્ધાંત લગભગ વેદાંતને મળતા હતા. 'ટાઓ'ની ભાવના અનેક અંશે વેદાન્તના નિર્ગુણ બ્રહ્મને મળતી છે.
બંગાળી અનુવાદક

વ્યવહારની અપેક્ષા રાખતા હો, તેવોજ વ્યવહાર તમારે બીજાંઓ પ્રત્યે રાખવો જોઇએ.” પરંતુ એકલા હિંદુઓએજ એ વિધિની વ્યાખ્યા અર્થાત્ સમજૂતિ કે ખુલાસો આપ્યો છે. માણસે બીજાં બધાંને ચાહવાં જોઇએ; તેનું કારણ કે તે બધાં તેના આત્મા સિવાય અન્ય કંઇજ નથી. એક અનંત વસ્તુજ સર્વત્ર વિદ્યમાન છે.

જગતમાં જેટલા જેટલા મહાન ધર્માચાર્યો થઇ ગયા છે, તેમાં લાઓટ્ઝે, બુદ્ધ અને ઇસુ ખ્રિસ્ત ઉક્ત સોનેરી નિયમ વધારે સ્પષ્ટતાથી ઉપદેશી ગયા છે કે “તમારા શત્રુઓનું પણ સારૂં કરો–તમને ધિક્કારતા હોય તેમને પણ ચાહો.”

તત્ત્વોનું અસ્તિત્વ તો મૂળથીજ હોય છે. આપણે કાંઇ તેમને ઉત્પન્ન કરતા નથી, પણ તેમને શોધી કાઢીને પ્રકાશમાં આણીએ છીએ એટલુંજ....ધર્મનું લક્ષ્ય કેવળ પ્રત્યક્ષાનુભૂતિ અથવા સાક્ષાત્કારમાંજ રહેલું છે. વિવિધ મતમતાંતરો એ માત્ર એ ધર્મના પેટા રસ્તા છે, નહિ કે ધર્મ પોતે છે. જગતમાં ધર્મ નામથી ઓળખાતા બધાજ ધર્મો જુદી જુદી જાતિઓની જરૂરીઆતોને બંધબેસતા આવે એવી જાતના એકજ ધર્મના ભિન્ન ભિન્ન આકાર અથવા પેટામાર્ગ છે. મતોની ભિન્નતાને લીધેજ માત્ર મારામારી અને વિરોધ થાય છે; અને એ રીતે ઇશ્વરનું જે નામ સુલેહશાંતિદાયક હોવું જોઇએ તેજ નામ જગતમાં થયેલા રક્તપાતોમાંના અડધાનું કારણ બન્યું છે. માટે એ મતભેદની ખટપટ જવા દઇ સીધા એના મૂળ ધર્મ તરફ ચાલ્યા જાઓ, અને ખુદ ઇશ્વરનેજ પૂછો કે “તારૂં સ્વરૂપ કેવું છે?” તેના તરફથી જો કોઇજ ઉત્તર ન મળે તો સમજવું કે તેની ‘અસ્તિ’જ નથી; પરંતુ જગતના બધાજ ધર્મોનું કહેવું છે કે, તે જરૂર ઉત્તર આપે છે.

× × × ×

જ્યાંસુધી આપણે પોતે ઇશ્વરનો સાક્ષાત્કાર પામીએ નહિ, ત્યાંસુધી તેના વિષે આપણે કંઇજ જીવ જેવું જાણી શકતા નથી. પ્રત્યેક માણસ સ્વભાવ થકીજ સંપૂર્ણ છે. અવતારોએ અને મહાપુરુષોએ આ સંપૂર્ણતાને વ્યક્ત કરી છે યાને પ્રકાશમાં આણી છે; અને આપણામાં તે હજી અવ્યક્ત

ભાવે શક્યતાના રૂપે રહેલી છે. પ્રભુને આપણે જ્યાંસુધી જોઇ શકીએ નહિ, ત્યાંસુધી આપણે કેવી રીતે સમજી શકીએ કે મુસાએ તેને જોયો હતો? માટે "ઇશ્વર જો કોઇની પાસે આવ્યો હશે, તો તે મારી પાસે પણ આવશેજ. માટે હું તો સીધો તેનીજ પાસે જઇશ, તેનીજ સાથે વાતો કરીશ, અને તેને સ્વમુખેજ હું જાણવાનું બધું જાણીશ" એવો નિશ્ચય કરો અને આગળ વધો. માત્ર વિશ્વાસ અથવા શ્રદ્ધા રાખી હાથ જોડીને બેસી રહેવું, અથવા મનમાં આવે તેમ વર્ત્યા કરવું, એને હું પાયાતરીકે સ્વીકારી શકતો નથી; એમ કરવું એ તો માત્ર નાસ્તિકતા અને ઘોર ઇશ્વરનિંદાજ છે.

ઇશ્વર જો આજથી બે હજાર વર્ષ અગાઉ અરબસ્તાનનાં રેતીનાં રણોમાં વસતા એક મહાપુરુષ સાથે બોલ્યો હોય, જો તે બીજા પણ અનેક મહાપુરુષો સાથે બોલ્યો હોય, તો તે અત્યારે મારી સાથે પણ બોલી શકે છે; નહિ તો હું કેવી રીતે જાણું કે તે મરી ગયો નથી? માટે તમે પણ હરકોઈ ઉપાયથી ઇશ્વરની પાસે આવો, બસ આવોજ; પરંતુ એ આવવાના ઉત્સાહમાં કોઇ સાથે ધકામુક્કી કરશો નહિ; કેમકે એ માર્ગ કાંઇ સાંકડો નથી, બહુ વિશાળ છે.

જ્ઞાનીમાં દયાભાવ તો સ્વભાવરૂપ બની રહે છે. તે કીડી માટે પણ પ્રાણ આપવા રાજી હોય છે, કેમકે તે જાણતો હોય છે કે શરીર એ કોઇ ચીજ નથી.



# ता. ५ मी ऑगस्ट सोमवार

પ્રશ્ન એ છે કે "સર્વોચ્ચ અવસ્થાને પ્રાપ્ત કરવા માટે નીચલી બધીજ શ્રેણીઓમાંથી પસાર થવું પડે છે, કે એકે કૂદકે પહોંચી જવાય છે?" સ્થૂળ દૃષ્ટિએ પણ જણાય છે કે, ગર્ભાશયની અંદર ગર્ભ પ્રથમ જીવાણુની દશાથી આરંભ કરી જુદી જુદી અવસ્થાઓમાંથી પસાર થઇને છેવટે મનુષ્યરૂપ ધારણ કરે છે. આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર આપણને આમ શીખવાડે છે. વેદાંત એથી પણ આગળ વધીને આપણને કહે છે કે, આપણે કેવળ મનુષ્યજાતિનું ભૂતકાલિન જીવન જીવવું પડે છે એમ નથી, પણ ભાવિ જીવન પણ જીવવું પડે છે. પ્રથમ પ્રકારનું જીવન જીવનાર વ્યક્તિ સુશિક્ષિત થાય છે, ત્યારે દ્વિતીય પ્રકારનું જીવન જીવી શકનાર વ્યક્તિ જીવનમુક્ત બને છે.

કાળ, એ તો કેવળ આપણા વિચારોનું માપ છે, અને વિચારની ગતિ કલ્પનાતીત વેગવાળી હોવાથી ભાવિ જીવન આપણે કેટલી ત્વરાથી જીવી શકીએ તેની કોઇ મર્યાદા આંકી શકાય તેમ નથી. તેથી મનુષ્યજાતિને સમગ્ર ભાવિ જીવનનો પોતાના વર્તમાન જીવનમાં અનુભવ લેતાં કેટલો સમય લાગે તે ચોક્કસ કહી શકાય તેમ નથી. કેમકે કદાચ તે એક સેકંડમાં પણ બની જાય, અને કદાચ બીજા પચાસ જન્મો પણ વીતી જાય–અર્થાત્ એનો આધાર ઇચ્છાની ઉગ્રતા ઉપર રહેલો છે. માટે ઉપદેશનું ધોરણ પણ શિષ્યોની યોગ્યતા અને પ્રયોજનને અનુસરીને બદલાવું જોઇએ. સર્વ સ્વાહા કરી જનાર અગ્નિ સર્વને માટે તૈયાર છે, તે પાણી તેમજ બરફનાં ચોસલાંઓ સુદ્ધાં એકદમ સ્વાહા કરી જાય છે. થોકબંધ છરા ભરીને બંદૂક છોડો, એટલે તેમાંથી એકાદની ચોટ તો શિકારને લાગશેજ લાગશે; તેમ સત્યોના ઢગલે ઢગલા લોકોની આગળ ઠાલવો, તેમાંથી એકાદ સત્ય મનુષ્યને માફક આવતાં તે એકદમ ઉપાડી લેશે. ગત અનેક જન્મોના ફળરૂપ જેના જેવા સંસ્કાર બંધાયા હોય યાને જેની જેવી મનોવૃત્તિ કે રૂખ નિર્માણ થઈ હોય, તેને અનુસરીને તેને ઉપદેશ આપો. જ્ઞાન, યોગ, ભક્તિ અને કર્મ–એમાંથી હરકોઇ

એક ભાવને ઉપદેશનો મૂળ પાયો બનાવો, પરંતુ તેની સાથે સાથે બીજા ભાવોનું શિક્ષણ પણ આપતા રહો. જ્ઞાનનું ભક્તિ સાથે, અને યોગનું યુક્તિવિચાર અથવા તર્ક સાથે સામંજસ્ય સાધવું જોઇએ; અને કર્મ તો બધાજ માર્ગમાં અંગરૂપ બનવું જોઇએ. દરેક જણને જ્યાં તે ઉભો હોય ત્યાંથીજ આગળ ચાલતો કરો. ધર્મશિક્ષણ હમેશાં રચનાત્મક હોવું જોઇએ, ખંડનાત્મક નહિજ.

મનુષ્યની પ્રવૃત્તિ તેના આગલા જીવનનો પરિચય આપે છે. એની એ પ્રવૃત્તિ એક એવી રેખા અથવા વ્યાસાર્ધ કહેતાં ત્રિજ્યા છે, કે જેને અનુસરીનેજ તેને ચાલવું પડે છે. સર્વે વ્યાસાર્ધો કિંવા ત્રિજ્યાઓ કેન્દ્ર ભણીજ લઇ જાય છે. કોઇની પણ પ્રવૃત્તિમાં ખલેલ પહોંચાડવાનો જરા પણ પ્રયત્ન કદી કરો નહિ. એવો પ્રયત્ન ગુરુ તથા શિષ્ય ઉભયને પાછા પાડે છે યાને બન્નેની ક્ષતિ કરે છે. જ્યારે તમે જ્ઞાનનું શિક્ષણ આપતા હો, ત્યારે તમારે જ્ઞાની બની જવું જોઇએ, અને શિષ્ય જે ભૂમિકા ઉપર હોય તેજ ભૂમિકા ઉપર તમારે સ્થિત થવું જોઇએ. બીજા યોગોમાં પણ એમજ કરવાનું છે. પ્રત્યેક વૃત્તિનો વિકાસ એવા ભાવથી સાધો કે જાણે એ વૃત્તિ સિવાય ઇતર કોઇ વૃત્તિ આપણને છેજ નહિ. કહેવાતા સામંજસ્યપૂર્ણ કિંવા અવિરોધી ઉન્નતિસાધનનું યથાર્થ રહસ્ય આજ છે—અર્થાત્ ગંભીરતાના ભાવની સાથે ઉદારતાના ભાવને મેળવો, પણ એના ભોગે તો નહિજ. આપણે અનંતસ્વરૂપ છીએ. આપણી અંદર કોઇ જાતની મર્યાદાની મેખ મારવા કોઇજ આવી શકે તેમ નથી; તેથી આપણે એક ચુસ્તમાં ચુસ્ત મુસલમાનના જેટલા ગભીર, અને ઘોરમાં ઘોર નાસ્તિકવાદીના જેટલા ઉદાર ભાવવાળા થઇ શકીએ તેમ છીએ.

આ કાર્યસિદ્ધિનો ઉપાય મનને અમુક એકજ વિષય પર યોજી રાખવું એ નથી, પણ મનનો વિકાસ સાધવો તથા તેને સંયમમાં આણવું એ છે. એ ઉપાય સિદ્ધ થતાંજ તમે મનને મરજી પડે તે દિશામાં વાળી શકશો. આ પ્રમાણે કરવાથી તમને ગભીરતા તેમજ ઉદારતા બન્નેનો લાભ થાય છે. જ્ઞાનની ઉપલબ્ધિ કરતી વખતે તે એવા ભાવપૂર્વક કરો,

કે જાણે જ્ઞાન સિવાય બીજું કંઇ છેજ નહિ. તે પછી ભક્તિયોગ, રાજયોગ અને કર્મયોગની બાબતમાં પણ એવાજ ભાવથી સાધન કરો. તરંગને મૂકી દઇને સમુદ્ર તરફજ જાઓ; સમુદ્રને પ્રાપ્ત થતાં મરજી પડશે તેટલા તરંગો ઉત્પન્ન કરવા તમે શક્તિમાન થશો. તમારા મનરૂપી સરોવર પર કાબુ મેળવો, નહિ તો બીજાંનાં માનસસરનાં તત્ત્વો તમારાથી કદી પણ સમજી શકાશે નહિ.

સાચો ગુરુ તેજ કહેવાય, કે જે શિષ્યની પ્રકૃતિ અનુસાર તેને દોરવી શકે. શિક્ષકની ઉત્તમ સહાનુભૂતિ વગર આપણાથી શિક્ષણકાર્ય ઉત્તમ પ્રકારે સાધી શકાતું નથી. મનુષ્યપ્રાણી એ એક જવાબદાર પ્રાણી છે, એવો ખ્યાલ છોડી દો. કેવળ એક જ્ઞાનીનેજ જવાબદારીનું જ્ઞાન હોય છે. અજ્ઞાન વ્યક્તિઓએ તો મોહમદિરા એટલી બધી ઢીંચી હોય છે કે જેને પરિણામે તેઓ શુદ્ધિમાં નથી હોતા. માટે તમારે જ્ઞાનીએ તો તેમના પ્રત્યે અખૂટ ધીરજભર્યું વર્તન રાખવું જોઇએ. પ્રેમસિવાય અન્ય કશોજ ભાવ તેમના પ્રત્યે રાખવો જોઇએ નહિ, અને જે વ્યાધિને લીધે તેઓ જગતને ભ્રાંત દૃષ્ટિએ જોતા હોય છે, તે વ્યાધિ દૂર થઇ જઇ તેઓ યથાર્થ ભાવે જગતને જોતા થાય એ કામમાં તેમને સહાયભૂત થાઓ. એટલી વાત તો હરહમેશ યાદ રાખજો કે, મુક્ત અથવા સ્વાધીન મનુષ્યોમાંજ મુક્ત અથવા સ્વતંત્ર ઇચ્છા હોય છે. બાકીનાં બધાં પ્રાણી બંધનયુક્ત હોઇ તેમનાં નિજ કૃત્યો માટે તેઓ જવાબદાર નથી હોતાં. ઇચ્છા એ ઇચ્છાતરીકે બંધનરૂપજ છે. પાણી જ્યારે હિમગિરિના શિખર ઉપરથી પડતું હોય છે ત્યારે તે મુક્ત હોય છે; પરંતુ નદીરૂપમાં તેનું રૂપાંતર થતાંજ તે કિનારાદ્વારા બંધાઇ જાય છે; તથાપિ તેનો મૂળ વેગજ તેને આખરે સમુદ્રપ્રતિ લઇ જાય છે અને ત્યાં એ પાણી પોતાની અસલ સ્વાધીન સ્થિતિને પ્રાપ્ત કરે છે. બાઇબલમાં પણ પ્રથમ સ્થિતિને યાને નદીરૂપે આબદ્ધ થવાનેજ 'ફૉલ ઑફ મેન' યાને માનવીનું પતન કહીને વર્ણવ્યું છે; અને બીજા ભાવને 'રિસરેકશન' યાને પુનરુત્થાન કહીને વર્ણવ્યું છે. આ પ્રમાણે એક પરમાણું પણ પોતાની મૂળ–મુક્તાવસ્થા પ્રાપ્ત કર્યા સિવાય ઝંપી શકતો નથી.

કેટલીક કલ્પનાઓ બીજી કલ્પનાઓનાં બંધન ટાળવામાં મદદ કરે છે. આ આખુંજ જગત એક કલ્પનારૂપ છે; પરંતુ કલ્પનાઓનો એક સમૂહ બીજા સમૂહનું નિવારણ કરે છે. જે સમૂહની કલ્પનાઓ આપણને એમ કહે છે કે, જગતમાં પાપ, દુઃખ અને મૃત્યુ રહેલાં છે તે સમૂહની કલ્પનાઓ ખરેજ ભયાનક છે; પરંતુ કલ્પનાઓનો બીજો જે સમૂહ આપણને કહે છે કે "હું પવિત્ર છું, ઇશ્વરની 'અસ્તિ' છે, અને દુઃખની 'અસ્તિ' નથી" એ સમૂહની બધીજ કલ્પનાઓ સારી હોઇ તેઓ આપણને બીજાંઓનાં બંધન તોડવામાં સહાયભૂત થાય છે. બંધન કરનારી બેડીની સકળ કડીઓને તોડી નાખવાની તાકાતવાળી સર્વોચ્ચ કલ્પના જો કોઇ હોય, તો તે સગુણ ઈશ્વરની છે.

થોડાંજ મનુષ્યો કેવળ ઈશ્વરપ્રાપ્તિને માટે પ્રયત્ન કરે છે—પૂર્ણ નિષ્કામ ભાવે કર્મ કરે છે, બાકી શુષ્ક વેદાંતીઓ તો ઘણા છે. તમે પણ તેમની પેઠે "હું જનકરાજા જેવો નિર્લેપ છું" એમ કહીને ડોળ કરો નહિ. જ્યાં સુધી અસંપ્રજ્ઞાત સમાધિ અથવા સાચો પરમાત્મસાક્ષાત્કાર થયો નથી ત્યાંસુધી એક પ્રકારના મોહ અને અજ્ઞાનમાંજ છો, એટલે નિષ્કપટ ભાવે સરળતાથી કહો કે "મને આદર્શ સમજાય છે, પણ હું તેને હજી પહોંચી શકતો નથી." વળી વાસ્તવ ત્યાગ નહિ કરવા છતાં ત્યાગ કરવાનો ડોળ પણ નજ કરશો. અને ત્યાગ કરો તો દૃઢતાપૂર્વક તેને વળગી રહેજો. લડાઇ લડતાં સેંકડો લડવૈયા ધરાશાયી થાય, તોપણ તમે તો તમારો ધ્વજ ફરકાવીને આગળજ ધસ્યા જજો. ને ધારેલે સ્થળે રોપાય ત્યારેજ જંપજો. ધરાશાયી ગમે તેને અને ગમે તેટલાંને થવું પડે, છતાં જે પડે, તે પોતાના હાથમાંનો ધ્વજ બીજાને સોંપતો જાય અને તે બીજો તેને આગળ ધપાવ્યે જાય. ધર્મનો ધ્વજ તો હરગીજ નહિ નમે. એ કદાપિ ભૂમિસાત થઇ શકશે નહિ.

બાઇબલમાં કથન છે કે "પ્રથમ પ્રભુના રાજ્યને ખોળી લો, એટલે પછી તમને મળવાનું બધુંજ ત્યાં મળી રહેશે." પરંતુ હું કહું છું કે, હું નાહી ધોઇને સ્વચ્છ થયા પછી ધૂળમાં આળોટી મારા અંગ ઉપર ફરીને મેલ શા માટે ચઢવા

દઉં ? માટે મારૂં તો તમને એમજ કહેવું છે કે, બીજું બધું પડતું મૂકી પ્રથમ પ્રભુનું રાજ્ય ખોળી કાઢો અને બીજું ત્રીજું શોધતા ન ફરો. એ ત્યાગનું ફળ પણ કોઇ ને કોઈ રૂપે અને સમયે ફળશેજ. ખ્રિસ્ત પોતાની પાછળ બાર માછી શિષ્યોને મૂકતો ગયો હતો, પરંતુ એ થોડા શિષ્યોએ પણ પ્રબળ રોમન સામ્રાજ્યને ગુલાંટ ખવડાવી દીધી.

પૃથ્વીપર જે કંઇ પવિત્રમાં પવિત્ર અને ઉત્તમમાં ઉત્તમ હોય તેનુંજ ઈશ્વરની વેદી ઉપર બલિદાન આપો. ત્યાગનો જે પ્રયત્ન સરખો કદી નથી કરતો તેના કરતાં જે ત્યાગને માટે ફાંફાં મારે છે, તે વધારે સારો છે. કોઇ સાચા ત્યાગીના દર્શનથી પણ હૃદયપર પવિત્રતાની છાપ પડે છે. માટે "ઇશ્વરને પ્રાપ્ત કરીશજ, તેનેજ માત્ર હું ચાહું છું" એમ કહીને દૃઢ પગલે ખડા થઇ જાઓ, અને ઇશ્વર અને સંસાર એ એની વચ્ચે કોઇજ જાતનો તડજોડ નહિ કરતાં સંસારને ત્યજી દો, અને એ રીતે દેહપ્રત્યેની પણ આસક્તિ દૂર થયા પછી જ્યારે તમારો દેહ પડશે ત્યારે પછી તમને બીજો દેહ કોઇ કાળે નહિ લેવો પડે. માટે એવી રીતે મુક્ત થાઓ. કેવળ દેહ પાડવાથીજ આપણે મુક્ત નથી થઇ શકતા.

ધર્મનાં બાહ્ય અનુષ્ઠાનાદિ કર્મો કરવાં સહેલાં છે અને તે સાધારણ જનતાને આકર્ષે છે; પરંતુ વાસ્તવિક જોતાં તો એ બાહ્યકર્મોમાં (પ્રભુપ્રેમ નહિ પણ સંસારપ્રેમ લોકકીર્તિનો મોહ મુખ્યત્વે રહેલો હોવાથી) એમાં કંઇજ સાર હોતો નથી.

× × × ×



# ता. ६ ठी ऑगस्ट मंगळवार

તેજ કાર્ય નીતિસંગત કહેવાય, કે જે આપણને જડના પાશમાંથી છોડાવે. એનાથી ઉલટું કાર્ય અનીતિ અથવા અસત્ કહેવાય. આ જગતપ્રપંચ અનંતરૂપ ભાસે છે, કેમકે એમાંની બધીજ ચીજો ચક્રાકાર ગતિમાં ચાલે છે, યાને જ્યાંથી નીકળી આવી હોય છે ત્યાંજ પાછી નિવૃત્ત થાય છે. એ ચક્ર અથવા વર્તુલની રેખા આગળ ને આગળ વધતી પોતાના મૂળ છેડાની સાથે સંધાઈ જાય છે, તેથી અહીંઆં કહેતાં આ સંસારમાં કોઇજ ઠેકાણે વિશ્રામ અગર શાંતિ નથી. આ સંસારરૂપી ચક્રમાંથી આપણે છટકી જવુંજ જોઈએ. મુક્તિજ આપણું એકમાત્ર લક્ષ્ય છે, એકમાત્ર ગતિ છે.

* * * *

અશુભ અથવા અનર્થ કેવળ આકાર યા રૂપ બદલે છે, પણ તેનો ગુણ તો તેનો તેજ રહે છે. પ્રાચીન કાળમાં "હાથ તેની વાચ" અથવા "જેની શક્તિ તેની ભક્તિ" જેવું હતું; પરંતુ તે અધિકાર અત્યારે ચાલાકી અને ધૂર્તતાને મળ્યો છે.

સુખ અને દુઃખ એકબીજાની સાથે એવાં સંકળાયલાં છે, કે એકની હાજરી વગર બીજું મળવુંજ અશક્ય છે. જગતમાં એક માણસનું સુખી થવું એ બીજાનું દુઃખી થવું છે. કેમકે ધનધામાદિકનું સુખ જડ સુખ હોઇ તેનું પ્રમાણ નિશ્ચિત થયેલું હોય છે. તેથી સુખનો એક પણ વધારે કણ બીજાની પાસેથી કાઢી લીધા સિવાય મળી શકતોજ નથી. માત્ર આ જડ જગતથી અતીત સુખજ—બ્રહ્માનંદજ—એક એવું સુખ છે કે કોઇને પણ ક્ષતિ કે હાનિ પહોંચાડયા સિવાય હરકોઇ લઇ શકે છે. જડ સુખ એ તો જડ દુઃખનુંજ માત્ર રૂપાંતર છે.

× × × ×

ઘાણીએ જોડાયલો બળદ તેની નજર સામે મૂકી રાખેલા ઘાસના પૂળા પાસે પહોંચીજ શકતો નથી; એ તો માત્ર ઘાણી ફેરવી ફેરવીને તેલજ કાઢયા કરે છે. એવી રીતે આપણે

પણ આ જગતમાં સુખરૂપી ઘાસના પૂળાની આશામાં ને આશામાં–કે જે પૂળો સર્વદા આપણી સામે ને સામે પડયો રહે છે–પ્રકૃતિની ઘાણી પીલ્યા કરીએ છીએ અને એ રીતે ઘાણી તાણતાં તાણતાંજ મૃત્યુને ભેટીએ છીએ, તે પણ ફરીથી ઘાણીએ જોડાવા માટેજ! અશુભને દૂર કરવામાં જો આપણે ફાવીજ જઈએ, તો તો એવું દશ્ય જોવાનું મળે છે, કે જેના કરતાં ઉચ્ચતર દશ્ય કોઇ કાળે આપણે જોયું ન હોય. તેમ થતાંજ સંતોષમગ્ન થઈ જઈશું અને પછી કોઇ પ્રકારનાં ફાંફાં કદાપિ મારીશું નહિ. જડ જગતમાં સુખની બધીજ શોધ નિરર્થક છે, એવું જ્યારે માનવીને અનુભવથી જણાય છે, ત્યારેજ ધર્મનો ખરો આરંભ થાય છે. એમ થતાં સુધીનું જ્ઞાન એ તો ઉપલકિયું જ્ઞાન હોઇ ધર્મનો અલ્પ અંશમાત્ર હોય છે.

ભૌતિક વિજ્ઞાન તથા ધર્મ એ બન્ને આપણને બંધન-મુક્ત થવામાં સહાય કરે છે. માત્ર ધર્મ વધારે પુરાતન છે, અને વિજ્ઞાન કરતાં વધારે પવિત્ર છે. કેમકે ધર્મ નીતિમત્તાને–દૈવી સંપત્તિને–અથવા ચારિત્રને એક અતિ આવશ્યક અંગ ગણે છે, ત્યારે વિજ્ઞાન તેમ નથી કરતું.

“પવિત્રાત્માઓનાં ધન્યભાગ્ય છે, કારણ કે તેઓ પ્રભુનાં દર્શન પામશેજ.” જગતનાં બધાંજ શાસ્ત્રો અને પેગંબરો લુપ્ત થઈ જાય તોપણ આ એકલું વાક્યજ સમગ્ર માનવજાતિને બચાવી લેવા બસ છે. અંતરની આ પવિત્રતાજ પ્રભુનાં દર્શન પમાડશે, વિશ્વરૂપી સમગ્ર સંગીતમાં આ પવિત્રતાનોજ ધ્વનિ રહેલો સંભળાય છે, અથવા આ વિશ્વના સંગીત સમસ્તનો વિષય આ પવિત્રતાજ છે. પવિત્રતાને કોઇજ બંધન હોતું નથી. અજ્ઞાનનાં આવરણોને પવિત્રતાથી દૂર ખસેડો. એમ થતાંજ આપણું યથાર્થ સ્વરૂપ પ્રકાશમાં આવશે અને આપણે જાણી શકીશું કે, આપણે કદાપિ બંધનમાં હતાજ નહિ. અનેક ભાવે જોવું એજ મોટામાં મોટું પાપ છે. સર્વને આત્મરૂપ પેખો અને સર્વને ચાહો.

× × × × ×

પશુપ્રકૃતિવાળો માણસ પણ એક જખમ અથવા ડામની માફક મારા દેહનોજ એક અંશ છે. આપણે તેની સેવાચાકરી કરીને તેને સારો બનાવવો જોઇએ. માટે એવો

પશુપ્રકૃતિ માણુસ જ્યાંસુધી સાજો થઇને સુખીઓ ન થાય, ત્યાંસુધી તેની યત્નપૂર્વક સેવાચાકરી કરો અને મદદ આપો.

આત્મસ્વરૂપે આપણુને કોઇજ દેહ નથી, તેથી એમ બોલવું કે "હું ઇશ્વર છું અને વિષ પણુ મને હાનિ કરતું નથી" એ એક સ્વવિરોધી ને બેહૂદું વાક્ય છે.

કારણુ કે જ્યાંસુધી બધીજ કુપ્રવૃત્તિઓ આપણુામાંથી બળીને ભસ્મીભૂત થઇ નથી, ત્યાંસુધી મુક્તિની પ્રાપ્તિ થઇજ શકતી નથી. મુક્તિની અવસ્થા પ્રાપ્ત થવા પહેલાં આપણુામાં-નો તમામ કચરો બળી ગયો હોય છે અને બાકીમાં માત્ર "ज्योतिरिव अधूमकम्" અને "दग्धेन्धनमिवानलम्"–યાને ભડકા અને ધૂમાડા વિનાની જ્યોત રહી હોય છે.

પૂર્વનો કર્મવેગ યાને પ્રારબ્ધ જીવનમુક્તના શરીરને ટકાવી રાખે છે, પરંતુ હવે તે માત્ર સત્કર્મોજ કરતું હોય છે. કારણુ કે તેની અંદરનું અસત્ બળી જઇને સત્ તેનાથી મુક્ત થયું હોય છે.

* * * *

(આને બીજે દિવસે એટલે કે તા. ૭ મી ઑગસ્ટને બુધવારને રોજ સ્વામીજી સહસ્રદ્વીપોદ્યાનનો ત્યાગ કરીને ન્યુયૉર્ક પધારી ગયા હતા. તેથી આ ઉપદેશાવલિ અહીંજ સમાપ્ત થઈ હતી.)

। इत्योम् ।





# स्वामी विवेकानंद

## एमना सदुपदेश—भाग १३ मो

# बोधदायक पत्रो

અનુવાદકઃ પૃથુલાલ હરિકૃષ્ણ શુક્લ
મીઠાખળી—અમદાવાદ



# बोधदायक पत्रो

## पत्रांक १

અનંતપુર, ફેબ્રુઆરી ૧૮૮૮

પ્રિય મ.,

તમારો મોટો આભાર થયો. માસ્તર! રામકૃષ્ણને તમે બરોબર સમજી ગયા છો. ઘણાજ થોડા માણસો તેમને બરોબર સમજી શકે છે. તમારો

**વિવેકાનંદ**

તા. ક. મારૂં અંતઃકરણ આનંદથી ઉભરાઇ ગયું છે. અને જે ધર્મ હવે પછી સમસ્ત જગતપર શાંતિની વર્ષા કરવાનો છે, તે ધર્મમાં કોઇને સંપૂર્ણ તરબોળ થયેલા જોઇને હું શાથી ગાંડો થઇ જતો નથી તેની મને નવાઇ લાગે છે.

## पत्रांक २

ભગવાન રામકૃષ્ણને મારા નમસ્કાર હો!

બરાનગર મઠ, તા. ૧૯ મી નવેમ્બર ૧૮૮૮

શ્રીયુત મહાશય,

આપે જે બે પુસ્તકો મોકલ્યાં તે મને મળ્યાં છે; અને આપનો પ્રેમપૂર્ણ પત્ર વાંચીને મારૂં અંતર આનંદથી ઉભરાઇ ગયું છે. એ માત્ર તમારા દયાળુ અને ઉદાર અંતઃકરણની સાબીતી છે. મારા જેવો એક ભિક્ષુ કે જે માત્ર ભિક્ષાનુંજ અન્ન ખાય છે તેના પર જ્યારે તમે આટલો બધો પ્રેમ દર્શાવો છો ત્યારે એ મારાં પૂર્વપુણ્યનેજ આભારી છે, એમાં શંકા નથી. આપે વેદાંતની ભેટ મોકલીને મને તેમજ રામકૃષ્ણના સમસ્ત સંન્યાસીઓને આભારી કર્યા છે. તે બધા માનપૂર્વક આપને પ્રણામ કરે છે. મેં આપની પાસે પાણિનીના

વ્યાકરણની માગણી મારા એકલાનેજ માટે કરી ન હતી. આ મઠમાં સંસ્કૃત શાસ્ત્રોના અધ્યયનપર ઘણુંજ ધ્યાન આપવામાં આવે છે. બંગાળમાં તો લગભગ વેદ વિસરાઈજ ગયા છે, એમ કહીએ તો ચાલે. આ મઠમાંના ઘણાને સંસ્કૃતનું જ્ઞાન છે, અને વેદમાં જે **'સમિધા'** વિભાગ છે તેમાં સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનો તેમનો વિચાર છે. તેઓ એવા વિચારના છે કે, **જે કંઈ કરવું તે સંપૂર્ણપણે કરવું**. પાણિનીના વ્યાકરણનું પૂરેપૂરું જ્ઞાન મેળવ્યા વગર વેદની ભાષા સમજવી અશક્ય લાગવાથી, અને અત્યારે તે એકલાનીજ પ્રાપ્તિ થઇ શકે એમ હોવાથી તેની એક નકલની જરૂર હતી. નાનપણમાં અમે સંસ્કૃત શીખવાને 'મુગ્ધબોધ' નામનું વ્યાકરણ શીખ્યા હતા, તે 'લઘુકૌમુદી' કરતાં વધારે સારૂં હતું. તમે પોતે પણ સારી રીતે વિદ્વાન છો અને આથી આ બાબતમાં તમેજ અમારે માટે ઉત્તમમાં ઉત્તમ ન્યાયાધીશ છો. આથી જો તમને એમ લાગે કે, અમારે માટે ઉત્તમમાં ઉત્તમ અષ્ટાધ્યાયી ( પાણિનીની ) છે, તો તેની એક નકલ મોકલી આભારી કરશો. આ મઠમાં બુદ્ધિશાળી, સાવચેત અને સૂક્ષ્મ દૃષ્ટિવાળા માણસોની ખોટ નથી. મને આશા છે કે, અમારા ગુરુદેવની કૃપાથી થોડાજ સમયમાં તેઓ પાણિનીની પદ્ધતિ ગ્રહણ કરી લેશે, અને ફરીથી બંગાળમાં વેદની સ્થાપના કરશે. આ સાથે હું મારા ગુરુદેવની બે છબીઓ અને સાદી ભાષામાં અપાયેલા તેમના ઉપદેશના બે ભાગ, કે જે એક ગૃહસ્થ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલા છે તે મોકલી આપું છું. આશા છે કે, તેનો સ્વીકાર કરીને આપ અમને આભારી કરશો. મારી તંદુરસ્તી હવે ઘણી સુધરી ગઇ છે. એથી બે કે ત્રણ માસમાં આપને મળવાના સુભાગ્યની આશા રાખું છું. × × તમારો

વિવેકાનંદ

---

# પત્રાંક ૨

પ્રભુ વિજયી હો !

બાગબજાર, કલકત્તા-તા. ૪ જુલાઈ ૧૮૮૯

શ્રીયુત મહાશય,

× × × ×

× × × ×

બનારસ આવીને આપનાં દર્શન કરી આપની સાથે વાર્તાલાપમાં થોડાક દિવસ ત્યાં ગાળવાનું મને કેટલું મન છે તે શબ્દોથી વર્ણવી શકાય એમ નથી; પણ દરેક વસ્તુ તેની (પ્રભુની) ઈચ્છાપરજ અવલંબી રહી છે. જો કે અહીં કલકત્તાના ઘણા આબરૂદાર અને શ્રીમંત માણસોનો મારા તરફ પ્રેમ અને સહાનુભૂતિ છે, પણ તેમની સોબતમાં મને કંટાળો આવે છે; જ્યારે તમારી સાથેની એક દિવસની મુલાકાતમાં તમને મારા હૃદયે આધ્યાત્મિક જીવનના એક નજીકમાં નજીકના સગાતરીકે અને મિત્રતરીકે સ્વીકારી લીધા છે. તમારા અને મારા હૃદય વચ્ચે એવું તે શું ઐક્ય છે કે જેથી આમ થયું તેની મને નવાઈ લાગે છે! તેનું કદાચ પ્રથમ એક કારણ એ હોય કે, તમે પ્રભુના પ્રિય સેવક છો, અને બીજું કદાચ આ હોયઃ—

तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम् ।
भावस्थिरानि जननान्तर सौहृदानि ॥

"અંતરના ઉંડાણમાંથી નિષ્પ્રયત્ને ઉદ્ભવતાં, પૂર્વજન્મમાં થયેલા ગાઢા સંબંધનાં એ સંસ્મરણો હોવાં જોઈએ."

(શાકુન્તલ પ્રવેશ ૫ મો)

તમારી આધ્યાત્મિક ક્રિયા અને વિશાળ અનુભવથી તમે મને જે શિખામણ આપી છે તે બદલ હું તમારો ઘણો ઋણી થયો છું. આપ કહો છો કે, પોતાના મગજમાં દરેક પ્રકારના નવા વિચારો ભરવાથી માણસને ઘણી વખતે સહન કરવું પડે છે, એ વાત તદ્દન સાચી છે અને મને પણ તેનો અનુભવ થયેલો છે.

પણ આ વખતે તો મારે માટે એ તદ્દન નવુંજ દર્દ છે. "જે થાય છે એ સારા માટેજ થાય છે" એ કહેવતમાંથી મારી શ્રદ્ધા ખસી ગઇ નથી, અને એ કદી ખસવાની

પણ નથી—શાસ્ત્રોમાં મારી શ્રદ્ધા અચળ છે. પ્રભુનીજ ઈચ્છાથી મારા જીવનનાં ગયાં છ સાત વર્ષો હરેક પ્રકારની આફતો અને મુશ્કેલીઓની સામે લડવામાંજ ગયાં છે; મેં આદર્શ પુરુષને જોયા છે; અને છતાં કોઈ પણ વસ્તુને અંતસુધી મારાથી વળગી રહેવાતું નથી–એજ મારૂં પરમ દુઃખ છે.

અને જ્યાંસુધી હું કલકત્તાની નજીક રહું છું ત્યાં સુધીમાં તો મને સફળતાનો જરા પણ સંભવ દેખાતો નથી. કલકત્તામાં મારાં માતુશ્રી અને મારા બે નાના ભાઈઓ રહે છે. હું સૌથી મોટો છું. મારાથી નાનો ભાઈ આર્ટની પ્રથમ વર્ષની પરીક્ષા આપવાની તૈયારી કરે છે. ત્રીજો ભાઇ તો નાનો છે.

પહેલાં તો તેઓ સારી સ્થિતિમાં હતાં; પણ મારા પિતાજીનું મૃત્યુ થયા પછી તેમને ઘણુંજ દુઃખ ખમવું પડે છે–ખાવાનું ન મળવાથી તેમને કેટલીક વાર તો ઉપવાસ કરવા પડે છે. આ બધાં દુઃખમાં વળી વૃદ્ધિ કરવાને માટે મારાં કેટલાંક સગાંઓએ તેમને નિરાધાર દશામાં જોઇને તેમના વડીલોપાર્જિત ઘરમાંથી હાંકી મૂકયાં, જો કે હાઇકોર્ટમાં ફરિયાદ કરવાથી મકાનનો અમુક ભાગ તેમને રહેવાને માટે મળેલો છે. તેમના પર હવે ગરીબાઈનું દુઃખ શરૂ થઇ ચૂકયું છે.

કલકત્તાની નજદીક રહેવાથી મારે તેમના દુઃખના સાક્ષી બનવું પડે છે અને મારી રાજસ વૃત્તિ મારા અહંભાવને જાગ્રત કરીને મને કંઇ કાર્યમાં પડવાને ઉશ્કેરે છે. અને આવી પળે મારા મનમાં એક પ્રચંડ યુદ્ધ ચાલી રહે છે; તેથીજ મેં લખ્યું હતું કે, મારા મનની દશા ભયંકર છે. પણ હવે તેમના કેસનો નિકાલ આવી ગયો છે. આથી હવે કેટલુંક કામ આટોપીને હું સદાને માટે તેમની રજા લઉં એવો તમે મને આશીર્વાદ આપો.

**आपूर्यमाणमचल प्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।**
**तद्वत् कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥**

“જે માણસ ભોગની ઈચ્છાવાળો છે, અને તેની પાછળ દોડે છે, તે શાંતિ પામતો નથી; પણ નદીઓનું પાણી પોતામાં સતત વહેતું છતાં જેમ સમુદ્ર તેને સમાવીને શાંત રહે છે, તે પ્રમાણે જેણે પોતાની કામનાઓને પોતાનામાં

સમાવી દીધી છે તેજ શાંતિ પામે છે."

(ભગવદ્‌ગીતા અ. ૨–૭૦)

આપ મને એવો આશીર્વાદ આપો કે જેથી દિવ્ય શક્તિના સર્વોપરિ બળથી મારૂં અંતર બળવાન થાય, અને મારી પાસેથી માયા સદાને માટે ઘણે દૂર ચાલી જાય; કારણ કે "તેં જે ક્રૉસ અમારે માટે રાખી મૂકયો હતો તે અમે ઉઠાવ્યો છે, અને તેનો મરણાંતે પણ અમે ત્યાગ ન કરીએ એવી શક્તિ તું અમને આપ." (ઇમીટેશન ઑફ્ ક્રાઈસ્ટ)

તમારો

વિવેકાનંદ

## पत्रांक ४

બરાનગર તા. ૭ મી ઑગસ્ટ ૧૮૮૯

શ્રીયુત મહાશય,

આપને મેં પૂજ્યભાવથી સંબોધ્યા તેથી ગયા પત્રમાં તમે મુંઝવણ બતાવી છે. તેમાં મારી કંઇજ કસુર નથી. કસુર તો તમારા ઉત્તમ સદ્‌ગુણોની છે. મેં તમને મારા પ્રથમના એક પત્રમાં જણાવ્યું છે કે, તમારા ઉત્તમ ગુણોથી હું તમારા તરફ જે રીતે આકર્ષાઉં છું તેથી પૂર્વજન્મનો આપણો કંઇ સંબંધ હશે એમ જણાય છે. જ્યાં જ્યાં હૃદયની મહત્તા, ઉદારતા અને પવિત્રતા હશે ત્યાં ત્યાં મારૂં મસ્તક નમશેજ અને તેમાં હું ગૃહસ્થ કે સંન્યાસી વચ્ચે કંઇજ ભેદ રાખતો નથી. શાંતિઃ શાંતિઃ શાંતિઃ મારી તો એવીજ પ્રાર્થના છે કેઃ—

અત્યારે કીર્તિના લોભને લીધે "ગરીબોને માટે અમે ત્યાગ કર્યો છે" એવો દંભ કરીને, જે હજારો માણસો સંન્યાસ લે છે, અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે, તેને બદલે તેમાંથી એક પણ તમારા જેવા ઉદાર, પવિત્ર અને ઉચ્ચ આત્માવાળો થાય એવી મારી પ્રાર્થના છે. મારા બ્રાહ્મણ બંધુ–શિષ્યોએ તમારા ઉત્તમ ગુણોવિષે સાંભળીને તમને પોતાના પ્રણામ કહેવડાવ્યા છે.

મારા પ્રશ્નોના તમે જે ઉત્તર આપ્યા છે તેથી મારા એક ભૂલભરેલા વિચારમાં સુધારો થવા પામ્યો છે અને એને માટે હું તમારો સદા ઋણી રહીશ. આ પ્રશ્નોમાં

બીજો એક આ હતો:–

૧–મહાભારત જેવા પુરાણમાં જેમ બતાવ્યું છે કે, જ્ઞાતિ એ ગુણકર્માનુસાર છે તે બાબત શંકરાચાર્ય કંઇ જણાવે છે કે કેમ? અને જણાવતા હોય તો તે શેમાં?

મને એમાં શંકા નથી કે, આ દેશના દૃષ્ટિબિન્દુ પ્રમાણે જ્ઞાતિ એ જન્માનુસાર છે; અને એમાં પણ શંકા કરી શકાય એમ નથી કે, આ શૂદ્રોને સ્પાર્ટાના ગુલામો અને અમેરિકાના હબસીઓ કરતાં પણ વધારે સતાવવામાં આવતા હતા અને છુંદવામાં આવતા હતા. માટે જો તમે મારે માટે પૂછો તો આ જ્ઞાતિના પ્રશ્નમાં જે પક્ષ પડયા છે તેમાંના એકે તરફ મારો પક્ષપાત નથી. કારણ કે હું જાણું છું કે, જ્ઞાતિનું બંધારણ ગુણકર્માનુસાર પાડવામાં આવ્યું છે, અને જે કોઈ ગુણકર્મથી પર જવા માગતો હોય છતાં ન્યાતજાતની જુદાઇમાં હોય તો તે તેને માટે ભયભરેલું છે. આ બાબતમાં મારા ગુરુદેવની કૃપાથી મને કંઇક નિશ્ચિત રૂપમાં વિચારો મળેલા છે; પણ જો મને તમારા વિચારો પણ જાણવાનું મળે તો તેથી કેટલાક વિચારોમાં સુધારોવધારો કરવાનું અને તેને વધારે નિશ્ચિત સ્વરૂપમાં મૂકવાનું મારાથી બની શકે.

જયાંસુધી તમે મધપુડામાં લાકડી ખોસો નહિ ત્યાંસુધી કંઇ મધ ટપકવાનું નથી. એટલા માટે હું તમને થોડાક પ્રશ્નો પૂછીશ અને મને એક અજ્ઞાન તેમજ બાળકતરીકે ગણીને કંઈ પણ ખોટું લગાડયા વગર હું પૂછું તેના ઉત્તર આપશો.

× × × ×

૧–અવધૂત–ગીતા અને બીજાં પુસ્તકો જેને "નિર્વાણ" કહે છે તે અને વેદાંતસૂત્રની "મુક્તિ" એ બે એકજ છે કે કંઈ ફેર છે?

૨–જો "ઉત્પન્ન, પાલન અને નાશ વગર*" એ સૂત્ર

* जगद्व्यापारवर्जं प्रकरणाद् संनिहितत्वाच्च ।

(વેદાંતસૂત્ર ૪–૪–૧૭)

અહીં આગળ જગતનાં ઉત્પન્ન, પાલન અને નાશ, એ ત્રણે વાનાં ઈશ્વરનાજ હાથમાં છે, અને જેને મુક્તિ મેળવવી

લઇએ તો "નિર્વાણ"નો અર્થજ શું ? શું કોઇ સંપૂર્ણપણે ઇશ્વિરત્વ પ્રાપ્ત નજ કરી શકે ?

૩–ચૈતન્યદેવે જગન્નાથપુરીમાં સર્વભૌમને આ પ્રમાણે કહ્યું હતું એમ સંભળાય છેઃ–"હું વ્યાસનાં સૂત્રો સમજી શકું છું. એ સૂત્રો દ્વૈતવાદી છે, પણ ટીકાકાર તેને અદ્વૈતવાદી બનાવવાનો પ્રયત્ન કરે છે તે હું સમજી શકતો નથી." શું આ સાચું છે ? લોકવાયકા એવી છે કે, આ સંબંધે ચૈતન્યદેવ અને પ્રકાશાનંદ વચ્ચે વિવાદ થયો હતો અને ચૈતન્યદેવ તેમાં જીત્યા હતા. ચૈતન્યદેવની લખેલી એક ટીકા પ્રકાશાનંદના મઠમાં હોવાની પણ લોકવાયકા છે.

૪–આચાર્યને તંત્રમાં પ્રચ્છન્ન બુદ્ધ કહ્યા છે. બુદ્ધધર્મની મહાયાન શાખાનું એક 'પ્રજનાપારમિતા' નામનું પુસ્તક છે તેમાંના સિદ્ધાંતો શંકરાચાર્યના વેદાંત મત સાથે બરોબર મળે છે. પંચદશીનો લેખક પણ જણાવે છે કે, જેને આપણે "બ્રહ્મન્" કહીએ છીએ એજ બૌદ્ધોનો "શૂન્યવાદ" છે. આ બધાનો શો અર્થ ?

૫–વેદને સાબીત કરવાનો આધાર વેદાંતસૂત્રમાં શા માટે ઉમેરવામાં નથી આવ્યો ? પ્રથમ એમ કહેવામાં આવતું હતું કે, ઇશ્વર છે તેની સાબીતીતરીકે વેદ છે; અને પછી એવી દલીલ કરવામાં આવે છે કે, વેદની સાબીતી મૂળ પુસ્તક

---

છે તેને તો પોતે અમુક કાર્ય કરે છે એવી ભાવનાજ મુક્તિના કાર્યમાં અવરોધ કરે છે; એટલે આપણે એવા પરિણામપર આવીએ છીએ કે, જેને મુક્તિ મળે છે તે તો ઉત્પન્ન કરવાની, સાચવી રાખવાની અને નાશ કરવાની ત્રણે શક્તિ વગરનો છે; અને જો આ જગત પેદા કરવાની, રક્ષવાની અને નાશ કરવાની શક્તિ એકલા ઇશ્વિરમાંજ હોય તો પછી "નિર્વાણ" પ્રાપ્ત કરવાથી ઇશ્વિરમાં માણસ મળી જાય છે તેનો અર્થજ શો છે ? એમ સ્વામીજી પૂછે છે.

આપણે આ વાત ધ્યાનમાં રાખવાની છે કે, તે સમયે સ્વામીજીનો જ્યારે ધીમે ધીમે વિકાસ થતો હતો તે વખતેજ આ બધા પ્રશ્નો એમના મનમાં ઉદ્ભવતા હતા. આપણાં શાસ્ત્રો અને રૂઢિરિવાજોના સંપૂર્ણ જ્ઞાનનો વિકાસ તેમના મગજમાં કેવી રીતે ધીમે ધીમે થતો જતો હતો, અને વેદાંતનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરતાં પહેલાં તેમને કેવી માનસિક દશામાંથી પસાર થવું પડયું હતું તેની પણ આપણને આમાંથી થોડી થોડી ઝાંખી થાય છે.

છે. "એ ઇશ્વરનો શ્વાસપ્રાણ છે." જેને અંગ્રેજીમાં આપણે "ગોળગોળ દલીલ" કહીએ છીએ તે પ્રમાણે આ લખાણ શું નકામું નથી ઠરતું ?

૬–વેદાંત આપણને શ્રદ્ધા રાખવાનું કહે છે; કારણ કે માત્ર કંઈ કોરી દલીલો કરવાથીજ અંતિમ પરિણામ પામી શકાતું નથી. તો સાંખ્ય અને ન્યાયની વાતમાં જરા પણ ખામી દેખાતાં શામાટે તેમના પર એકદમ હુમલો કરવામાં આવે છે ? આપણે કોનાપર સંપૂર્ણ વિશ્વાસ મૂકવો ? દરેક જણ પોતાના વિચાર સ્થાપિત કરવાને ગાંડા થયેલા દેખાય છે. વ્યાસના કહેવા પ્રમાણે મહર્ષિ કપિલે પણ ભારે ભૂલ કરી છે. તો એમ કોણ કહી શકે એમ છે કે, વ્યાસે તેમનાથી પણ ભારે ભૂલ કરી નહિ હોય ? શું કપિલમુનિ પણ વેદ બરોબર સમજી શકયા ન હતા ?

૭–ન્યાયમાં લખ્યા પ્રમાણે તો જેમણે સાક્ષાત્કાર કરેલો છે તેમના શબ્દો છે. એટલે ઋષિઓ તો સર્વજ્ઞ છે; આ વાત સૂર્યસિદ્ધાંત અનુસાર શી રીતે સાબીત કરી શકાય એમ છે ? જેમને સામાન્ય ખગોળવિદ્યાનું પણ જ્ઞાન નથી, પૃથ્વી ત્રિકોણ છે, વાસુકી નાગના આધારે તે ટકી રહી છે એવી એવી અજ્ઞાન વાતો જે કરે છે તેમની બુદ્ધિપર વિશ્વાસ મૂકવાથી શી રીતે આપણને આ અનંત ભવસાગર તરવામાં મદદ મળશે ?

૮–જો પેદા કરતી વખતે ઇશ્વરને પણ સારાં કે નઠારાં કર્મપરજ આધાર રાખવો પડે છે તો પછી તેની ભક્તિ કરવાથી આપણને શો ફાયદો છે ? નરેશચંદ્રે એક સુંદર કાવ્ય બનાવેલું છે જેમાં એક ઠેકાણે તે નીચે પ્રમાણે જણાવે છે:–

"નસીબમાં જે લખેલું છે તે જો ગમે તે પ્રકારે પણ બનવાનુંજ છે તો ઓ મા ! પવિત્ર દુર્ગામાતાના નામનો જપ કરવાથી શું ફાયદો છે?"

૯–જો કે એ વાત સાચી છે કે, એકજ વિષય પર ઘણાં પુસ્તકો એકઠાં કરવાં અને પછી તેમાંથી ક્યાં ક્યાં વિરોધ આવે છે તે જોવું તે કંઇ ઠીક નથી; પણ તો પછી શા કારણથી મધુપર્ક અને એવા બીજા રિવાજો એકાદ બે મૂળપુસ્તકોમાંથી કાઢી નાખવામાં આવ્યા છે ? અશ્વનો

ભોગ, ગાયનો ભોગ, સંન્યાસ, શ્રાદ્ધમાં માંસાદિકનો ઉપયોગ વગેરે શામાટે તેમાંથી કાઢી નાખવામાં આવ્યા છે? જો વેદ સદાકાળને માટેજ હોય તો દ્વાપર યુગમાં આ નિયમો પાળવા, કલિયુગમાં આ નિયમો પાળવા એમ જુદું જુદું શા માટે જણાવવામાં આવ્યું છે?

૧૦–જે ઇશ્વરે વેદ લખ્યા તેજ ઇશ્વર ફરીથી તેમાં ફેરફાર કરવાને માટે બુદ્ધતરીકે અવતર્યા. આમાંથી કયા ફેરફારને આપણે માન્ય કરવો? આમાંથી પ્રમાણભૂત કોને ગણવો? પહેલાને કે પછીનાને?

૧૧–તંત્રશાસ્ત્ર કહે છે કે, કલિયુગમાં વેદમંત્રો નિષ્ફળ છે તો ઈશ્વરની કયી આજ્ઞાનું આપણે પાલન કરવું?

૧૨–વ્યાસ પોતાનાં વેદાંતસૂત્રોમાં કહે છે કે, વાસુદેવ વગેરે દૈવી અવતારની પૂજા કરવી તે ખોટું છે અને તેજ વ્યાસ ભાગવતમાં ફરીથી એની એ પૂજા માટે ખૂબ વખાણ કરે છે. શું આ વ્યાસને કંઈ ગાંડપણ લાગ્યું છે કે?

× × × ×

આ અને આવી બીજી ઘણી શંકાઓ મારા મનમાં છે; અને તમારી કૃપાવડે તેનો મારા મનમાંથી નાશ કરવાને ભવિષ્યમાં તમારી સન્મુખ તે બધી શંકાઓ મૂકવાની હું આશા રાખું છું. આવા બધા પ્રશ્નો તો રૂબરૂ મળ્યા વગર પૂછી શકાય એમ નથી અને તે વગર તેનો સંતોષકારક ખુલાસો પણ મળી શકે નહિ. આથી આ બધી વાતો આપની આગળ રજુ કરવાની મારી ઉમેદ છે, પણ તે જ્યારે ગુરુદેવની કૃપાથી તમને રૂબરૂ મળીશ ત્યારે.

મેં એમ કહેવાતું સાંભળ્યું છે કે, આવી વાતોનો સાચો નિકાલ જ્યાંસુધી આપણે અંતરમાં ધાર્મિક વૃત્તિનો અમલ કરી આગળ વધતા નથી, ત્યાંસુધી માત્ર દલીલો અને તર્કથી કદી પ્રાપ્ત થતો નથી; છતાં પણ શરૂઆત કરતાં પહેલાં થોડો ઘણો પણ સંતોષ થવાની આવશ્યકતા તો છેજ.

તમારો **વિવેકાનંદ**

## પત્રાંક ૫

બાગબજાર-કલકત્તા, ૨ સપ્ટેંબર ૧૮૮૯

શ્રીયુત મહાશય,

થોડાક દિવસો પર તમારા બે માયાળુ પત્રો મળ્યા. જ્ઞાન અને ભક્તિનું તમારામાં થયેલું અદ્ભુત ઐક્ય જોઇને મને ઘણોજ આનંદ થયો. દલીલો અને વિવાદ કરવાનું છોડી દેવાની તમે મને જે સલાહ આપો છો તે તદ્દન વ્યાજબી છે, અને વ્યક્તિગત જીવનનો એજ ખરો આદર્શ છે.

"જ્યારે તે મહાન પ્રભુનાં દર્શન થાય છે ત્યારે હૃદયની સર્વ ગ્રંથિઓ છૂટી જાય છે, દરેક સંશયો નાશ પામે છે; અને તેના દરેક કર્મનાં બીજ બળીને ભસ્મ થઇ જાય છે."

(માંડૂક્યોપનિષદ્ ૨-૨-૮)

પણ જેમ મારા ગુરુદેવ કહેતા હતા કે "જ્યારે ઘડામાં પાણી ભરાય છે ત્યારે તેનો અવાજ થાય છે, પણ ભરાઇ ગયા પછી બિલકુલ અવાજ થતો નથી." મારી દશા પણ તમે તે પ્રકારનીજ જાણજો. આ બે કે ત્રણ અઠવાડિયાંમાં હું તમને મળી શકીશ. પ્રભુ આ ઇચ્છાને પૂર્ણ કરો!

તમારો વિવેકાનંદ

---

## પત્રાંક ૬

ભગવાન રામકૃષ્ણને મારા નમસ્કાર હો!

ગોરાબજાર-ગાજીપુર

પૂજ્ય મહાશય,

તમારો વિમાસણથી ભરેલો પત્ર મને મળ્યો. હું આ સ્થાન જલદી છોડી શકું એમ નથી. બાબાજીના આગ્રહને અમાન્ય કરવો તે તદ્દન અશક્ય છે. સાધુઓની સેવા કરવાથી તમને કંઇ દેખીતો સ્પષ્ટ લાભ થયો નથી તેનો તમને પશ્ચાત્તાપ થાય છે. આ વાત સાચી પણ ખરી, અને નથી પણ ખરી. જો તમે તમારા આદર્શ સુખ તરફ દૃષ્ટિ કરો તો આ વાત સાચી છે; પણ જો તમે પાછળ નજર નાખશો, કે જ્યાંથી તમે શરૂઆત કરી હતી તો તમને તરતજ માલમ પડશે કે, પહેલાં તમે માત્ર પશુ હતા અને હવે માણસ

છો. તેમજ ભવિષ્યમાં તમે દેવતા કે ખુદ પોતે ઈશ્વર બની શકશો. વળી એ પ્રકારનો અસંતોષ અને પશ્ચાત્તાપ એક રીતે ઘણોજ સારો છે. એ ઉન્નતિની આગાહી છે. આ પ્રકારના પશ્ચાત્તાપ અને અસંતોષ વગર કોઇની ઉન્નતિ થતી નથી. ગળે કંઠી બાંધતાંજ કે ટીલું તાણતાંજ જેને પ્રભુનાં દર્શન થાય છે, તેની ઉન્નતિ તેટલીજ રહે છે; અને આગળ વધતી નથી. તમારા મનમાં જે નિરંતર અસંતોષ રહે છે તેથી એમ લાગે છે કે, પ્રભુની તમારાપર કૃપા છે. ખાત્રી રાખજો કે, એમાં ડરવાનું કંઇજ કારણ નથી. તમે બહુજ તીક્ષ્ણ બુદ્ધિશાળી માણસ છો અને સમજી શકો છો કે, ધૈર્ય એજ વિજયનો એક ઉત્તમ માર્ગ છે. આ બાબતમાં અમારા જેવા ઉછરતા લોહીવાળાઓએ તમારી પાસેથી ઘણુંજ શીખવાનું છે, એવી મારી ખાત્રી છે. તમે વિચારવાન માણસ છો અને મારે કંઇ વધારે ઉમેરવાની જરૂર નથી. માણસને પ્રભુએ બે કાન આપેલા છે, પણ મુખ તો એકજ આપેલું છે. ખાસ કરીને તમને સ્પષ્ટ બોલવાની ટેવ છે, અને કોઇ પણ બાબતમાં મોટાં મોટાં વચન આપતાં પહેલાં તેનો પૂરતો વિચાર કરો છો. આથી મને ઘણી વખતે ચીડ ચઢે છે; પરંતુ વિચાર કરતાં મને એમ લાગે છે કે, તેમાં તમે બહુ દૂરંદેશીપણું બતાવ્યું છે." "ખંત અને ખાત્રી" "શક્તિની જે ખોટ છે તે ગતિની ત્વરાથી પૂર્ણ કરવામાં આવે છે" અસ્તુ ! તે ગમે તેમ હોય, પણ આ જગતમાં વચનપરજ દરેક વસ્તુનો આધાર રહેલો છે. વચનની પાછળ રહેલા ખરા ભેદને પારખવાની શક્તિ દરેકમાં હોતી નથી. (ખાસ કરીને જ્યારે તમારો કરકસરીઓ સ્વભાવ દરેક વચનને ભેદી બનાવે છે ત્યારે.) વચનની પાછળ શો અર્થ રહેલો છે તે બરોબર સમજવાને માટે તે માણસનો અંગત લાંબો પરિચય હોવો જોઇએ. અમુક પંથમાં કે તે બાબત ચીકણી કરવામાં ધર્મ રહેલો નથી—આપણા પૂજ્ય ગુરુનો આવો ઉપદેશ હતો તે તમે કેમ વીસરી જાઓ છો ? કૃપા કરીને તમારાથી જેટલી બને તેટલી અમને મદદ કરો. તેનું શું પરિણામ આવે છે ? અથવા તેનાથી સારૂં યા નરસું પરિણામ આવ્યું છે તેનો ન્યાય કરવાનો અધિકાર આપણો નથી. × × × ગિરીશ બાબુને અત્યારે જે મોટો ધક્કો

લાગ્યો છે તે પરથી એમ લાગે છે કે, અત્યારે માની સેવા કરવાથી તેમને અત્યંત શાંતિની પ્રાપ્તિ થશે. તે ઘણુાજ તીક્ષ્ણ બુદ્ધિવાળા માણુસ છે. આપણા પ્રિય ગુરુજીનો પણ તમારામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. તમારા મકાન સિવાય બીજે કયાંય તેઓ ભોજન નહોતા કરતા અને મેં સાંભળ્યું છે કે, માનો પણ તમારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. આથી મને લાગે છે કે, અમારા જેવા ચંચળ બાળકોમાં જે કંઇ ખામી અને દોષો હોય તે તમે દરગુજર કરશો. તમારાં પોતાનાં બાળકોએજ એ ભૂલો કરી છે એમ ગણીને માફ કરશો. મારે આટલુંજ કહેવાનું છે. કૃપા કરીને મને વળતી ટપાલે જણાવો કે, વાર્ષિકોત્સવ કયારે છે ? કમ્મરમાંનો દુઃખાવો મને ઘણીજ પીડા કરે છે. થોડાક સમય પછી આ સ્થળ ઘણુંજ રળિયામણું થઇ જશે. કેટલાએ ગાઉના ગાઉ સુધી ગુલાબનાં ફૂલોની હારની હાર ભરાઇ જશે. સતીશ કહે છે કે, તે વખતે ઉત્સવને માટે પોતે ફૂલોના તાજા ગુચ્છા મોકલશે. × × તમારો પુત્ર એક વીર બને અને કદી કાયર ન બને એવું પ્રભુ કરો !

તમારો વિવેકાનંદ

તા. ક. જો મા આવ્યાં હોય તો તેમને મારા અગણિત પ્રણામ કહેશો, અને મને આશીર્વાદ આપવાનું કહેજો, કે જેથી હું મારા આદર્શમાં અચળ શ્રદ્ધાવાન રહું, અથવા જો આ દેહથી તે પ્રમાણે ન થાય એમ હોય તો તે સત્વર નાશ પામો !

વિ.

---

## पत्रांक ७

પ્રિય—

મને આશા છે કે તમે કુશળ હશો. તમે તમારી આધ્યાત્મિક ક્રિયા કરતા રહેજો અને પોતાની જાતને દરેકના નમ્ર સેવક માનીને તેમની સેવા કરજો. તમે જે લોકોની સાથે રહો છો તે લોકો એવા છે, કે જેમના નમ્ર સેવક કહેવડાવવાની અને ચરણુની રજ લેવાની મારી પણ લાયકાત નથી. એ જાણીને તમે તેમની સેવા કરજો અને તેમને માટે હૃદયમાં ભક્તિભાવ રાખજો. તમને તે ગાળો ભાંડે અથવા

ગમે તેવું નુકસાન કરે તોપણ તમે ગુસ્સો કરશો નહિ. સ્ત્રીઓમાં કદી ભેળાશો નહિ. ધીમે ધીમે મજબૂત થવાનો પ્રયત્ન કરજો અને ભિક્ષાન્ન પરજ દેહ ટકી રહે એવી શરીરને ટેવ પાડજો. જે કોઇ રામકૃષ્ણનું નામ લે તેને તમારા ગુરુ તરીકે માનજો. શેઠનો પાઠ તો સૌ કોઇ ભજવી શકે એમ છે, પણ સેવકનો પાઠ ભજવવો એ ઘણુંજ મુશ્કેલ કામ છે. ખાસ કરીને તમારે સ——નું અનુકરણ કરવું. તમે ખાત્રીપૂર્વક માનજો કે, ગુરુમાં અચળ ભક્તિ, અનંત ધૈર્ય અને શ્રદ્ધા વગર કશું પ્રાપ્ત કરી શકાતું નથી. તમારામાં સખ્ત નીતિ હોવી જોઇએ. આમાંથી એક તસુ પણ આડા-અવળા ગયા તો તમારૂં બધું કર્યું કારવ્યું સદાને માટે ધૂળ મળી જશે.

સ્નેહાધીન

વિવેકાનંદ

---

# पत्रांक ८

શ્રીરામકૃષ્ણને પ્રણામ હો !

અલ્હાબાદ, તા. ૫ મી જાન્યુઆરી ૧૮૯૦

શ્રીયુત મહાશય,

તમારો કૃપાળુ પત્ર મળ્યો, તેમાં તમારી માંદગીની હકીકત વાંચીને હું ઘણોજ દિલગીર થયો છું. તમને મેં જે પત્ર લખ્યો હતો તેની મતલબ એટલી છે કે, તમારા જેવી ઘણીજ નાજુક તબિયતવાળાએ જો વૈદ્યનાથમાં રહેવું હોય તો પુષ્કળ પૈસા ખર્ચવા પડશે, તે વગર ત્યાં રહેવાનું બને એ અશક્ય છે. જો તમારે હવાફેરની ખરેખાત જરૂરજ હોય અને માત્ર થોડો ખર્ચ આવે એવું સ્થાન શોધી કાઢવા માટેજ, અથવા એવા બીજા કોઈ કારણથી આટલો બધો સમય ગુમાવ્યો હોય તો તે દિલગીર થવા જેવું છે. * * * જો માત્ર હવાનીજ વાત કરતા હો તો વૈદ્યનાથ એ સર્વોત્તમ સ્થાન છે, પણ ત્યાંનાં પાણી સારાં નથી. તેનાથી પેટમાં બગાડ થાય છે. જ્યારે હું ત્યાં રહેતો હતો ત્યારે હમેશાં મને દુઃખાવો રહેતો. મેં તમને ક્યારનોએ એક પત્ર લખી દીધો છે, તે તમને મળ્યો? કે પછી વાંચીને પડતો મૂક્યો? મારા મત પ્રમાણે તો જો તમારે હવાફેર માટે જવાનુંજ

હોય તો જેટલા વહેલા જાઓ તેટલું વધારે સારૂં. હું તમને સત્ય હકીકત કહું તો ક્ષમા કરજો. તમને હમેશાં એવી ઇચ્છા રહ્યા કરે છે કે દરેક વસ્તુ તમારે જે પ્રમાણે જોઇતી હોય તેજ પ્રમાણે તમને મળવી જોઇએ; પણ કમભાગ્યે આ જગતમાં એવું ભાગ્યેજ બને છે. आत्मानं सततं रक्षेत् "ગમે તે પ્રસંગમાંથી દરેકે પોતાની જાતને બચાવવીજ જોઇએ." "હે પ્રભુ! દયા કર!" આમ કહેવું એ બધું ઠીક છે, પણ તે તો તેનેજ મદદ કરે છે કે જે પોતાની જાતને મદદ કરે છે. જ્યારે તમે તમારા પૈસાજ બચાવવાનો પ્રયત્ન કરો છો તો શું ઇશ્વર પોતાની વડીલોપાર્જિત મિલ્કતમાંથી ખર્ચ કરીને તમારે માટે હવાફેરની વ્યવસ્થા કરી આપશે? જો તમને ઇશ્વિરપર એટલો બધો વિશ્વાસ હોય તો પછી ડૉકટરને પણ મહેરબાની કરીને બોલાવશોજ નહિ. × × × જો તમને ત્યાં ન ફાવે તો તમે બનારસ જાઓ. મેં ક્યારનુંએ આ સ્થાન છોડી દીધું હોત, પણ અહીંના ગૃહસ્થો મને રજા આપતા નથી. × × મને એક વાર ફરીથી કહેવા દો કે, જો હવાફેરનો નિશ્ચય થઇજ ગયો હોય તો હવે કંજુસાઇને લીધે મહેરબાની કરી વિલંબ કરશો નહિ. એમાં વિલંબ કરવો અને આપઘાત કરવો એ બે બરોબર છે, અને આપઘાતમાંથી તો ઇશ્વર પણ બચાવી શકતો નથી. ટી—બાબુ અને બીજા સર્વને મારા નમસ્કાર કહેજો.

તમારો સ્નેહાધીન

વિવેકાનંદ

---

## पत्रांक ९

ગાજીપુર તા. ૪ થી ફેબ્રુઆરી, ૧૮૯૦

શ્રીયુત મહાશય,

આપનો માયાળુ પત્ર મળ્યો. મારા મહદ્ ભાગ્યથી બાબાજી સાથે મુલાકાત થઇ છે. ખરેખર તે એક મહાન સંત છે-બહુ અદ્દ્ભુત વાત છે. આ નાસ્તિકોના યુગમાં ભક્તિ અને યોગથી ઉત્પન્ન થયેલી એક પ્રચંડ શક્તિની એ એક ભવ્ય મૂર્તિ છે. મેં એમની કૃપાનું શરણ શોધ્યું છે અને તેમણે મને આશા આપી છે, કે જે કૃપા મેળવવા બહુ થોડા ભાગ્યશાળી બન્યા છે. બાબાજીની એવી ઇચ્છા

છે કે, મારે અહીં થોડાક દિવસો વધારે રોકાવું અને તેથી મને તેમના તરફથી કંઈક ફાયદો થશે. આથી આ સંત-પુરુષની આજ્ઞાને માન આપીને હું અહીં થોડાક દિવસ વધારે રોકાઇશ. મને લેશ પણ શંકા નથી કે, આથી તમને પણ ઘણોજ આનંદ થશે. હું તમને કાગળમાં સર્વ હકીકત લખતો નથી, પણ બધું ખરેખાત વિચિત્ર છે. જ્યારે આપણે રૂબરૂ મળીશું ત્યારે સર્વ હકીકત કહીશ. આવા સંત માણસોના અંગત સમાગમમાં જ્યાંસુધી આપણે આવતા નથી ત્યાંસુધી શાસ્ત્રોમાં આપણી શ્રદ્ધા કદી તેના ખરેખરા રૂપમાં ખીલતી નથી. તમારો

વિવેકાનંદ

---

## पत्रांक १०

ગાઝીપુર, તા. ૭મી ફેબ્રુઆરી ૧૮૯૦

શ્રીયુત મહાશય,

તમારા સમાચાર સાંભળીને મને ઘણુંજ સુખ થયું છે. તેમના દેખાવની રેખાપરથી તો બાબાજી વૈષ્ણવ હોય એમ લાગે છે. ભક્તિ, યોગ અને નમ્રતાથી તે સાક્ષાત્ મૂર્તિસમા દેખાય છે. તેમના મકાનની ચારે બાજુ દિવાલો આવી રહેલી છે. અંદર જવાને માટે આ દિવાલમાં થોડાંકજ બારણાં છે. આ દિવાલોની અંદરના ભાગમાં જમીનની અંદર એક લાંબી બખોલ છે, કે જેની અંદર તેઓશ્રી સમાધિ લે છે. જ્યારે તે આ બખોલમાંથી બહાર આવે છે ત્યારેજ તે બીજાઓ સાથે વાતચીત કરે છે. તેઓ પોતે શું ખાય છે તેની કોઇને કંઇ પણ ખબર નથી. આ માટે લોકો તેમને પવહારી બાબા (પવન ખાઇને રહેનારા) કહે છે. પ્રથમ એક વખતે તો તેઓશ્રી પાંચ વરસ સુધી બખોલ-માંથી બહાર આવ્યા ન હતા. આથી લોકોને એમ લાગ્યું હતું કે, તેમણે દેહત્યાગ કર્યો હશે; પણ હવે પાછા તે બખોલ-માંથી બહાર આવ્યા છે. પરંતુ હવે તેઓ લોકોને દર્શન આપતા નથી, માત્ર બારણાને ઓથે રહીનેજ વાત કરે છે. તેમની વાણીમાં જેવી મીઠાશ છે તેવી મીઠાશ મેં કોઈ પણ મનુષ્યમાં હજુ સુધી દીઠી નથી. તેઓશ્રી પ્રશ્નનો કદી

સીધો જવાબ આપતા નથી; પણ કહે છે કે "આ દાસને શાની ખબર છે?" પણ પછી જેમ જેમ વાત આગળ ચાલતી જાય છે, તેમ તેમ તેમની વાણીમાં જ્ઞાનનો અંગાર સળગતો જાય છે. એક દિવસ તેમને જ્યારે મેં ઘણોજ આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું કે "અહીં થોડાક દિવસ રહેવાની તમે કૃપા કરો." પણ તેઓ કદી એવી રીતે વાત કરતા નથી. તે પરથી મને એમ લાગ્યું કે, એ મને ખાત્રી આપે છે. અને હું જ્યારે જ્યારે ઉતાવળ કરૂં છું, ત્યારે ત્યારે તેઓશ્રી મને થોડોક વખત વધારે રોકાવાનું કહે છે. એ વિદ્વાન માણસ છે, એમાં તો કંઈજ શંકા નથી; પણ તેમના વર્તનપરથી તે કદી કળી શકાય નહિ. તેઓશ્રી કેટલાક ધાર્મિક વિધિ કરે છે. પૂનમથી માંડીને મહિનાના છેલ્લા દિવસ સુધી આ ધાર્મિક ક્રિયા ચાલુ રહે છે. આથી મારી ખાત્રી છે કે, તેટલા સમય સુધી તેઓ બખોલમાં જઇને સમાધિ લેતા નહિ હોય. હું તેમની મંજુરી શી રીતે મેળવી શકું? કારણ કે તેઓ કદી સીધો જવાબજ આપતા નથી. માત્ર "આ દાસ" "મારૂં તકદીર" એવાં એવાં વાકયો બોલ્યા કરે છે. જો તમારી આવવાની ઇચ્છાજ હોય તો આ કાગળ મળતાંજ તુરત નીકળજો; નહિ તો તેમના ચાલ્યા ગયા પછી તમારા મનમાં ઘણોજ પરિતાપ રહી જશે. તેમની મુલાકાત લઇને એકાદ બે દિવસમાં તમે પાછા ફરી શકશો. મારે તેમની સાથે ખાસ વાત કરવાનો વિચાર છે. મારા મિત્ર સતીશ બાબુ ઘણીજ માયાળુ રીતે સત્કાર કરશે. માટે આ કાગળ મળતાંજ તમે આવજો. ત્યાંસુધીમાં તમારા આવવાના સમાચારથી હું બાબાજીને જણાવીશ.

તમારો

**વિવેકાનંદ**

તા. ક. જો કે કોઈને તેમની સાથે રહેવાના સહવાસનો લાભ કદી ન મળે છતાં પણ આવા મહાત્માને માટે લીધેલી તકલીફ પણ કદી નિષ્ફળ જતી નથી.

---

## पत्रांक ११

ગાજીપુર, તા. ૧૩ મી ફેબ્રુઆરી ૧૮૯૦

શ્રીયુત મહાશય,

તમારી માંદગીના સમાચાર સાંભળીને મને ચિંતા થાય છે. મને પણ કમ્મરમાં દુઃખાવો હતો તે જરા મહેનત કરવાથી વધારે પીડા આપી રહ્યો છે. બે દિવસ સુધી તો એથી હું બાબાજીને મળવા જઇ શકયો નહિ. આજે બાબાજી તરફથી મારી ખબર પૂછવાને માટે માણસ આવ્યો હતો; તેથી હું આજે તેમની પાસે જવાનો છું. હું તેમને તમારા ઘણાઘણા નમસ્કાર કહીશ. “ પ્રકાશ દેખાવા લાગ્યો છે ” એટલે કે ગુરુમાં અદ્‌ભુત શ્રદ્ધા અને ભક્તિ સ્પષ્ટ થયાં છે. આવી પ્રચંડ સહનશક્તિ અને નમ્રતા મેં કદી જોઇ નથી. જો કંઇએ સારૂં પ્રાપ્ત થશે તો તેમાં તમારો ભાગ છેજ, એની તમે ખાત્રી રાખજો. તમારો

**વિવેકાનંદ**

---

## पत्रांक १२

ભગવાન રામકૃષ્ણને મારા વંદન હો !

ગાજીપુર–ફેબ્રુઆરી ૧૮૯૦

પ્રિય અખંડાનંદ,

તમારો પત્ર મળ્યો. ઘણોજ આનંદ થયો. તમે ટીબેટ માટે જે લખ્યું છે તેથી ઘણી આશા બંધાય છે. હું એકાદ વખત ત્યાં જઈ આવવાનો પ્રયત્ન કરીશ. સંસ્કૃતમાં ટીબેટને ઉત્તરકુરુવર્ષ કહેવામાં આવે છે. એ કંઈ મ્લેચ્છોનો પ્રદેશ નથી. દુનિયામાં સૌથી ઉંચામાં ઉંચી એ સપાટભૂમિ હોવાથી ત્યાં સખત ઠંડી પડે છે; પણ ધીમે ધીમે વખત જતાં માણસ તેનાથી ટેવાઇ જાય છે. ટીબેટના લોકોની રીતભાત અને રિવાજો વિષે તમે કંઇજ લખ્યું નથી. જો એ લોકો એટલા બધા માયાળુ છે તો પછી તમને તેમણે આગળ શા માટે જવા ન દીધા ? એક લાંબા પત્રમાં સંપૂર્ણ વિગતે દરેક હકીકત લખી જણાવો. તમે અહીં આવી નહિ શકો એવા સમાચાર સાંભળીને મને ઘણુંજ દુઃખ થયું છે; કારણ તમને

મળવાને માટે મારૂં મન તલપી રહ્યું છે. મને લાગે છે કે, બીજા બધા કરતાં હું તમને વધારે ચાહું છું, પણ તે ગમે તેમ હોય, એટલી માયાની જાળમાંથી પણ છૂટી જવાનો હું પ્રયત્ન કરીશ.

ટીબેટીયનોમાં પ્રચલિત જે તાંત્રિક વિધિઓ બાબત તમે લખો છો તેની ઉત્પત્તિ પણ હિંદુસ્તાનમાંજ થઈ છે. જ્યારે બુદ્ધ ધર્મની પડતી દશા આવી ત્યારે આ તંત્રવિદ્યાનો પ્રચાર વધ્યો. આપણામાં તંત્રનો જે કંઈ થોડો ઘણો પ્રચાર હતો તે પણ બૌદ્ધ લોકોનોજ ઉત્પન્ન કરેલો હતો. આ તંત્રવિધિઓ આપણા વામમાર્ગના કરતાં પણ વધારે ભયંકર હતી. કારણ કે એમાં વ્યભિચારને સંપૂર્ણ છૂટ આપવામાં આવી હતી. આ પ્રમાણે જ્યારે બૌદ્ધધર્મના અનુયાયીઓ અનીતિ અને પાપાચારથી ભ્રષ્ટ થયા ત્યારે કુમારિલ ભટ્ટે તેમને દેશમાંથી હાંકી કાઢયા. જે પ્રમાણે કેટલાક સંન્યાસીઓ શંકરાચાર્યને અને બાઉલ્સ ચૈતન્યને માટે કહે છે કે ખાનગીમાં તો તે બહુ સ્વાદીઆ હતા, પુષ્કળ દારૂ પીતા અને દરેક પ્રકારનાં પાપકર્મ કરતા, તેજ પ્રમાણે વર્તમાનકાળના તંત્રવિદ્યામાં માનનારા બૌદ્ધો બુદ્ધ ભગવાન માટે એવું કહે છે કે, બુદ્ધ ભગવાન સંપૂર્ણ વામમાર્ગી હતા, અને આથી પ્રજ્ઞાપારમિતામાંની તત્ત્વગાથા જેવી સુંદર વસ્તુઓનો તે લોકો બહુજ બીભત્સ અર્થ કરે છે. આનું પરિણામ એ આવ્યું કે, બૌદ્ધો અત્યારે બે વિભાગમાં વહેંચાઇ ગયા છે. બર્મીઝ અને સિંહાલી લોકોએ તંત્રનો તદ્દન ઇન્કાર કર્યો; તેજ પ્રમાણે તેમણે હિંદુ દેવદેવીઓને પણ ઉંચે બેસાડયાં અને અમિતાભ બુદ્ધમ્ કે જેને ઉત્તરના બુદ્ધિસ્ટો બહુ માનની નજરથી જુએ છે તેને પણ સાથે સાથે રૂખસદ આપી. ટુંકામાં ઉત્તર તરફના બૌદ્ધ લોકો કે જેઓ અમિતાભ બુદ્ધમ્ અને બીજા દેવોની પૂજા કરતા તે અમિતાભ બુદ્ધમ્ અને દેવોનું પ્રજ્ઞાપારમિતામાં નામનિશાન નથી, પણ બીજાં અનેક દેવદેવીઓની પૂજા કરવાનું તેમાં જણાવ્યું છે. દક્ષિણ તરફના બૌદ્ધ ધર્મના લોકોએ ઇરાદાપૂર્વક શાસ્ત્રોનો ઇન્કાર કર્યો અને દેવદેવીઓને વેગળાં મૂકયાં. બુદ્ધધર્મનું "દરેક વસ્તુ બીજાને માટે" એ વાક્ય

કે જેનો ટીબેટમાં આટલો બધો પ્રચાર થયેલો તમે જોયો તેણે વર્તમાનકાળના યુરોપમાં ઘણીજ અસર કરી છે. એ બાબતમાં તો મારે ઘણું ઘણું કહેવાનું છે, પણ પત્રમાં તેમ કરવું લગભગ અશક્ય છે. બુદ્ધ ભગવાને જે કાર્ય કર્યું, તે તો એટલુંજ છે કે, ઉપનિષદોમાંનો જે ધર્મ માત્ર એકજ જ્ઞાતિને વાસ્તે રખાયેલો હતો તેના દરવાજા તોડીને સર્વને માટે તે ખુલ્લા કર્યા. એમના "નિર્વાણ"ના સિદ્ધાંતથી એમની એટલી બધી તે શી મહત્તા વધી જાય છે? તેમની મોટાઈ તો તેમના અદ્વિતીય પ્રેમમાંજ સમાઇ રહેલી છે. સમાધિના ઉંચા દરજ્જા વગેરેથી કે જેથી તેમના ધર્મને ગંભીરતાનું સ્વરૂપ મળ્યું તે લગભગ દરેક વેદની અંદર છે. જો માત્ર કંઇ પણ ખામી હોય તો તેમની બુદ્ધિ અને દયાળુ હૃદયની છે, કે જેનો જોટો હજુ દુનિયાના ઇતિહાસમાં શોધ્યો જડે એમ નથી. વેદના કર્મસિદ્ધાંત તો જે પ્રમાણે બીજા ધર્મોમાં અને યાહુદીઓના ધર્મમાં છે તેજ પ્રમાણે છે, એટલે કે યજ્ઞયાગ કરીને ભોગ આપીને એવી બાહ્યક્રિયાઓ વડે મનને શુદ્ધ કરવું. પણ બુદ્ધ ભગવાનજ એક એવા હતા, કે જેમણે સૌથી પ્રથમ એની સામે હુમલો કર્યો, છતાં અંદરનો જે ગર્ભભાગ, જે આત્મા હતો તે તો પહેલાંની પેઠેજ જેવો ને તેવો રહ્યો. એમણે જે જે માનસિક ક્રિયાઓ કરવાનું કહ્યું છે તેમાં જુઓ, વેદને બદલે સુત્તાસ(બુદ્ધ ભગવાનની આજ્ઞાઓને "સુત્ત" કહેવામાં આવે છે)માં શ્રદ્ધા રાખવાનું ફરમાન છે તે જુઓ. જ્ઞાતિની પ્રજા પણ પહેલાંનીજ માફક કાયમ રહી; (બુદ્ધ ભગવાનના સમયમાં જ્ઞાતિઓનો સમૂળો નાશ કરવામાં આવ્યો ન હતો.) પણ માત્ર હવે તેનો નિર્ણય અંગત ગુણોપરથીજ કરવામાં આવતો હતો, અને જે લોકોને તેમના ધર્મમાં શ્રદ્ધા ન હતી તે લોકોને નાસ્તિક કહેવામાં આવતા હતા. આ રીતે બધું અસલ પ્રમાણેજ રહ્યું. બૌદ્ધોને માટે "નાસ્તિક" શબ્દ ઘણો જૂનો પુરાણો હતો, પણ તેમણે કદી તલવારનો ઉપયોગ કર્યો નથી અને તેમનામાં સહિષ્ણુતા ઘણીજ હતી. દલીલોથી વેદને ઉડાવી દેવામાં આવ્યા. ભલે! પણ તમારા ધર્મની સાબીતીઓ શું છે? તો કહે છે કે "શ્રદ્ધા રાખો"—જે

કાયદો. હરેક ધર્મમાં છે તેજ પાછો અહીંઆં પણ; છતાં તે સમયે તેની ઘણીજ આવશ્યકતા હતી, અને એજ કારણથી તેમણે અવતાર ધારણ કર્યો. બુદ્ધ ભગવાનનો સિદ્ધાંત કપિલમુનિના જેવો છે, પણ શંકરનો તેમના કરતાં કેટલો વધુ અને વાજબી છે! બુદ્ધ અને કપિલ હમેશાં કહે છે કે, દુનિયા દુઃખથી ભરેલી છે, તેમાં દુઃખ સિવાય બીજું કશુંજ નથી–તેનાથી દૂર નાસો–જેટલે દૂર નસાય તેટલે દૂર જીવ લઇને નાસો. શું આ દુનિયામાં મુદ્દલ સુખ છેજ નહિ? બ્રાહ્મસમાજવાળા કહે છે કે, કુદરતનો એવો નિયમ છે કે દુનિયા સુખથી ભરેલી છે. કદાચ કેટલાક એમ કહેશે કે, જ્યારે તમે દુઃખમાં સંપૂર્ણ ટેવાઇ જશો ત્યારે પોતાની મેળે દુઃખજ સુખરૂપ થઇ જશે; પણ શંકર ભગવાન આ પ્રકારની દલીલ કરતા નથી. તેઓશ્રી તો કહે છે કે, આ દુનિયા છે–અને નથી–ઘણી છતાં એકજ. હું એનો ભેદ ઉકેલીશ–હું એ જોઇશ કે, તેમાં દુઃખજ છે કે બીજું પણ કંઇક છે? એ હાઉથી ડરીને હું કંઇ તેનાથી દૂર નાસવાનો નથી. હું તેને વિષે સંપૂર્ણ માહિતી મેળવીશ. એની તપાસ કરવામાં જે કંઇ અનંત દુઃખ સમાયલું છે તે દુઃખને સંપૂર્ણપણે ભેટવાને તો હું તૈયારજ છું. જે માત્ર લાગણીઓમાંથીજ ઉદ્ભવે છે તેવાં સુખ અને દુઃખ, માંદગી અને મૃત્યુથી તમે મને ડરાવવાનો પ્રયત્ન કરો છો તે શું તમે મને જનાવર સમજો છો? હું એ સઘળું જ્ઞાન પ્રાપ્ત કરીશ. તેને માટે હું મારૂં આખું જીવન આપી દઇશ. આ દુનિયામાં કશુંજ જાણવા જેવું નથી–તેટલા માટે જો આ દુનિયાથી પર—કે જેને ભગવાન બુદ્ધે પ્રજ્ઞાપારમિતાનું નામ આપેલું છે એવું અનુભવાતીત જો કંઇ પણ હોય તો તેટલુંજ મારે જાણવું છે; તેથી મને આનંદ પ્રાપ્ત થાઓ કે દુઃખ પ્રાપ્ત થાઓ તેની મને કશી દરકાર નથી. કેવા મહાન વિચાર! કેટલા ભવ્ય! બુદ્ધભગવાનનો ધર્મ ઉપનિષદો પર અને શંકરાચાર્યનો તત્ત્વજ્ઞાન પરજ રચાયો છે. પણ બુદ્ધભગવાનના જેવું વિશાળ હૃદય શંકરાચાર્યનું ન હતું–નરી માત્ર શુષ્ક બુદ્ધિજ ભરેલી હતી. તાંત્રિકોના અને સમાજના ભયથી હાથપર ચઢેલો કોઇલો

મટાડવા જતાં તેમણે આખો હાથ કાપી નાખ્યો.× એમને વિષે જો કોઈને કંઈ લખવું હોય તો એક મોટું પુસ્તક લખવું પડે. પણ મારું એટલું બધું જ્ઞાન પણ નથી તેમજ મને તેટલી ફુરસદ પણ નથી.

ભગવાન બુદ્ધ મારા ઇષ્ટ છે, મારા પ્રભુ છે. તેમણે ઈશ્વરત્વ વિષે ઉપદેશ આપ્યો નથી–તેઓ પોતેજ ઈશ્વર હતા, એ વાતની મને ખાત્રી છે; પણ પ્રભુની અનંત કીર્તિને હદમાં બાંધવાની કોઈની શક્તિ નથી. ના, ખુદ ઈશ્વરમાં પણ પોતાને મર્યાદિત કરવાની શક્તિ નથી. સુત્તનિપાતમાંથી ગંદારસુત્તનો તમે જે તરજુમો કરેલો છે તે ઘણોજ સુંદર છે. એજ પુસ્તકમાં એક બીજું સુત્ત છે "ધાન્યસુત્ત." તેમાં પણ એજ પ્રકારનો વિચાર રહેલો છે. ધમ્મપદમાં પણ એજ વિચારને મળતા આવે એવા ઘણા ફકરા છે; પણ તે તો નિઃશંક છેલ્લીજ સ્થિતિ છે.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः।

જ્યારે સાક્ષાત્કાર કરીને જ્ઞાનની પ્રાપ્તિથી જેને સંપૂર્ણ સંતોષ થયો છે, સર્વ પ્રકારની દશામાં જે એકજ પ્રકારનો રહે છે, જેણે પોતાની લાગણીઓપર વિજય મેળવેલો છે, જેને પોતાના શરીરને માટે જરા પણ ચિંતા નથી, એની સંભાળ રાખવી જોઇએ એમ જેને લાગતું નથી, તે મસ્ત હાથીની પેઠે કશાની પણ દરકાર કર્યા વગર ગમે ત્યાં ભલે વિચરે; જ્યારે મારા જેવા પામર પ્રાણીએ તો એકજ સ્થાનમાં બેસીને જ્યાંસુધી સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી ભક્તિ કરવી જોઈએ. અને ત્યાર પછીજ તેણે તે પ્રમાણે વર્તન કરવું ઘટે છે; પણ એ તો ઘણી વેગળી વાત થઇ–ઘણીજ વેગળી.

चिन्ता शून्यमदैन्यभैक्ष्यमशनं पानं सरिद्वारिषु
स्वातंत्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा श्मशाने वने ।

---

× વૈદિક ધર્મની રક્ષા કરવાને તેની પવિત્રતા સચવાય તે માટે અને તાંત્રિક મતના પ્રવાહમાં કે જેમાં તે વખતે લોકો ભળતા જતા હતા તેમાંથી તેને ઉગારવાને માટે વેદમાં જેને "શૂદ્રો" કહેવામાં આવે છે તેમના પ્રશ્નને તેમણે છેડયો નહિ. સ્વામીજી આજ કહેવા માગતા હોય એમ લાગે છે.

वस्त्रं क्षालनशोषणादिरहितं दिग्वास्तु शय्या मही
सञ्चारो निगमान्तवीथिषु विदां क्रीडा परे ब्रह्मणि ॥

विमानमालम्ब्य शरीरमेतत् भुनक्त्यशेषान् विषयानुपस्थितान् ।
परेच्छया वालवदात्मवेत्ता योऽव्यक्तलिङ्गोऽननुषक्तबाह्यः ॥

दिगम्बरो वापि च साम्बरो वा त्वगम्बरो वापि चिदम्बरस्थः ।
उन्मत्तवद्वापि च वालवद्वा पिशाचवद्वापि चरत्यवन्याम् ॥×

જે મનુષ્યે બ્રહ્મસાક્ષાત્કાર કર્યો છે તેને ખાવાનું વિના પ્રયત્ને મળી રહે છે. જ્યાંથી પાણી મળે ત્યાંથી તે જળપાન કરી લે છે. સ્વચ્છંદે તે પોતાને જ્યાં પસંદ પડે ત્યાં ફર્યા કરે છે. એ પોતે નિર્ભય છે. કદીક તે જંગલમાં તો કદીક શ્મશાનમાં પણ સૂએ છે. એ તે માર્ગે પ્રયાણ કરે છે, કે જે વેદોએ ગ્રહણ કર્યો છે; પણ તેનો અંત ક્યાં છે તેની તેમને ખબર નથી. તેનું શરીર આસ્માન પ્રમાણે કોઈના પણ આલંબનવગરનું છે, અને બાળકની પેઠે તે બીજાઓની ઇચ્છાનુસાર વર્તન કરી રહે છે. કદી કદીક તે નગ્નાવસ્થામાં ફરે છે અને કદીક તે ભારે ભપકાબંધ કપડાં પહેરે છે. કેટલીક વાર તો તે માત્ર જ્ઞાનરૂપીજ વસ્ત્રો ધારણ કરે છે. કોઈક વખતે તે બાળકની પેઠે તો વળી કોઈ વાર ગાંડા માણસની પેઠે તે પોતાનું વર્તન રાખે છે, અને કદી કદી પિશાચની માફક વનમાં ભ્રમણ કરે છે.

હું ગુરુદેવના પવિત્ર ચરણોમાં પ્રાર્થના કરૂં છું કે, તમને એવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાઓ, અને વરાહની પેઠે સદા મસ્ત બનીને ફરો.

સ્નેહાધીન
વિવેકાનંદ

---

× વિવેકચૂડામણિ

# पत्रांक १२

પ્રભુ વિજયવંત હો !

ગાઝીપુર, તા. ૩ જી માર્ચ ૧૮૯૦

શ્રીયુત મહાશય,

તમારો માયાળુ પત્ર હમણાંજ મારા હાથમાં આવે છે. સાહેબ! આપ કદાચ જાણતા નહિ હો કે, હું જે કઠોર વેદાંતિક વિચારો ધરાવું છું તે છતાં હું ઘણોજ નરમ સ્વભાવનો આદમી છું. અને એજ મારૂં કર્યું કારવ્યું ધૂળ મેળવે છે. નાની સરખી વાતમાં પણ હું મને ભૂલી જાઉં છું. મારા ભલા માટે ગમે તેટલો નિશ્ચય અને પ્રયત્ન છતાં બીજાના લાભની વાત આવતાંજ મારો નિશ્ચય વીસરી જાઉં છું. આ વખતે મેં એવો સખત નિર્ણય કર્યો હતો કે, હવે તો આત્મકલ્યાણુનોજ રસ્તો લેવો, પણ અલ્હાબાદમાં એક બંધુની બિમારી સાંભળીને ત્યાં દોડી ગયો, અને હવે ઋષિકેશથી સમાચાર આવવાથી મન ત્યાં જવાના વિચાર કર્યા કરે છે. × × કેડનો દુઃખાવો હજી મને છોડવાનો ઇન્કાર કરી ઘણું દુઃખ આપે છે. કેટલાક દિવસોથી પવારી બાબાજીને મળવા જઇ શકયો નથી; પ્રેમને લીધે તે દરરોજ ખબર પૂછાવે છે. હવે હું વાત ફેરવાઈ ગયેલી જોઉં છું. હુંજ એક ભિખારી-તરીકે તેમના દ્વારપર આવ્યો છું છતાં એ તો મારેજ વિષે જાણવાની ઇચ્છા રાખે છે. મને લાગે છે કે, આ સંતે હજુ સંપૂર્ણતા પ્રાપ્ત નહિ કરી હોય. કેમકે અતિશય રોકાણ-વાળા, અતિશય વૃત્તવાળા અને અતિશય ગુહ્યતાવાળા લાગે છે. મારી ખાત્રી છે કે, જ્યારે સમુદ્ર સંપૂર્ણતા પ્રાપ્ત કરે ત્યારે તે પોતાની હદમાં સમાઇ શકતો નથી. એથી મેં નિર્ણય કરી લીધો છે કે, આ સાધુને ખલેલ કરવામાં કંઇ સાર નથી. ટુંક સમયમાં અહીંથી તેમની રજા લઇશ. હું તમને એમ છૂટી જવા દેવાનો નથી–હું તમને ઋષિકેશ લઇજ જવાનો છું. કંઇ પણ બહાનાં કે મુશ્કેલીઓની વાત ચાલવાની નથી. શું તમે ત્યાં સ્વચ્છતા સાચવવાની મુશ્કેલી-ની વાત કરો છો? તો ડુંગરાઓમાં પુષ્કળ પાણી ભરેલું છે; અથવા શું જગ્યાની ખોટની વાત કરો છો? પણ તમને તો ખબર છેજ કે, કલિયુગના સંન્યાસીઓ અને તીર્થગોર

કેવા છે ? પૈસા મળ્યા એટલે તમને સ્થાન કરી આપવાને ખાતર તે લોકો મંદિરમાંની દેવમૂર્તિને પણ ફેંકી દેશે. માટે સ્થાનની ત્યાં મુશ્કેલી પડવાની નથી. બનારસ જેટલી ગરમી ત્યાં પડતી નથી. ત્યાં હમેશાં રાત્રિ શીતળ હોવાથી નિદ્રા આવવાની પણ ખાત્રી છે. × × × × × × × × × શું એ મારા નવરા મગજની એક કલ્પનાજ છે કે આપણી વચ્ચે કંઇક પૂર્વજન્મનો સંબંધ છે ? તમે જુઓ કે, તમારા એકજ પત્રથી મારા કેટલાય વિચારો હવામાં ઉડી ગયા છે અને હવે બીજી વાતો મૂકીને હું કેવો તમારા તરફ નીકળી આવું છું.

× × × ×

બાબાજીમાં સહન કરવાની શક્તિ અદ્ભુત છે અને એથીજ હું તેમની પાસે માગી રહ્યો છું કે, કંઈક આપે, પણ આપવાની દાનત જણાતી નથી. માત્ર લે લે લેજ કરવું છે. આથી હું પણ નાસી જઇશ. તમારો

વિવેકાનંદ

તા. ક. હું હવે કોઇ મોટા માણસોને ત્યાં જવાનો નથી. કવિ કમલાકાંત કહે છે કે:—

“ઓ મન ! તું આંતર્દષ્ટિ કરીને રહે. લોકોને બારણે તું જઇશ નહિ. તારે જે કંઇ જોઇતું હશે તે તને મળી રહેશે. માત્ર તું એક સ્થાનપર શાંત થઇને બેસ અને તારા અંતરની એકાગ્રતામાં–અનન્ય નિષ્ઠામાં તેને શોધ, ત્યાં અમૂલ્ય ભંડાર ભરેલો છે. પારસમણિ વગેરે તું જે કંઇ માગીશ તે તને તે આપી શકે એમ છે; કારણ કે ઓ મન ! તેની પાસે બહુમૂલ્ય એવાં અસંખ્ય રત્નોનો ભંડાર ભરેલો પડયો છે. તે તો કલ્પતરુ સમો છે. માત્ર તમારી સાચી ઇચ્છા–આતુરતા જાગતાંજ ઇચ્છેલી વસ્તુ આપશે.”

આથી આપણે એવા નિર્ણયપર આવી શકીએ છીએ કે, રામકૃષ્ણની બરોબરીનો કોઈ છેજ નહિ. સંપૂર્ણતા, દયા, બદ્ધ જીવો પ્રત્યે સહાનુભૂતિ એમનામાં જેટલા પ્રમાણમાં હતાં તેટલાં આ જગતમાં બીજા કોઇમાં ન હતાં. કાં તો તેઓ અવતાર હતા અથવા તો વેદાંતમાં જેને મુક્તાત્મા કહે છે અને મનુષ્યોના કલ્યાણને માટે જે વારંવાર જન્મ

ધારણ કરે છે તેમાંના એ હતા. મારી આવી સંપૂર્ણ શ્રદ્ધા છે, અને આવા માણસની ભક્તિ વિષે પતંજલિ એક ઠેકાણે કહે છે કે:–“ અથવા સંતપુરુષ વિષે સતત ચિંતન કર્યા કરવાથી પણ આદર્શ પ્રાપ્ત કરી શકાય છે.” તેમણે પોતાના સમસ્ત જીવનમાં મારી એક પણ પ્રાર્થનાનો ઈન્કાર કર્યો નથી. તેમણે મારા લાખો ગુન્હા માફ કર્યા છે. મારાં માતાપિતા પણ તેમના જેટલો પ્રેમ મારાપર રાખતાં ન હતાં. આ હકીકત તદ્દન સાચી છે, એમાં કશી અતિશયોક્તિ નથી અને તેમનો દરેક શિષ્ય એ વાત જાણે છે. ભારે સંકટને સમયે અને લાલચની વખતે અતિદુઃખથી હું પ્રાર્થના કરતો હતો કે “ઓ પ્રભુ! મારૂં રક્ષણ કર.” પણ મને કોઇ તરફથી કશો ઉત્તર મળતો ન હતો. પરંતુ આ અદ્‌ભુત સંત અથવા અવતાર અથવા એને તમે ગમે તે કહો તેણે માણસનાં અંતર પારખવાની પોતાની અદ્‌ભુત શક્તિવડે મારૂં દુઃખ જાણી લીધું અને પોતાની સમક્ષ બોલાવીને તે દૂર કર્યું. જો આત્મા અમર હોય અને તેથી જો તેઓ પણ હજી જીવતા હોય તો હું તેમને ફરી ફરીને પ્રાર્થના કરૂં છું કે “ઓ ભગવાન રામકૃષ્ણ! ઓ અનંત દયાના સાગર! ઓ મારા પરમ શરણ! કૃપા કરીને મારા મિત્રની ઈચ્છા પૂર્ણ કર, કે જે સારા મુમુક્ષુ છે.” તે તમારૂં સર્વ વાતે કલ્યાણ કરો. આ આખા જગતમાં મેં તેમને એકલાનેજ દયાના સાગર સમા જોયા છે. શાંતિઃ શાંતિઃ શાંતિઃ

કૃપા કરીને પ્રતિઉત્તર જલદી આપશો. તમારો

વિવેકાનંદ

---

## पत्रांक १४

શ્રીરામકૃષ્ણજી કીર્તિવંત હો!

ગાજીપુર, તા. ૧૫ મી માર્ચ ૧૮૯૦

પૂજ્ય મહાશય,

આપનો માયાળુ પત્ર ગઇ કાલે મળ્યો. સુરેશ બાબુની માંદગી ઘણી સખત છે, એ સમાચાર જાણીને મને ઘણુંજ દુઃખ થયું છે. જે કાળે જે બનવાનું હોય છે તે બન્યાજ કરે છે. પરંતુ વળી સાથે સાથે તમે પણ બિમાર પડયા

છો એ ઘણા દુઃખની વાત છે. જ્યાંલગી અહંભાવની ભાવના ચાલુ હોય, ત્યાંસુધી ઔષધોપચારમાં ખામી આવવા દેવી એ એક પ્રકારનું આળસ છે, તે ગુન્હો અને કસુર છે; જેનામાં અહંની ભાવના નથી, તેને વાસ્તે તો એકજ રસ્તો ખુલ્લો છે; અને તે એ કે, તેણે સઘળું સહન કરવું. આ શરીર કે જેમાં જીવાત્મા રહેલો છે તે જુદાં જુદાં કાર્ય કરવાનું એક ઉપયોગી સાધન છે. માટે જે કોઇ એને રોગ અને દુઃખનો અખાડો થવા દે છે તે ગુન્હેગાર છે અને જો કોઇ તેની કાળજી રાખતું નથી તો તે પણ ઠપકાને પાત્ર છે. કોઈ પણ જાતની ગડભાંજ વગર જેવી પરિસ્થિતિ ઉભી થાય તે પ્રમાણે કાર્ય કરો.

नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत नियसं भृतको यथा ॥

"પોતાની શક્તિ પ્રમાણે બની શકે તેટલું વધુમાં વધુ કરવામાંજ પોતાની મુખ્ય ફરજ રહેલી છે તે મૃત્યુને પણ શોધતો નથી, તેમ જીવનને પણ શોધતો નથી, માત્ર એક સેવકની પેઠે જે આજ્ઞા થાય તે પાળવા માટે સદા તત્પર રહીને તે પોતાનો કાળ વ્યતીત કરે છે."

× × × ×

હું આવતી કાલે અહીંથી નીકળવાનો છું. માને મારા ઘણા ઘણા નમસ્કાર કહેજો. તમે બધાં મને આશીર્વાદ આપો કે હું મારા આદર્શમાં કાયમ રહું. અને જન્મથીજ જે બંધનોમાં હું બંધાયો હતો તેમાંથી મુક્ત થયા પછી પાછો સ્વરચિત બંધનોમાં બંધાઉં નહિ. જો કોઇ પણ કલ્યાણનો કરનાર હોય અને તેનામાં તે કરવાની શક્તિ હોય તો મારી તેને નિરંતર પ્રાર્થના છે કે, તમો સર્વનું તે સર્વદા કલ્યાણ કરો.

તમારો સ્નેહાધીન

**વિવેકાનંદ**

# પત્રાંક ૧૫

ગાઝીપુર, તા ૧૫ મી માર્ચ ૧૮૯૦

પ્રિય—

તમે માનસિક દર્દ ભોગવી રહ્યા છો એ જાણીને હું ઘણોજ દિલગીર છું. કૃપા કરીને તમને જેનાથી આનંદ થાય એવુંજ કાર્ય કરજો.

**यावज्जननं तावन्मरणं तावज्जननीजठरे शयनम् ।**
**इति संसारे स्फुटतर दोषः कथमिह मानव तव सन्तोषः ॥**

"જ્યાં સુધી જન્મ છે ત્યાં સુધી મરણુ પણ છેજ, અને ત્યાં સુધી ગર્ભાશયમાં શયન કરવાનું પણ છેજ. ફરી ફરીને જન્મમરણ લેવાનું આ પ્રત્યક્ષ દુઃખ છે. અરે માનવ ! શું આવા જગતમાં તને સંતોષ મેળવવાની અભિલાષા છે ?"

તમારો સ્નેહાધીન

વિવેકાનંદ

તા. ક.—આવતી કાલે હું અહીંથી પ્રયાણ કરવાનો છું. જોઉં છું કે નસીબ ક્યાં લઈ જાય છે.

---

# પત્રાંક ૧૬

પ્રિય—

તમારો પત્ર મળ્યો, તેમાંના સમાચાર જાણીને તમારો આભારી થયો છું. "ટ્રીબ્યુન"માં જે તાર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, તે તાર બાબતની કશી હકીકત હું જાણતો નથી. શિકાગો છોડયાને મને છ માસ થઈ ગયા છે, પણ હજુ પાછા ફરવાને માટે હું સ્વતંત્ર નથી. આથી હું એક સ્થાન-પર નિશ્ચિત નથી. તમે બધાએ ઘણીજ તકલીફ ઉઠાવી છે અને તેને માટે હું પૂરતો આભાર શી રીતે માની શકું ? તમે બધાએ કાર્ય કરવાની અદ્‌ભુત શક્તિ બતાવી આપી છે. શ્રીરામકૃષ્ણનાં વચનો શી રીતે ખોટાં પડે ? કદી પડેજ નહિ. તમારામાં અદ્‌ભુત શક્તિનો સંચાર થયો છે–તે વિષે મેં ક્યારનુંય લખ્યું છે. શ્રીરામકૃષ્ણની કૃપાથી કોઈ પણ બાબતની તપાસ કરવાનું બાકી રહ્યું નથી. કોઈ પણ પંથ કે બીજા ગમે તેની એને સ્થાપના કરવી હોય તો ભલે કરે. તેમાં નુકસાન શું છે ? शिवा वः सन्तु पन्थानः "તમારો

માર્ગ કલ્યાણમય હો !" બીજું તમારા પત્રની મતલબ હું સમજી શકયો નથી, આપણે માટે એક મઠ બાંધવાને માટે હું મારી મેળે મારૂં પોતાનુંજ એક ફંડ એકઠું કરીશ. અને આ બાબતમાં જો લોકો કદાચ મારી ટીકા કરશે તો તેથી આપણને કે આપણા કાર્યને કોઇ પણ પ્રકારની અસર પહોંચે એમ નથી. તમે તમારા મનને સદા ઉન્નત અને સ્થિર દશામાં રાખો. તેથી તમને કોઇ પણ પ્રકારનું નુકસાન થવાનું નથી. તમારા પોતાનામાં પ્રેમની ઘણીજ વૃદ્ધિ થાઓ. લોકોની ટીકા તરફ તમે તદ્દન નિઃસ્પૃહ રહેશો તો ચાલશે. કે– બાબુને આપણા કાર્ય માટે ઘણોજ પ્રેમ છે અને તે મહાન પુરુષ છે. તેમને મારા ખાસ પ્રેમપૂર્વકના પ્રણામ કહેજો. પ્રભુની કૃપાથી જ્યાંસુધી તમારા પોતાનામાં કુસંપની ભાવના જાગ્રત થઇ નથી, ત્યાંસુધી તમારે માટે કશોજ ભય નથી. रणे वने पर्वतमस्तके वा–"યુદ્ધમાં, વનમાં કે પર્વતના શિખર પર" श्रेयांसि बहुविघ्नानि "હરેક મહાન કાર્યમાં હરકતો તો હોય છેજ." કુદરતનોજ એ કાનુન છે. મનની ઉંડી સમતોલના રાખજો. પામર જીવો તમારી વિરુદ્ધ શું કહે છે તેનો જરા પણ ખ્યાલ કરશો નહિ. નિઃસ્પૃહ રહેજો, નિઃસ્પૃહ રહેજો, નિઃસ્પૃહ રહેજો ! મેં તે કયારનું વિગતવાર લખી દીધું છે. કૃપા કરીને છાપાંઓ અને વિગતો મને મોકલશો નહિ. સૂર્યની સામે જેને ધૂળ ઉડાડવી હોય તેને ઉડાડવા દેજો. હિંદુસ્તાનમાં જે જે પરિશ્રમ કરતો હતો તેવુંજ અહીં છે; માત્ર બીજાના બોજાનો ઉલટો વધારો થયો છે. આ દેશમાં લોકોનાં પુસ્તકો માટે હું ઘરાક કયાંથી લાવું ? અહીં જે બીજા પુષ્કળ માણસો છે તેમના જેવોજ હું તેમનામાંનો એક છું, વિશેષ કંઇજ નથી. તે જાતનાં છાપાંઓમાં અથવા બીજું એવું જે કંઇ લખાણ મારે માટે આ દેશમાં થાય છે તેને હું અગ્નિદેવને સ્વાધીન કરૂં છું. તમે પણ તેજ પ્રમાણે કરજો. એજ રસ્તો વાજબી છે. ગુરુ મહારાજના કાર્યને માટે થોડીક જાહેર હીલચાલની આવશ્યકતા હતી. તે પ્રમાણે કાર્ય થયું છે અને તે ઠીકજ થયું છે. હવે નકામા માણસો આપણે માટે શું બકે છે તે તરફ આપણે ધ્યાન આપવાની કશીજ આવશ્યકતા નથી. હું મુડી

એકઠી કરતો હોઇશ કે બીજી જે ગપો ઉડે છે તેવું ગમે તે કરતો હોઇશ, પણ શું એવા ધૂળ જેવા માણસોના અભિપ્રાયથી તેનું કાર્ય અટકી પડવાનું છે ? મારા પ્રિય ભાઇ ! હજુ તમે તો બાળક છો, જ્યારે હું તો વૃદ્ધ થતો જાઉં છું. એવા લોકોના અભિપ્રાય અને ટીકાને હું કેટલું ઓછું મહત્ત્વ આપું છું તેનો તમે આ પરથી ક્યાસ કરજો. જ્યાંસુધી કમ્મર કસીને તમે મારી પૂંઠે ઉભા છો ત્યાંસુધી આખી દુનિયા સંપ કરીને આપણી સામે આવે તોપણ ડરવાનું કાંઇજ કારણ નથી. પણ મને એટલી તો ખબર છેજ કે, મારે બહુજ ભવ્ય વૃત્તિ ધારણ કરવી પડશે. મને લાગે છે કે, તમારા સિવાય મારે બીજા કોઇને પત્ર લખવો જોઇએ નહિ. સાથે સાથે એટલું જણાવજો કે, કે– ક્યાં છે? તેને શોધી કાઢવાનો પ્રયત્ન કરજો અને તેને હેતથી મઠમાં તેડી લાવજો. તે ઘણાજ વિદ્વાન અને સાચા દિલના માણસ છે. લોકો ગમે તે કહે તોપણ તમારે જમીનના બે ટુકડા મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. છાપાંઓમાં મારી તરફેણમાં અથવા મારી વિરુદ્ધમાં જેને જેટલું લખવું હોય તેટલું ભલે લખે. તે પર તમારે જરાય ધ્યાન આપવું નહિ; અને મારા પ્રિય ભાઇ ! હું તમને ફરી ફરીને પ્રાર્થના કરૂં છું કે, તમારે મને થોકબંધ છાપાંઓ મોકલવાં નહિ. આવે સમયે તમે આરામની વાતજ શી રીતે કરી શકો છો ? જ્યારે આપણે આ દેહનો ત્યાગ કરીશું ત્યારેજ આપણે માટે આરામનો સમય છે. એક વખત ફરીથી ઉત્સવની તૈયારી કરો; ભાઈ ! એવી રીતે તૈયારી કરો કે આજુબાજુનો આખો પ્રદેશ ઉત્સાહથી ભરાઈ જાય અને પ્રેમના પૂરમાં નિંદાખોરોની આખી ટોળી તણાઈ જાય. તમે તો હાથીસમાન છો અને તેથી તમારે કીડીના ચટકાથી ડરવાનું કારણ શું છે ?

તમે જે શિરનામું મોકલ્યું હતું તે મને લાંબા વખતથી મળી ચૂક્યું છે અને તેનો જવાબ પણ બાબુને ક્યારનો મોકલી આપ્યો છે.

ધ્યાનમાં રાખજો કે, આંખો અને કાન ઇશ્વરે બેની સંખ્યામાં આપેલાં છે, પણ મુખ તો એકજ આપેલું છે. નિઃસ્પૃહતા રાખો, નિઃસ્પૃહતા રાખો, નિઃસ્પૃહતા રાખો ! નહિ

कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति। "શુભ કાર્ય કરનારની કદી દુર્ગતિ થતી નથી." અહા બીક! અને ભાઇ! આપણે કોની બીક રાખવાની છે? અહીં આગળ મીશનરીઓ અને તેમના જેવા બીજા બૂમો પાડી પાડીને આખરે ચૂપ થઇ ગયા છે—અને આખી દુનિયામાં પણ તેજ પ્રમાણે થશે.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरणमस्तु शतान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः॥

"નીતિશાસ્ત્રમાં પારંગત એવા પંડિતો નિંદા કરે કે સ્તુતિ કરે, લક્ષ્મી પોતાની ઇચ્છા પ્રમાણે આવે કે જાય, આ ઘડીએજ મૃત્યુ થાઓ કે સો વર્ષ પછી થાઓ, પણ સ્થિર બુદ્ધિવાળા માણસો સત્યના માર્ગથી કદી ચલિત થતા નથી."

તમારે એવા જડ લોકો સાથે ભેળાવાની કંઇ આવશ્યકતા નથી, તેમજ તેમની પાસે કંઇ ભીખ માગવાની પણ જરૂર નથી. પ્રભુ સર્વ વસ્તુઓ પૂરી પાડે છે અને ભવિષ્યમાં પણ તેજ તમને સર્વ વસ્તુઓ પૂરી પાડશે. મારા ભાઇ! ભયનું શું કારણ છે? દરેક મહાન વસ્તુની પ્રાપ્તિ મહાન મુશ્કેલીઓમાંથી થાય છે. हे वीर! कुरु पौरुषमात्मनः, उपेक्षितव्या जनाः सुकृपणाः कामकाञ्चनवशगाः—"હે વીર! તું તારો ભગીરથ પ્રયત્ન કર. કામ અને કાંચનના પંજામાં ફસાયેલા કંગાલ લોકો તરફ તો નિઃસ્પૃહતાનીજ દૃષ્ટિ રાખ. આ દેશમાં હવે મારી સ્થિતિ મજબૂત થઇ ચૂકી છે. માટે મારે મદદની કંઇજ જરૂર નથી; પણ મારી તેમને હવે માત્ર એકજ પ્રાર્થના છે કે, મારા માટેના બંધુસ્નેહથી મને મદદ કરવાને માટે તમારામાં જે એક પ્રકારની મરદાનગી દાખલ થઈ છે તેનો ઉપયોગ તમે પ્રભુની સેવામાં કરો. જ્યાંસુધી તમને એમ ખાત્રી થાય નહિ કે, મન ખોલવાથી લાભજ થવાનો છે ત્યાંસુધી તમે કદી તમારૂં મન કોઈની આગળ ખોલશો નહિ. તમારા મોટામાં મોટા દુશ્મન માટે પણ પ્રિય અને સભ્યતાભરેલી ભાષા વાપરજો. કીર્તિ, શ્રીમંતાઈ અને ભોગવિલાસની ઇચ્છા પ્રાણીમાત્રમાં સામાન્યપણે હોય છેજ; અને જો બંને કામ

એકજ સાથે કરી શકાય એમ હોત તો (ઇશ્વર અને સેતાનની ઉપાસના એકજ સાથે થાય એમ હોત તો) પ્રિય ભાઇ! દરેક માણસ ઘણાજ ઉત્સાહથી તે પ્રમાણે કરત. એ તો કોઇક મહાત્માઓજ બીજાના રજમાત્ર ગુણને પર્વત સમા માનીને કામ કરે છે અને જગતના કલ્યાણ સિવાય બીજી કોઇ ઇચ્છા કરતા નથી. **परगुणपरमाणुं पर्वतीकृत्य, अपिच विभु वनमुपकारश्रेणिभिः प्रीयमानः** એટલા માટે જડ માણસો કે જેમની બુદ્ધિ અજ્ઞાનમાં ડૂબી ગઈ છે અને જે આત્મશૂન્યતામાં બધુંજ આવી ગયું છે એમ માને છે તેમને તેમનું છોકરવાદીપણું કરવા દેજો. જ્યારે તેમને એમ લાગશે કે, એ ઘણું ભારે પડી જાય એમ છે, ત્યારેજ તેઓ તેમ કરવાનું છોડી દેશે. ચંદ્રની સામે થુંકવાનો તેમને પ્રયત્ન કરવા દો, તે થૂંક પાછું તેમનાપરજ પડશે. **शुभं भवतु तेषाम्**–"તેમનું કલ્યાણ થાઓ." જો તેમનામાં જરા પણ તથ્ય હશે તો તેમની ફતેહને કોણ રોકી શકે એમ છે? પણ જો માત્ર ઇર્ષ્યાને લીધેજ એ લોકો નકામા બખાળા કરતા હશે તો તેમનું બધું નકામું છે. હ–એ માળાઓ મોકલી છે. અસ્તુ. પણ તમારે જાણવું જોઇએ કે, જે જાતના ધર્મનો પ્રચાર આપણે ત્યાં છે તેવા ધર્મને માટે અહીં સ્થાન નથી. લોકોની વૃત્તિ અને પ્રકૃતિને અનુકૂળ આવે એવો ધર્મ હોવો જોઇએ. જો તમે તેમને હિંદુ થવાનું કહેશો તો તે સઘળા લોકો તમારો ત્યાગ કરશે; અને જે પ્રમાણે આપણે હિંદુસ્તાનમાં પાદરીઓને ધિક્કારીએ છીએ તે પ્રમાણે તે લોકો તમને ધિક્કારશે. હિંદુ શાસ્ત્રના માત્ર કેટલાક વિચારોજ તેમને પસંદ પડે છે. તમારે જાણવું જોઇએ કે, એથી વિશેષ કંઇજ નથી. ઘણે ભાગે પુરુષવર્ગ તો ધર્મ કે એવા કશા માટે વિશેષ દરકાર પણ કરતો નથી. સ્ત્રીવર્ગ કંઇક કંઇક રસ લે છે; પણ તેઓ મોટા મોટા ડોઝ (પ્યાલીઓ) આપવા યોગ્ય નથી. × × × × દરેક વસ્તુનો પ્રચાર ધીમે ધીમે થાય છે. ધીરજ, પવિત્રતા, ખંત.

તમારો

વિવેકાનંદ

---

## पत्रांक १७

પ્રિય—

તમારો પત્ર મને હમણાંજ મળ્યો છે. કદાચ અત્યાર સુધીમાં તમને મારા બીજા પત્રો મળી ગયા હશે અને તમારા જાણવામાં આવ્યું હશે કે, હવે કંઇ વધારે અમેરિકા મોકલવાની આશ્યકતા નથી. દરેક વસ્તુની અતિશયતા કરવી એ ઠીક નથી. છાપાંઓનાં મારાં વખાણથી હું પ્રસિદ્ધિમાં આવ્યો છું, એમાં કંઈજ શંકા નથી; પણ તેની અસર અહીંના કરતાં હિંદુસ્તાનમાં વધારે થઇ છે. અહીં આગળ ઉલટું સતત જાહેર ખબર કરવાથી ઉંચા દરજ્જાના લોકોના મનમાં ખરાબ અસર થાય છે. તેથી હાલ છે એ પૂરતું છે. હવે તમે હિંદુસ્તાનમાં આ મિટિંગોની ઢબ પર વ્યવસ્થિત થવાનો પ્રયત્ન કરજો. તમારે આ દેશમાં કંઇ વધારે મોકલવાની હવે જરૂર નથી. પૈસાની બાબતમાં મેં પ્રથમ માને માટે એક મકાન બાંધવાનો નિર્ણય કર્યો છે; કારણ સ્ત્રીઓને તેની પ્રથમ જરૂર હતી. × × × માની જગ્યા માટે હું લગભગ રૂ. ૭૦૦૦ મોકલી શકું એમ છું. જો સ્થાનને માટે પહેલાં ખાત્રી થઇ જાય તો પછી મને બીજા કશાની દરકાર નથી. જ્યારે હું ન હોઉં ત્યારે પણ એ કાર્ય માટે આ દેશમાંથી વાર્ષિક રૂ. ૧૬૦૦ની રકમ મળ્યા કરે એવી વ્યવસ્થા કરવાની હું આશા રાખું છું. સ્ત્રીઓના સ્થાનના નિભાવ પેટે તેટલી રકમ હું આપી દઇશ અને પછી તે રકમમાં ધીમે ધીમે વધારો થશે. સ્થાન પ્રાપ્ત કરવાને માટે મેં તમને ક્યારનુંય લખી દીધું છે. × × ×

અત્યાર પહેલાં તો હું હિંદુસ્તાન આવી ગયો હોત, પણ હિંદુસ્તાન પાસે પૈસા નથી. રામકૃષ્ણ પરમહંસને હજારો માણસો માન આપે છે, પણ કોઇ એક રાતી દમડી આપવાને તૈયાર નથી—હિંદુસ્તાન એવું છે, × × × ત્યાંસુધી ગમે તે પ્રકારે એકસંપથી રહેજો. દુનિયાને સિદ્ધાંતોની બહુ ઓછી દરકાર છે. તે તો માત્ર વ્યક્તિ માટેજ દરકાર રાખે છે. તે લોકો જે માણસને પસંદ કરે છે તેની ગમે તેવી અક્કલ વગરની વાત પણ તે સાંભળશે અને બીજાની ગમે

તેવી ડાહી વાત પણ તે લોકો સાંભળશે નહિ. આ વસ્તુનો તમે વિચાર કરજો અને તે પ્રમાણે તમારી વર્તણુકમાં ઘટતો સુધારોવધારો કરજો. અંતે દરેક વસ્તુ બરોબર નીવડશે. જો તમારે સત્તા ચલાવવી હોય તો પ્રથમ નોકર બનો. એજ એની ગુપ્ત ચાવી છે. જો કે તમારા શબ્દો સખ્ત હશે તોપણ જો તમારામાં પ્રેમ હશે તો તે તરી આવશે. ગમે તેવી ભાષામાં પણ માણસનો પ્રેમ ઢાંક્યો રહેતો નથી.

મારા પ્રિય ભાઈ! રામકૃષ્ણ પરમહંસ સાક્ષાત્ ઈશ્વરનો અવતાર હતા, એમાં મને જરાપણ શંકા નથી; પણ તેમનો ઉપદેશ શો છે તે લોકોને તેમની મેળે શોધી કાઢવા દો. એ વસ્તુ કંઇ એવી નથી, કે જે તમે બીજાની ઉપર પરાણે લાદી શકો. મારો વાંધો માત્ર આટલોજ છે.

લોકોને પોતાનીજ મેળે પોતાનો અભિપ્રાય જાહેર કરવા દો. આપણે શું કરવા બોલવું જોઇએ? પ્રથમ રામકૃષ્ણ પરમહંસનો અભ્યાસ કર્યા વગર વેદ, વેદાંત, ભાગવત અને પુરાણોનું તથ્ય કોઈને બરોબર સમજાવાનું નથી. હિંદુધર્મના વિચારોપર તેમનું જીવન એક મહાન પ્રચંડ પ્રકાશ નાખવાનું કાર્ય કરે છે. વેદાંત અને તેના આદર્શપર એ એક જીવંત ટીકાસ્વરૂપે હતા. એકજ જીંદગીમાં તેમણે હિંદુસ્તાનનું સમસ્ત ધાર્મિક રાષ્ટ્રીય જીવન જીવી બતાવ્યું છે. × × × × × × રામકૃષ્ણ પરમહંસ સૌથી છેલ્લા અને સંપૂર્ણ છે. જ્ઞાન, પ્રેમ, ત્યાગ અને સેવાવૃત્તિની એ સાક્ષાત્ મૂર્તિજ હતા. એમની બરોબરી કરી શકે એવું બીજું કોણ છે? જે કોઇ એમની કદર કરી શકે એમ નથી, તેનો જન્મ ધારણ કરવો વ્યર્થ છે. હું એમનો જીવનનાં જીવનપર્યંત સેવક છું, એજ મારૂં મહદ્‌ભાગ્ય છે. તેમનો એક શબ્દ પણ મારે મન વેદ અને વેદાંત કરતાં વધારે મહત્ત્વનો છે. **तस्य दासदासदासोऽहम्** –"અહો! હું તો તેના ચાકરોના ચાકરોનો પણ ચાકર છું." પણ સંકુચિત અંધશ્રદ્ધા તેમના સિદ્ધાંતોનું ખંડન કરે છે અને તેથીજ મને ગુસ્સો આવે છે. તેમનું નામ ભલે અજ્ઞાનતાના અંધકારમાં ડૂબી જાય, પણ તેના ઉપદેશનાં ફળ આવવા દો. શું તેઓ કીર્તિના ગુલામ હતા? કેટલાક માછીઓ અને અભણ માણસો ઇસુને ઈશ્વરતરીકે

માનતા હતા; પણ ભણેલા માણસોએ ઇસુનો વધ કર્યો. બુદ્ધ ભગવાન તેમના જીવતાંજ કેટલાક વેપારીઓમાં અને ગોવાળોમાં માન પામ્યા હતા; પણ ભગવાન રામકૃષ્ણ તો પોતાના જીવનમાં ઓગણીસમી સદીના અંતમાં યુનિવર્સિટીના સંતાનો અને રાક્ષસોથી પણ ઇશ્વરના અવતારતરીકે મનાયા હતા. પુસ્તકોમાં તેમને માટે (બુદ્ધ, કૃષ્ણ, ઇસુ વગેરે) માત્ર કોઇક ઠેકાણે થોડું થોડું લખવામાં આવ્યું છે. એક કહેવત છે કે "ડુંગરા દૂરથી રળીઆમણા." પણ અહીં તો એક એવી વ્યક્તિની વાત છે, કે જેની સાથે આપણે રાત અને દિવસ રહ્યા છીએ. તોપણ આપણે તેને તે બધી વ્યક્તિઓ (બુદ્ધ, કૃષ્ણ, ઇસુ વગેરે) કરતાં મહાન ગણીએ છીએ. તમે આનો ભેદ સમજી શકો છો?

માના જીવનનો ગંભીર ભાવ તમે હજુ સમજી શક્યા નથી–તમારામાંથી કોઇ સમજી શક્યું નથી; પણ એ સર્વ તમે ધીમે ધીમે સમજી શકશો. શક્તિવગર કદી જગતનો ઉદ્ધાર થયો નથી. જગતમાં સર્વ દેશો કરતાં આપણો દેશ શામાટે વધારેમાં વધારે કમતાકાત અને સર્વથી પછાત છે તે તમે સમજી શકો છો? તેનું કારણ એ છે કે, આપણે શકિતનો સત્કાર કરતા નથી. ભારતવર્ષમાં એ શકિતની પાછી સ્થાપના કરવા માટેજ માનો જન્મ થયો છે. અને એ શક્તિને મધ્યબિંદુ બનાવ્યા પછીજ ફરીથી જગતમાં એક વાર ગાર્ગી અને મૈત્રેયી અવતરશે. પ્રિય ભાઇ! તમે હમણાં થોડુંક સમજી શકો છો, પણ ધીમે ધીમે તમે બધું સમજી શકશો. આથીજ હું પ્રથમ માના મઠની સ્થાપના કરવાની ઇચ્છા રાખું છું. × × × શકિતની કૃપા વગર જગતમાં કોઇ કાર્ય સંપૂર્ણ થતું નથી. અમેરિકા અને યુરોપમાં મેં શું જોયું? શકિતની પૂજા, સત્તાની પૂજા. જો કે હજુ તેઓ માત્ર ભોગવૈભવજ વધારવા માટે શકિતની પૂજા કરે છે. આ પરથી તમે ખ્યાલ કરો કે, જો આ શકિતની પૂજા પવિત્ર ઇચ્છાથી, સાત્ત્વિક ભાવથી અને માતાતરીકે કરવામાં આવે તો તે પ્રમાણે કરનારનું કેટલું કલ્યાણ થઇ શકે એમ છે! દિવસે દિવસે વધારે સ્પષ્ટતાથી જોવાની મારી શકિત વધતી જાય છે અને મારી અંતર્દૃષ્ટિ પણ વિશાળ બનતી જાય છે. આટલા માટેજ આપણે

માતાને માટે મઠની સ્થાપના પ્રથમ કરવી જોઇએ. પ્રથમ માતા અને તેની પુત્રીઓ; અને પછી પિતા અને તેના પુત્રો. તમે મારૂં આ કહેવું સમજી શકો છો? × × × મારે મનથી તો પિતાની કૃપા કરતાં માતાની કૃપા લાખો દરજ્જે વધારે મહત્ત્વની છે. માતાની કૃપા–માતાના આશીર્વાદ મારે મન સર્વોપરિ છે. × × કૃપા કરીને મને માફ કરજો, પણ માતાની બાબતમાં હું જરાક પક્ષપાતી છું. જો માત્ર માતા આજ્ઞા કરે તો તેનાં ભૂતાવળો ગમે તે કામ કરવાની તાકાત ધરાવી શકે છે. ભાઇ ! અમેરિકા જતાં પહેલાં મેં માતાના આશીર્વાદની યાચના કરી હતી. મને તેના આશીર્વાદ મળ્યા અને એકજ સપાટે હું સમુદ્ર તરી ગયો. જુઓ, હું અહીં આગળ ભયંકર ઠંડીમાં ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો આપી રહ્યો છું અને અનેક અડચણો સામે લડી રહ્યો છું, કે જેથી હું ફંડ ઉઘરાવી શકું અને માના મઠની સ્થાપના કરી શકું. × ×–નો સ્વભાવ ક્ષત્રિયો જેવો ઉગ્ર છે, પણ માના માટે તેના અંતરમાં અદ્ભુત પ્રેમ છે. આથી હું તેના અનેક તરંગી ફાંટાઓ સહેલાઇથી નિભાવી લઉં છું. હમણાં તે અદ્ભુત કામ કરી રહ્યો છે. હું મારી પોતાની જાતને હમેશાં નિશ્ચિત દશામાં રાખું છું, અને તમે પણ મદ્રાસીઓ સાથે સહકાર કરીને ઘણુંજ સારૂં કાર્ય કર્યું છે. પ્રિય ભાઇ ! તમારા તરફથી મને ઘણીજ આશા છે. તમારે સહકારથી કાર્ય કરવાને માટે દરેકને વ્યવસ્થિત કરવા ઘટે છે. તમે માના મઠને માટે જમીનનું નક્કી કરશો કે તરતજ હું સીધો હિંદુસ્તાન આવીશ. જમીનનો ટુકડો મોટો હોવો જોઇએ. શરૂઆતમાં માટીનું ઝુંપડું હશે તોપણ ચાલશે. યોગ્ય સમયે હું એક સુંદર મકાન બાંધીશ. તમે કોઇ વાતે ડરશો નહિ.

× × × ×

સદા તમારો
વિવેકાનંદ

# पत्रांक १८

**नमो भगवान् रामकृष्णाय !**

ગાજીપુર–માર્ચ ૧૮૯૦

શ્રીયુત મહાશય,

મેં ભાઇ જી—ને એક પત્ર લખ્યો છે તેમાં એનો પ્રવાસ બંધ કરવાનું અને એકાદ સ્થાનમાં સ્થિર થવાનું મેં તેને જણાવ્યું હતું, અને ટીબેટમાં તેને જે જે સાધુઓની મુલાકાત થઇ હોય તેમના સ્વભાવ, પ્રકૃતિ અને રીતરિવાજો વિષેની હકીકત પણ મને મોકલવાનું મેં જણાવ્યું હતું. તેનો જે જવાબ આવ્યો છે તે હું આ સાથે બીડું છું. ઋષિકેશમાં ભાઈ ક—ને વારંવાર તાવના હુમલા થાય છે. અહીં આગળથી મેં તેને તાર કરેલો છે. જો તેના જવાબ પરથી મને એમ ખબર પડશે કે, તેને મારી જરૂર છે તો હું અહીંથી સીધો ઋષિકેશ જઇશ. ત્યાં નહિ જાઉં તો એકાદ બે દિવસમાં હું તમારા તરફ આવીશ. મહાશય ! આ માયાની જાળને મારી આજુબાજુ મને વિંટાતી જોઇને તમે હસશો, અને એમાં શંકા પણ નથી કે, હકીકત પણ તેવીજ છે. પરંતુ સાંકળ તો લોખંડની પણ હોય છે અને સુવર્ણની પણ હોય છે. સુવર્ણની જે સાંકળ છે તેમાંથી ઘણાં સારાં પરિણામ આવે છે અને એ પરિણામ જ્યારે પૂરેપૂરાં આવી જાય છે ત્યારે એ સાંકળ આપોઆપ ખરી પડે છે. મારા ગુરુદેવના શિષ્યો જે મારે મનથી તેમના પુત્રો બરાબર છે એમની સેવા કરવી એજ એક મારો આદર્શ છે; અને જો મારે કોઇ પણ ફરજ બજાવવાની હોય તો તે આ એકજ છે, એમ મને લાગે છે. કદાચ હું ભાઈ ક—ને અલ્હાબાદ અથવા એવા કોઈ બીજા સ્થળમાં જ્યાં સગવડતા હશે ત્યાં મોકલીશ. મારા સેંકડો ગુન્હાઓ હું તમારા ચરણમાં રાખી દઉં છું. "હું તો તમારા પુત્ર સમાન છું, માટે હું કે જેણે તમારૂં શરણ ગ્રહ્યું છે તેની તમારી ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરો."

તમારો

વિવેકાનંદ

---

## पत्रांक १९

બરાહનગર, તા. ૧૦ મી મે, ૧૮૯૦

× × × ×

આ ઠેકાણે હાલમાં યમરાજ ઘણા બંધુઓ અને આત્માઓનો ભોગ લે છે તેથી કરી મારૂં મન બહુ વ્યગ્ર છે. પાછળથી મારો કોઇ કાગળપત્ર આવ્યો નહિ હોય, એમ લાગે છે. શ્રી વિશ્વનાથ કોણ જાણે ક્યારે અને કેવી રીતે મને વિશ્રાંતિ આપશે તેની મને સમજ પડતી નથી. ગરમી જરા ઓછી થતાંજ હું અહીંથી પલાયન કરવાનો છું, પણ ક્યાં જઇશ તે હું પોતેજ બરાબર જાણતો નથી. આપ મારે માટે શ્રીવિશ્વનાથની પ્રાર્થના કરજો કે, મને તે પૂરતું બળ આપે. આપ પોતે ભકત છો, તેથી " मद् भक्तानां ये भक्तास्ते मे भक्ततमा मताः" (મારા ભકતોના જે ભકતો છે તે મારા સૌથી ઉત્તમ ભક્તો છે ) એ ભગવદ્‌વાક્યનું સ્મરણ કરીનેજ હું આપને આ વિનતિ કરૂં છું.

---

## पत्रांक २०

બાગબજાર, કલકત્તા, તા. ૨૬ મી મે, ૧૮૯૦

બહુ વિપદ્‌ઘટનાથી ઘેરાઈ તથા મનની ડામાડોળ સ્થિતિમાં હું આપને આ પત્ર લખું છું; શ્રીવિશ્વનાથની પ્રાર્થનાપૂર્વક એની યુક્તિયુક્તતા તથા સંભવાસંભવતાનો વિચાર કરીને પ્રત્યુત્તર આપી કૃતાર્થ કરશો.

૧–પ્રથમજ મેં આપને કહી દીધું છે કે, હું શ્રીરામકૃષ્ણનો ગુલામ છું, તુલસી અને તલસમેત આ દેહ એમને ચરણે આપ્યો છે. એમની આજ્ઞાનું ઉલ્લંઘન મારાથી કદી પણ થઇ શકે તેમ નથી. એમના જેવા મહાપુરુષને પણ જો ચાળીસ વરસના કઠોર ત્યાગ, વૈરાગ્ય, પવિત્રતા અને કઠોરતમ સાધનાઓ કર્યા પછી તથા અલૌકિક જ્ઞાન, ભક્તિ, પ્રેમ અને વિભૂતિઓથી વિભૂષિત થયા પછી અકૃતાર્થ સ્થિતિમાં શરીર છોડવું પડ્યું હોય તો પછી અમારા જેવા માટે તો આશાજ ક્યાં ? અમારે ભરોસો કોનો કરવો ? તેથીજ તો મારે એમના વાક્યને આપ્તવાક્ય લેખી ભરોસો કરવો પડે છે.

૨–તેઓશ્રીનું મને એ ફરમાન છે કે, તેમના હસ્તક

સ્થપાયલા આ ત્યાગી મંડળીનું દાસત્વ મારે કરવું, તેથી ગમે તે થાઓ પણ એમાં મારે ખંતપૂર્વક મંડયા રહેવુંજ જોઇએ. પછી એમ કરતાં ભલે સ્વર્ગ આવો, નરક આવો યા મુક્તિ આવો તેની મને પરવા નથી-ગમે તે સ્થિતિનો હું સહર્ષ સ્વીકાર કરી લઇશ.

૩-તેઓશ્રીનો આદેશ એવો છે કે, તેઓશ્રીના ત્યાગી સેવકોએ એકત્રિત રહેવું; અને તે માટેની જવાબદારી મારે માથે મુકાઇ છે. અલબત, કદી કદી કોઇ અહીંતહીં જાય તે જુદી વાત છે, પણ તે થોડા સમયના પ્રવાસરૂપેજ હોવું જોઇએ. તેઓશ્રીનો પોતાનો મત એવો હતો કે, એક જીવન-મુક્તનેજ એવી રીતે અહીંથી તહીં વિચરતા રહેવાનું ફાવે. એવી જીવનમુક્તાવસ્થા જ્યાંસુધી પ્રાપ્ત ન થાય ત્યાંસુધી તો એક ઠેકાણે બેસીને સાધનામાંજ નિમગ્ન રહેવું ઉચિત છે. અહંમમભાવો નષ્ટ થઇ ગયા પછી જેને જે સ્થિતિ પ્રાપ્ત થાય તે પ્રમાણે ભલે તે વર્તે, પરંતુ ત્યાંસુધી તો પ્રવૃત્ત સાધકને માટે સતત ભ્રમણ અનિષ્ટજનક છે.

૪-તેથી ઉક્ત આદેશ અનુસાર તેઓશ્રીની સંન્યાસી-મંડળી બરાહનગરમાં એક જીર્ણ મકાનમાં એકત્રિત થયેલી છે અને સુરેશચંદ્ર મિત્ર તથા બલરામ બસુ નામના તેઓશ્રીના બે ગૃહસ્થ શિષ્યો તે સઘળાના ભોજનપાણીની તથા મકાન-ભાડાની વ્યવસ્થા કરે છે.

૫-વિવિધ કારણોને લઇને ભગવાન રામકૃષ્ણના શરીરને અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. એ કામ બહુ નિંદ્ય થઇ ગયું એમાં તો સંદેહ નહિ. અત્યારે તેમનાં ભસ્માવશેષ-અસ્થિ જે સાચવી રાખેલાં છે તેને ગંગાતીરે કોઇ સ્થાનમાં સમાધિ આપી શકાય તો ઉપરના મહાપાપમાંથી કંઇક છૂટીએ એમ મને લાગે છે. એ ભસ્માવશેષ તથા તેઓશ્રીની ગાદી (આસન) અને પ્રતિકૃતિ(છબી)ની અમારા મઠમાં રોજ યથાનિયમ પૂજા થાય છે અને અમારો એક બ્રાહ્મણ-કુલોત્પન્ન ગુરુભાઈ એ કામમાં રાતદિવસ રોકાયલો રહે છે, એ તો આપને વિદિતજ છે. એ પૂજાનો ખર્ચભાર પણ સદરહુ બે મહાત્માઓજ ઉપાડી લે છે.

૬-જેના જન્મથી આપણી બંગજાતિ અને બંગભૂમિ

પવિત્ર થઇ છે; જેનું અવતરવું પાશ્ચાત્ય વાક્છટાથી મોહિત થએલા ભારતવાસીઓના પુનરુદ્ધાર માટેજ થયું હતું; જેણે તે હેતુ માટે આવશ્યક ત્યાગીમંડળી મોટે ભાગે વિશ્વવિદ્યાલયના શિષ્યમંડળ( યુનિવર્સિટિ–મેન )માંથીજ સંપાદન કરી છે; તેવા એ મહાપુરુષનું કોઇ સ્મરણચિહ્ન આ બંગભૂમિમાં–તેઓશ્રીની પોતાની સાધનભૂમિમાંજ અદ્યાપિપર્યંત ઉભું ન થાય, એના કરતાં આક્ષેપાર્હ અને શરમાવનારી વાત બીજી શી હોઇ શકે ?

૭–પૂર્વોક્ત બે મહાત્માઓની પ્રબળ ઇચ્છા હતી કે, ગંગાતીરે એક જમીન વેચાતી લઇને તેમાં એઓશ્રીનાં અસ્થિ પધરાવી તેના પર સમાધિ બાંધવી તથા તેઓશ્રીનો શિષ્યસમુદાય પણ તેજ ઠેકાણે નિવાસ કરી રહે. સુરેશબાબુએ તો એ કામ માટે રૂ. ૧૦૦૦) ની દેણગી પણ કરી હતી અને વળી વધુ આપવાનું અભિવચન આપ્યું હતું; પરંતુ ઇશ્વરની ગૂઢ ઇચ્છાનુસાર ગઇ રાત્રેજ એમણે ઇહલોકનો ત્યાગ કર્યો છે. બલરામ બાબુના માઠા સમાચાર તો આપને અત્યાર અગાઉ મળી ચૂકયા છે.

૮–અત્યારે હવે તેઓશ્રીના શિષ્યોએ તેઓશ્રીની ગાદી તથા અસ્થિ અવશેષ લઇને કયાં જવું, એની કંઇજ સ્થિરતા નથી. બંગદેશના **લોકો વાતો તો મોટી મોટી કરે છે, પણ કાર્યમાં મીંડું હોય છે** તે તો આપને ખબરજ છે. શિષ્યો બધા સંન્યાસી છે. તેઓ અત્યારે પણ ગમે ત્યાં જવાને તૈયાર છે; પરંતુ તેમનો આ દાસ અત્યારે મર્માન્તક વેદના અનુભવે છે અને ભગવાન શ્રીરામકૃષ્ણનાં અસ્થિને ભૂમિદાહ કરવા કાજે એક સ્થાન પણ મળતું નથી, એના વિચારમાત્રથી હૃદય વિદીર્ણ થઈ જાય છે.

૯–હજાર રૂપરડીમાં કલકત્તાની નજદીકમાં જમીનની પ્રાપ્તિ અને મંદિર થવું અસંભવિત છે. ઓછામાં ઓછા પાંચ-સાત હજાર વગર એવી કોઇ જમીનજ મળે તેમ નથી.

૧૦–આપ અત્યારે શ્રીરામકૃષ્ણના શિષ્યોના એકમાત્ર સાચા મિત્ર તથા આશ્રયસ્થાન છો. વાયવ્ય પ્રાંતમાં આપનાં માનમોભો તથા ઓળખાણ–પિછાન પણ જોઇએ તેવાં છે; તેથી હું આપને પ્રાર્થના કરૂં છું કે, જો આપની ઇચ્છામાં

આવે તો ઉક્ત પ્રદેશમાંના આપના ઓળખીતા ધાર્મિક ધનવાનોમાંથી ઉઘરાણું કરી આ કાર્યને મદદ કરવી આપશ્રીને ઉચિત છે કે નહિ તેનો વિચાર કરી જોશો. ભગવાન રામકૃષ્ણની સમાધિ તથા તેઓશ્રીના શિષ્યોનું આશ્રયસ્થાન ગંગાતીરપર બંગદેશમાંજ કોઇ ઠેકાણે થાય એ આપશ્રીના પુખ્ત વિચારને સર્વથા ઉચિત ભાસતું હોય તો આપશ્રીની અનુમતિ મળતાંજ હું આપ સમક્ષ આવી હાજર થઇશ અને એ કાર્યને કાજે, મારા પ્રભુને કાજે તથા પ્રભુજીનાં સંતાનોને કાજે ઘેર ઘેર ફરી ભીખ માગવામાં પણ હું જરાકે લજવાઇશ નહિ. વિશેષ વિચાર તથા શ્રીવિશ્વનાથની પ્રાર્થનાપૂર્વક આ વાતપર આપ આપનું સઘળું ધ્યાન આપશો. મારા અભિપ્રાયમાં તો જો આ અતિ અકપટ, વિદ્વાન, સત્કુલોદ્ભૂત તરુણ સંન્યાસીગણ સ્થાન તથા સહાયના અભાવે શ્રીરામકૃષ્ણનો આદર્શભાવ સિદ્ધ ન કરી શકે તો તે આપણા દેશનાં દુર્ભાગ્યજ સમજવાં.

૧૧–જો એમ કહો કે "તમે સંન્યાસી લોક છો, તમારે વળી આ સકળ વાસના કેવી ?" તો હું કહીશ કે, હું શ્રીરામકૃષ્ણનો દાસ છું–તેઓશ્રીનું નામ તેઓશ્રીની જન્મ તેમજ સાધનભૂમિમાં દૃઢપ્રતિષ્ઠિત કરવા કાજે તથા તેઓશ્રીના શિષ્યગણના સાધનમાં અણુમાત્ર સહાયતા કરવા કાજે જો મારે ચોરી કે 'ડેકોઇટી' કરવી પડે તો તેમ કરવાને પણ હું રાજી છું. આપશ્રીને હું પરમ આત્મીયતરીકે સમજું છું, આપને સઘળુંજ કહીશ. એટલા માટેજ હું ફરી કલકત્તા આવ્યો છું. આપને મેં આવતાં પહેલાં સઘળું કહેલુંજ છે, જેમ ધ્યાનમાં આવે તેમ કરશો.

૧૨–દલીલની ખાતર જો આપ એમ કહો કે, કાશી આદિ સ્થાનમાં આવવું વધારે સગવડભર્યું થઇ પડશે તો તેના જવાબમાં હું આપને જણાવીજ ગયો છું કે, તેઓશ્રીની જન્મભૂમિમાં, તેઓશ્રીની સાધનભૂમિમાં જો સમાધિ નહિ થાય તો તે કેવા પરિતાપની વાત કહેવાશે! બંગભૂમિની અવસ્થા બહુજ શોચનીય છે. ત્યાગ કોને કહે છે, એનું તો એ દેશના લોકોને સ્વપ્નું પણ નથી. કેવળ ભોગવિલાસ, ઇંદ્રિયપરતા અને સ્વાર્થપરાયણતાજ એ દેશનાં

અસ્થિમજ્જા કોરી રહી છે. ભગવાન આ દેશમાં વૈરાગ્ય તથા અસંસારિત્વનું પ્રેરણ કરો ! અહીંના લોકમાં કંઈજ માલ નથી. વાયવ્યપ્રાંતવાસીઓમાં, વિશેષે કરીને ધનિક વર્ગમાં આવા કાર્ય માટે અત્યંત ઉત્સાહ છે એવો મને ભરોસો છે. યોગ્ય લાગે તે ઉત્તર આપશો.

× × × ×

## पत्रांक २१

બાગબઝાર–કલકત્તા, તા. ૬ જુલાઇ ૧૮૯૦

× × × ×

ગ— તો મને હજી પહેલાંના જેવોજ ઢંગધડા વિનાનો લાગે છે. એનામાં કંઇ ફેરફાર થયો નથી, સિવાય કે દેશાટણના યોગે એની મસ્તી અને ઉછૃંખલતા કમી થઇ છે અને આપણે માટે તેમજ ગુરુદેવમાટે તેનો પ્રેમ વધ્યો છે. તે ધીટ છે, બહાદૂર છે, પ્રમાણિક છે અને અડગ પણ છે. એને ઉપયોગી નર બનાવવા કાજે ખોટ માત્ર મનોબળયુક્ત કોઈ માર્ગદર્શકનીજ છે. એવા કોઇ ઉપદેશકની પ્રતિભા એનાપર પડતાં તે ભકિતભાવપૂર્વક તેને શરણે જવા પ્રેરાશે અને પરિણામે તે એક સરસ નર નીવડશે.

× × × ×

હું નથી ધારતો કે, તું કલકત્તા આવવાની ઉતાવળ કરે. રખડવાનું તેં પૂરૂં કર્યું છે. ભલા તે ઠીક થયું, પરંતુ તારે કરવાની એક ચીજનો હજી તેં પ્રયત્ન સુદ્ધાં નથી કર્યો અને તે એ કે, નિશ્ચયપૂર્વક ધ્યાન ધરવા બેસવું. જ્ઞાન એવી વસ્તુ નથી કે તે સહસા પ્રાપ્ત થઇ શકે. “ ઉઠ વહાલી દીકરી ! ઉઠ, તારા લગ્નવિધિની સઘળી તૈયારી થઈ ગઇ છે અને તારી હાજરીની રાહ જોવાય છે” એમ કહી નિદ્રાવશ થયેલી કન્યાને એકાએક જાગ્રત કરી શકાય છે; તેવી રીતે જ્ઞાનને જાગ્રત કરી શકાતું હોય એમ હું નથી માનતો. મારૂં દૃઢ માનવું છે કે, કોઈ પણ યુગમાં ઘણાં થોડાંજ માણસો જ્ઞાનને પામે છે અને તેથી આપણે ઠેઠ મરણપર્યંત મથ્યા કરવું જોઇએ– એને માટેનો યત્ન સતત ચાલુજ રાખવો જોઇએ. એ મારી જૂની પુરાણી રીત છે, સમજ્યા ? આધુનિક સંન્યાસીજ્ઞાનના

ભૂત વિષે તો હું બહુ સારી રીતે જાણું છું. શાન્તિ અને સામર્થ્ય તમને મળો એવી મારી આશિષ છે.

× × × ×

આલ્મોરાનાં હવાપાણી તમને કેવાં લાગે છે? સ–એ અગર તારે કોઈએ અત્રે આવવાની જરૂર નથી. ઘણા માણસોએ એકત્ર રહેવામાં ફાયદો શો? આત્માનું કલ્યાણ ન કરાય તો પછી શા કામનું? અહીંતહીં ભટકયા કરવાની મૂર્ખાઈ મા કરશો–તે બધું ઠીક છે; પણ વીર બનો.

निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्या विनिवृत्त कामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥

(ગીતા અ. ૧૫, શ્લો. ૫)

"અહંકાર અને મોહથી રહિત, સંગદોષને જીતનારા, પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં સદા તલ્લીન રહેનારા તથા કામનાઓ જેમની અત્યંત નિવૃત્ત થઈ ગઈ છે અને સુખદુઃખનાં જોડકાંથી જેઓ બિલકુલ મુક્ત થયેલા છે એવા સુજ્ઞ જનોજ તે અવિનાશી પરમપદને પામે છે."

અગ્નિમાં ભૂસ્કો મારવાનું તમને કોણ કહે છે? સાધનાને માટે હિમાલય જો તમને અનુકૂળ ન જણાય તો પછી બીજે કયાંક જાઓ. ઉપરાછાપરી આટલા બધા પ્રશ્નો પૂછવા એ કેવળ દુર્બળ મનનીજ નિશાની છે. ઉઠ, ઓ પરાક્રમી પુરુષ! તું જાગ્રત થા અને જોરાવર બન! કામ, કામ, કામ ને બસ કામ કર્યે જાઓ! મથો, ખૂબ મથો! બસ, હાલ તો એજ.

વિવેકાનંદ

---

## पत्रांक २२

અજમેર, ૧૪ એપ્રિલ, ૧૮૯૧

× × વિશુદ્ધ અને નિઃસ્વાર્થી બનવાનો યત્ન કરો–એમાંજ બધો ધર્મ સમાયલો છે. × × × ×

# પત્રાંક ૨૩

આબુ, ૩૦ એપ્રિલ ૧૮૯૧

પેલા બ્રાહ્મણ બંટુકને ઉપનયન સંસ્કાર આપ્યો ? તમે સંસ્કૃતનો અભ્યાસ કરો છો કે ? ક્યાંસુધી આવ્યા ? મને લાગે છે કે, તમોએ પ્રથમ ભાગ તો પૂરો કર્યો હશે.... તમારી શિવપૂજામાં તો તમે દક્ષ છો ને ? જો ના હો તો તેમ થવાને પ્રયત્ન કરજો. "પ્રભુનું સામ્રાજ્ય પ્રથમ ખોલો યાને પ્રભુમય બનો, એટલે બીજું બધુંજ તમોને આવી મળશે." ઈશ્વરને અનુસરો અને તમારી સર્વ ઇચ્છાઓ સફળ થશે........બંને સેનાપતિ સાહેબોને મારાં સ્નેહાભિનંદન કહેશો. તેઓ મોટા હોદ્દેદાર હોવા છતાં મારા જેવા એક અકિંચન ફકીરપ્રતિ બહુ મમતા રાખતા હતા. વત્સો ! **ધર્મનું રહસ્ય ખાલી સિદ્ધાંતોમાં નહિ, પણ આચરણમાં રહ્યું છે. ભલા થવું અને ભલાઇ કરવી-એજ ધર્મ-સર્વસ્વ છે.** 'પ્રભુ, પ્રભુ' એમ આરડયા કરનારો માણસ ખરો ધાર્મિક નથી, પણ જે એ પરમ પિતાની ઈચ્છાનુસાર વર્તે છે તેજ ખરો ધર્મિષ્ઠ છે. મારા અલવરી યુવકો ! તમારી મંડળી બહુ સારી છે અને મને આશા છે, કે ઘણા નજદીકના ભવિષ્યમાં તમારામાંના ઘણા જણ સમાજના શણગારરૂપ અને માતૃભૂમિને આશીર્વાદ સમાન થઇ પડશો. એજ.

તા. ક. કદાચ કોઇ કોઇ વાર સંસારચક્રના ઉઝરડા લાગે તો તેથી ગભરાતા ના; થોડાજ સમયમાં તે રૂઝાઇ જશે અને પછી સઘળાં સારાં વાનાંજ થશે.

---

# પત્રાંક ૨૪

મુંબઇ તા. ૨૦ મી, સપ્ટેંબર ૧૮૯૨

પ્રિય પંડિતજી મહારાજ,

આપનો પત્ર મને સમયસર મળ્યો છે, મારી લાયકાત વગર મને શા માટે આટલો બધો વખાણવામાં આવે છે તે સમજાતું નથી. પ્રભુ ઈસુએ કહ્યું છે કે " એક સિવાય બીજું કોઇ નિર્દોષ નથી, અને તે ઈશ્વર છે. " બીજા તો

તેને વાપરવાનાં માત્ર સાધનો (હથિયારો) છે. "ઈશ્વરની કીર્તિ મહાન હો." અને જે માણસ તેને યોગ્ય હોય તેને તે મળો, પણ મારા જેવો કે જેનામાં તેને માટે યોગ્યતા નથી તેને તે ઘટતી નથી. ચાકરની લાયકાત તો તેના પગાર જેટલી પણ નથી, અને એક ફકીરને તો ખાસ કરીને કોઈ પણ પ્રકારની સ્તુતિ કે માનપર હક્ક નથી, કારણ કે જો તમારો નોકર માત્ર પોતાની ફરજજ અદા કરે તો શું તમે તેનાં વખાણ કરશો?

× × × પંડિતજી! સ— અને મારા ×પ્રૉફેસરે મને સ્નેહપૂર્વક સંભાર્યો છે તે બદલ તેમનો ઘણોજ આભાર થયો છે.

હવે હું તમને કંઇક બીજુંજ કહીશ. હિંદુઓનાં મગજ હમેશાં અનુમાન અને કલ્પના કરવામાં પ્રવીણ હોય છે; પણ આ સર્વ કલ્પના અને અનુમાનપરથી કોઇ ખાસ એક સર્વમાન્ય વાત, અથવા પરિણામ, અથવા કારણ તારવી કાઢવામાં પ્રવીણ નથી. આપણાં સર્વ દર્શનોમાં (તત્ત્વજ્ઞાનમાં) બારીકમાં બારીક અને માથું પકવી નાખે એવી દલીલો જોવામાં આવે છે. આપણે એક સિદ્ધાંત લઈએ છીએ, અને તે ખરો છે એમ માનીએ છીએ. પછી તેના પર આપણે દલીલો કર્યા કરીએ છીએ; પણ આ સિદ્ધાંત જેટલો બાલીશ (છોકરમત) હોઇ શકે તેટલો હોય છે, છતાં આપણે કદી તેની સત્યતા બાબત વિચાર કરતા નથી. તે ખરો છે કે ખોટો છે તેની આપણે તપાસ કરતા નથી. આથી આપણી પાસે કોઇ પણ પ્રકારના સ્વતંત્ર વિચારો નથી, અને આટલા માટેજ વિજ્ઞાનશાસ્ત્રો કે જે નિરીક્ષણ અને કલ્પના તેમજ અનુમાનને વ્યવહારમાં મૂકવાની શક્તિના ફલરૂપ છે તેનો આપણામાં અભાવ છે. આમ હોવાનું કારણ શું?—તેનાં કારણો બે છેઃ—આપણા દેશની આબોહવામાં પ્રચંડ ગરમી રહેલી છે. આ ગરમીના સબબથી સ્વાભાવિકપણેજ પ્રવૃત્તિ કરતાં આપણને શાંતિ અને ચિંતન વધારે અનુકૂળ અને પ્રિય થઈ પડે છે. અને આથી બ્રાહ્મણો ઉપદેશકતરીકે દૂરના પ્રવાસ કે સમુદ્રપર્યટન કરવાનું માથે લેતા ન હતા.

× જેમની પાસે તેમણે પાણિનીનું મહાભાષ્ય વાંચ્યું હતું.

તે સમયમાં સમુદ્રપર્યટન કરનારા અને લાંબા દૂર દેશના પ્રવાસ કરનારા લોકો હતા ખરા, પણ આ લોકો તો લગભગ વેપારીવર્ગના હતા. તે સમયે જે લોકોએ ઉપદેશને માત્ર ધંધાતરીકેજ સ્વીકારેલો હતો તેમને વધારે ધન પ્રાપ્ત કરવાની તૃષ્ણા જાગી હોવાથી માનસિક વિકાસ કરવાની તેમની બધી શક્તિ મારી ગઇ હતી. આથી તેમનાં નિરીક્ષણોથી લોકોનાં જ્ઞાનમાં વૃદ્ધિ થવાને બદલે તે જ્ઞાન અધોગતિમાં પડયું. કારણ કે તેમનાં નિરીક્ષણો (અવલોકનો) ખરાબ હતાં અને તેમની વાતો અતિશયોક્તિ ભરેલી તેમજ કપોલકલ્પિત રીતે મારી મચડીને એવી રીતે બેસાડવામાં આવી હતી કે તેના અસલ સ્વરૂપને ઓળખવુંજ અશકય થઇ પડયું.

આ પરથી આપ સમજી શકશો કે, આપણે પ્રવાસ કરવો જોઇએ, આપણે દૂરના મુલકોમાં જવું જોઇએ, બીજા દેશોમાં સમાજની વ્યવસ્થા શી રીતે ચાલે છે તે આપણે જોવું જોઇએ; અને જો આપણે એક વાર ફરીથી પ્રજાતરીકે ઉભા થવું હોય તો બીજી પ્રજાઓના મનમાં અત્યારે શું ચાલી રહ્યું છે તે જાણવું જોઇએ અને તે જાણવાને તેમની સાથે આપણે તદ્દન સીધો અને સ્વતંત્ર સંબંધ રાખવો જોઇએ. વળી સર્વથી મહત્ત્વનું તો એ છે કે, આપણે બીજા લોકો પર જુલ્મ કરતાં અટકવું જોઇએ. આપણે કેટલી બધી હાસ્યાસ્પદ દશામાં આવી પડયા છીએ! જો કોઇ ભંગી અથવા ઢેડ આપણી પાસે ભંગી અથવા ઢેડતરીકે આવશે, તો જાણે તે કૉલેરા કે ઝેરી જંતુ ન હોય તેમ આપણે તેને ધૂતકારી કાઢીશું, પણ એજ ભંગી અથવા ઢેડ બાપ્ટીસ્ટ (ખ્રિસ્તીધર્મમાં દાખલ થતી વખતે કરવામાં આવતી ક્રિયા) લીધા પછી અને રામલો કે મગનો મટીને મિ. જૉન અથવા દાઉદ થયા પછી જો તે કોઇ પણ હિંદુને ત્યાં જશે તો હું નથી ધારતો કે તે તેને ખુરશી નહિ આપે અથવા તેની સાથે હસ્તધૂનન (શેકહેન્ડ) ન કરવાની હિંમત ધરે. આથી વધારે અધોગતિ હોવી કદી શક્ય નથી. અને તમે જુઓ તો ખરા! આ પાદરીઓ દક્ષિણમાં શું કરી રહ્યા છે? લાખોની સંખ્યામાં તે હલકી વર્ણના લોકોને વટલાવે છે; અને સમસ્ત હિંદુસ્તાનમાં ધર્માચાર્યોના

જુલ્મ નીચે સૌથી વધારે ચગદાયેલા એવા ત્રાવણકોરના રાજ્યમાં-કે જ્યાં જમીનનો દરેકે દરેક કટકો બ્રાહ્મણોની માલીકીનો છે, અને સ્ત્રીઓ-અરે! રાજ્યકુટુંબની હોય છતાં પણ બ્રાહ્મણોની સાથે તેમની રખાત (રાખેલી સ્ત્રી-ઉપપત્ની) તરીકે રહેવામાં માન સમજે છે, તે રાજ્યમાં લગભગ ચોથો ભાગ ખ્રિસ્તી બન્યો છે. અને તેમાં હું તેમને દોષ નથી દેતો. ડેવીડ અને જેસીમાં તેમનો ભાગ ક્યાં છે? ક્યારે? ક્યારે? ઓ પ્રભુ! મનુષ્ય મનુષ્યનો ભાઇ બનશે? આપનો

વિવેકાનંદ

## પત્રાંક ૨૫

ખેત્રી, તા. ૨૭ મી એપ્રિલ ૧૮૯૩

પ્રિય ડૉકટર,

તમારો પત્ર હમણાંજ મળ્યો. મારા જેવા નાલાયકને માટે તમારો પ્રેમ જોઇને હું ઘણોજ આભારી થયો છું. બિચારા બ–એ પોતાનો પુત્ર ગુમાવ્યો છે તે જાણીને હું બહુજ દિલગીર છું. "પ્રભુએ આપ્યો હતો અને પ્રભુએ લઇ લીધો છે. પ્રભુનું નામ આશિષમય હો." આપણે તો માત્ર એટલુંજ જાણીએ છીએ કે, કોઇ પણ વસ્તુ નાશ પામતી નથી અથવા નાશ પામી શકતી નથી. આપણે માટે માત્ર આધીનતાજ સર્જાયેલી છે-શાંત અને સંપૂર્ણ આધીનતા. જો સરદાર સૈનિકને તોપને મોઢે જવાનો હુકમ કરે, તોપણ તેને ફરિયાદ કરવાનો કે એક અક્ષર પણ બબડવાનો અધિકાર નથી, હક નથી. તે દયાળુ પ્રભુ બ–ને તેના દુઃખમાં દિલાસો અને શાંતિ આપો, અને સદા દયાળુ એવી જગજ્જનનીના અંતર પ્રત્યે તેને વધારે ને વધારે નજદીક લઇ જાય એવી મારી પ્રાર્થના છે.

સમુદ્રના પ્રવાસ માટે તો મેં બધી તૈયારી મુંબઇથી કરી લીધી છે. બી—ને કહેજો કે, રાજા સાહેબ અથવા મારા ગુરુભાઇઓ મારા કાર્યમાં કદી અડચણ કરેજ નહિ, રાજા સાહેબનો તો મારાપર અપાર પ્રેમ છે.

સર્વ ઇષ્ટ વસ્તુસ્થિતિના આપનાર પ્રભુ આપને અહીંઆં અને તે પછી પણ સુખી રાખો એવી પ્રાર્થના કરનાર

વિવેકાનંદ

# पत्रांक २६

પ્રિય બંધુ,

"માતાના ઉદરમાંથી જેવો નગ્ન આવ્યો છું તેવો નગ્ન ત્યાં જઈશ; ઈશ્વરે આપ્યું અને તેણેજ લઈ લીધું. પ્રભુની મરજી!" આ કથન એક વૃદ્ધ યાહુદી સંત પુરુષે જ્યારે ભારે વિપત્તિઓ તેના ઉપર આવી પડી ત્યારે કહેલું છે, અને તે સાચુંજ છે. આ કથનમાં જીવનની કસોટી રહેલી છે. પ્રચંડ વાવાઝોડું થાય છે ત્યારે સમુદ્રનાં મોજાં જમીન ઉપર ધસી આવે છે; પણ તેના મધ્યમાં તો અનંત શાંતિ, ગંભીરતા અને અપાર આનંદનું સામ્રાજ્ય રહેલું હોય છે. "જેઓ દુઃખ આવી પડતાં રુદન કરે છે તેઓ સુખી છે; કારણ કે તેઓનું સાંત્વન પરમેશ્વર કરે છે." આ કથનનો હેતુ એ છે કે, આપત્તિની ક્ષણોમાં હૃદય નિરાશ અને શૂન્ય થઇ તૂટી જાય છે. શોક, દુઃખ અને નિરાશાના ભારથી આખું જગત આપણને તજી નિરાધાર મૂકીને ચાલ્યું જતું હોય એવો ભાસ થાય છે. સર્વ સૃષ્ટિ કેવળ દુઃખનો અભેદ્ય કિલ્લો હોય એવું જણાય છે; અને એ વખતેજ આંતરદૃષ્ટિ ખુલે છે, પ્રકાશ એકાએક ઝળહળે છે, સ્વપ્નસૃષ્ટિ નાશ પામે છે અને અંતર્મુખતા થતાં પ્રકૃતિના ભવ્ય રહસ્યસમીપ આપણે જઇએ છીએ ત્યારેજ—જેમ ભાર બહુ વધવાથી નાનકડાં વહાણો ડબે છે તેમ દુઃખનો ભાર વધે છે; ત્યારેજ અસત્ય કલ્પનાજાળ દૂર થઇ જાય છે અને તે બુદ્ધિવાન, બળવાન અને શૂરવીર મનુષ્ય તે અનંત, સર્વદા પરમાનંદમય એવા જીવનને—તે અનંત પરમાત્મા કે જેને જુદા જુદા દેશમાં જુદા જુદા નામથી બોલવામાં અને પૂજવામાં આવે છે તેને પ્રત્યક્ષ જુએ છે.* અને ત્યારેજ જે બેડીઓ દુઃખના ઘરરૂપ દેહ સાથે બંધાઈ રહેલી હોય છે તે થોડા વખત માટે તૂટે છે, અને પછી બંધનરહિત એવો આત્મા પરમપદને પ્રાપ્ત થાય ત્યાંસુધી ઉંચો ઉંચો ચઢયા કરે છે. "તે પ્રદેશમાં દુષ્ટો દુઃખ દઇ શકતા નથી અને થાકી ગયેલાઓ શાંતિ મેળવે છે." બંધુ! દિવસ અને રાત પ્રભુપ્રાર્થના છોડીશ નહિ. સદા-

---

* एकं तत् सत् विप्रा बहुधा वदंति। અનુવાદક

કાળ **તારી ઇચ્છા પ્રમાણે થશે**, એવું કહ્યા વગર રહીશ નહિ; કારણકે આપણું કર્તવ્ય 'આ એમ કેમ છે?' એવા એવા પ્રશ્નો કરવાનું નથી, પરંતુ તે કાર્ય કરવાનું અને તેમાં પ્રાણ દેવાનું છે-અર્થાત્ આપણું કર્તવ્ય તો દેહ રહો કે જાઓ, પણ પ્રભુપ્રત્યે દૃઢ ભાવ રાખી કાર્ય કરવામાં છે.

ઓ પ્રભુ! તારા નામને ધન્ય છે, અને તારીજ ઇચ્છા સઘળે પ્રવર્તો. પ્રભુ! અમે જાણીએ છીએ કે, અમારે શરણ થવાનું છે. પ્રભુ! અમે સમજીએ છીએ કે, જગદંબાનોજ હાથ અમારા પર છાપ મારે છે, અને "આત્મા તો બળવાન છે, પણ દેહ નિર્બળ છે. પ્રેમજનક પ્રભુ! જે શાંતિની ઉદાસીનતા તું શીખવે છે તેની સામે હૃદયમાં વ્યાપી રહેલું દુઃખ યુદ્ધ કરે છે. ઓ પ્રભુ! તું કે જેણે તારા બધા પરિવારને શાંતચિત્તે તારી નજર સામે નાશ પામતાં જોયા છે તેવું બળ અમને આપ. પ્રભુ! આવ, તેંજ મહાન શિક્ષક થઇને શીખવ્યું છે કે, સિપાઇએ એક પણ ફડફડાટ વગર હુકમ માન્ય કરવો જોઇએ. પ્રભુ! આવ, અર્જુનના સારથિ! આવ અને જેમ તેં તેને શીખવ્યું હતું તેમ મને પણ શીખવ કે '**मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।**' એટલે કે **તારામાં** સર્વસ્વ અર્પણ કરવું એજ આ જીવનનો ઉચ્ચમાં ઉચ્ચ ઉદ્દેશ છે, કે જેથી કરીને પ્રાચીન સંતોની પેઠે હું પણ તારામાં દૃઢ ભાવ રાખીને ત્યાગવૃત્તિથી કહું કે ॐ श्रीकृष्णार्पणमस्तु ।

ઇશ્વર આપને શાંતિ આપો એવી પ્રાર્થના કરનાર

**વિવેકાનંદ**

---

## पत्रांक २७

પ્રિય એક્—

× × મારે તમારે માટે માત્ર એકજ શબ્દ કહેવાનો છે. તમે એ સતત સ્મરણમાં રાખજો કે, કદાચ હું તમને ફરીથી ન પણ મળી શકું. નીતિમાન થજો, બહાદુર થજો, સદા આનંદી થજો—અણીશુદ્ધ ચારિત્રવાન, મરણાંતે પણ ધીર. ધર્મના સિદ્ધાંતો માટે નકામી મગજમારી કરશો નહિ. કાયર માણસોજ પાપ કરે છે, બહાદુરો કદી પાપ કરતા નથી, અરે!

મનથી પણ પાપ કરતા નથી. દરેક માણસને, મિત્રને કે દુશ્મનને-દરેકને ચાહવાનો પ્રયત્ન કરજો. તમે મરદ બનજો અને જે તમારી સંભાળ નીચે છે એટલે કે આર-, કે- અને આઇ- એમને મરદ બનાવજો. તેમને ચારિત્રવાન અને દયાવાન બનાવજો. મારાં બાળકો! તમારે માટે કોઇ પણ ધર્મની આવશ્યકતા નથી. માત્ર નીતિ અને શૌર્ય! કાયરતા ન જોઇએ, પાપ ન જોઇએ, કસુર ન જોઇએ, કમતાકાત ન જોઇએ અને બાકીની દરેક વસ્તુ આપોઆપ તમારે માટે ચાલી આવશે. × × આર-ને કદી તમારી સાથે નાટકશાળામાં અથવા એવાં બીજાં-માણસોને નિર્બળ બનાવી દે એવાં-સ્થાનોમાં લઇ જશો નહિ. અથવા એકલા જવાની પણ તેને રજા આપશો નહિ.

તમારો **વિવેકાનંદ**

---

## પત્રાંક ૨૮

પ્રિય આર-, કે- અને આઇ-

મારાં બાળકો! તમે યાદ રાખજો કે, માત્ર નામર્દો અને કાયરોજ પાપ કરે છે અને તે છુપાવાને જૂઠું બોલે છે. બહાદુર માણસો હમેશાં ચારિત્રવાન હોય છે. ચારિત્રવાન થવાનો પ્રયત્ન કરજો, બહાદુર થવાનો પ્રયત્ન કરજો, અને દયાળુ થવાનો પ્રયત્ન કરજો.

તમારો

**વિવેકાનંદ**

---

## પત્રાંક ૨૯

યોકોહામા તા. ૧૦ મી જુલાઇ ૧૮૯૩

પ્રિય એ-, બી-, જી- અને મારા સર્વ મદ્રાસી મિત્રો,

મારી અહીંની હિલચાલના સમાચાર હમેશાં આપને ન આપવા માટે આપ મને ક્ષમા કરશો. અહીંઆં દરેક માણસ હમેશાં કંઇકને કંઇક કામમાં ગુંથાયેલો હોય છેજ અને ખાસ કરીને મારા જેવા માટે કે જેને પોતાની સાથે સામાન શી રીતે રાખવો અને તેની સંભાળ શી રીતે લેવી તે વાતનું જરાપણ જ્ઞાન નથી. મારી શક્તિનો મોટો ભાગ તો એમાંજ ખર્ચાઇ જાય છે. ખરેખર, આ માથાકૂટ ઘણીજ જબરી છે.

મુંબઇથી અમે કોલંબો બંદરે આવી પહોંચ્યા છીએ.

લગભગ આખો દિવસ અમારી સ્ટીમર બંદરમાંજ પડી રહી, આ તકનો લાભ લઈને અમે સ્ટીમરમાંથી ઉતરીને શહેર જોવાને માટે ગયા. ગાડીમાં બેસીને ગલીમાં અને રસ્તાઓમાં અમે ફર્યા, પણ મને તેમાંથી માત્ર એકજ વસ્તુ યાદ રહી અને તે એક મંદિર છે, જેની અંદર નિર્વાણસમયની આરામ લેતી સ્થિતિમાં ભગવાન બુદ્ધની એક પ્રચંડ મૂર્તિ હતી. × × ×

બીજો મુકામ અમે પીનાંગ કર્યો. સમુદ્રકાંઠે મલાયા દ્વીપકલ્પની મધ્યમાં એ શહેર આવેલું છે. મલાયાના સર્વ રહેવાસીઓ મુસલમાન છે. આ લોકો પ્રાચીન સમયમાં ચાંચીઆ (દરિયામાં લૂંટનાર) તરીકે ઘણાજ પ્રસિદ્ધ હતા, અને દરેક વેપારીને તે જમ જેવા લાગતા હતા; પણ આ જમાનામાં ક્રુઝરો (લડાયક આગબોટો) અને તોપોની શોધખોળ થવાથી તેમને નિરુપદ્રવી ધંધો શોધવાની જરૂર પડી છે. પીનાંગથી સીંગાપોર જતાં રસ્તામાં સુમાત્રાના પર્વતોનાં ઉંચાં શિખરો અમારા જોવામાં આવ્યાં. કેપ્ટને અમને કેટલાંક સ્થળો બતાવ્યાં, કે જે સ્થળો ચાંચીઆઓને પ્રિય હતાં અને જ્યાં આગળ તે લોકો સંતાઈ રહેતા હતા. સિંગાપોર સ્ટ્રેઈટસ સેટલમેન્ટની રાજ્યધાનીનું મુખ્ય શહેર છે.

સિંગાપોરમાં એક સુંદર બોટાનિકલ ગાર્ડન (વનસ્પતિ સંગ્રહાલય) છે. તેની અંદર કેટલાંક ઘણાંજ સુંદર તાડવૃક્ષો આવેલાં છે. 'પ્રવાસીના તાડ' એવા નામથી પ્રસિદ્ધ થયેલા સુંદર પંખા જેવા તાડ અહીં પુષ્કળ ઉગે છે. બ્રેડફ્રુટ નામનાં વૃક્ષો તો ઠેરઠેર માલૂમ પડે છે. જે પ્રમાણે મદ્રાસમાં કેરીઓ પુષ્કળ મળે છે, તે પ્રમાણે અહીંઆં સુપ્રસિદ્ધ મેંગોસ્ટીન નામનાં પુષ્કળ વૃક્ષ ઉગે છે, પણ કેરીની મઝા તો જુદીજ છે. રેખાની આટલી નજદીક છતાં અહીંના લોકો મદ્રાસના લોકો કરતાં અડધા પણ શ્યામ વર્ણના નથી. સિંગાપોરમાં એક સુંદર સંગ્રહસ્થાન પણ આવેલું છે.

આ પછી હોંગકોંગ શહેર આવે છે. અહીં આવો છો ત્યારે ચીનમાં આવ્યા હો એમ તમને તરતજ લાગે છે. અહીંઆં ચીનનું મહત્ત્વ સર્વોપરિ છે. દરેક મજૂરી, દરેક વ્યાપાર તેમનાજ હાથમાં હોય એમ દેખાય છે. હોંગકોંગ એ આબેહૂબ ચીન છે. સ્ટીમરે લંગર નાખ્યું કે તરતજ

સેંકડો ચીનાઓ તમને કિનારા પર લઈ જવાને પોતાની હોડીઓ લઇને તમારી આસપાસ ફરી વળે છે. આ હોડીઓને બબ્બે સુકાન હોવાથી તેનો દેખાવ વિચિત્ર લાગે છે. આ હોડીવાળો પોતાના કુટુંબ સાથે હોડીમાંજ રહે છે. સુકાનપર લગભગ ઘરધણિયાણીજ હંમેશાં બેસે છે. એક સુકાન તે હાથવડે ચલાવે છે અને બીજું સુકાન પગવડે ચલાવે છે, અને સોમાં નવ્વાણું ટકા તો આ સ્ત્રીની પીઠ પર ઝોળીમાં લટકાવેલું એક નાનું બાળક તમારા જોવામાં આવશે. અને તે એવી રીતે લટકાવવામાં આવે છે, કે જેથી એ નાના ચીનાઈ બાળના હાથપગ છૂટા રહે છે. જ્યારે તે સ્ત્રી સુકાન ચલાવતી હોય, અથવા કોઇ ભારે વજનની વસ્તુઓ ખસેડતી હોય, અથવા એક હોડીમાંથી બીજી હોડીમાં નવાઇભરી સફાઇથી કૂદી જતી હોય છે, ત્યારે પેલો નાનો લિહંગચંગ (બાળક) મજેથી માતાની પીઠપર પડયો પડયો પોતાના નાના હાથપગ આમતેમ હલાવ્યા કરે છે. એ દૃશ્ય જોઇને આપણને ઘડીક વિચિત્ર આનંદ થાય છે. ત્યાં સ્ટીમલાંચ (વરાળથી ચાલતી હોડી) અને હોડીઓની એટલી તો ધમાલ હોય છે કે દરેક પળે આ નાના લિહંગચંગનું માથું અને તેની લાંબી ચોટલી બધાંની કચુંબર થઇ જવાનો સંભવ હોય છે; પણ આ વાતની તેને જરા પણ દરકાર નથી. આ ધાંધલવાળી જીંદગીની તેને જરાય પરવા હોય એમ લાગતું નથી. ઘણીજ ઉદ્યોગી એવી તેની માતા થોડા થોડા સમયને અંતરે જે ચોખાની રોટલી તેને આપે છે, તે શાંતિથી ખાતો ખાતો મોજથી નાનો લિહંગચંગ પડયો રહે છે. ચીનાઇ બાળકો પૂરેપૂરાં ફિલ્સૂફ (તત્ત્વજ્ઞાની) હોય છે અને એટલી નાની ઉંમરે તેઓ શાંતિથી કામે વળગી જાય છે કે જે ઉંમરે આપણા હિંદનાં બાળકો ભાગ્યે ભાંખોડીએ ચાલતાં હોય છે. આવશ્યકતા કહો કે જરૂરીઆત કહો તેનું તત્ત્વજ્ઞાન તે ઘણીજ સારી રીતે શીખેલાં હોય છે. હિંદીઓ અને ચીનાઓ સુધારામાં જે આટલા બધા પાછળ છે તેનું મુખ્ય કારણ તેમની અત્યંત ગરીબાઇ છે. દરરોજની જરૂરીઆત અને આવશ્યકતાજ પૂરી પાડવી તેમને માટે એટલી મુશ્કેલ હોય છે કે બીજી બાબતોનો વિચાર કરવાની

તેમને ફુરસદજ મળતી નથી.

હોંગકોંગ શહેર ઘણુંજ સુંદર છે. તે ટેકરીઓને મથાળે અને તેના ઢોળાવપર બાંધવામાં આવેલું છે. હોંગકોંગમાં જેને 'સીટી' તરીકે ઓળખવામાં આવે છે તેના કરતાં હોંગ-કોંગ 'ટાઉન'તરીકે ઓળખાતો ભાગ વધારે શીતળ છે. અહીં આગળ લગભગ સીધી ઉંચાઈમાં ટેકરીને મથાળે જતી ટ્રામ્વે છે, જેને વરાળના બળથી તારનાં દોરડાંવડે ઉપર ખેંચવામાં આવે છે.

અમે હોંગકોંગમાં ત્રણ દિવસ રહ્યા, અને પછી કેન્ટોન (કંતાન) શહેર જોવાને ગયા, જે નદીના મુખ તરફ દરિયા-કિનારેથી એંશી માઈલને અંતરે આવેલું છે. અહીં આગળ એટલી બધી ધાંધલ અને ધમાલ હતી કે ન પૂછો વાત! અસંખ્ય હોડીઓ લગભગ નદીના પાણીને તો ઢાંકીજ દે છે. આ હોડીઓ કંઈ વેપારને માટેજ હોય છે એમ નથી, પણ આમાંની સેંકડો તો ઘરતરીકે રહેવાના કામમાં આવે છે. તેમાંની કેટલીક તો ઘણીજ સુંદર અને મોટી હોય છે. ખરી રીતે તો આ બે કે ત્રણ મજલાનાં મકાનોજ હોય છે. તેમની આજુબાજુ ઓટલા પણ હોય છે અને વચ્ચે રસ્તા પણ બનાવેલા હોય છે. આ બધુંજ તરતું હોય છે.

ચીનની સરકારે પરદેશીઓને વસવાને માટે ખાસ જમીન આપેલી છે ત્યાં અમે ઉતર્યા. અમારી ચારે બાજુ નદીને બંને કિનારે માઇલોના માઇલ સુધી કંતાન શહેર વસેલું છે. ઉછળતો, ઘૂઘવતો, જાણે કે માનવસમુદ્ર ન હોય અને તેની આટલી બધી વસ્તી છતાં, આટઆટલો ઉદ્યોગ છતાં તેના જેવું બીજું ગંદું શહેર મેં દીઠું નથી. આપણા હિંદુસ્તાનનાં શહેરો ગંદાં હોય છે તેવા અર્થમાં હું અહીંની ગંદકીની વાત કરતો નથી; કારણ કે ચીનની સરકાર કચરાના એક તરણાને પણ નકામું જવા દેતી નથી. હું જે ગંદકીની વાત કરૂં છું તે ચીનના વતનીઓની છે. આપણને તો એમજ લાગે કે ચીનાઓએ જાણે નાહવાના સોગન ખાધા છે. દરેક મકાનનો દુકાનતરીકે ઉપયોગ કરવામાં આવે છે, અને રહેવાના કામ માટે તો છેક ઉપરનો માળજ વપરાય છે. રસ્તાઓ ઘણાજ સાંકડા હોય છે, તે એટલે સુધી કે રસ્તે

ચાલતાં બન્ને તરફની દુકાનોને તમારાથી અડી જવાય છે. દશ ડગલાં ચાલો કે માંસ વેચનારની દુકાન તો હોયજ. તેમાં કેટલીક દુકાનો એવી પણ હોય છે, કે જ્યાં કૂતરાનું અને બિલાડાનું માંસ વેચાય છે. અલબત્ત, આ કૂતરાંનું અને બિલાડાંનું માંસ તદ્દન ગરીબવર્ગનાજ લોકો ખાય છે.

ચીનાની સ્ત્રીઓ કદી બહાર જોવામાં આવતી નથી. ઉત્તરહિંદુસ્થાનના લોકો પ્રમાણે તેમનામાં પણ સખ્ત રીતે પડદો પાળવાનો રિવાજ છે. માત્ર મજૂરવર્ગની સ્ત્રીઓજ બહાર જોવામાં આવે છે. આ લોકોમાં ઘણીક વાર આપણને આપણાં નાનાં બાળકોના પગ કરતાં પણ નાના પગવાળી સ્ત્રીઓ જોવામાં આવે છે. આટલા નાના પગ હોવાથી તેમને ચાલતાં પણ ફાવતું નથી, અને તે ચાલે છે એમ પણ કહેવાય નહિ. તે તો માત્ર કૂદે છે એમજ કહેવાય.

હું ચીનાઓનાં કેટલાંક મંદિર જોવાને ગયો હતો. કેન્ટોનમાં જે મોટામાં મોટું મંદિર છે તે ચીનનો બાદશાહ જેણે પોતાના પાંચસો અનુયાયી સાથે પ્રથમ બૌદ્ધધર્મની દીક્ષા લીધી તેના સ્મરણાર્થે બાંધવામાં આવ્યું છે. અલબત્ત, મધ્યમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ રાખવામાં આવી છે, બીજે નંબરે એનાથી નીચે બાદશાહની મૂર્તિ બેસાડવામાં આવી છે, અને તેમની બન્ને બાજુ તેના અનુયાયીઓની હાર બેસાડવામાં આવી છે. આ બધી મૂર્તિઓ લાકડામાંથી સુંદર રીતે કોતરી કાઢેલી છે.

કેન્ટોનથી અમે પાછા હોંગકોંગ આવ્યા અને ત્યાંથી જાપાન આવ્યા. પ્રથમ અમે નાગાસાકી આગળ લંગર કર્યું. અમે માત્ર થોડાકજ કલાકને માટે ત્યાં ઉતર્યા હતા અને ગાડીમાં બેસીને શહેરમાં ફરી આવ્યા. કેટલો બધો ફરક ! જાપાનીસ પ્રજા દુનિયામાં સૌ કરતાં વધારે સ્વચ્છ પ્રજા છે. દરેક વસ્તુ સ્વચ્છ અને સુંદર હોય છે. તેમના રસ્તા લગભગ બધાજ પહોળા, સ્વચ્છ, સીધા અને ફરસબંધીવાળા હોય છે. તેમનાં નાનાં મકાનો રમકડાં જેવાં સુંદર લાગે છે. દરેક શહેર અને ગામડાની પાછળ પાઈન નામના વૃક્ષથી ઢંકાયેલી ટેકરીઓ આવી રહી હોય છે અને તેથી સુંદરતામાં ઓર વધારો થાય છે. તેમનાં ઠીંગણાં શરીર, સુંદર ચામડી, વિચિત્ર

પહેરવેશ, તેમની ચાલવાની ઢબ, બોલવાની કળા અને હાવભાવ, એ બધુંજ વિચિત્ર હોય છે. જાપાન એ સુંદર રમ્ય ચિત્રને યોગ્ય ભૂમિ છે. લગભગ દરેક મકાનની પાછળ બગીચો હોય છે. તેમાં જાપાનીસ ફેશન પ્રમાણે નાના નાના છોડવા સુંદર રીતે ઉગાડેલા હોય છે. નાના નાના ફૂલના ક્યારાઓ, બનાવટી ન્હેળાઓ અને તે પર પથ્થરના નાના નાના સુંદર પૂલો આવેલા હોય છે.

નાગાસાકીથી હું કોબી આવ્યો, અને સ્ટીમર છોડી દઈને જાપાનનો અંદરનો પ્રદેશ જોવાના હેતુથી હું જમીનમાર્ગે (ખુશકી) યોકોહામા આવ્યો. દેશના અંદરના ભાગમાં આવેલાં એમનાં ત્રણે મોટાં શહેર મેં જોયાં. ઓસાકા શહેર એ મોટામાં મોટું માલ ઉત્પન્ન કરનારૂં સ્થળ છે. તેમાં ઘણાં કારખાનાં આવેલાં છે અને પુષ્કળ માલ બને છે; બીજું કિયોટો એ પ્રથમ રાજધાનીનું શહેર હતું અને ત્રીજું ટોકિયો શહેર, જે હાલની રાજધાનીનું શહેર છે. ટોકિયો શહેર કલકત્તાથી લગભગ બમણું મોટું છે અને વસ્તી પણ બમણી છે.

પાસપૉર્ટ (પરવાના) વગર કોઇ પણ પરદેશીને જાપાનના અંદરના પ્રદેશમાં જવા દેવામાં નથી આવતો.

હાલની વસ્તુસ્થિતિને પહોંચી વળવાને માટે જાપાનીસો પૂરેપૂરા જાગ્રત થઈ ગયા છે. તેમનું સૈન્ય સંપૂર્ણ તાલીમબદ્ધ છે. આ સૈન્યમાં જાપાનીસ ઑફિસરની શોધ પ્રમાણે બનાવવામાં આવેલી તોપો રાખવામાં આવી છે. આ તોપો દુનિયાના બીજા કોઇ પણ દેશની તોપો કરતાં ઉતરે એમ નથી. પોતાનું નૌકાસૈન્ય પણ આ લોકો વધારતા જાય છે. એક જાપાનીસ ઇજનેરે બનાવેલી એક માઇલ લાંબી ટનલ (જમીનની અંદર બનાવેલો બુગદો) પણ મેં જોઈ.

દીવાસળી બનાવવાનાં કારખાનાં ખરેખર જોવા લાયક છે. પોતાને જોઇતી દરેક વસ્તુ પોતાનાજ દેશમાં બનાવવાનો તેમણે નિશ્ચય કર્યો છે. ચીન અને જાપાન વચ્ચે વ્યવહાર અને વ્યાપાર ખેડતી આગબોટોની એક જાપાનીસ કંપની છે, અને તે થોડા વખતમાં મુંબઇ અને યોકોહામા વચ્ચે વ્યાપાર શરૂ કરવાની ઇચ્છા રાખે છે.×

---

× હવે તો જાપાની આગબોટો દુનિયાની સફર કરે છે.

મેં પુષ્કળ મંદિરો જોયાં. લગભગ દરેક મંદિરમાં કેટલાક સંસ્કૃત શ્લોકો પ્રાચીન બંગાળી લિપિમાં લખેલા જોવામાં આવે છે. અહીં આગળ માત્ર થોડાક સાધુઓજ સંસ્કૃત જાણે છે; પણ તે ઘણાજ બુદ્ધિશાળી છે. આ ભિક્ષુ-સાધુઓમાં પણ વર્તમાન યુગના સુધારાએ પ્રવેશ કરેલો છે. જાપાનના લોકો વિષે મારા મનમાં શું શું છે તે એક ટુંકા પત્રમાં જણાવવાની મારી શક્તિ નથી. માત્ર મારી એવી ઇચ્છા છે કે, હિંદુસ્તાનના આપણા સંખ્યાબંધ યુવાનોએ દરવર્ષે જાપાનની મુલાકાત લેવી જોઇએ.

જાપાનીસના મનમાં તો હજુ હિંદુસ્તાન સ્વપ્નસૃષ્ટિ છે, કે જ્યાં બધું ઉચ્ચ, પવિત્ર અને સૌંદર્યયુક્ત છે. અને તમે, તમે શું છો?........જીવનભર બકવાદ કર્યા કરનારાઓ, મિથ્યાપ્રલાપ કરનારાઓ, તમે શું છો? આવો, અને આ જાપાનીસ લોકોને જુઓ, અને પછી શરમથી તમારાં મોઢાંને છુપાવી દો. અરે! તમારી સમસ્ત જાતિજ એદીઓ(સુસ્ત)-ની બનેલી છે. તમે અહીં આવો તો તમારી જાતિ ભ્રષ્ટ થઇ જાય; અહા! તમારી પવિત્રતા ચાલી જાય. વહેમ અને મૂર્ખાઇભરેલી રૂઢિ અને માન્યતાઓનો બોજો માથાપર રાખીને તમે યુગયુગથી બેસી રહ્યા છે. આ બોજો દરેક પળે અને દરેક ક્ષણે વધતોજ જાય છે, તેનું તમને ભાન નથી. સ્પૃશ્ય અને અસ્પૃશ્ય, બ્રાહ્મણ અને અબ્રાહ્મણ વગેરેની ચર્ચામાં તમે સેંકડો વર્ષ ગુમાવ્યાં છે, અને હજુ ગુમાવો છો. સામાજિક રૂઢિનાં બંધનોએ તમારામાંથી માણસાઇ નાબુદ કરી છે અને હજુ તમને પાયમાલ કર્યે જાય છે; પણ તમને અંધાઓને તેનું ભાન નથી. આટલું બધું છતાં તમે અત્યારે શું છો?....કોઇ અંગ્રેજનું બનાવેલું પુસ્તક લઇ તેને ગોખતાં ગોખતાં નદીકિનારે કે કૉલેજના વરંડા પર આંટા મારો છો. તમે તે ગોખણપટ્ટી કરો છો; કારણ કે ગુલામોના દેશમાં ઉછરેલા તમે, તે સ્વતંત્ર અંગ્રેજને સમજી શકતા નથી. પણ તમારે તે સમજવાની ગરજજ ક્યાં છે? તમારી મહાનમાં મહાન ઇચ્છા તો ફક્ત રૂ. ૩૦)ની નોકરી મેળવવાની હોય છે, અને એથી વધારે થાય તો વકીલ બનો. બસ, તમારી ઇચ્છાની–તમારી મહત્ત્વાકાંક્ષાની અહીં હદ આવે

છે. તેથી વધારે ઉંચે જોવાની–જવાની તમારા જેવા ગુલામો-ની તાકાત નથી હોતી. અરે! તમારા વિદ્યાર્થીઓની દશા તો જુઓ! ભાઇ બી. એ. નો અભ્યાસ કરે છે, શરીર પર લોહીનું ટીપું નથી, આંખો ઉંડી પેસી ગઈ છે, ઘેર પા ડઝન છોકરાં અને નમાલી એવી માંદલી સ્ત્રી રોટલાના ટુકડા વાસ્તે ટળવળે છે! આવી તમારા દેશના વિદ્યાર્થીઓની દશા છે. અરે! શું સમુદ્રમાં એટલું પાણી નથી કે તમારાં કૉલેજનાં પુસ્તકોને, તમારા યુનિવર્સિટીના ઝભ્ભાઓને, ડીપ્લોમાને અને તમને બધાંને ડૂબાવી શકે? જાઓ, જો એટલું પાણી હોય તો ડુબી મરો.

આવો, મિત્રો! એક વાર મરદ બનો. તમારી ઉન્નતિ-માં, તમારા કલ્યાણમાં આડે આવતા આચાર્યોને, ભટ્ટા-ચાર્ય સાધુઓને અને મહંતોને ઉંચકીને ફેંકી દો. કારણ કે તે લોકો કદી સુધરવાના નથી. તેમનાં હૃદયો કદી વિશાળ થવાનાં નથી. તમારા વહેમ અને તમારા અજ્ઞાનપરજ એ લોકો સહેલ સપાટા કરે છે, તેથી તમને (બહુ તો શુષ્ક વેદાંત શીખવે છે અને ચારિત્ર સંબંધી પાયાભૂત) જ્ઞાન મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી. માટે એ આચાર્યોને, એ ધર્મને નામે ધતીંગ ચલાવનાર સેતાનોને પ્રથમ જડ-મૂળથી ઉખેડીને ફેંકી દો.

આવો, મિત્રો! ભાઇઓ! એક વાર ગુલામીની જંજીર-ને તોડીને ફેંકી દો. કૂવામાંના દેડકા ન રહેતાં બહાર આવીને વિશાળ જગતને જરા જુઓ કે પ્રજાઓ કેવી આગળ વધી રહી છે!

શું તમે આર્ય છો? શું તમે હિંદી છો? શું તમને આર્ય સંસ્કૃતિ પ્રિય છે? જો હોય તો આગળ આવો, નમાલી આશાઓ અને નિર્માલ્ય ભાવનાઓનો ત્યાગ કરો; અને તમારા હિંદુસ્તાનને માટે, તમારી આર્ય જાતિને માટે, અરે! સમસ્ત માનવજાતિના કલ્યાણને માટે, વધારે ઉંચા આદર્શને માટે અને વધારે પવિત્ર કાર્યને માટે પ્રયત્ન કરો, યુદ્ધ કરો; જે જે ભોગ આપવા પડે તે આપો. પાછા વળીને ન જુઓ, પ્રિયમાં પણ પ્રિય હોય તેને ખાતર પણ પાછા ન વળો; આગળ વધો, આગળ વધો, આગળ વધો!

હિંદુસ્તાન અત્યારે ભોગ માગી રહ્યું છે. તેને ઓછામાં ઓછા એક હજાર યુવાન માણસોનો–માણસોનો, જનાવરોનો નહિ પણ ઉદાર, શુદ્ધ, અંતઃકરણવાળા એક હજાર યુવાનોના ભોગની જરૂર છે. આપણા વહેમોને અને અંધશ્રદ્ધાને તોડવાને માટેજ ઇશ્વરી સંકેતથી બ્રિટિશ સત્તા સ્થપાઇ અને તે કાર્યમાં મદદ કરવાને માટે મદ્રાસેજ પ્રથમ માણસો આપ્યાં હતાં. હવે ઇશ્વરના એક નવા અને પવિત્ર સંકેતને માટે–ગરીબને પ્રેમ–ભૂખ્યાંને અન્ન અને–અભણને જ્ઞાન મળે તેને માટે–આહુતિ આપવાને મદ્રાસ કેટલા માણસો આપવા તૈયાર છે?

યુગયુગથી ચાલી આવતા જુલમે કરીને માણસો માણસ મટીને પશુ બની ગયા છે, તેમને ફરીથી મનુષ્ય બનાવવાને માટે સર્વસ્વનો ભોગ આપવાને કેટલા તૈયાર છે?

તમારો **વિવેકાનંદ**

તા. ક. આ વાત ખાસ ધ્યાનમાં રાખજો કે, કામ શાંતિપૂર્વક, ખંતપૂર્વક અને મૌનપણે કરજો. છાપાંઓમાં પ્રસિદ્ધ કરી નામના મેળવવાના ધતિંગમાં પડશો નહિ.

વિ.

---

## પત્રાંક ૩૦

બ્રીઝી મીડોઝ, મેટકાફ માસ.

તા. ૨૦ મી ઑગસ્ટ ૧૮૯૩

પ્રિય બંધુ,

આપનો પત્ર કાલે મળ્યો. મેં જાપાનથી લખેલો પત્ર તમને મળી ગયો હશે. ઉત્તર પાસિફીકને રસ્તે થઈને હું જાપાનથી વાનકુંવર પહોંચ્યો. ઠંડી પુષ્કળ પડતી હતી અને મારી પાસે ગરમ કપડાં ન હોવાથી મારે ઘણું કષ્ટ સહન કરવું પડયું; પણ ગમે તે પ્રકારે હું સહિસલામત વાનકુંવર પહોંચ્યો, અને ત્યાંથી કેનેડા થઇને શીકાગો ગયો. ત્યાં હું લગભગ હરરોજ મેળામાં જતો હતો. આ મેળો (પ્રદર્શન) ઘણો પ્રચંડ હતો અને તે જોવાને વાસ્તે ઓછામાં ઓછા દશ દિવસ થાય છે. શીકાગોમાં હું લગભગ બાર દિવસ રહ્યો. બી—એ જે બાઇની સાથે મારૂં ઓળખાણ કરાવ્યું હતું

તે અને તેમના પતિ શીકાગોના ઉંચામાં ઉંચા વર્ગના માણસો છે, અને તે લોકો મારા તરફ ઘણાજ માયાળુ હતા. ત્યાર પછી હું શીકાગોથી બોસ્ટન આવ્યો. મી. એલ— બોસ્ટન સુધી મારી સાથે હતા. તેઓ પણ મારી સાથે બહુજ માયાથી વર્તતા હતા.

અહીં મારે જે ખર્ચ કરવો પડે છે તે ભયંકર છે. દરરોજનો ખર્ચ લગભગ એક પાઉન્ડ ( આશરે પંદર રૂપિયા) આવે છે; તેમ એક સીગારેટ લેવા જાઓ તો તમને લગભગ આઠ આના પડે છે. અમેરિકન લોકો એટલા શ્રીમંત છે કે તેઓ પાણીની પેઠે પૈસા ખર્ચે છે. દુનિયાની કોઇ પ્રજા તેમની હરિફાઇ ન કરી શકે તેથી કાયદા—કાનુન બનાવીને તે લોકો ચીજોના ભાવ ફરજીઆત ઘણાજ મોંઘા રાખે છે. દરેક મજૂર લગભગ નવથી દશ રૂપિયા પેદા કરે છે અને તેટલા ખર્ચી નાખે છે. ત્યાંથી નીકળતી વખતે જે કલ્પના-સૃષ્ટિ મેં રચી હતી તે તદ્દન નાશ પામી છે. મારે તો અહીં અશક્યતા સામેજ યુદ્ધ કરવાનું છે. અહીંથી નાસી છૂટીને હિંદુસ્તાન આવતા રહેવાનું કંઇ સેંકડો વાર મન થયું હશે, પણ હવે મેં નિશ્ચય કરી લીધો છે. અને ઇશ્વરનો એવોજ સંકેત હશે એમ મને લાગે છે. મને આમાં કંઇ માર્ગ સૂઝતો નથી, પણ ઇશ્વરને તો તે માર્ગ માલમ છેજ. મારે મારા સ્થાનપર દૃઢ રહેવુંજ જોઇએ. પછી સફળતા મળો યા ન મળો. મરણાંતે પણ મારે આ કાર્ય કર્યેજ છૂટકો છે.

હાલમાં હું બોસ્ટન પાસે આવેલા એક ગામડામાં એક બાઇને ત્યાં મહેમાનતરીકે રહું છું. અકસ્માતજ આગ-ગાડીમાં આ બાઈ સાથે મારે ઓળખાણ થઇ હતી. તેણે મને પોતાને ત્યાં આવવાનું નિમંત્રણ આપ્યું, અને મેં એ આમંત્રણનો સ્વીકાર કરી લીધો. કારણ કે એમાં અમને બંનેને એક પ્રકારનો લાભ રહેલો છે. એ બાઈની સાથે રહેવાથી દરરોજનો મારા ખર્ચનો એક પાઉન્ડ બચી જાય છે, અને તેને એ લાભ થાય છે કે, પોતાના મિત્રોને બોલાવી-ને હું જાણે હિંદુસ્તાનની કોઈ અજાયબ વસ્તુ ન હોઉં એમ મને પ્રદર્શનતરીકે તે બતાવે છે. આ બધું મારે સહન કરીજ લેવું જોઇએ. ભૂખમરો, ઠંડી અને મારા વિચિત્ર

પોષાકથી રસ્તામાં બોલાતી મારી હુરરરે–આ બધાંની સામે મારે ટકી રહેવાનું છે; પરંતુ મારા વહાલા દોસ્ત ! મહાન પરિશ્રમ અને મહાન દુઃખ સહન કર્યા વગર મહાન કાર્ય કદી થયાં નથી.

× × × વળી એ પણ ધ્યાનમાં લેવું ઘટે છે કે, આ દેશ ખ્રિસ્તી લોકોનો છે. તેમના પર એ સિવાય બીજા કોઇ સંસ્કાર કે બીજી કોઇ પણ અસર નથી; અને હું પણ બીજા કોઈ પંથ કે સંસ્થાઓની દુશ્મનાવટની જરા પણ દરકાર કરતો નથી. હું અહીં આગળ કુમારી મેરીનાં બાળકોની મધ્યમાં વસ્યો છું, અને ભગવાન ઈસુ મને અવશ્ય મદદ કરશેજ. અહીંના લોકો હિંદુધર્મના ઉદાત્ત વિચારોને તેમજ નાઝારેથના પયગંબર તરફના મારા પ્રેમને બહુજ પસંદ કરે છે. ગેલીલીના મહાન નરે જે આદેશ કરેલો છે તેની વિરુદ્ધમાં મારે કંઇજ કહેવાનું નથી, એવું હું તેમને જણાવું છું. હું ખ્રિસ્તીઓને એટલુંજ કહું છું કે, જે સ્થાન તમે ઇસુને આપો છો તેવુંજ સ્થાન હિંદુસ્થાનના મહાપુરુષોને પણ આપો. અને મારૂં કહેવાનું આ લોકો બરોબર સમજી શકે છે.

શિયાળો હવે નજીક આવતો જાય છે અને મારે હરેક પ્રકારનાં ગરમ કપડાંની જરૂર પડશે. અહીંના વતનીઓને જેટલાં કપડાં જોઇએ છીએ તેના કરતાં આપણને વધારે કપડાંની જરૂર પડે છે............

મારા દોસ્ત ! સાંભળ. હિંમત અને ધીરજ ધારણ કર; કારણકે હિંદુસ્તાનમાં આપણે હાથે મહાન કાર્ય થવાનાં છે. શ્રદ્ધા રાખ, અને આપણેજ તે કાર્યો કરીશું. આપણેજ કે જે ગરીબ છીએ, તિરસ્કૃત છીએ, અને એનું દુઃખ અનુભવથી સમજીએ છીએ, તેજ મહાન કાર્યો કરી શકીશું. નહિ કે............

ગઇ કાલે શિકાગોમાં એક રમુજી ઘટના બની. ક—ના રાજા અહીં આવેલા હતા. શિકાગોના કેટલાક લોકો તેમને “બડે જાવ મહેરબાન” બનાવવાનો પ્રયત્ન કરતા હતા. મેળામાં (પ્રદર્શનમાં) આ રાજા સાથે મારી મુલાકાત થઇ હતી, પણ મારા જેવા ગરીબ ફકીર સાથે વાત કરતાં તેમના જેવા

મહાન પુરુષને નાનમ લાગી હતી. આ મેળામાં એક ચક્રમ ભેજાનો દક્ષિણી બ્રાહ્મણ નખવડે બનાવેલાં ચિત્રો વેચવાનો ધંધો કરતો હતો. અહીં આગળ પણ તેણે પહેરવેશમાં ધોતીજ રાખેલી હતી. આ મરાઠા બ્રાહ્મણે છાપાંઓના રિપોર્ટરોને રાજા માટે ઘણીઘણી વાતો કહી નાખી કે "એ રાજા તો હલકી વર્ણનો છે, આ રાજાઓ બધા માત્ર ગુલામોજ છે અને લગભગ પોતાનું બધું જીવન નીતિભ્રષ્ટ માર્ગમાં ગાળે છે. વગેરે, વગેરે." અને અમેરિકન છાપાંઓના એડીટરો કે જે લોકો સચ્ચાઇ(!)ને માટે પ્રસિદ્ધ છે, તેમની દાનત આ ખબરપત્રીની વાતને મહત્ત્વ આપવાની હતી. આથી તેમણે બીજે દિવસે હિંદુસ્તાનથી આવેલા એક જ્ઞાની માણસના વર્ણનથી-એટલે મારા વર્ણનથી-કૉલમો ભરી ભરીને છાપી નાખ્યાં, અને જે શબ્દો હું સ્વપ્નમાં પણ બોલ્યો ન હતો તેવા શબ્દો મારા મુખમાં મૂકીને મને આસ્માન સુધી ચઢાવી દીધો; અને પેલા મરાઠા બ્રાહ્મણે રાજા માટે જે જે ટીકા કરી હતી, તે પણ મેંજ કરી હતી એમ જણાવી દીધું. આનું પરિણામ એ આવ્યું કે, શિકાગોની સમાજે ઘણીજ ત્વરાથી તે કે-ના રાજાનો ત્યાગ કર્યો. મારાજ દેશબંધુ સામે મારોજ ઉપયોગ કરીને અમેરિકાના એડીટરોએ પોતાનું કામ સફાઇથી સાધી લીધું. તે ગમે તેમ હોય પણ આ પરથી એટલું તો સાબીત થાય છે કે, આ દેશમાં આડંબર અને ભપકા કરતાં બુદ્ધિને વધારે માન મળે છે.

ગઇ કાલે સ્ત્રીઓના કેદખાનાની સુપરિન્ટેન્ડન્ટ મિસિસ.... અહીં આવ્યાં હતાં. આ કેદખાનાને તે લોકો કેદખાનાતરીકે નથી ઓળખાવતાં, પણ તેને સુધારિણી શાળા-( રેફરમેટરી સ્કૂલ )તરીકે ઓળખાવે છે. અમેરિકાની સઘળી ભવ્ય વસ્તુઓમાં આ એક ઘણીજ ભવ્ય વસ્તુ છે. અહીંના કેદીઓની સાથે ઘણીજ મમતાથી વર્તવામાં આવે છે. ઘણી કાળજીથી તેમને સુધારવામાં આવે છે. આ શાળામાં માણસ એક કેદીતરીકે અને ગુન્હેગારતરીકે આવે છે, પણ જ્યારે તે બહાર જાય છે ત્યારે તે એક આબરૂદાર અને સમાજને ઉપયોગી એવા ગૃહસ્થતરીકે જાય છે. આ

સંસ્થા એટલી સુંદર અને એટલી ઉપયોગી છે કે તે જાતે જોયા વગર તેનો ખ્યાલ તમને આવેજ નહિ.

પણ જ્યારે આપણે આપણા હિંદુસ્તાનનાં ગરીબ અને પતિત ભાઇબહેનોને માટે શું કર્યું છે, તેનો વિચાર કરીએ છીએ, ત્યારે મારૂં અંતઃકરણ દુઃખથી ચીરાઇ જાય છે. હિંદુસ્તાનના ગરીબોને અને પતિતોને સુધરવાની, ઉન્નત માર્ગે ચઢવાની તકજ મળતી નથી. ગરીબોનો, નીચી વર્ણના લોકોનો, પાપીઓનો હિંદુસ્થાનમાં કોઇ મિત્ર નથી. તેમને કશી મદદ મળતી નથી. તે લોકો ગમે તેટલો પ્રયત્ન કરે પણ તેમનાથી ઉંચે ચઢાતુંજ નથી. દિવસે દિવસે તે લોકો વધારે ને વધારે અધોગતિને પામતા જાય છે. ક્રૂર સમાજ તરફથી તેમના પર દુઃખ અને જુલમનો વરસાદ વરસાવવામાં આવે છે; પણ આ ફટકા ક્યાંથી પડે છે તેની પણ તેમને ખબર નથી. અરે! પોતે પણ મનુષ્યો છે તેટલુંએ તેમને ભાન રહ્યું નથી, અને આનું પરિણામ તેજ ગુલામી. થોડાંક વર્ષોથી વિચાર કરનારા માણસોને આ વાત સ્પષ્ટ સમજાઇ છે. પણ કમનસીબે તેમને એમ લાગ્યું કે, આ બધા દુઃખનું કારણ માત્ર હિંદુધર્મજ છે. અને દુનિયામાં એક મહાનમાં મહાન એવા હિંદુધર્મનો નાશ કર્યા વગર આ દશા સુધારી શકાય એમ નથી.

પણ મિત્ર! તું મારી વાત સાંભળ. ઇશ્વરની કૃપાથી મને આ વાતનો ભેદ સમજાયો છે, કે આમાં ધર્મનો કંઇ પણ દોષ નથી. ઉલટું તમારો ધર્મ તો તમને એમજ શીખવે છે કે, જગતમાં તમારોજ આત્મા બધે વસી રહ્યો છે, અને જુદાં જુદાં રૂપ ધારણ કરીને તમે પોતેજ બધે વિચરી રહ્યા છો. ત્યારે આમ થવાનું કારણ શું? કારણ એટલુંજ કે, તમારાં અંતઃકરણો સૂકાઇ ગયાં છે, તેમાં દયા કે મમતા રહી નથી, તેથી તમારો ધર્મ તમને જે શીખવાડે છે, તેનો વ્યવહારમાં અમલ ન કરતાં, પોથીમાંનાં રિંગણાં પેઠે માત્ર પોથીમાંજ રહેવા દો છો. શું આમાં ધર્મનો દોષ છે? પ્રભુએ એક વખત ભગવાન બુદ્ધનો અવતાર ધારણ કરીને ગરીબ, દુઃખી અને પાપીઓને માટે શું કરવું, તેમના પર કેવી દયા, કેવો પ્રેમ રાખવો તે તમને બતાવ્યું; પણ તમે તે ધ્યાનમાં રાખ્યું નહિ.

તમારા ધર્મગુરુઓએ એક મૂર્ખાઇભરેલી વાત ઉપજાવી કાઢી કે, ખોટો ધર્મ સ્થાપીને અસુરોને લલચાવવાને માટેજ ભગવાને અવતાર ધારણ કર્યો હતો. અલબત્ત, આ વાતમાં પણ સત્ય તો રહેલુંજ છે, અને તે એજ કે, ભગવાનના ઉપદેશમાં જેમણે વિશ્વાસ કર્યો તે અસુરો નથી અને ન હતા, પણ ખરા અસુરો તો આપણેજ છીએ, કે જે તેમના સત્ય ઉપદેશમાં વિશ્વાસ અને શ્રદ્ધા કરતા નથી.

જે પ્રમાણે ભગવાન ઇસુનો તિરસ્કાર કરવાથી યાહુદી લોકોને આજે ઘરબાર વગર ભીખારીની પેઠે ભટકવું પડે છે અને દરેક પ્રજાનો જુલ્મ સહન કરવો પડે છે, તેજ પ્રમાણે તમારા મહાત્માઓના અને તમારા ધર્મના આદેશને ન માનવાથી તમે આજે ગુલામીમાં સડી રહ્યા છો. જે કોઇ પ્રજા તમારા ઉપર રાજ્ય કરવા ધારે તે પ્રજાની ગુલામી સ્વીકારવાને તમે હમેશાં તૈયાર રહો છો.

અરે જુલ્મગારો! તમને એનું ભાન નથી કે જુલ્મ અને ગુલામી એ એકજ વસ્તુની બે બાજુ છે. જે માણસ જુલ્મ કરે છે તેને ગુલામી પણ ભોગવ્યેજ છૂટકો છે. ગુલામ અને જુલ્મગાર એ બે એકજ વસ્તુ છે.

પોંડીચરીમાં સમુદ્રપ્રવાસ બાબત આપણે એક પંડિત સાથે સાંજે ચર્ચા કરતા હતા તે વાત બી— અને જી—ને કદાચ યાદ તો હશેજ. એ પંડિતના બેવકૂફીભરેલા હાવભાવ અને "કદાપિ ના" મને હમેશાં યાદ રહેશે. એ લોકોને એમ ભાન હોય એવું લાગતું નથી કે, દુનિયાની સરખામણીમાં હિંદુસ્તાન તો એકમાત્ર નાનો સરખો ટુકડો છે, અને જ્યારે આ ટુકડામાં રહેતાં તેત્રીસ કરોડ જંતુઓને (માણુસોને) આપસઆપસમાં લડતાં અને એકબીજા પર જુલ્મ કરતાં દેખે છે ત્યારે દુનિયા તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, અને તેમને ધિક્કારે છે.

આ વસ્તુસ્થિતિ તો મિટાવ્યેજ છૂટકો; પણ મહાન હિંદુધર્મનો નાશ કરવાથી આ બને એમ નથી. એ તો હિંદુધર્મના મહાન અને પવિત્ર સિદ્ધાંતોને શ્રદ્ધાપૂર્વક વ્યવહારમાં મૂકવાની, અને તેની સાથે બુદ્ધિવાદથી સંપૂર્ણ વિકાસ પામેલ, એવા બુદ્ધધર્મની દયા અને પ્રેમનું મિશ્રણ કરવાથીજ

બની શકે એમ છે.

એક લાખ સ્ત્રી અને પુરુષોની આજે જરૂર છે. જેના હૃદયમાં પવિત્રતાનો અગ્નિ હમેશાં પ્રજ્વલિત હોય, પરમ-કૃપાળુ પ્રભુમાં જેને અનંત શ્રદ્ધા હોય, ગરીબ, પતિત અને પગતળે છુંદાતા માનવો માટેના પ્રેમથી જેમના હૃદયમાં વનરાજ કેસરીનું બળ, હિંમત અને નિડરતા આવેલાં હોય, એવાં એક લાખ સ્ત્રીપુરુષોની જરૂર છે. આ લોકો મદદ, સહાનુભૂતિ, સામાજિક બળવો અને ઉદ્ધારનો આદેશ આપતા આપતા દેશના એક છેડાથી તે બીજા છેડા સુધી ફરી વળશે અને દરેકને સમાનતા શું છે એ શીખવશે.

જગતમાં બીજો કોઇ એવો ધર્મ નથી કે જેણે હિંદુ-ધર્મ જેટલી ભવ્યતા અને ગંભીરતાથી મનુષ્યજાતિની સમાન-તાનો આદેશ આપ્યો હોય; અને છતાં આશ્ચર્યની વાત એ છે કે, બીજો કોઇ એવો ધર્મ નથી, કે જે હિંદુધર્મ પ્રમાણે ગરીબો અને પતિતોની ગરદનપર છુરી ચલાવતો હોય. પણ પ્રભુએ મને દીવા જેવું સ્પષ્ટ દેખાડી આપ્યું છે કે, આમાં ધર્મની કસુર નથી. જે પ્રમાણે ખ્રિસ્તીધર્મમાં ફેરીસીઝ અને સેડયુસીઝ જેવા ઢોંગી લોકો વસતા હતા, તેજ પ્રમાણે હિંદુ ધર્મમાં ઢોંગી, સ્વાર્થી અને દંભી લોકો વસે છે. આ લોકો પારમાર્થિક અને વ્યાવહારિકતાના બહાના હેઠળ જુલ્મ કરવાનાં સાધનો શોધી કાઢે છે, અને જુલ્મ કરે છે. માટે તેમાં હિંદુધર્મની કસુર નથી, પણ આ ઢોંગી અને દંભી લોકોની-જ કસુર છે.

પણ તું નિરાશ થા મા. શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે "कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन" "માત્ર તારે તો કર્મ કરવાનોજ અધિકાર છે, તેના ફળનો તને કશો અધિકાર નથી." (મતલબ કે, તું તારો ધર્મ બજાવતો રહેજે અને ફળ માટેની જવાબદારી તું ઇશ્વરપર છોડી દેજે.) એ વાત હમેશાં સ્મરણમાં રાખજે. હે મિત્ર! હવે તું કમર કસીને તૈયાર થઇ જા. મને તો આ કાર્ય કરવાની પ્રભુની આજ્ઞા થઇ ચૂકી છે. મેં મારૂં અત્યારસુધીનું બધું જીવન માત્ર દુઃખ અને દર્દની પરંપરાઓમાંજ ગાળ્યું છે—મેં મારાં પ્રિયમાં પ્રિય અને સ્નેહી સ્વજનોને ભૂખે મરી જતાં જોયાં

છે; અને આ બધું મેં જેમને માટે સહન કર્યું, જેમને માટે તિરસ્કાર, અપમાન અને દુઃખ વેઠીને હું હાસ્યાસ્પદ બન્યો તે લોકો પણ મારો તિરસ્કાર અને અપમાન કરી મારા તરફ અવિશ્વાસની નજરથી જુએ છે.

હે મારા મિત્ર ! આ આખું જગત તો દુઃખનું એક પ્રચંડ કારખાનું છે; પણ આ કારખાનું મહાન અને સમર્થ એવા આત્માઓને માટે એક પાઠશાળા પણ છે, કે જે પાઠશાળામાં આ પવિત્ર આત્માઓ અનંત ધૈર્ય, અનંત પ્રેમ, દયા અને મમતાના પાઠ શીખે છે. તે ઉપરાંત કદાચ બ્રહ્માંડ તૂટી પડે, અને એક ક્ષણની અંદર આખું વિશ્વ સળગી ઉઠે, છતાં પણ ચલાયમાન ન થનારૂં એવું તેમનું આત્મબળ પણ અહીંજ કેળવાય છે.

જે લોકો મારો તિરસ્કાર કરે છે, તેમની તો મને માત્ર દયાજ આવે છે; પણ તેમાં તેમની કસુર નથી, કારણ કે એ લોકો તો હજુ બાળકજ છે–તદ્દન નાનાં બાળકો છે, પછી ભલેને તેમને કદાચ સમાજમાં ઉંચું સ્થાન આપવામાં આવ્યું હોય.

ખાવું, પીવું, સૂવું અને પ્રજા ઉત્પન્ન કરવી એ સિવાય તેમની દૃષ્ટિ કદી ઉંચે જતીજ નથી. સંસારનું ગાડું નિયમિતપણે ખેંચ્યા કરવું, પૈસા કમાવા અને ચાર સ્વાર્થી માણસોનાં ખોટાં વખાણથી પોતાની જાતને મહાન માની લેવી, તે સિવાય તેમની નજર વધારે ઉંચે જતી નથી. ગરીબ બિચારાં સુખી જીવડાં ! તેમની નિદ્રામાં કદી ખલેલ પડતું નથી. તેમનાં સંકુચિત નાનાં જીવનમાં કદી બળવો થતો નથી. હિંદુસ્તાનની પ્રજાનો મોટો ભાગ જે દુઃખમાં કચડાઈ રહ્યો છે, જે અધોગતિના કાદવમાં સડી રહ્યો છે, સદીઓના જુલ્મથી જેમનું મનુષ્યત્વ નષ્ટ પામ્યું છે, તેનાં દુઃખની ચીસ તેમને કદી સંભળાતી નથી.

યુગયુગથી ચાલી આવેલી માનસિક, નૈતિક, શારીરિક અને ધાર્મિક ગુલામીથી, દેવ થવાને સરજાયેલા મનુષ્યોને તેમણે પશુ બનાવી દીધા છે. જગજ્જનનીસમ પવિત્ર અને પૂજ્ય એવી સ્ત્રીજાતિને તેમણે માત્ર પોતાની વિષયવાસનાઓને પોષવાનું મશીન બનાવી દીધી છે, અને જીંદગી

જે આશીર્વાદ સમાન હોવી જોઇએ તેને તેમણે નરક સમાન બનાવી દીધી છે. આ વાતનો તેમને સ્વપ્નમાં પણ ખ્યાલ આવતો નથી; પણ બીજા કેટલાક એવા માણસો છે, કે જે આ જુએ છે. તેમનાં હૃદય દ્રવે છે, તેમનાં અંતઃકરણમાં રક્તનાં આંસુઓ પડે છે. આ લોકો જાણે છે કે, આનો ઉપાય છે, અને ગમે તે ભોગે પણ—જીવના જોખમે પણ—આ ઉપાય કરવાને તૈયાર છે. "આવા લોકોને માટેજ પ્રભુનો દરબાર ઉઘાડો છે." મારા મિત્ર! જ્યાં આગળ ગટરમાં, આવાં ક્ષુદ્ર જંતુઓ પોતે ડંખ મારવાને અને ઝેર ફેલાવવાને તૈયાર છે, ત્યાં આગળ આવા મહાન આત્માઓને પોતાના ઉચ્ચ સ્થાનપરથી નજર કરવા ફુરસદ ન હોય એ શું વાજબી નથી?

જે લોકો કહેવાતા ધનવાન છે, તેમનો વિશ્વાસ કરીશ નહિ, તે લોકો તો જીવતા કરતાં મુવેલા વધારે છે. માત્ર આશા તો તમારામાંજ છે—તમારામાં કે જેઓ નમ્ર છે, ઉતરતા છે, પણ પ્રમાણિક છે. માટે પ્રભુમાં શ્રદ્ધા રાખો. મુત્સદ્દીપણાની જરૂર નથી, તે કંઇજ ઉપયોગનું નથી. દુઃખી લોકો તરફ મમતા રાખો, અને મદદ માટે પ્રભુને પ્રાર્થના કરો. તે આવશેજ. દર્દભર્યા અંતઃકરણથી અને માત્ર આ એકજ આશાથી આવા કહેવાતા શ્રીમંતો અને મહાન માણસોને ઘેર હું અથડાયો છું. અરે! તે એક, બે કે પાંચ વરસ માટે નહિ, પણ બાર વરસ સુધી દેશના એક છેડેથી તે બીજા છેડા સુધી હું આથડયો છું, અને આખરે ભારે અંતઃકરણથી અડધી દુનિયા ઓળંગીને હું આ વિચિત્ર મુલકમાં આવી પડયો છું. ઈશ્વર મહાન છે. તે મને અવશ્ય મદદ કરશેજ. કદાચ એમ પણ બને કે, ભૂખ અને ટાઢથી આ મુલકમાં મારૂં મૃત્યુ થાય તો, મારા તરુણ મિત્ર! ગરીબ, અજ્ઞાન અને છુંદાયેલા માટેની આ દયા, આ પ્રેમ, આ પ્રાણાંત સુદ્ધ હું તમારે માટે વારસામાં મૂકી જાઉં છું. તમે આ ક્ષણેજ પાર્થસારથિ (અર્જુનના સારથિ—શ્રીકૃષ્ણ)ના મંદિરમાં જાઓ, અને તેના ચરણમાં મસ્તક નમાવો. તે ગરીબોનો મિત્ર હતો અને નીચ વર્ણના ગોવાળોનો સખા હતો. શુદ્ર ગુહકને આલિંગન આપતાં

જે ક્ષણ પણ અચકાયો નથી, જેણે અમીરઉમરાવોનાં આમંત્રણો કરતાં વેશ્યાના આમંત્રણને પસંદ કરી બુદ્ધ ભગવાનના અવતારમાં તેનો ઉદ્ધાર કર્યો હતો, તેનાં ચરણમાં તમે મસ્તક ઝૂકાવો અને તમારો ભોગ આપો, આખા જીવનનો ભોગ આપો. ગરીબો, પાપી અને છુંદાયલા કે જેમને માટે એ વારંવાર જન્મ ધારણ કરે છે, તે ગરીબો, પાપી અને છુંદાયલાઓને માટે તમે હસતે મુખે આત્મસમર્પણ કરો. તમારા દેશના તેત્રીસ કરોડ માણસો દિવસે દિવસે અધોગતિ પામતા જાય છે. તેના ઉદ્ધારને માટે પ્રતિજ્ઞા કરો.

આ કંઇ એકજ દિવસનું કાર્ય નથી. માર્ગ ઝેરી કંટકોથી ભરપૂર છે, પણ ભગવાન કે જેણે પાર્થનો રથ હાંકયો હતો, તે તમને પણ માર્ગ બતાવવાને સદા સર્વદા તૈયાર છે, એ આપણે જાણીએ છીએ. માટે તેનામાં અનંત શ્રદ્ધા રાખીને, તેના નામનું સ્મરણ કરીને આજ સૈકાંઓ થયાં હિંદુસ્થાનપર જે દુઃખનો ડુંગર લદાયેલો છે તેને આગ લગાવી દો, અને જરૂર તે બળીને ખાખ થઇ જશે. આવો, મિત્રો! કામની જલદી શરૂઆત કરો. કારણ કે કામ ઘણુંજ પ્રચંડ અને મહાન છે, અને આપણે બહુજ વાર લગાડી છે. કીર્તિ અને વિજય પ્રભુનાંજ, અને આપણે જરૂર સફળ થઇશું. આ યુદ્ધમાં સેંકડો અને હજારો ખપી જશે, પણ બીજા સેંકડો અને હજારો આ કામને ઉપાડી લેશે. હું કદાચ અહીંઆં નિષ્ફળ થઇને મરી પણ જાઉં, પણ બીજો માણસ તરતજ મારૂં કામ શરૂ કરશે. દેશને કયું દર્દ લાગુ પડયું છે, તે તમને ખબર છે; તેનો ઉપાય શો છે, એ પણ તમને ખબર છે. માટે શ્રદ્ધા રાખીને ખંત અને ધીરજપૂર્વક ઉપચાર કર્યે જાઓ. કહેવાતા શ્રીમંતો અને મોટા માણસો તરફથી કશી આશા ન રાખશો. જેમનાં હૃદયો મરી ગયાં છે, અને જેઓ માત્ર શુષ્ક બુદ્ધિપરજ જીવન ધારણ કરી રહ્યા છે, એવા અંતઃકરણ વગરનાં છાપાંઓ અને માસિકોનાં પાનાં ભરનારા લેખકો પર પણ વિશ્વાસ ન રાખશો. શ્રદ્ધા અને સહાનુભૂતિ-જીવંત શ્રદ્ધા અને જીવંત સહાનુભૂતિની જરૂર છે. ભૂખ નથી, દુઃખ નથી, તાપ નથી, ટાઢ નથી, જીવન કંઇ વસ્તુ નથી, મોત કંઈ નથી, એ સૌ માત્ર ભ્રમણા છે. પ્રભુનો

માર્ગ વિજયવંત છે—આગળ કૂચકદમ બઢાવો, પ્રભુ આપણો સરદાર છે. કોણુ ઘવાય છે—કોણુ પડે છે, તે જોવાને પાછળ રોકાશો નહિ. પાછળ દષ્ટિ પણુ કરશો નહિ, આગળ વધો, આગળ વધો. અને તોજ આપણે વિજયને પ્રાપ્ત કરીશું. એક પડશે અને બીજો તેનું સ્થાન લેશે. આ પ્રમાણે આપણો વિજય અવશ્ય છે. પ્રભુ આપણુને મદદ કરો.

આ ગામથી હું આવતી કાલે બોસ્ટન જવાનો છું. અહીં આગળ સ્રીઓની એક મોટી કલબ છે. આ કલબ રમાબાઇને ઘણીજ મદદ કરે છે. ત્યાં હું વ્યાખ્યાન આપવાનો છું. પ્રથમ તો મારે બોસ્ટન જઈને કેટલાંક ગરમ કપડાં ખરીદવાંજ પડશે. જો મારે અહીં જીવતા રહેવાની ઇચ્છા હોય તો મારો આ પહેરવેશ પણુ બદલવોજ પડશે. જ્યારે હું રસ્તામાંથી પસાર થાઉં છું, ત્યારે સેંકડો લોકો મને જોવાને ટોળે મળે છે, એટલા માટે મારે એક લાંબો કાળો કોટ પહેરવાની જરૂર છે, અને ભગવી કફની તેમજ ફેંટો તો જ્યારે વ્યાખ્યાન આપું ત્યારેજ પહેરવાની આ લોકો મને સલાહ આપે છે.....................લાગવગ વધે અને જોઇતી અસર થાય તે માટે થોડોક સમય અહીં રોકાવાની આવશ્યકતા છે. × × × ×

કેનેડા સિવાય અમેરિકાની આગગાડીમાં વર્ગ પાડવામાં નથી આવ્યા; તેથી મારે ફર્સ્ટ કલાસમાંજ મુસાફરી કરવી પડે છે. અમેરિકાની આગગાડીમાં માત્ર આ એકજ વર્ગ છે. બીજો એક કલાસ છે જેને “પુલમેન્સ” કહેવામાં આવે છે. આ વર્ગમાં દરેક જાતની સગવડ મળે છે. ખાવાની, પીવાની, સૂવાની અરે જાણે તમે તમારા મકાનમાં કે હોટેલમાં રહેતા હો તે પ્રમાણે નાહવાની પણુ સગવડ કરી આપવામાં આવે છે; પણુ આ વર્ગ એટલો બધો ખર્ચાળ છે કે ફર્સ્ટ કલાસ છોડીને હું તેમાં મુસાફરી કરવાની હિંમત કરી શકતો નથી.

અહીંઆં સમાજમાં દાખલ થઇને, તમારી વાત લોકોને સંભળાવવી એ ઘણું મુશ્કેલ કાર્ય છે. અત્યારે કોઈ પણુ માણુસ શહેરમાં છે નહિ. દરેક માણુસ હવા ખાવાનાં (સમર પ્લેસીસ) સ્થળોએ ગયેલ છે. જ્યારે શિયાળો બેસશે ત્યારે

તે લોકો પાછા આવશે. માટે મારે એટલો સમય રાહ જોવી પડશે. આટઆટલો પ્રયત્ન કર્યા પછી હું આ કાર્ય આમ સહેલાઈથી છોડી દેવાનો નથી. રોમ કંઇ એક દિવસમાં બંધાયું ન હતું. હું અહીં છ મહિના રહી શકું એટલી વ્યવસ્થા જો તમે કરી શકો તો મને આશા છે કે, સૌ સારાં વાનાં થઇ રહેશે. તે દરમિયાન હું કોઈ બીજો રસ્તો શોધી કાઢવાની તજવીજમાં છુંજ.

અત્યારે પણ અહીંઆં (અમેરિકામાં) એટલી બધી ઠંડી પડે છે, કે અમારે સવારે અને રાત્રે તાપવાને માટે દેવતા સળગતો રાખવો પડે છે. કેનેડામાં તો અહીંના કરતાં પણ ઠંડી વધારે પડે છે. અહીં તો ઘણી નાની ટેકરીઓપર પણ બરફ જામી ગયેલો જોવામાં આવે છે.

ધીમે ધીમે હું મારો માર્ગ કરી શકીશ, પણ તે કરવાને માટે આ ઘણાજ ખર્ચાળ દેશમાં લાંબો વખત રહેવાની આવશ્યકતા છે. હમણાં હિંદુસ્તાનમાં રૂપિયાની કિંમત વધારવાથી આ દેશમાં ભારે ગભરાટ ફેલાયો છે, અને ઘણાં કારખાનાં બંધ કરવાં પડયાં છે........મારે સબુરી પકડીને રાહ જોવીજ જોઇએ.

મારે અંત સુધી પ્રયત્ન કરવોજ જોઈએ, અને કદાચ હુ ઠંડી, ભૂખ અને બિમારીથી અહીં મરી જાઉં તો તમે મારૂં બાકી રહેલું કામ ઉપાડી લેજો. પવિત્રતા, સચ્ચાઇ અને શ્રદ્ધાનીજ જરૂર છે. પ્રથમ તો અમેરિકામાં હું મારો પ્રયત્ન કરીશ. જો તેમાં નિષ્ફળ જઇશ તો ઇંગ્લાંડમાં પ્રયત્ન કરીશ; અને જો મને ત્યાં પણ નિષ્ફળતા મળશે તો હું હિંદુસ્તાનમાં પાછો આવીશ, અને પ્રભુની બીજી આજ્ઞા થાય ત્યાંસુધી રાહ જોઇશ. તમારો

વિવેકાનંદ

---

## पत्रांक ३१.

શિકાગો તા. ૨ જી નવેમ્બર ૧૮૯૩

પ્રિય—

મારી નબળાઈને લીધે તમને મેં આટલી બધી અડચણમાં નાખ્યા, તે માટે હું ઘણોજ દિલગીર છું. તે વખતે મારી પાસે એક પાઇ પણ હતી નહિ, પણ હવે તો પ્રભુની કૃપાથી મને મિત્રો મળ્યા છે. બોસ્ટનની પાસે આવેલા એક ગામમાં મને ડૉ૦ રાઇટ સાથે પીછાન થઇ છે. આ ગૃહસ્થ હાર્વર્ડ યુનિવર્સિટીમાં ગ્રીક ભાષાના પ્રૉફેસર છે. તેમણે મારા તરફ ઘણીજ સહાનુભૂતિ બતાવી અને ધર્મપરિષદમાં જઇ વ્યાખ્યાન આપવાની આવશ્યકતા આગ્રહપૂર્વક સમજાવી. તેમની એવી માન્યતા છે, કે એમ કરવાથી અમેરિકાની પ્રજા સાથે મારો પરિચય થશે. ધર્મપરિષદના કાર્યવાહકો કે તેની સાથે સંબંધ ધરાવતા કોઇ પણ માણસને હું ઓળખતો ન હતો, તેથી મારે માટે સઘળી વ્યવસ્થા કરવાની જવાબદારી ડૉ. રાઇટે પોતે માથે લીધી છે, અને પરિણામે મારે પાછા શિકાગો આવવું પડ્યું છે. અહીં મને તેમજ ધર્મપરિષદ માટે આવેલા પૂર્વ અને પશ્ચિમના સર્વ પ્રતિનિધિઓને એક ગૃહસ્થના મકાનમાં ઉતારો આપવામાં આવ્યો હતો.

જે દિવસે પરિષદનું કામ શરૂ થવાનું હતું, તે દિવસે સવારે આર્ટ પૅલેસ નામના મકાનમાં અમે સર્વ પ્રતિનિધિઓ એકઠા થતા હતા. આ મકાનમાં પરિષદની બેઠકને માટે એક મોટો મંડપ અને બીજા કામચલાઉ નાના નાના મંડપો તૈયાર કરવામાં આવ્યા હતા. દરેક દેશના અને પ્રજાના માણસો ત્યાં આવેલા હતા. હિંદુસ્તાનમાંથી બ્રહ્મોસમાજ તરફથી મજમુદાર આવ્યા હતા, અને તેમની સાથે મુંબઇવાળા નગરકર હતા. જૈન ધર્મના પ્રતિનિધિતરીકે મી. ગાંધી આવ્યા હતા. મિસિસ બીસાન્ટ અને મિ. ચક્રવર્તી થિયોસોફી તરફથી આવેલા હતા. આમાંથી મજમુદાર અને હું એ તો જૂના મિત્ર હતા, અને ચક્રવર્તી મને માત્ર નામથીજ ઓળખતા હતા. સરઘસના આકારમાં અમને ભારે દમામથી પરિષદના

પ્લેટફૉર્મ પર લઈ જવામાં આવ્યા. નીચે એક વિશાળ હૉલ (મંડપ) હતો અને ઉપર એક ઘણીજ મોટી ગેલેરી હતી. ઉચ્ચ કેળવણી પામેલાં અને વિદ્વાન એવાં છ સાત હજાર સ્ત્રી પુરુષોથી બધું ચીકાર ભરાઇ ગયું હતું અને પ્લેટફૉર્મ પર આખા જગતના વિદ્વાન માણસો એકઠા થયા હતા. અને હું કે જે જાહેર સભામાં કદી પણ બોલ્યો નથી તેને દુનિયામાંના દરેક દેશમાંથી, અને દરેક પ્રજામાંથી ચુંટાઇને આવેલા વિદ્વાનો અને પંડિતો આગળ આખું વ્યાખ્યાન કરવાનો સમય આવી પડયો !! આ પ્રચંડ સભાના કામકાજની શરૂઆત, દબદબાભરેલા વિધિ, વ્યાખ્યાનો અને સંગીતથી કરવામાં આવી. ત્યાર પછી પ્રતિનિધિઓની એક પછી એક ઓળખાણ કરાવવામાં આવી, ત્યાર પછી અનુક્રમે વ્યાખ્યાનની શરૂઆત થઇ. અલબત્ત, મારૂં હૃદય તો વૃક્ષપરના પાંદડાની પેઠે અંદર ફફડી રહ્યું હતું, અને મારી જીભ તાળવે ચોંટી ગઇ હતી. હું એટલો બધો ગભરાઈ (નર્વસ થઇ) ગયો હતો કે તે સવારે કંઈ પણ બોલવાની મારી હિંમત ચાલી નહિ. મજમુદારે સુંદર વ્યાખ્યાન આપ્યું, ચક્રવર્તી પણ સરસ રીતે બોલ્યા, અને બન્નેને લોકોએ તાળીઓથી વધાવી લીધા. આ બધા લોકો સંપૂર્ણ તૈયારી કરીને આવેલા હતા અને પોતાની સાથે ભાષણો તૈયાર કરીનેજ લાવેલા હતા. પણ હું તો તદ્દન મૂર્ખો હતો, અને વ્યાખ્યાનની કશીજ તૈયારી ન હતી. પણ મેં મનમાં ને મનમાં દેવી સરસ્વતીના ચરણમાં નમસ્કાર કર્યા અને વ્યાખ્યાનપીઠ (પ્લેટફૉર્મ) પર આવીને ઉભો. ડૉ. બેરોઝે સભાજનોને મારી ઓળખાણ કરાવી. મારા વ્યાખ્યાનની શરૂઆત મેં "મારી અમેરિકન બહેનો અને ભાઇઓ" એ પ્રમાણે કરી. આ સાંભળીને મિનિટ સુધી કાનને બહેરા કરી નાખે એવો તાળીઓનો ગગડાટ ચાલુ રહ્યો. અને જ્યારે મેં મારૂં નાનું સરખું વ્યાખ્યાન પૂરૂં કર્યું ત્યારે હું તદ્દન થાકી ગયો હતો. અને લાગણીઓથી મારૂં અંતર ઉછળી રહ્યું હતું. બીજે દિવસે લગભગ દરેક પેપરમાં મારૂં વ્યાખ્યાન તે દિવસના થયેલા કામકાજમાં સર્વથી ઉત્તમ હતું, એમ પ્રસિદ્ધ કરવામાં આવ્યું. વર્તમાનપત્રોના આ લેખથી હું આખા અમેરિકામાં પ્રસિદ્ધ થઇ ગયો. ખરે-

ખર, જેમ સુપ્રસિદ્ધ શ્રીધરે કહ્યું છે તે પ્રમાણે "मूकं करोति वाचालं" "પ્રભુ મૂંગા માણસને પણ મહાન વક્તા કરી શકે છે." ઈશ્વરના નામને ધન્ય છે! તે દિવસથી હું એક સુપ્રસિદ્ધ વ્યક્તિ ગણાવા લાગ્યો. અને જે દિવસે મેં હિંદુધર્મપરનું મારૂં વ્યાખ્યાન વાંચ્યું તે દિવસે હૉલ પહેલાં કદી નહિ ભરાયેલો એટલો ચિકાર ભરાઈ ગયો. આનો તમને કંઇક ખ્યાલ આવે તેટલા માટે એક વર્તમાનપત્રમાંથી માત્ર બેજ લીટીનો અહીં ઉતારો આપું છું:-"જ્યાં નજર કરો ત્યાં સ્ત્રીઓ, સ્ત્રીઓ, અને સ્ત્રીઓ. એકે એક ખૂણો તેમનાથી ચિકાર ભરાઇ ગયો હતો. જ્યાંસુધી વિવેકાનંદનો નિબંધ વંચાયો નહિ, અને બીજાના નિબંધો વંચાતા હતા ત્યાંસુધી તેમણે ધીરજથી વિવેકાનંદના નિબંધની રાહ જોયાંજ કરી." વગેરે વગેરે. જો હું તમને અહીંનાં વર્તમાનોપત્રોમાંથી એના વર્ણનની કાપલીઓ કાપીને મોકલું તો તમે અજાયબ થશો; પણ તમને તો ખબર છેજ કે, હું પ્રસિદ્ધિને ધિક્કારનારો છું. માત્ર એટલુંજ જણાવવું બસ થશે કે, જ્યારે જ્યારે હું વ્યાખ્યાન આપવાને ઉભો થાઉં છું ત્યારે ત્યારે કાન ફાડી નાખે એવો તાળીઓનો ગગડાટ થાય છે. લગભગ દરેક વર્તમાનપત્રે મને અભિનંદન આપ્યું છે. સૌથી વધારેમાં વધારે તુંડમિજાજી પત્રને પણ એટલું તો કબૂલ કરવું પડયું છે કે "આ ખૂબસુરત ચહેરાવાળો માણસ, પોતાની લોહચુંબક જેવી આકર્ષક હાજરીથી અને વ્યાખ્યાન કરવાની અદ્ભુત છટા અને કળાથી આખી ધર્મપરિષદમાં સૌથી આગળ તરી આવે છે.' × × × અને તેમના મારા તરફના સ્નેહનું શી રીતે વર્ણન કરૂં? મને હવે કશાની તંગી નથી. અહીં મને જોઇતી દરેક વસ્તુ મળી રહે છે. યુરોપના પ્રવાસ માટે જોઈતા પૈસા પણ મને અહીંથીજ મળી રહેશે........ ન—આચાર્ય નામનો એક યુવક અહીં આવી પડયો છે, ગયાં ત્રણ વર્ષથી તે શહેરમાં રખડયા કરતો હતો; પણ રખડતો હોય કે ધંધો કરતો હોય તે ગમે તેમ હોય પણ મને એ પસંદ પડી ગયો છે. માટે જો તમે તેના વિષે કંઈ જાણતા હો તો મને અવશ્ય જણાવજો. એ તમને ઓળખે

છે. જે વરસમાં યુરોપનું પેરીસ પ્રદર્શન ભરાયું તેજ વરસમાં એ અહીં આવ્યો છે. × × × ×

મને હવે કોઇ પણ વસ્તુની ખોટ નથી. આ શહેરમાંનાં સુંદરમાં સુંદર મકાનો મારે માટે હવે ખુલ્લાં છે. આખો વખત હું હવે કોઇ ને કોઇના મહેમાનતરીકે રહું છું. હમેશાં કોઇકનું આમંત્રણ તો હોય છેજ. આ પ્રજામાં એટલી બધી કુતૂહલ વૃત્તિ (નવું જાણવાની ઇચ્છા) છે કે બીજી કોઇ પણ પ્રજામાં એટલી કુતૂહલ વૃત્તિ હજુ જોવામાં આવી નથી. દરેક વસ્તુ જાણવાની તેમને ઇચ્છા હોય છે, અને તેમની સ્ત્રીઓ દુનિયાના કોઇ પણ દેશની સ્ત્રીઓ કરતાં વધારે આગળ વધેલી છે. અમેરિકાની સ્ત્રીઓ ત્યાંના પુરુષો કરતાં વધારે સંસ્કાર પામેલી હોય છે. પુરુષો આખો સમય પૈસા કમાવાને માટે વૈતરૂં કર્યા કરે છે અને સ્ત્રીઓ જ્ઞાન મેળવવાની એક પણ તક જવા દેતી નથી. આ પ્રજા ઘણીજ માયાળુ અને ખુલ્લા દિલની છે. જે કોઇને ઉપદેશ આપવાનો મેનિયા લાગ્યો હોય તે અહીં આવે છે અને મને જણાવતાં દિલગીરી થાય છે કે, એમાંના કેટલાક બરોબર નથી હોતા. અમેરિકાની પ્રજામાં કેટલાક દોષ પણ રહેલા છે, પણ તે કયી પ્રજામાં નથી?

પણ મારો કહેવાનો સાર આટલામાં સમાઈ જાય છે. એશિયાએ સંસ્કૃતિને જન્મ આપ્યો, યુરોપે એ સંસ્કૃતિ પુરુષોમાં કેળવી અને અમેરિકા હવે સ્ત્રીઓ તેમજ કામદારવર્ગને તૈયાર કરી રહ્યું છે. સ્ત્રીવર્ગ અને કામદાર વર્ગને માટે અમેરિકા એક સ્વર્ગસમાન દેશ છે. તમે અમેરિકાના સમાજને અને સ્ત્રીઓને આપણા દેશના સમાજ અને સ્ત્રીઓ સાથે સરખાવી જુઓ, એટલે તરતજ આ વાતનો તમને ખ્યાલ આવશે. અમેરિકનો હવે સપાટાબંધ ઉદારમતવાદી થતા જાય છે. આપણા હિંદુસ્તાનમાં જે અમેરિકન પાદરીઓ આવે છે, તેમના પરથી આ લોકો વિષે ખ્યાલ બાંધશો નહિ. એમના જેવા અહીં કોઈકોઇ હોય છે એ ખરૂં, પણ તેમની સંખ્યા હવે જલદી ઘટતી જાય છે. જે અધ્યાત્મવાદ માટે હિંદુસ્તાન મોટામાં મોટી બડાઇ મારે છે તે અધ્યાત્મવાદ તરફ આ પ્રજા ઘણીજ ઝડપથી હવે આગળ વધતી જાય છે.

હિંદુઓએ પોતાનો ધર્મ છોડી દેવાની કશીજ જરૂર નથી; પણ તેમણે ધર્મને તેની યોગ્ય મર્યાદામાં રાખીને, સમાજને અને લોકોને ઉન્નત માર્ગે જવાની અને વધવા દેવાની સ્વતંત્રતા આપવી જોઇએ. હિંદુસ્થાનના દરેક સુધારકે એક મોટામાં મોટી ગંભીર ભૂલ કરેલી છે. ધર્મગુરુઓના દંભ, તેમના જુલ્મ અને તેમનાથી થયેલી અધોગતિ એ સર્વેને માટે તેમણે ધર્મનેજ જવાબદાર ગણેલો છે. આથી તેમણે એ લોખંડી ઇમારતને તોડી પાડવાનો પ્રયત્ન કર્યો; પણ પરિણામ શું આવ્યું ? નિષ્ફળતા. ભગવાન બુદ્ધથી માંડીને તે રાજા રામમોહન રાય, અને વર્તમાન કાળના સર્વ સુધારકોએ આજ ભૂલ કરી છે. દરેકે જ્ઞાતિને ધાર્મિક સંસ્થા ગણીને તેને અને ધર્મને એકસાથેજ તોડી પાડવાનો તેમણે પ્રયત્ન કર્યો અને તે લોકો નિષ્ફળ ગયા. બીજી બાજુએ ધર્મગુરુઓએ લાખો હવાતિયાં માર્યાં; છતાં પણ જ્ઞાતિ માત્ર સામાજિક સંસ્થાજ રહી છે અને ધાર્મિક કદી બની નથી. આ સંસ્થાએ (જ્ઞાતિએ) જે કાર્ય કરવાનું હતું તે કરી લીધું છે, હવે એના અસ્તિત્વની જરૂર નથી; પણ જો તમારે તે તોડવી હોય તો તો એકજ ઉપાય છે કે, દરેક માણસને તેની વ્યક્તિગત સ્વતંત્રતા આપવી. આ દેશમાં જન્મેલો દરેક મનુષ્ય એમ માને છે કે તે મનુષ્ય છે; જ્યારે હિંદુસ્થાનમાં જન્મેલો દરેક માણસ એમજ માને છે કે, તે ગુલામ છે. હવે માત્ર એકજ રસ્તે માણસની ઉન્નતિ થાય છે અને તે રસ્તો તે સ્વતંત્રતા છે. આ સ્વતંત્રતા તમે લઇ લ્યો અને તમારી અધોગતિ નિર્માણ થઇ ચૂકી સમજજો. જુઓ, અત્યારના હરિફાઇના યુગમાં જ્ઞાતિ કેવી સપાટાબંધ નાશ પામતી જાય છે! જ્ઞાતિ સંસ્થાને નાશ કરવા માટે ધર્મની હવે જરૂર પડતી નથી. દુકાનદારીનો, મોચીનો અને દારૂ ગાળવાનો ધંધો કરતા બ્રાહ્મણો ઉત્તરહિંદુસ્તાનમાં તો હવે સામાન્ય છે. આનું કારણ શું ? આનું કારણ હરિફાઇ છે. અત્યારની સરકારના અમલમાં પોતાના ગુજરાનને માટે ગમે તે માણસને ગમે તે ધંધો કરવાની સ્વતંત્રતા છે. પોતાને મનપસંદ ધંધો કરતાં તેને કોઈ અટકાવી શકતું નથી. આનું પરિણામ એ આવ્યું છે કે, હવે હાથોહાથ હરિફાઈ કરવી

પડે છે. આથી હજારો માણસોને અધોગતિમાં સડવા કરતાં પોતાને યોગ્ય એવો ધંધો શોધતા અને તે પ્રાપ્ત કરતા આપણે જોઇએ છીએ.

લગભગ આખો શિયાળો મારે આ દેશમાંજ ગાળવો પડશે અને પછી યુરોપ જઇશ. પ્રભુ મને દરેક પ્રકારની મદદ આપશેજ. તમારે એ બાબતની ચિંતા કરવાની કશી જરૂર નથી. તમારા પ્રેમ માટેનો આભાર મારાથી વર્ણવી શકાય એમ નથી.

દિવસે દિવસે મારી ખાત્રી થતી જાય છે કે, પ્રભુ મારી સાથે છે. અને તેના બતાવેલા માર્ગે જવાનો હું પ્રયત્ન કરૂં છું. તેની જેવી ઇચ્છા હશે તે પ્રમાણે થશે........જગતના કલ્યાણને માટે આપણે મહાન કાર્યો કરીશું, અને તે સારૂં કરવાને ખાતરજ સારૂં કરીશું; નામના અને કીર્તિ મેળવવાને માટે નહિ.

"શા માટે અને શું કરવા ?" એ પૂછવાનું આપણું કામ નથી. આપણે માટે તો કાર્ય કરવું અને તે કરતાં કરતાં તેમાં ફના થઈ જવું એટલુંજ છે.

સદા આનંદમાં રહો અને શ્રદ્ધા રાખો કે, આપણને મહાન કાર્યો કરવાનેજ પ્રભુએ સરજ્યા છે અને આપણે તે કરીશું. હમેશાં તમારી જાતને તૈયાર રાખો, નિર્મળ અને પવિત્ર રહો, સ્નેહને ખાતરજ સ્નેહ કરો. ગરીબ, દુઃખી અને જે લોકો અધોગતિમાં ચગદાયેલા છે તેમનાપર પ્રેમ કરો અને તમારાપર ઈશ્વરના આશીર્વાદ ઉતરશે. ૨—ને તેમજ બીજાઓને અવારનવાર મળતા રહેજો અને હિંદુસ્થાનની ગરીબ પ્રજાપર સહાનુભૂતિ રાખવાનું તેમને કહેજો. શી રીતે તે લોકો ગરીબોની ગરદન છુંદી રહ્યા છે તે તેમને સમજાવજો; અને જો તેમના ઉદ્ધારને માટે તે પ્રયત્ન ન કરે તો તે મનુષ્ય કહેવડાવવાને લાયક નથી. તમે નિર્ભય થજો. પ્રભુ તમારી સાથે છે અને હિંદુસ્તાનનાં કરોડો દુઃખી અને ભૂખે મરતાંઓનો તે ઉદ્ધાર કરશે. તમારે ત્યાંના કેટલાક યુવાનો અને ખાસ કરીને રાજકુમારોના કરતાં અહીંની રેલ્વેનો મજૂર વધારે કેળવાયેલો હોય છે. હિંદુસ્તાનની સ્ત્રીઓના ખ્યાલમાં આવે તેના કરતાં પણ અહીંની સ્ત્રીઓ

લગભગ વધારે કેળવાયેલી હોય છે. શા માટે આપણને તેવી કેળવણી ન મળે? આપણે મેળવવીજ જોઇએ.

કદી એમ ન ધારશો કે, તમે ગરીબ છો. પૈસો એ કંઇ પ્રતાપ નથી. (મતલબ કે, પૈસાથી તમારો પ્રતાપ પડતો નથી. તમારા કહેવાની કશી અસર થતી નથી.) પવિત્રતા અને પ્રેમમાંજ સર્વ શક્તિ રહેલી છે. આવો અને જુઓ, સમસ્ત જગતના પટ પર એજ વાત સિદ્ધ છે.

આશીર્વાદ સાથે તમારો **વિવેકાનંદ**

તા. ક.–સાથે સાથે એટલું જણાવવાનું કે, ....નો નિબંધ ઘણોજ વિચિત્ર હતો, એવો નિબંધ મેં કદી જોયો નથી. કોઇ વ્યાપારીનું જાણે સૂચિપત્ર કે જાહેર ખબર ન હોય તેના જેવો હતો. આથી પરિષદમાં વંચાવાને લાયક તેને કદી ગણવામાં આવ્યો નથી. આથી ન–એ એમાંનો થોડોક ભાગ પાસેના નાના મંડપમાં વાંચી સંભળાવ્યો, પણ તેમાંનો એકે અક્ષર કોઇ સમજ્યું નહિ. તેને આ વાત જણાવશો નહિ. ઘણાજ થોડા શબ્દોમાં વધારેમાં વધારે વિચારો જણાવવા એ પણ એક મહાન કળા છે. આર–નો નિબંધ પણ કાપીને ટુંકો કરવામાં આવ્યો હતો. લગભગ એક હજારથી પણ વધારે નિબંધો વાંચવામાં આવ્યા હશે; તેથી આવા વિચિત્ર નિબંધોને માટે સમય આપવાનું બની શકે એમ ન હતું. તેમનો અર્ધા કલાકનો નિયમ છતાં પણ મને વધારે સમય આપવામાં આવ્યો હતો. ........ કારણ કે પ્રેક્ષકવર્ગને રોકી રાખવાને માટે સૌથી લોકપ્રિય વક્તાઓને છેવટે ગોઠવવામાં આવ્યા હતા. ઈશ્વર તેમનું કલ્યાણ કરો! કેટલી ધીરજ, કેટલી સહાનુભૂતિ અને કેટલા પ્રેમથી તે સવારના દશથી તે રાતના દશ વાગતાં સુધી બેસતા હતા. વચ્ચે માત્ર અર્ધો કલાક ખાવાનીજ રજા મળતી. એક પછી એક નિબંધો વંચાયેજ જાય, તેમાંના કેટલાક તો સાવ નકામા અને કંટાળો ઉપજાવે એવા હોય છતાં પણ, પોતાના પ્રિય વક્તાઓને સાંભળવાને તે લોકો (પ્રેક્ષકો) આખર સુધી બેસી રહેતા હતા. ઇશ્વર તેમનું કલ્યાણ કરો.

સીલોન(લંકા)થી આવેલા ધર્મપાલ તેમના પ્રિય વક્તાઓમાંના એક હતા........ તે ઘણાજ મધુર માણસ

હતા, અને પરિષદ ચાલી તેટલા સમયમાં અમે એકબીજાના ઘણાજ પરિચયમાં આવી ગયા.

પૂનાનાં એક ખ્રિસ્તી બાઇ, જૈન ધર્મના પ્રતિનિધિ મિ. ગાંધી અને મિસ સોરાબજી અહીં વધારે વખત રોકાવાનાં છે, અને વ્યાખ્યાનમાળાને માટે પ્રવાસે નીકળવાનાં છે. હું ઇચ્છું છું કે, તેમને સફળતા મળે. વ્યાખ્યાનકારનો ધંધો આ દેશમાં ઘણો લાભદાયક છે, અને ઘણી વખતે તો તેમાંથી કમાણી પણ સારી થાય છે.

મિ. ઇંગરસોલને એક વ્યાખ્યાનના લગભગ પાંચથી છ હજાર ડૉલર ( આપણા લગભગ ૧૫ થી ૧૮ હજાર રૂપિયા) મળે છે. આ દેશમાં એ સૌથી વધારે પ્રસિદ્ધ વક્તા છે.

વિ.

---

# पत्रांक ३२

શિકાગો તા. ૧૯ મી નવેમ્બર

પ્રિય દિવાનજી સાહેબ,

× × × ×

આપણી અધોગતિનું એકજ કારણ છે અને તે એ કે, આપણે આખા જગતથી નોખા પડી ગયા છીએ. એ સ્થિતિ સુધારવાનો માત્ર એકજ ઉપાય છે, અને તે એજ કે, આપણે પાછા જગતના પ્રવાહમાં મળી જવું જોઇએ. ગતિ એજ જીવનની નિશાની છે. અમેરિકા એક ભવ્ય પ્રદેશ છે.

સંન્યાસીએ પોતાના સંન્યાસીપણામાંથી કંઇએ ગુમાવ્યું નથી. તેની રહેવા કરવાની પદ્ધતિમાં પણ કંઇ ફેર પડયો નથી. આ માયાળુ દેશમાં મારે માટે દરેક મકાન ઉઘાડું છે. જે ઈશ્વરે મને હિંદુસ્થાનમાં માર્ગ બતાવેલો હતો તે શું અહીંઆં માર્ગ ન બતાવે? અને તેણે બતાવ્યો છે.

સંન્યાસીએ અમેરિકા શું કરવા જવું જોઇએ? એ કદાચ તમે સમજી નહિ શકો, પણ તે જરૂરનું હતું. કારણ કે જગત પાસે જો તમે કંઇ પણ કબૂલ કરાવી શકો તેમ હોય તો તે માત્ર તમારો ધર્મજ છે. અને તમે મરી નથી ગયા તેની જગતને ખાત્રી કરાવી આપવાને માટે તમારા ધર્મના વિદ્વાન અને ચારિત્રવાન માણસોને પરદેશ મોકલવાની આવશ્યકતા છે.

તમારામાંથી કેટલાક પ્રતિનિધિઓએ બહાર પડવું જોઇએ અને હિંદુસ્થાનની બહાર જઇને દુનિયાની સમસ્ત પ્રજા આગળ તમારે એટલું તો સાબીત કરી આપવુંજ જોઇએ કે, તમે તદ્દન જંગલી માણસો નથી. હિંદુસ્થાનમાં ઘરમાં બેઠાંબેઠાં સંભવ છે કે, તમે આ વાત કદી સમજી ન શકો, પણ મારી વાતમાં શ્રદ્ધા રાખજો કે, તમારી જાતિનું એમાં ઘણુંજ હિત સમાયલું છે, અને જે સંન્યાસીના મનમાં પોતાના ભાઇઓને માટે કંઈ પણ સારૂં કરવાની ઇચ્છા નથી તે સંન્યાસી નથી પણ માત્ર પશુજ છે.

× × × ×

હું ધર્મની પરિષદમાં બોલ્યો હતો અને તેનું શું પરિણામ આવ્યું તે મારી પાસે અત્યારે અહીં કેટલાંક વર્તમાનપત્રો અને માસિકો પડેલાં છે તેના ઉતારા પરથી જણાવીશ. જો કે આમાં હું અહંકાર કરતો નથી, પણ તમારો મારા તરફ એટલો બધો તો પ્રેમ છે કે મારે તમને સત્ય હકીકત જણાવવી જોઈએ. બીજા કોઇ પણ હિંદુની એટલી અસર પડી નથી; અને જો મારા અહીં આવવાનું કંઈ પણ પરિણામ આવ્યું હોય તો તે એટલું આવ્યું છે કે, અમેરિકનોની એમ ખાત્રી થઇ છે કે, અત્યારે પણ હિંદુસ્થાનમાં એવા માણસો પેદા થાય છે કે જેના પગ પાસે બેસીને સુધારાના શિખરે પહોંચેલી પ્રજા પણ ધર્મ અને નીતિના પાઠો શીખી શકે છે. તેમને એમ નથી લાગતું કે, આથી એક હિંદુ સંન્યાસીને અહીં મોકલવાનો પૂરતો બદલો તેમને મળી ગયો છે. સંપૂર્ણ હકીકત તમને વીરચંદ ગાંધી જણાવશે.

× × × ×
× × × ×

આથી વધારે ઉતારા હું તમને મોકલતો નથી; કારણકે કદાચ તમને એમ લાગશે કે, હું અભિમાની થઈ ગયો છું. પણ આટલું તમને જણાવવાની જરૂર હતી. કારણકે તમે કૂવામાંના દેડકા જેવા બની ગયા છો અને બીજી બધી દુનિયા કેમ ચાલે છે તેનું તમને ભાન નથી. આ હું તમને અંગત કહેતો નથી, પણ આખી હિંદુ પ્રજાને સામાન્ય રીતે લાગુ પાડું છું.

જેવો હું હિંદુસ્થાનમાં હતો તેવોજ હું અહીંઆં છું; ફેર માત્ર એટલોજ છે કે, અહીંના ઉંચા સંસ્કાર પામેલા લોકો મને વધારે સારી રીતે સમજી શકે છે. ત્યાં અમને સાધુઓને એક રોટલાનું બટકું આપતાં પણ લોકોને કંઠે પ્રાણ આવતા હતા અને અહીંના લોકો એક વ્યાખ્યાનના રૂ. ૧૦૦૦ સુધી આપવાને તૈયાર રહે છે અને વ્યાખ્યાન બદલ સદાને માટે તમારા આભારી બની રહે છે.

હિંદુસ્થાનમાં મારી કોઇ દિવસ જેટલી કદર થઈ નથી તેટલી અહીંના આ અજાણ્યા લોકો મારી કદર કરી શક્યા છે. જો હું મારૂં આખું જીવન અહીંજ વ્યતીત કરવા ધારૂં તો ઘણાજ એશઆરામથી હું અહીંઆં રહી શકું એમ છું, પણ હું તો સંન્યાસી છું અને "ઓ હિંદુસ્થાન! તારા બધા દોષો છતાં હું હજુ પણ તનેજ ચાહું છું." આથી થોડાક માસમાં હું તે તરફ આવવાનો છું, અને જે પ્રમાણે પહેલાં એક શહેરમાંથી બીજા શહેરમાં ધર્મ અને ઉન્નતિનાં બીજ લોકોમાં વાવતો હતો, તેજ પ્રમાણે વાવવાનો છું. જો કે કદર અને આભાર એ શું ચીજ છે તે લોકો મુદ્દલ જાણતા નથી.

મારા જેવા અજાણ્યા પરદેશી, પરધર્મના પ્રતિનિધિ તરફ અમેરિકનોએ જે મદદ, સહાનુભૂતિ, કદરદાની, આભાર, પ્રેમ અને માન બતાવ્યાં છે, તેનો જ્યારે હું આપણા લોકોની ભીખારી વૃત્તિ, સ્વાર્થપરાયણતા, બેકદરદાની, અજ્ઞાન અને કૃતઘ્નતાની વૃત્તિઓની સાથે સરખામણી કરૂં છું, ત્યારે મને મારી હિંદુ જાતિ માટે શરમ ઉત્પન્ન થાય છે.

છાપાંઓની કાપલીઓ (કટિંગ્સ) વાંચીને હવે તમને લાગે છે કે, એક સંન્યાસીને અમેરિકા મોકલવામાં કંઇક માલ હતો?

મહેરબાની કરીને એને પ્રસિદ્ધ કરશો નહિ; કારણકે હિંદુસ્થાનમાં પ્રખ્યાતિને હું જેટલી ધિક્કારતો હતો તેજ પ્રમાણે હજુ પણ ધિક્કારૂં છું.

હું તો પ્રભુનું કાર્ય કરી રહ્યો છું અને મને જ્યાં જ્યાં એ દોરી જાય છે ત્યાં ત્યાં હું જાઉં છું.

તે કે જે મૂંગાને વક્તા બનાવે છે અને લંગડાને પર્વત

ઓળંગાવે છે તે મને મદદ કરશે. માણસોની મદદની મને દરકાર નથી. જો તેને ઠીક લાગશે તો તે હિંદુસ્થાનમાં, અમેરિકામાં અને ઉત્તરધ્રુવમાં પણ મને મદદ કરશેજ અને જો તેની ઇચ્છા નહિ હોય તો મને કોઇ પણ મદદ કરી શકે એમ નથી. પ્રભુનું નામ સદા કીર્તિવંત રહો!

આશીર્વાદસહ તમારો વિવેકાનંદ

---

## पत्रांक २२

જ્યૉર્જ. ડબ્લ્યુ. હેઇલ એસ્કવાયરની મારફત,
ડિયરબોર્ન ૫૪૧ એવન્યુ, શીકાગો.
તા. ૨૮ મી. ડિસેમ્બર ૧૮૯૩

પ્રિય એચ–

એ ઘણીજ નવાઇની વાત છે કે, મારાં શિકાગોમાં આપેલાં વ્યાખ્યાનોના સમાચાર હિંદુસ્થાનનાં છાપાંઓમાં આવે છે. કારણ કે હું જે કંઇ કરૂં છું તે પ્રસિદ્ધિમાં ન આવે તેને માટે બહુજ કાળજી રાખું છું. અહીં મને ઘણી વસ્તુ જાણવાની મળે છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે, આ દેશમાં ગરીબાઇનું તો નામનિશાન પણ નથી. અહીંની સ્ત્રીઓ જેટલી કેળવાયેલી અને સંસ્કાર પામેલી છે તેટલી કેળવાયેલી અને સંસ્કાર પામેલી સ્ત્રીઓ મેં બીજા કોઇ સ્થળમાં જોઈ નથી. આપણા દેશમાં સારી રીતે કેળવાયેલા પુરુષો મળી આવશે, પણ અહીંના જેવી સ્ત્રીઓ તો તમને બીજે ભાગ્યેજ મળે. ખરેખર એ વાત સત્યજ છે કે "પવિત્ર માણસના ઘરમાં લક્ષ્મીજી પોતેજ દેવીતરીકે રહે છે. બરફના જેવાં નિર્મળ અને નિષ્કલંક હૃદયોવાળી હજારો સ્ત્રીઓને મેં અહીંઆં જોઇ છે. અરે! તે કેવી સ્વતંત્ર છે! સામાજિક નાગરિકતરીકેની સર્વ વ્યવસ્થાનો કબજો અહીંઆં આ સ્ત્રીઓ-જ રાખે છે. નિશાળો અને કૅાલેજો સ્ત્રીઓથી ચિકાર ભરાયેલી હોય છે, અને આપણા દેશમાં તો સ્ત્રીઓ સહીસલામત રીતે ઘરની બહાર રસ્તામાં ચાલી પણ શકે નહિ! મારા તરફ તેમનો પ્રેમ અનહદ છે. જ્યારથી હું આ દેશમાં આવ્યો છું ત્યારથી પોતાના ઘરમાં હમેશાં તેમણે મારો સત્કાર કર્યો છે. તેઓ મને ખોરાક પૂરો પાડે છે, મારાં વ્યાખ્યાનો માટે

વ્યવસ્થા કરે છે, મને બજારમાં લઇ જાય છે અને મારી સગવડતા તથા આરામને માટે હરએક પ્રકારની કાળજી રાખે છે. મારાપર તેમના જે ઉપકાર થયા છે તે ઉપકારનો બદલો મારાથી કદી વળી શકે એમ નથી.

તમને ખબર છે કે શક્તિનો ખરેખરો ઉપાસક કોણ છે? ખરેખરો ઉપાસક તો તેજ છે, કે જે એમ માને છે કે, દુનિયામાં એક ઇશ્વરજ સર્વવ્યાપક બળ છે, અને તે બળને સ્ત્રીજાતિમાં મૂર્તસ્વરૂપ થયેલું જુએ છે. અહીંના પુરુષોનો મોટો ભાગ સ્ત્રીઓ તરફ એજ દૃષ્ટિથી જુએ છે. ભગવાન મનુ મહારાજે પણ એજ કહ્યું છે કે, જે ગૃહોમાં સ્ત્રીઓને માન આપવામાં આવે છે અને જે ગૃહોમાં સ્ત્રીઓ સુખી છે ત્યાં ઇશ્વરના આશીર્વાદ ઉતરે છે. અહીં આગળ પુરુષો સ્ત્રીઓને જેટલી માનભરી રીતે અને સારી રીતે રાખી શકાય એટલી માનભરી અને સારી રીતે રાખે છે, તેથીજ તે લોકો આટલા શ્રીમંત, આટલા કેળવાયલા, આટલા સ્વતંત્ર અને આટલા ઉદ્યોગી છે; અને આપણે શા માટે આવા ગુલામો જેવા, દુઃખી અને મૃતપ્રાય છીએ? આનો ઉત્તર દીવા જેવો સ્પષ્ટ છે.

અને અહીં આગળ સ્ત્રીઓ કેટલી પવિત્ર અને ચારિત્ર્યવાન છે!* વીસ પચીસ વર્ષની ઉંમર થતાં પહેલાં અહીં ભાગ્યેજ કોઇ છોકરી લગ્ન કરે છે અને તે સૌ હવામાં સ્વચ્છંદે ઉડતાં પંખીડાં જેટલી સ્વતંત્ર છે. તે બજારમાં, શાળાઓમાં અને કૉલેજોમાં જાય છે. પૈસા કમાય છે અને દરેક જાતનું કાર્ય તે કરે છે. એમાંથી જે પૈસેટકે સુખી હોય છે તે દીન અને દુઃખીઆંની સેવા કરવામાં પોતાના સમયનો ઉપયોગ કરે છે; અને આપણે શું કરીએ છીએ? દીકરીઓ રખેને કુમાર્ગે ચઢી જાય, ભ્રષ્ટ થઇ જાય એવા ભયથી આપણે તેમને અગીઆર વર્ષની ઉંમર થતાં પહેલાંજ નિયમિતપણે પરણાવ્યા જઇએ છીએ. પણ મનુ ભગવાન આપણને શી આજ્ઞા કરે છે? "જે રીતે અને જેટલી કાળજીથી પુત્રનું રક્ષણ કરવામાં આવે છે અને કેળવણી આપવામાં આવે છે, તેજ રીતે અને તેટલીજ કાળજીથી પુત્રીનું

* આ તો આજથી ૪૦ વર્ષ પહેલાંની વાત છે. સંપાદક

પણ રક્ષણ કરવું જોઇએ અને તેને કેળવણી આપવી જોઈએ." જે પ્રમાણે ત્રીસ વર્ષ સુધી પુત્ર પાસે બ્રહ્મચર્ય પળાવીને પછીથીજ તેને પરણાવવો ઘટે છે, તેજ પ્રમાણે છોકરીઓને પણ કેળવણી આપીને અને બ્રહ્મચર્ય પળાવીને તે પછીથી માબાપે પરણાવવી ઘટે છે; પણ આપણે અત્યારે શું કરીએ છીએ? તમે તમારી સ્ત્રીજાતિની દશા સુધારી શકો એમ છો? જો તેમ કરી શકો તોજ તમારી દશા સુધરવાનો સંભવ છે. જો તેમ નહિ કરો તો જેમ અત્યારે ગુલામીમાં સડયા કરો છો, તેજ પ્રમાણે કાયમને માટે સડયા કરશો.

આપણા દેશમાં જો કોઈ હલકી વર્ણમાં જન્મે તો તેને વાસ્તે કોઇ પ્રકારની આશાજ રહેતી નથી. અરે! આ તે કેવો જુલ્મ છે! આ દેશમાં તો દરેકને માટે આશા, દરેકને માટે તક છે. આજે તે ગરીબ છે, પણ આવતી કાલેજ તે શ્રીમંત, વિદ્વાન અને આબરૂદાર ગૃહસ્થ બની શકે છે. ગરીબ અને દીન દુઃખીને મદદ કરવાને માટે અહીં દરેક જણ તૈયાર હોય છે. હિંદુસ્થાનમાં "અમે ગરીબ છીએ, ગરીબ છીએ" એવો પોકાર ચાલુ છે; પણ તેમને મદદ કરવાને માટે કેટલી સંસ્થાઓ તમારા દેશમાં છે? હિંદુસ્થાનમાં હજારો અને લાખો ગરીબોને માટે કોના અંતઃકરણમાં ખરેખરી લાગણી છે? કોની આંખમાં તેમને માટે ખરેખરાં આંસુ આવે છે? શું આપણે તે મનુષ્ય છીએ? તેમના જીવન-નિર્વાહને માટે, તેમને સુધારવા માટે આપણે શું કર્યું છે? શું કરીએ છીએ? અરે આપણે તેમને અડતા પણ નથી, આપણે તેમનાથી દૂર નાસીએ છીએ. શું આપણે ખરેખર મનુષ્ય છીએ? પેલા હજારો બ્રાહ્મણો, ગરીબો, પતિતો અને છુંદાયેલાઓ માટે શું કરે છે? "અડશો મા" "અડશો મા" એ એકજ જાપ તેમના મોઢામાંથી નીકળે છે. તેમને હાથે આપણા સનાતન ધર્મની કેવી અધોગતિ થઇ છે! શું હવે આપણો ધર્મ માત્ર "અડશો મા"માંજ આવી રહ્યો છે અને બીજા કશામાં નહિ?

હું મારી કુતૂહલ વૃત્તિ સંતોષવાને માટે આ દેશમાં આવ્યો નથી, તેમ કીર્તિ કે નામના મેળવવા પણ નથી આવ્યો; પણ હું એ જોવાને માટે આવ્યો છું કે, હિંદુસ્થાનના

એ લાખો કરોડો ગરીબો માટે અહીંથી કંઇ મદદ મળી શકે એમ છે કે કેમ? અને જો ઈશ્વર મને મદદ કરશે તો થોડાજ સમયમાં તમે જોઇ શકશો કે એ સાધનો કયાં કયાં છે?

અધ્યાત્મવાદમાં તો અમેરિકનો આપણા કરતાં ઘણાજ ઉતરતા છે; પણ સમાજવ્યવસ્થા અને ઐહિક વસ્તુઓમાં આપણા કરતાં તે લોકો ઘણીજ ઉંચી દશામાં છે. આપણે તેમને અધ્યાત્મવિદ્યા શીખવીશું અને તેમના સમાજમાં જે કંઇ સરસ અને સુંદર હશે તે આપણે સ્વીકારી લઇશું.

પ્રેમ અને શુભેચ્છા સાથે તમારો **વિવેકાનંદ**

---

## पत्रांक ३४

જયોર્જ ડબ્લ્યુ. હેઇલ એસ્કવાયરની મારફત
૫૪૧, ડર્બન એવન્યુ શીકાગો
તા. ૨૪ મી. જાન્યુઆરી ૧૮૯૪

પ્રિય મિત્રો,

તમારા પત્રો મને મળ્યા છે. મારા વિષેના આટલા બધા સમાચાર તમને મળ્યા છે એ જાણીને મને નવાઇ લાગે છે. તમે જે વર્તમાનપત્રની ટીકા બાબત લખો છો તે પત્રના મત જેવોજ મત આખી અમેરિકન પ્રજાનો છે એવું તમે માનતાજ નહિ. એ પત્રને તો લગભગ અહીં કોઇ ઓળખતું પણ નથી. ખ્રિસ્તી ધર્મ બાબત જૂના પુરાણા અને અત્યંત ધર્માંધ વિચારો ધરાવનારાં કેટલાંક વર્તમાનપત્રો અહીં છે તેમાંનુંજ એ એક છે. આમ છતાં અહીં જે ધર્માંધ મત ધરાવનારાં પત્રો છે તે બધાં કંઈ એ મતનાં છે એમ માનશો નહિ; તેમ બધાં પત્રો સભ્યતાના નિયમો પણ મૂકી દે છે એમ પણ માનશો નહિ. અમેરિકન લોકો અને ઘણા પાદરીઓ મારા તરફ ઘણાજ માયાળુ છે. અહીંના લોકો મને ઘણું માન આપે છે. માટે મારી વિરુદ્ધ લખી માત્ર પ્રસિદ્ધિમાંજ આવવાની તેની આ યુક્તિ છે. અહીંના બધા લોકોને આ યુક્તિની ખબર છે અને તેથી તેની કંઈ અસર નથી. અલબત્ત, આપણા હિંદુસ્થાનના પાદરીઓ એનો પૂરતો લાભ લેવાને ભૂલવાના નથી. પણ જો આનો તે તદ્દન ગેર-લાભ લેવા જાય તો તેમને કહેજો કે "ઓ યહુદી! સાંભળ. તારા

દિવસ ભરાઇ ચૂકયા છે. " (કવિ શેકસપિયરના મરચન્ટ ઑફ વેનીસમાંથી) તેમનું જરી પુરાણું મકાન પાયામાંથી હાલી ગયું છે અને તેને લૂણો લાગી ચૂકયો છે. હવે તે લોકો ગમે તેટલી હાયવૉય કરે તોપણ તે ટકી શકે એમ નથી. અહીં આગળ એક અતિ પ્રાચીન અને ભવ્ય ધર્મનો (હિંદુ ધર્મનો) પ્રકાશ પડવાથી જો હિંદુસ્તાનમાં ભોગવતા તે લોકોના એશઆરામનો નાશ થાય તો મને ખરેખર તેમની દયાજ આવશે. તેમના પાદરીઓમાંથી આગેવાન એવો કોઇ પણ પાદરી અહીં આગળ મારી વિરુદ્ધ નથી; અને જ્યારે હવે હું સરોવરમાંજ આવી પડયો છું તો મારે બરોબર સ્નાન કરી લેવું ઘટે છે, એકલું આચમન કરીને બહાર નીકળવાનો કશોજ અર્થ નથી. અહીં તેમની આગળ આપણા ધર્મ સંબંધી મેં જે નિબંધ વાંચ્યો હતો તેનો ટુંક સાર છાપાંમાં છપાયેલો છે. તે કાપીને તેની કાપલી આ સાથે મોકલું છું. ............ હિંદુસ્થાનમાંથી મને કોઇ પણ પ્રકારની મદદની આવશ્યકતા નથી. મને અહીં આગળ દરેક વસ્તુ મળી રહે છે. તમારી પાસે જે પૈસા છે તે મારૂં વ્યાખ્યાન છાપવામાં અને પ્રસિદ્ધ કરવામાં વાપરો. દેશી ભાષાઓમાં તેનો અનુવાદ કરજો અને તેનો બહોળો પ્રચાર કરજો. એમ કરવાથી રાષ્ટ્રની શી ઇચ્છા છે તે હમેશાં આપણી નજર આગળ રહેશે; પણ એમાં આપણા શિક્ષણનું મુખ્ય સ્થળ અને ત્યાંથી ચારે બાજુ કરવાના કાર્યની યોજના ભૂલી ન જશો. સખ્ત કામ કરો. × × ×

મને ક–નો પત્ર મળ્યો છે. તેમાં પૂછેલો પ્રશ્ન જ્ઞાતિભેદ રહેશે કે જશે તે સાથે મારે લેવાદેવા નથી. હિંદુસ્થાનમાં અને હિંદુસ્થાનની બહાર મનુષ્યજાતિએ જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જે ઉન્નત વિચારો કર્યા છે, જે પવિત્ર આદર્શો રચ્યા છે તેમને ગરીબમાં ગરીબ, અધમમાં અધમ માણસને આંગણે લાવીને મૂકવા એટલુંજ મારૂં કાર્ય છે. પછી જ્ઞાતિ રહેશે કે નહિ, સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા મળશે કે નહિ તેનો વિચાર તેમની મેળે પોતે કરી લેશે. એ સાથે મને કશોજ સંબંધ નથી. જીંદગીનો, ઉન્નતિનો અને કલ્યાણનો એકજ માર્ગ છે; અને તે વિચારસ્વાતંત્ર્ય અને કર્મસ્વા-

તંત્ય. જ્યાં આ નિયમ નથી ત્યાં માણસ, પ્રજા કે દેશ ગમે તે હોય તેણે નાશ પામવુંજ જોઇએ.

આખા જીવનમાં જો મને કંઇક પણ ઇચ્છા હોય તો તે એ કે, એક એવી યોજના અમલમાં મૂકવી કે જેથી દરેકને આપણે ઉચ્ચ આદર્શ પહોંચાડી શકીએ. પછી માણસ હો કે સ્ત્રી તે પોતાની મેળે પોતાનું ભાવિ નક્કી કરી લેશે. જીવનમાં અણીના અને મહત્ત્વના પ્રસંગોએ આપણા પૂર્વજોએ તેમજ બીજી પ્રજાઓએ શું શું કર્યું છે તેટલું તેમને જાણવા દો, બીજી પ્રજાઓ અત્યારે શું કરી રહી છે તે તેમને જાણવા દો અને પછી તે પોતાની મેળે નિશ્ચય કરી લેશે. આપણે તેમના આગળ માત્ર સાધનોજ મૂકવાનાં છે. કુદરત પોતાની જરૂરીઆત પ્રમાણે તેનો ઉપયોગ કરી લેશે. પરિશ્રમપૂર્વક કામ કરો, નિયમિતપણે કામ કરો અને પ્રભુમાં શ્રદ્ધા રાખો. કામની શરૂઆત કરી દો. વહેલો મોડો હું ત્યાં આવવાનોજ છું. "ધર્મને લેશ પણ હાનિ પહોંચાડયા વિના પ્રજાની ઉન્નતિ કરવાની છે" એ આદર્શને નજર આગળ રાખજો.

યાદ રાખો કે, પ્રજા તો ગામડામાં અને ઝુંપડામાંજ વસી રહી છે; પણ તેમને માટે કોઇએ કશું કર્યુંજ નથી. આપણા વર્તમાન કાળના સુધારકો વિધવાઓના પુનર્વિવાહને માટે બહુજ આતુર હોય છે અને અલબત્ત, હું પણ દરેક જાતના સુધારાનો પક્ષપાતી છું; પણ વિધવાઓને કેટલા પતિઓ મળે છે તેના પરજ કંઇ પ્રજાનું ભાવિ અવલંબી રહેલું નથી. પણ સાધારણ વર્ગની કેવી દશા છે તે પરજ પ્રજાનું ભાવિ અવલંબી રહેલું હોય છે. તમે તેમનો ઉદ્ધાર કરી શકો એમ છો ? તેમની આધ્યાત્મિક સંસ્કૃતિને હાનિ પહોંચાડયા વગર તેમનું ગયેલું વ્યક્તિત્વ તમે તેમને પાછું આપી શકો એમ છો ? સમાનતા, સ્વતંત્રતા અને કાર્યશક્તિમાં તમે પશ્ચિમવાસીઓની બરોબરી કરી શકો એમ છો ? અને તેનીજ સાથે સંસ્કૃતિમાં અને ધાર્મિક માન્યતામાં તમે ચુસ્તમાં પણ ચુસ્ત હિંદુ થઇ શકો એમ છો ? આપણે આજ કાર્ય કરવાનું છે અને આપણે તે કરીશું. તમે બધાએ આજ કાર્યને માટે જન્મ્યા છો, તમે તમારા પોતાનામાં શ્રદ્ધા રાખો. મહાન નિશ્ચયોજ

મહાન કાર્યો કરી શકે છે. સદા આગળ ધસો. ગરીબ અને છુંદાયલાને માટે સહાનુભૂતિ એજ આપણો મુદ્રાલેખ છે.

બહાદુર યુવાનો ! આગળ વધો. તમારો સ્નેહી

વિવેકાનંદ

## पत्रांक ३५

૫૪૧–ડિયરબોર્ન એવન્યુ

તા. ૨૯ જાન્યુઆરી '૯૪

પ્રિય દિવાનજી સાહેબ,

આપનો છેલ્લો પત્ર મને થોડાક દિવસ પર મળ્યો છે. તમે મારા ગરીબ ભાઇઓ અને માતાજીને જોવા ગયા હતા, એ જાણીને મને ઘણો આનંદ થયો છે. મારા અંતઃકરણમાં જે એકજ સ્થાન મુલાયમ હતું તેનો તમે સ્પર્શ કર્યો છે. દિવાનજી ! તમારે જાણવું જોઇતું હતું કે હું કંઈ જેના અંતઃકરણમાં જરાય પ્રેમ નથી એવો પથ્થરના અંતઃકરણવાળો જનાવર જેવો આદમી નથી. જો આ દુનિયામાં હું કોઇને પણ ચાહતો હોઉં તો તે મારાં માતાજી છે, અને છતાં મેં માન્યું હતું, અને હજુ પણ હું માનું છું કે, જો મેં દુનિયાનો ત્યાગ કર્યો ન હોત તો એક મહાન ભવ્ય આદર્શ–જે મારા ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસે બતાવેલો છે તેને દુનિયા જાણી શકત નહિ અને તે યુવાનો કે જેમણે પાર્થિવ વસ્તુઓના મોહ અને વૈભવવિલાસના પૂરની સામે ભારે કાર્ય કર્યું છે તે બધા કયાં હોત ? આથી હિંદુસ્થાનને ઘણોજ લાભ થયો છે, અને ખાસ કરીને બંગાળાને તો થયોજ છે, અને પ્રભુની મદદથી તે લોકો જે કામ કરવાના છે કે જેને માટે દુનિયા યુગોના યુગો સુધી તેમને આશીર્વાદ દેશે તે કામની આ તો માત્ર હજુ શરૂઆતજ છે. આથી મારે બે વાતમાંથી એકજ વાત પસંદ કરવાની હતી. એક બાજુ હિંદુધર્મની અને સમસ્ત જગતના ધર્મની મારી ભાવિ આશા અને લાખો માણસો જે યુગયુગથી અધોગતિમાં ડૂબતાં જાય છે, અને તેમને મદદ કરનાર તો શું પણ તેમને માટે વિચાર સરખો કરનાર પણ કોઈ નથી–તેવાંને માટેનો મારો પ્રેમ અને બીજી તરફ જે મારાં પ્રિય છે તેમને થતું અતિ દુઃખ.

આ બે વાતમાંથી મારે એક પસંદ કરવાની હતી અને પ્રથમની વાત મેં પસંદ કરી. બાકીનાની સંભાળ પ્રભુ લેશે. મને સંપૂર્ણ ખાત્રી છે કે, પ્રભુ મારી સાથે છે. હિંદુસ્થાનમાં ઘણા માણસો મને સમજી શકે એમ નથી. જે ગરીબ બિચારાઓએ ખાવું અને પીવું એ સિવાય બીજી કશી વાતનો કદી વિચારજ કર્યો નથી હોતો તે લોકો મને શી રીતે સમજી શકવાના હતા ?

હું જાણું છું કે, માત્ર તમારા જેવા કેટલાક ઉદાર આત્માઓજ મને સમજી શકે છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. લોકો મને સમજી શકે કે ન સમજી શકે, પણ હું આ યુવાનોને વ્યવસ્થિત (ઑર્ગેનાઇઝ) કરવાનેજ જન્મ્યો છું. દરેક શહેરમાં સેંકડો યુવાનો મારી સાથે જોડાવાને તૈયાર છે. હું આ યુવાનોને વ્યવસ્થિત કરીને એક ન ખાળી શકાય એવા પ્રચંડ પૂરની પેઠે હિંદુસ્તાન પર રેલાવા માગું છું, કે જેથી ગરીબ, નીચ, છેક ચગદાઈ ગયેલાંનાં દ્વારપર પણ આરામ, નીતિ, ધર્મ અને કેળવણી પહોંચી શકે. હું આ કાર્ય પૂર્ણ કરીશ અથવા તેના પ્રયત્નમાંજ મારો દેહ પાડીશ.

આપણા લોકો, મારા પ્રભુ ! કદર કરવાની તેમની શક્તિજ નથી. ઉલટું હજારો વર્ષની ગુલામીથી સ્વાભાવિક રીતેજ ઉદય પામેલી અદેખાઇ અને સંશયના દુર્ગુણોથી તે લોકો દરેક નવા વિચાર અને નવા કાર્યમાં વિઘ્ન નાખી દુશ્મન થઇને ઉભા રહે છે. પણ પ્રભુની ઇચ્છા બળવાન છે.

તમે આરતી અને બીજું જે લખ્યું છે તે બાબત માટે તો એટલુંજ કહેવાનું કે, એવી રીત કરવાનો તો હિંદુસ્થાનના દરેક મઠોમાં રિવાજ છે. ગુરુની ભક્તિ કરવાનું તો વેદમાં સૌથી પ્રથમ કર્તવ્ય ગણવામાં આવ્યું છે, જો કે આની પણ સારી અને નઠારી બંને બાજુઓ છે.

પણ તમારે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, આપણું મંડળ એ એક અસામાન્ય મંડળ છે. આપણામાંથી કોઈને પોતાના વિચારો બળાત્કારે બીજાપર લાદવાનો અધિકાર નથી. આપણામાંના ઘણાએ મૂર્તિપૂજામાં માનતા નથી, પણ બીજા જો કોઇ માનતા હોય તો તે વાતમાં વાંધો ઉઠાવવાનો તેમને જરા પણ હક્ક નથી. કારણ કે એમ કરવાથી

આપણા ધર્મના પહેલા નિયમનો ભંગ થાય છે. બીજું સાધનોદ્વારાજ પ્રભુને જાણી શકાય છે. પ્રકાશનાં મોજાં સર્વત્ર —ગાઢા અંધારા ખૂણામાં પણ હોય છે, પણ એ તો જ્યારે દીવામાં સળગે છે ત્યારેજ માણસથી જોઇ શકાય છે. તેજ પ્રમાણે જો કે પ્રભુ તો સર્વત્ર છે, પણ આપણે તો એક મહાન પુરુષતરીકેજ તેનો ખ્યાલ કરી શકીએ. ઇશ્વર માટેના સર્વ વિચારો જેવા કે દયાળુ, રક્ષક, મદદગાર વગેરે સર્વ ગુણો માણસ તરફથીજ ઇશ્વિરમાં આરોપિત કરવામાં આવ્યા છે, અને આ ગુણો ગુરુમાં પણ રહેલાજ છે. પછી તમે તેને ગુરુ કહો કે પયગંબર કહો કે અવતાર કહો. મનુષ્ય પોતાની પ્રકૃતિથી કદી પણ પર જઇ શકતો નથી. તમે જો તમારા શરીરમાંથી બહાર કૂદકો મારી શકો, તોજ તમે તમારી પ્રકૃતિથી પર જઇ શકો; અને કોઇ માણસ જો પોતાના ગુરુની ભક્તિ કરે તો તેમાં ખોટું શું છે? અને ખાસ કરીને તો જ્યારે એ ગુરુ તમારા બધા ઐતિહાસિક પયગંબરોના એકઠા ગુણો કરતાં પણ વધારે પવિત્ર અને ઉંચા દરજ્જાના હોય ત્યારે? જો ક્રાઇસ્ટની, કૃષ્ણની અને બુદ્ધની પૂજા કરવામાં હરકત નથી, તો આ માણસ કે જેણે જીંદગીમાં કદી અપવિત્ર કાર્ય કર્યું નથી કે વિચાર્યું પણ નથી તેની પૂજા કરવામાં પાપ શું છે? જેની બુદ્ધિ બીજા બધા પયગંબરો કરતાં વધારે ઉચ્ચ હતી—આજ માણસે જગતને તે પરમ સત્યનો ખ્યાલ આપ્યો કે જે સત્ય દરેક ધર્મમાં છે, અને જગતપર જે પોતાનો કાબુ જમાવતું જાય છે, અને તે પણ વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનની કે બીજા કોઈ પણ સાધનની મદદ લીધા વગરજ, તેણે એ સત્યને પ્રાપ્ત કર્યું અને તેનો પ્રચાર કર્યો.

છતાં પૂજા કરવી એ કંઈ ફરજીઆત નથી. ગુરુની પૂજા કરવીજ જોઇએ એવું 'મારા કોઇ ભાઇઓએ તમને કહ્યું નથી. ના, ના, ના, પણ ફરીથી હું એ કહું છું કે, જો કોઇ પૂજા કરતું હોય તો તેમાં વાંધો ઉઠાવવાનો આપણને કશોજ હક્ક નથી ............શા માટે? કારણ કે તેમ કરવાથી આપણી આ અસામાન્ય મંડળીનો નાશ થાય. દશ જુદા જુદા વિચાર અને આચારના માણસો એકઠા રહીને

સલાહસંપથી કાર્ય કરી શકે છે, એમ બતાવનારી આખી દુનિયામાં આપણી આ એકજ મંડળી છે. પ્રભુ મહાન અને દયાળુ છે. દિવાનજી! આપ જો સબુરી રાખશો તો હજી ઘણું નવું જોશો.

અમે બીજા ધર્મો તરફ સહિષ્ણુતા રાખીએ છીએ, એટલુંજ નહિ પણ અમે તેનો સ્વીકાર પણ કરીએ છીએ; અને જો પ્રભુ મદદ કરશે તો હું સમસ્ત જગતને એનો ઉપદેશ આપવાનો પ્રયત્ન કરનાર છું.

દરેક માણસને અને દરેક પ્રજાને મહાન થવાને માટે ત્રણ ગુણોની આવશ્યકતા છેઃ—

૧—સારાપણાની શક્તિમાં વિશ્વાસ.

૨—અદેખાઇ અને સંશયની ગેરહાજરી.

૩—જે કોઇ શુભ કાર્ય કરવાને પ્રયત્ન કરતું હોય તેને મદદ કરવી અને પોતાથી બને તેટલું શુભ કાર્ય કરવું.

હિંદુપ્રજામાં આટલી અદ્દભુત બુદ્ધિ હોવા છતાં શા માટે અધોગતિને પામી છે? હું તમને જવાબ આપીશ કે, અદેખાઇ. હિંદુજાતિના કરતાં આપસ આપસમાં વધારે અદેખી અને વધારે ઝેરીલી કોઇ પ્રજા નથી. અને અહીં પશ્ચિમના મુલકમાં આ અદેખાઇ અને ઈર્ષ્યાની ગેરહાજરી તમને સૌથી પ્રથમ જણાઇ આવશે.

હિંદુસ્થાનમાં પાંચ મિનિટ પણ માણસો સુલેહસંપથી કામ કરી શકતા નથી. દરેક માણસ સત્તા હાથ કરવાનો પ્રયત્ન કરે છે, અને પરિણામે આખી સંસ્થાને ધકકો લાગે છે. પ્રભુ! પ્રભુ! આપણે ઇર્ષ્યા કરવાનું કયારે છોડી દઇશું? આવી પ્રજામાં અને ખાસ કરીને બંગાળામાં એક યુવાનોની મંડળી ઉભી કરાવી, અને તેમનામાં જુદા જુદા મત હોવા છતાં પ્રેમના બંધનથી બંધાવું, એ શું અસામાન્ય નથી કે?

આ મંડળી અદ્દભુત ઉદારતાનો પ્રચાર કરશે. અનંત શક્તિ અને પ્રચારકાર્યથી આખા હિંદુસ્તાનમાં તેનો વિસ્તાર થશે. ભયંકર અજ્ઞાન, જ્ઞાતિભેદ, ઈર્ષ્યા, તિરસ્કાર વગેરે જે ગુલામ પ્રજાઓનો હમેશનો વારસો છે, તે હોવા છતાં પણ તે આખી પ્રજાના રોમરોમે વિજળીક બળની પ્રેરણા કરશે.

પાણીમાંથી બહાર દેખાતા ખડકોની માફક આ સર્વ-વ્યાપી જડતામાંથી જે થોડાક ઉદાર આત્માઓ બહાર દેખાય છે તેમાંના તમે એક છો. ઈશ્વર તમને હમેશાં સુખી રાખો.

સદા તમારો વિશ્વાસુ **વિવેકાનંદ**

---

# पत्रांक ३६

ડરબન એવન્યુ, ૫૪૧

પ્રિય દિવાનજી,

આપનો પત્ર વાંચી ઘણોજ આનંદ થયો. અલબત્ત આ તો માત્ર મજાકજ છે, તે હું સમજી શકું છું; પણ હું કંઇ એવો બાળક નથી કે તેનાથી સમજી જાઉં. હવે આગળ સાંભળો.

પશ્ચિમની પ્રજાની સફળતાનું માત્ર એકજ કારણ છે, અને તે કારણ તેમની વ્યવસ્થા કરવાની શક્તિ તેમજ એકબીજા પ્રત્યેના વિશ્વાસથી કરવામાં આવતો સહકાર અને મદદ; જ્યારે આપણે ત્યાં એથી તદ્દન ઉલટુંજ છે. દાખલાતરીકે—મુંબઇવાળા વીરચંદ ગાંધી જૈન અહીં આવેલા છે. આ માણસ આવા ભયંકર ઠંડા મુલકમાં પણ અનાજ અને ફળ સિવાય બીજું કંઇજ ખાતા નથી અને તનતોડ મહેનત કરીને પોતાના દેશબંધુઓ અને ધર્મને માટે અહીં લડત ચલાવી રહ્યા છે. અમેરિકન લોકોનો પ્રેમ તેમણે ઘણોજ સંપાદન કર્યો છે, પણ જે લોકોએ (તેમનાજ જાતભાઇઓએ) તેમને અહીં મોકલ્યા છે, જેમના ધર્મને માટેજ તે અહીં લડત ચલાવી રહ્યા છે તે લોકો તેને ન્યાતબહાર મૂકવાનો પ્રયત્ન કરે છે એનું કારણ શું? એનું કારણ આ એકજ છે કે, કુદરતનો એવો કાયદો છે કે ગુલામોની પ્રજામાં હમેશાં અદેખાઇનો ગુણ ઉત્પન્ન થાય છે અને આ અદેખાઇનો ગુણજ તેમને હમેશને માટે ગુલામીમાં દાબી રાખે છે.

અહીં મજમુદાર અને બીજા હિંદુઓ પણ હતા. આ બધા વ્યાખ્યાનો આપીને તે દ્વારા પૈસા કમાવાનો પ્રયત્ન કરતા હતા અને તે કાર્યમાં તેમને થોડે ઘણે અંશે સફળતા મળી પણ ખરી; પણ તેમના કરતાં મને વધારે સફળતા

મળી છે. કારણ કે પ્રભુનીજ એવી ઇચ્છા હશે. એ લોકોની સફળતામાં વિઘ્નરૂપ કે આડખીલી હું કદી થયો નથી; છતાં પણ જૈન ગાંધી સિવાયના બીજા બધાઓએ મારે માટે ભયંકર જૂઠાણું ઉત્પન્ન કરીને તેનો આ દેશમાં પુષ્કળ પ્રચાર કર્યો, અને તે પણ મારી પૂંઠ પાછળ. નીચતાની આટલી હદ સુધી અહીંના અમેરિકન લોકો કદી જતા નથી.

તમે તો કલકત્તામાં ઘણો વખત રહેલા છો. બંગાળીઓમાં આ ઈર્ષ્યારૂપી પાપ જેટલું પ્રસરેલું છે તેટલું હિંદુસ્થાનના બીજા કોઈ પણ ભાગમાં પ્રસરેલું તમે જોયું છે કે?

× × × × ×

× × × × ×

માત્ર અમેરિકનો અને જાપાનીસોની સાથે આપણી સરખામણી કરીને આ વાત કહેતો નથી, પણ ચીના લોકો સુદ્ધાં મન અને દિલની ઉદારતામાં આપણા કરતાં હજાર દરજ્જે સારા છે.

× × × × ×

× × × × ×

તમે હિંદુસ્થાનની બહાર નીકળો નહિ ત્યાંસુધી આ વાતનો ખ્યાલ તમને બરાબર આવવાનો નથી. મોજશોખને માટે જેમની પાસે પુષ્કળ પૈસા છે, તેમને મન તો બધુંજ ઠીક છે; પણ એવા લોકોને હું તો દેશદ્રોહી દગાબાજ કહીશ. કારણ કે હજારો બલ્કે લાખો ગરીબો અને દીનદુઃખીઆંનું લોહી ચૂસીને તે વડે પોતે વૈભવ ભોગવવા અને તે દીન દુઃખીઓનો–તે ગરીબ, લાચાર, જુલ્મથી છુંદાયેલાં માનવીઓના ભલાનો જરા પણ વિચાર ન કરવો એ દેશદ્રોહ અને દગાબાજીજ છે. ક્યારે તમારા શ્રીમંતોએ, તમારા અમીરોએ, તમારા ધર્મગુરુઓએ અને તમારા મોટા માણસોએ ગરીબોની દરકાર કે કાળજી કરી હતી?

પણ તે દયાળુ પ્રભુ મહાન છે. જુલ્મગારોને તેમના જુલ્મનો બદલો પાછળથી મળી ગયો. અને તે કે જેઓ ગરીબોને પીસીને તેના લોહીથી પોતે સુખી જીંદગી ગાળતા હતા, જેમને કેળવણી પણ તે ગરીબોને ભોગેજ મળતી હતી, અને ગરીબોની દીનતા અને કંગાલિયત ઉપરજ જેમની સત્તા ઉભી રહી શકી હતી, તે લોકોને લાખો અને હજારોની

સંખ્યામાં ગુલામોતરીકે વેચાવું પડ્યું. તેમની માલમીલકત લૂંટાઇ ગઈ, તેમની મા–દીકરીઓની આબરૂ ઈજ્જત લૂંટવામાં આવી. આ જુલ્મનો બદલો તમને ગયાં એક હજાર વર્ષથી મળી રહ્યો છે, અને શું તમને એમ લાગે છે કે, આ બધું કંઈ પણ કારણ વગરજ બન્યું છે?

હિંદુસ્થાનના ગરીબોમાં મુસલમાનોની સંખ્યા આટલી બધી મોટી શાથી છે? માત્ર તરવારની મદદથી તેમને વટાળવામાં આવ્યા એમ કહેવું બરાબર નથી. જમીનદારોના જુલમમાંથી અને ધર્મગુરુઓના પિશાચી અત્યાચારમાંથી ઉગરી જવા માટે પણ મોટો ભાગ મુસલમાન થઇ ગયો હતો, અને આથીજ બંગાળાના ખેડુતવર્ગમાં મોટો ભાગ મુસલમાનોનો છે; કારણકે ત્યાં જમીનદારવર્ગ પણ મોટો છો.

આ પગતળે છુંદાયેલા ગરીબો અને દુઃખી લોકોને ઉન્નત કરવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. થોડાક હજાર ગ્રેજ્યુએટો એ કંઇ પ્રજા અથવા પ્રજાનો મુખ્ય વર્ગ નથી. થોડા સરખા શ્રીમંતો એ પણ કંઇ પ્રજા અથવા પ્રજાનો મુખ્ય ભાગ નથી. જો કે અમારી પાસે સામગ્રી થોડી છે, પણ આ ત્રીસ કરોડ માણસોને વધારે સુખી કરી શકાય એટલું તો હજુ છેજ. વસ્તીના નેવું ટકા માણસો કેળવણી પામ્યા વગરના છે. આ બાબુઓ અને કહેવાતા દેશભક્તોમાંથી આનો કોણ વિચાર કરે છે?

હવે મને એક બીજી વાત કહેવા દો કે, ઈશ્વર છે–હું મશ્કરી કરતો નથી–તે છેજ. અને હું જાણું છું કે, તે આપણાં જીવનોને દોરે છે. જો કે સાથે સાથે હું એ પણ જાણું છું કે, જે હાથ પ્રજાનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરે છે તે હાથને પણ પ્રજા અવશ્ય બચકાં ભરે છે; પણ તમે કે જે દરેક સારાં અને મહાન કાર્યો તરફ ખરી સહાનુભૂતિ ધરાવો છે, ખરા ઉદાર સ્વભાવવાળા, સાચી સહાનુભૂતિવાળા અને ખરા પાણીવાળા એવા માત્ર ભલે તમે એકલા હો, તો એકલા પણ મારી સાથે પ્રાર્થના કરવા લાગો કે:—

"હે દયાળુ! આ અંધકારમાંથી તું અમને દોરવ."

હું મારા ધર્મને અને મારા પ્રભુને ચાહું છું. મારા દેશને અને સર્વથી વધારે તો હું ભીખારીઓને–ગરીબોને–

અજ્ઞાનીને અને ચગદાયેલાંને સૌથી વધારે ચાહું છું, અને હું કેટલું ચાહું છું તે તો માત્ર પ્રભુજ જાણે છે. એ મને અવશ્ય રસ્તો બતાવશે. માણસોનાં વખાણ કે તેમની ટીકાની મને જરા પણ દરકાર નથી. મારે મનથી તેમાંનો મોટો ભાગ તો માત્ર અજ્ઞાન અને નાનાં છોકરાં જેવો છે. સહાનુભૂતિનો અંતરભાગ કે જે તદ્દન નિર્મળ પ્રેમ છે ત્યાંસુધી તેમની દૃષ્ટિ પહોંચેલી હોતી નથી. રામકૃષ્ણદેવના આશીર્વાદથી મને તે અંતર્દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે. મારી નાની સરખી ટોળીની મદદથી કે જેમાં મારા જેવા ગરીબ ભીખારીઓજ એકઠા થયેલા છે-તમે તેમને જોયેલા છે અને પ્રભુનું કામ તો હમેશાં ગરીબોનેજ હાથે થયેલું છે. તમે મને આશીર્વાદ આપો કે જેથી મારા ગુરુમાં, મારા પ્રભુમાં અને મારી પોતાની જાતમાં મારો વિશ્વાસ દૃઢ કાયમ થાય.

વિવેકાનંદ

---

# पत्रांक ३७

૫૪૧ ડિયરબોર્ન એવન્યુ,
શિકાગો-૩ જી માર્ચ ૧૮૯૪

વહાલા—

હું તમારી સાથે એટલો મળતો થાઉં છું કે, શ્રદ્ધા એ એક અદ્ભુત વસ્તુ છે અને તેજ બચાવી શકે તેમ છે, પણ તેમાં જોખમ એ છે કે, કદાચ તેમાંથી ધર્માંધતા-અંધશ્રદ્ધા જન્મ પામે અને તેથી આગળ વધવાનો માર્ગ બંધ પડે.

**જ્ઞાન**-તે બરાબર છે, પણ તેમાં શુષ્ક બુદ્ધિ થવાનો ભય રહે છે. પ્રેમ મહાન્ અને પરમ ઉચ્ચ છે, પરંતુ તે પણ અર્થહીન કલ્પનાના રૂપમાં પરિણામ પામી તેનો નાશ થવા સંભવ છે. આ ત્રણેની-શ્રદ્ધા, જ્ઞાન અને પ્રેમની એકવાકયતા આવશ્યક છે. રામકૃષ્ણદેવમાં આવું ઐક્ય હતું. આવી વ્યક્તિ બહુ વિરલ હોય છે, પરંતુ તેને અને તેના ઉપદેશને આપણા આદર્શતરીકે રાખીએ તો આપણે પણ આગળ વધી શકીએ તેમ છીએ. આપણામાંનો દરેક જણ તેવી સંપૂર્ણતા ન પામે, છતાં આપણે બધા મળીને એકબીજામાંથી વિરોધી તત્ત્વો કાઢી નાખી અનુકૂળપણે વર્તી સમાનતા થાય તેવી

સ્થિતિ પ્રાપ્ત કરીને તેવી સંપૂર્ણતા મેળવી શકીએ એવો સંભવ છે–અર્થાત્ ઘણા મનુષ્યો મળીને એકત્વ મેળવી શકીએ અને તેથી બીજા સર્વ મતો અને સંપ્રદાયો કરતાં નિશ્ચય ઉન્નત થઇ શકીએ.

કોઈ પણ ધર્મને અસરકારક બનાવવા માટે ઉત્સાહની બહુ જરૂર છે; પણ તેની સાથે સંપ્રદાયો ન વધે તેની પણ કાળજી રાખવાની જરૂર છે. આ સંપ્રદાયો ન વધે તેટલા માટે આપણે કોઈપણ સંપ્રદાયવાળાની તાબેદારી રાખવી જોઇએ નહિ. અને સંપ્રદાયથી થતા બધા લાભો જળવાઇ રહી સર્વવ્યાપી ધર્મની વિશાળતા આવે તેવું આપણે કરવાનું છે.

પરમેશ્વર સર્વ સ્થળે હોવા છતાં તેનું સાચું જ્ઞાન અને પૂજન તો આપણા ઉદાર વર્તનથીજ થઇ શકે તેમ છે. રામકૃષ્ણના જેવું ઉત્તમ અને સંપૂર્ણ વર્તન કોઇપણ વ્યક્તિનું હોતું નથી. અહો ! તેજ વર્તન આપણું કેંદ્રસ્થાન હોવું જોઇએ અને તેનીજ આસપાસ આપણે રહેવું જોઇએ; તેની સાથે દરેકને તે મહાન્ વ્યક્તિને પોતાને જેમ યોગ્ય લાગે તેમ ઈશ્વર, ઉદ્ધારક, ગુરુ, આદર્શ અગર મહાવ્યક્તિતરીકે પોતાને પસંદ પડે તેમ–ગણવાને છૂટ આપવી જોઇએ.

સામાજિક સમાનતા કે અસમાનતા એ બેમાંથી એકેનો આપણે ઉપદેશ આપતા નથી, પણ જે ઉપદેશ આપીએ છીએ તે એ છે કે, દરેક વ્યક્તિને સમાન હક્ક છે, અને તેથીજ દરેકને વિચારસ્વાતંત્ર્ય અને કૃતિસ્વાતંત્ર્ય છે, એવો આગ્રહ રાખીએ છીએ.

આપણે કોઇનો અનાદર કરતા નથી, પછી ભલે તે ઇશ્વરવાદી, સર્વેશ્વરવાદી, એકેશ્વરવાદી, બાહ્યેશ્વરવાદી, જડમતવાદી કે અતીશ્વરવાદી હોય. શિષ્ય થવાની યોગ્યતા માટે એકજ લક્ષણ બહુ ધ્યાનમાં રાખવાનું છે કે તેણે પોતાનું વર્તન વિશાળમાં વિશાળ અને ઉત્સાહીમાં ઉત્સાહી ધોરણ ઉપર ઘડવું જોઇએ.

આપણે એવો પણ આગ્રહ રાખતા નથી કે, અમુકજ આચાર, વર્તન કે નીતિના કાયદા હોવા જોઇએ. વાસ્તવમાં તે બીજાને નુકસાનકર્તા ન હોય એજ જરૂરનું છે.

જે આગળ વધતાં અટકાવે છે, અને અધોગતિએ જવામાં

સહાય કરે છે તે દુર્ગુણ છે; અને જે ઉન્નત થવામાં અને એક–અવિરોધી બનવામાં સહાય કરે છે તે સદ્‌ગુણ છે.

આપણને દરેકને પોતાની મેળે જાણવામાં, જાણીને પસંદ કરવામાં અને જે પોતાને અનુકૂળ અને સહાયકારક જણાય તેને આદરવામાં સ્વતંત્ર રાખેલા છે. × × × પોતાના વિશિષ્ટ સ્વભાવ પ્રમાણે વર્તવાને દરેક મુખત્યાર છે. પણ બીજાના આચાર પર ટીકા કરવાનો તેને કશો હક્ક નથી. કારણ કે બીજા જે રીતે વર્તતા હોય તે રીતે પોતે વર્તે તો નુકસાન થાય તેટલાજ ઉપરથી એવો આગ્રહ રાખવો નહિ કે, પોતાનીજ પેઠે બીજાએ વર્તવું જોઈએ. દાખલાતરીકે કેટલાક માણસોની લગ્ન કરવાથી ઉન્નતિ થઈ શકતી હોય, જ્યારે બીજાને તેમ કરવું તે કેવળ હાનિકારક હોય; પણ અવિવાહિત પુરુષને એવું કહેવાનો કશો હક્ક નથી કે, વિવાહિત શિષ્ય ખોટો છે. અને વળી પોતાના ખ્યાલ પ્રમાણે વર્તવાનો ખાસ આગ્રહ કરવાનો તો એ કરતાં પણ ઓછો હક્ક છે.

× × × ×

× × × ×

દરેકનું કર્તવ્ય છે કે, સર્વને આત્મસ્વરૂપ ગણી કોઈ પ્રત્યે દ્વેષ, તિરસ્કાર કે નિંદા ન કરવી જોઇએ, અને તેમને હરકત કરવી ન જોઇએ. આ કર્તવ્ય ફક્ત સંન્યાસીનુંજ છે એમ નથી, પણ બધાં સ્ત્રીપુરુષોનું છે.

× × × ×

× × × ×

મારી પાસેથી કંઇ પણ આશા રાખો નહિ, પણ જેમ જેમ તમોને લખતો ગયો છું અને કહેતો ગયો છું તેમ તેમ મને એ તો પ્રતીતિ થઇ છે કે, હિંદનો ઉદ્ધાર હિંદવાસીઓના હાથથીજ થવાનો છે. તો તમે કે જે માતૃભૂમિના યુવકો છો તેમાંથી ડઝનબંધ પુરુષો આ નવીન ભાવના ઉપર લગભગ ગાંડા બની શકો તેમ છો. વિચાર કરી, સાધનો મેળવી રામકૃષ્ણનું જીવનચરિત્ર લખો, અને તેમાંના સર્વ ચમત્કારોને ખાસ કાળજી રાખી દાખલ કરશો નહિ. આ ચરિત્ર જે સિદ્ધાંતો તેમણે ઉપદેશેલા હતા તેનું ઉદાહરણ થાય, તેવી રીતે લખાવું જોઇએ,

આમાં તેજ વ્યક્તિનું વર્ણન આવે-મને કે બીજી કોઇ હયાત વ્યક્તિઓને બિલકુલ દાખલ કરવી નહિ. આમાં મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઈએ કે, તેણે જે બોધ્યું છે તે જગત સમીપ મૂકવું અને તે બોધના આદર્શરૂપ તેમનું જીવન હતું, તે સમજાવવું. જો કે હું અયોગ્ય છું તોપણ મારાપર એ ફરજ હતી કે, રત્નોની પેટી મારા હવાલે સોંપવામાં આવી હતી તે બહાર લાવી તમોને સ્વાધીન કરવી. તમોને શામાટે? કારણ કે જેઓ દંભી, ઈર્ષ્યાવાન, ગુલામ અને બાયલા છે, જેમની જડ પદાર્થોમાંજ માન્યતા છે એટલે જેઓ જડવાદીજ છે તેઓ કોઇ કાળે જરા સરખું પણ કાર્ય કરી શકવાના નથી. અદેખાઇ-ઈર્ષ્યા તે આપણા પ્રજાકીય વર્તનમાં શાપસમાન છે, અને તે ગુલામોમાંજ સ્વાભાવિક રીતે દૃષ્ટિગત થાય છે. આવી અદેખાઇને લીધે સર્વ-શક્તિમાન પ્રભુ પણ કંઇ કરી શકે તેમ નથી. × × ×

પોતાનું કર્તવ્ય બજાવી મરણ પામી આ ભવમાંથી ચાલી ગયેલ છે એવા પુરુષતરીકે મને ગણો. હવે કાર્ય તમારા ખભાપર આવેલું છે એવું વિચારો. માતૃભૂમિના તમે યુવકો છો, તે કાર્ય માટે નિર્મિત થયા છો, એવું લક્ષ રાખો; તે કાર્યમાં નિયુક્ત થાઓ, અને પછી જુઓ કે, પ્રભુ તમને કૃતાર્થજ કરે છે. મને ત્યજી દ્યો, તમારી દૃષ્ટિ-માંથી મને તદ્દન મુક્ત કરો; અને તમેજ નવીન ભાવના, નવીન સિદ્ધાંતો અને નવા ચૈતન્યનો ઉપદેશ કરો. ઉપદેશ કરતાં કોઈ વ્યક્તિ કે કોઈ રૂઢિથી વિરુદ્ધ ન જાઓ. જાતિ-ભેદની કે બીજા કોઈ સામાજિક ખરાબ રિવાજની તરફેણમાં કે તેની વિરુદ્ધમાં ઉપદેશ કરશો નહિ. તેવાથી 'દૂર રહો' એ સિદ્ધાંતને વળગી રહેજો, પછી સર્વ કાર્ય સ્વતઃ યોગ્ય રીતે બની રહેશે.

તમે મારા બહાદૂર, નિશ્ચલ મનના અને પ્રેમ દાખવનાર આત્મા છો; તો તમો સૌને મારા આશીર્વાદ છે. તમારો

વિવેકાનંદ

# पत्रांक ३८

(ખેત્રીના ના. મહારાજા ઉપરના પત્રમાંથી)

અમેરિકા ૧૮૯૪

× × × ×

એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે "**न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते** એટલે કે ઇંટમાટીનું ઘર તે ખરૂં ઘર નથી, ગૃહિણી એજ ખરૂં ઘર છે" આ વચન અહા! કેવું સાચું છે! જે ઘર ઠંડી, ગરમી અને વર્ષાથી તમારૂં રક્ષણ કરે છે તે ઘરના ગુણદોષ વિચારતાં, તે જે થાંભલાના આધારપર રહેલું છે તેનેજ જોવાથી નહિ ચાલે–તે થાંભલા ભલેને ઉત્તમોત્તમ કારીગરીથી ભરપૂર હોય, તેથી શું થઇ ગયું? પણ ઘરની અંદર જે સજીવ થાંભલો રહેલો છે, અને જે ઘરના ખરા આધારરૂપ છે, તેનાજ ઉપરથી ઘરની ખરી કિંમત અંકાય છે. એ આધારસ્થંભ તે નારી છે–ગૃહિણી છે. એ દૃષ્ટિથી વિચાર કરતાં અમેરિકાનું કૌટુંબિક જીવન જગતના કોઇ પણ દેશના કૌટુંબિક જીવન કરતાં ઉતરે તેમ નથી.

અમેરિકાના કૌટુંબિક જીવનવિષે મેં અનેક વાતો સાંભળી છે. મેં સાંભળ્યું છે કે, અમેરિકાની સ્રીઓમાં સ્રી-ઉચિત વર્તન નથી; સ્વાતંત્ર્યના નામે અમેરિકામાં સ્વચ્છંદતા વધતી જાય છે; સ્રીઓનાં સ્વાભાવિક લક્ષણવિનાનો અહીંનો સ્રીસમુદાય સ્વાતંત્ર્યમાં ઉન્મત્ત થઇને ગૃહજીવનની સકળ સુખશાંતિને પગ તળે છુંદી નાખે છે; વગેરે કંઇ કંઇ વાતો સાંભળી છે. પરંતુ અમેરિકાનાં કુટુંબો, અમેરિકાનાં ગૃહજીવન અને અમેરિકન નારીગણના મારા એક વર્ષના અંગત અનુભવ પછી હું જોઇ શકું છું કે, એ જાતનાં કથનો કેવાં ખોટાં અને ભ્રાન્તિમૂલક છે! હે અમેરિકન મહિલાગણ! તમારૂં ઋણ હું સો જન્મે પણ ફેડી શકું તેમ નથી. તમારા પ્રત્યેની મારી કૃતજ્ઞતા દર્શાવવા માટે મારી પાસે પૂરતા શબ્દો નથી. × × × ×

ગયા વર્ષના ઉન્હાળામાં હું કેટલે છેટેથી આ દેશમાં આવ્યો હતો. પાસે નામ, કીર્તિ, ધન વગેરે કંઇજ નહોતું. સગાં નહોતાં, મિત્રો નહોતાં, કોઇ જાતની સહાય નહોતી–

એવી કંગાળ સ્થિતિમાં એક પરિવ્રાજક પ્રચારકરૂપે આ દેશમાં હું આવેલો, ત્યારે એ અમેરિકાના નારીગણે મને સહાય કરી હતી. આહાર અને આશ્રય આપ્યો હતો, પોતાને ઘેર લઇ જઇને સંભાવના કરી હતી, અને પેટના પુત્ર કે સગા ભાઇના જેવી મારી બરદાસ્ત કરી હતી. તેમના પોતાના ધર્મના પાદરીઓ તેમને ત્યાં આવીને મારા જેવા એક "વિપજ્જનક વિધર્મી"ને ત્યજી દેવા માટે તેમને યત્નપૂર્વક સમજાવતા હતા તે સમયે, તેમજ તેમનાં અંતરંગ સગાંસંબંધીઓ અને આપ્તજનો આ "અજ્ઞાતકુલશીલ વિદેશી"–જેનું ચારિત્ર્ય કદાચ વિપજ્જનક પણ હોય–નો સંગ છોડી દેવાનો સતત ઉપદેશ આપ્યા કરતા હતા તે સમયે પણ, તેમણે મારા પ્રતિ ખરો મિત્રધર્મ બજાવ્યો હતો. ત્યારે પણ તેઓ ચુસ્ત મિત્રરૂપે મારી પડખે ઉભી રહી હતી. મારા ચારિત્ર અને શીલ વિષે અનેક કુતર્કો ફેલાવવામાં આવતા હતા, કિંતુ ચારિત્ર અને શીલની ખરેખરી બાહોશ પરીક્ષક તો એ ઉદારચિત્ત, નિઃસ્વાર્થ, પવિત્ર રમણીઓજ છે. કારણ કે નિર્મળ દર્પણમાંજ સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે.

અહા! કેટલાં બધાં સુંદર કૌટુંબિક જીવનો મેં અહીં નજરે નિહાળ્યાં છે!

કેટલીયે માતાઓ મેં એવી જોઇ છે, કે જેના નિર્મળ ચારિત્ર્ય અને નિઃસ્વાર્થ અપત્યસ્નેહનું વર્ણન કરવાનું ભાષામાં સામર્થ્ય નથી! એવી કેટલીય કન્યકાઓ અને કુમારિકાઓ મેં દીઠી છે કે જે "દેવીના લલાટમાં બિરાજતી તુષારકણિકાના જેવી નિર્મળ અને પવિત્ર છે–અને તે પણ ઉત્તમ રીતે કેળવાયેલી તથા સર્વ પ્રકારની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિથી સંપન્ન સ્થિતિમાં! ત્યારે શું અમેરિકાનો આખો નારીગણ દેવીસ્વરૂપ છે? ના, તેમ તો નથી. સારૂં–નરતું તો સર્વ ઠેકાણે હોય છે; કિંતુ **કોઇ પણ જાતિની કિંમત તે જાતિમાં રહેલા દુર્બળ અને દુષ્ટ વર્ગ ઉપરથી અંકાવી જોઇતી નથી.** કેમકે એવો વર્ગ તો બધે નકામા કચરા જેવો અને પછાતજ હોય. માટે **જાતિ પૈકી જે સારા, ઉદાર, સચ્ચરિત્ર અને પવિત્ર હોય તેમનાજ ઉપરથી જાતીય જીવનના નિર્મળ અને સતેજ**

પ્રવાહનું નિરૂપણ થવું જોઇએ.

કોઇ એક શેબફળના ઝાડનાં ફળના ગુણદોષનો વિચાર કરવો હોય ત્યારે જે ફળો કાચાં, ખીલ્યા વગરનાં, જીવજંતુથી ખવાયલાં અથવા તો ભોંયપર ગરેલાં હોય-પછી ભલેને એમની સંખ્યા ફાવે તેટલી મોટી હોય-તે પરથી તમે અનુમાન બાંધશો, કે પછી જે ફળો પાકાં અને પરિપુષ્ટ સ્થિતિમાં ઝાડપર શોભી શોભાવી રહ્યાં હોય તે શેબવૃક્ષની યોગ્યતાનો તેના ઉપરથી કયાસ કરશો?-જે સેંકડો ફળો નાનાં અને કાચાં રહી ગયાં છે તે પરથી તો ખચિતજ નહિ.

હવે હું અમેરિકાના આધુનિક સ્રીસમાજના ઉદાર મનની પ્રશંસા કરૂં છું. આ દેશમાં મેં અનેક ઉદારચેતા પુરુષો પણ જોયા છે (તેમાંના કોઇ કોઈ તો અત્યંત સંકીર્ણ સંપ્રદાયવાળા પણ છે), તથાપિ એ બંનેમાં એક મોટો ભેદ એ રહેલો છે કે, પુરુષવર્ગને ઉદારચેતા થવા જતાં નિજ ધર્મ અને આધ્યાત્મિકતા ખોઈ બેસવાની આશંકા રહે છે; ત્યારે નારીવર્ગ તો જે જે કંઇ સારૂં અને હિતકારી હોય તેનાપ્રત્યે ધર્મહાનિના કશા પણ ભય વગર સહાનુભૂતિ અને ઉદારતા બતાવી શકે છે-અર્થાત્ તેઓ ઉદારચેતા થવા જતાં નિજધર્મથી લેશ માત્ર ચલાયમાન થતી નથી.

શિકાગો નગરનો "એ જગત-મહા મેળો" કેવો અદ્‌ભુત વ્યાપાર હતો! અને પેલો "ધર્મ-મહા મેળો" કે જેમાં પૃથ્વીપટપરના સકળ દેશના પ્રતિનિધિઓએ આવીને પોતપોતાના ધર્મમતનું પ્રતિપાદન કર્યું હતું, તે પણ કેવો અદ્‌ભુત! ડૉકટર બરોઝ અને મિ૦ બૉનીના અનુગ્રહથી મને પણ એ મહાપરિષદ્‌માં આપણા ધર્મસિદ્ધાંતોનું સર્વ સમક્ષ મંડાણ કરવાનો સુયોગ મળ્યો હતો. મિ૦ બૉની એ કેવી અદ્‌ભુત વ્યક્તિ છે! જેણે આ વિરાટ અનુષ્ઠાનની મનમાં કલ્પના ઘડી એટલુંજ નહિ પણ તે કલ્પનાને વ્યવહારમાં યોજીને તેમાં અતુલ સફળતા મેળવી; તે વ્યક્તિ કેવી અજબ દઢચેતા હશે તેનો ખ્યાલ તમે પોતેજ કરી લ્યો! વળી, ખુબી તો એ છે કે, મિ૦ બૉની પોતે કોઇ પાદરી કે ધર્માધ્યક્ષ નથી. એક વકીલ હોવા છતાં તેણે જગત સમસ્તના ધર્મ-સંપ્રદાયના પરિચાલકોની પરિષદ્‌નું અધ્યક્ષ સ્થાન દીપાવ્યું

હતું ! તેઓ મીઠા સ્વભાવના, વિદ્વાન અને સહનશીલ છે. એમના હૃદયમાં રહેલા ગંભીર મર્મસ્પર્શી ભાવો એમના તેજસ્વી નયનયુગલ દ્વારા ઠીક જણાઈ રહે છે. બસ, હાલ એજ.

## पत्रांक ३९

ॐ नमो भगवते श्रीरामकृष्णाय !

શીકાગો, તા. ૧૯ મી માર્ચ ૧૮૯૪

પ્રિય—

આ દેશમાં આવ્યા પછી મેં તમને એક પણ પત્ર લખ્યો નથી; પણ હરિદાસભાઇના* પત્રથી મને સર્વ સમાચાર મળી ચૂકયા છે. તમે અને જી. સી. ઘોષે× તેમનો યોગ્ય સત્કાર કર્યો તે ઘણુંજ સારૂં કર્યું છે.

આ દેશમાં મને કોઈ પણ જાતની ખાસ તકલીફ નથી; પણ ભિક્ષાવૃત્તિને અહીં સ્થાન નહિ હોવાથી મારે જાતમહેનત કરવી પડે છે–એટલે કે જુદાં જુદાં સ્થાનોમાં વ્યાખ્યાનો આપવાં પડે છે. કલકત્તા કરતાં અહીંનો ઉનાળો કોઇ રીતે ઉતરતો નથી, અને શિયાળાનું તો હું વર્ણનજ નથી કરતો. આખો પ્રદેશ બરફથી ઢંકાઇ જાય છે અને ત્રણ ત્રણ ચાર ચાર ફૂટના બરફના થર જામી જાય છે. કેટલાંક સ્થળોમાં તો બરફના થર છથી સાત ફૂટ સુધી પણ હોય છે. દક્ષિણના પ્રદેશોમાં બરફ હોતો નથી; પણ અહીં આગળ બરફની કોઇ વધારે દરકાર કરતું નથી. જ્યારે પારો ૩૨° હોય ત્યારે બરફ પડે છે. કલકત્તામાં તે ભાગ્યેજ ૬૦° થી નીચે આવે છે, અને ઇંગ્લાંડમાં કવચિતજ શૂન્ય સુધી આવે છે. પણ અહીં આગળ તો પારો ૪° અથવા ૫° થી પણ નીચે જતો રહે છે. ઉત્તરના પ્રદેશ કેનેડામાં તો પારોજ તદ્દન ઠરી જાય છે. તે વખતે તેમને આલ્કોહોલનું થર્મોમિટર વાપરવું પડે છે. જ્યારે ઠંડી અતિશય પડે છે પારો ૨° થી પણ નીચે હોય છે ત્યારે બરફ પડતો નથી. હું એવું ધારતો હતો કે, જે દિવસે બરફ પડતો હશે તે વખતે ઠંડી પુષ્કળ લાગતી હશે; પણ તેવું કંઇ છે નહિ.

---

* જેઓ જૂનાગઢના દિવાન હતા.

× બંગાળાના મોટામાં મોટા એક્ટર અને નાટયકાર.

સામાન્ય રીતે તો ગરમીના દિવસોમાંજ બરફ પડે છે. અત્યંત ઠંડીથી તો આપણને એક પ્રકારનો નશો ચઢે છે. તે દિવસે ગાડીઓ ફરતી નથી, માત્ર ×સ્લેજો ફરે છે. દરેક વસ્તુ ઠરીને સખત બની જાય છે. નહેરો, સરોવરો અને નદીઓ એવી તો ઠરી જાય છે કે હાથી પણ તેના ઉપરથી જઇ શકે. પ્રચંડ શક્તિવાળો નાયગરાનો ધોધ પણ ઠરીને આરસ-પહાણ જેવો સખ્ત બની જાય છે; પણ હું અહીં આગળ ઠીક ઠીક કાર્ય કરી રહ્યો છું. પ્રથમ તો મને થોડોક ભય લાગ્યો હતો, પણ જરૂરિયાતને લીધે મારે એક દિવસ કેનેડાની સરહદ પર ફરવું પડે છે તો બીજે દિવસે દક્ષિણ અમેરિકામાં વ્યાખ્યાન આપવું પડે છે. તમારી પોતાની રૂમની પેઠે ટ્રેનના ડબ્બાઓને વરાળથી ભરેલી નળીઓવડે ગરમ રાખવામાં આવે છે; અને તમારી આજુબાજુ તદ્દન સફેદ બરફના ઢગલા જામી ગયા હોય છે. તેમાં ક્યાંય ડાઘો જોવામાં આવતો નથી-તેના સૌંદર્યનું વખાણ કરવું તદ્દન અશકય છે.

ઠંડીથી મારા કાન અને નાક ખરી પડશે કે શું એવો ભય રહ્યા કરતો હતો; પણ અત્યાર સુધી તો તે સહીસલામત છે, છતાં મારે બહાર જતી વખતે પુષ્કળ ગરમ કપડાં પહેરવાં પડે છે, અને વળી તે બધાંની ઉપર એક ફર-કોટ (રૂંવાટી-નો ડગલો) પણ પહેરવો પડે છે. ગરમ જાકીટ, બૂટ વગેરે મારે પહેરવું પડે છે. તમે શ્વાસ મૂકો કે તરતજ તે તમારી દાઢી અને મૂછમાંથી નીકળતાંજ ઠરી જાય છે. આટલી બધી ઠંડી છતાં અદ્દભુત વાત તો એ છે કે, અહીંના લોકો પાણી પીએ છે તે કદી પણ અંદર બરફનો કટકો નાખ્યા વગર પીતા નથી. આનું કારણ એ છે કે, ઘરની અંદર ગરમી હોય છે. દરેક હૉલ, રૂમ અને દાદરોને (સીઢીને) પણ વરાળથી ભરેલી નળીઓવડે ગરમ રાખવામાં આવે છે. આ લોકો કળામાં અને કૌશલ્યમાં સૌથી આગળ છે, ભોગવિલાસ અને મોજ-મજામાં સૌથી આગળ છે, પૈસા કમાવામાં અને ખર્ચ-વામાં પણ આ લોકો સૌથી આગળ છે. એક મજૂરની

× પૈંડાં વગરની ગાડી જે બરફવાળા દેશોમાં વાપરવામાં આવે છે. આ ગાડીઓ બરફ ઉપર સરતી ખેંચવામાં આવે છે.

મજૂરી પણ અહીંઆં તો છ રૂપિયાથી ઓછી હોતી નથી. તેજ પ્રમાણે નોકરોનો પગાર પણ ભારે હોય છે. તમે ત્રણ રૂપિયાથી ઓછે કોઇ ગાડી ભાડે કરી શકોજ નહિ. ચાર આનાથી ઓછે તમને સિગાર મળે નહિ. સાધારણ સારા બૂટની જોડ લેવા જાઓ તો તમને પચીસ રૂપિયા પડે. અને કપડાંની એક જોડ લેવા જાઓ તો રૂપિયા પાંચસો પડે. જે રીતે આ લોકો કમાય છે, તેવીજ રીતે ખર્ચે પણ છે. તમારૂં એક વ્યાખ્યાન તમને બસો રૂપિયાથી માંડી ત્રણ હજાર રૂપિયાસુધી કમાણી કરાવી આપે છે. પાંચસો સુધી હું ગયો છું. અલબત્ત, હમણાં મારો સિતારો બુલંદ છે. તે લોકો મને ચાહે છે અને મારૂં વ્યાખ્યાન સાંભળવાને માટે હજારો લોકો એકઠા થાય છે.

પ્રભુની ઇચ્છાથી અહીં મારે મિ........ની સાથે મુલાકાત થઇ ગઇ. પહેલાં તો તેઓ મારી સાથે ઘણાજ સત્કારથી વર્ત્યા હતા; પણ જ્યારે શિકાગોના અસંખ્ય લોકો મારી પાસે આવવા લાગ્યા ત્યારે તેમના મનમાં ઇર્ષ્યાનો ભાવ ઉત્પન્ન થયો. × × × × મને ઉતારી પાડવાને પાદરીઓએ તેમનાથી બનતા સઘળા પ્રયત્નો કર્યાં હતા; પણ મારાપર ગુરુજીની કૃપા હતી, તેથી કોઇ શું કરી શકે એમ હતું! તદુપરાંત આખી અમેરિકન પ્રજા મને ચાહે છે, અને માન આપે છે. મારો ખર્ચ પૂરો પાડે છે અને મને પૂજ્ય ગણે છે........

........તમારા પાદરીઓના હાથમાં મારી વિરુદ્ધ કંઇ પણ કરવાની કશીજ સત્તા ન હતી. આ ઉપરાંત અહીંની પ્રજા વિદ્વાન છે. "અમે અમારી વિધવાઓને પરણાવીએ છીએ" "અમે મૂર્તિપૂજા કરતા નથી" એવી અને એ પ્રકારની બીજી વાતો કર્યાથી અહીં કામ ચાલી શકે એમ નથી. તેમને જે વસ્તુની આવશ્યકતા હતી તે માત્ર વિદ્યા અને તત્ત્વજ્ઞાનની હતી. ખાલી વાતોથી અહીં કશુંજ કામ સરે એમ ન હતું.

ડી– ઘણોજ સારો આદમી છે. તેનામાં જો કે ઘણી વિદ્યા નથી પણ તે ઘણોજ નમ્ર છે. આ દેશમાં તેણે ઘણીજ લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે.

ભાઇ! હવે મારી આંખો ખુલી ગઈ છે,............કે

"ये निघ्नन्ति परहितं निरर्थकं ते केन जानीमहे।"—
"જે લોક વિનાકારણ પારકાના ભલામાં વિઘ્ન નાખે છે તે લોકો કેવા છે તેની અમને સમજ પડતી નથી." (ભર્તૃહરિ) ભાઇ! આપણે દરેક વસ્તુમાંથી છૂટા થઇ શકીએ છીએ, પણ ઇર્ષ્યામાંથી કદી છૂટા થઇ શકતા નથી............એ આપણું એક રાષ્ટ્રીય પાપ છે. બીજાઓનું ભૂંડુ બોલવું અને બીજાઓની મહત્તા જોઇને મનમાં ને મનમાં બળ્યા કરવું એ એક આપણા લોકોમાં મોટો દોષ છે. આપણા લોકોની કંઇક એવી માન્યતા છે કે, મહત્તા તો મારા એકલાનીજ છે અને તે કોઇ બીજાને પ્રાપ્ત થવી ન જોઇએ.

દુનિયાના કોઇ પણ ભાગની સ્ત્રીઓ અહીંની સ્ત્રીઓની બરોબરી કરી શકે એમ નથી. અહીંની સ્ત્રીઓ એટલી પવિત્ર, સ્વતંત્ર, સ્વાશ્રયી અને માયાળુ છે કે ન પૂછો વાત! આ દેશનું જીવન અને આત્મા આ સ્ત્રીઓજ છે. સઘળી વિદ્યા અને સંસ્કૃતિનું તેમનામાં ઐક્ય થયેલું છે. " या श्रीः स्वयं सुकृतीनां भवनेषु "—" પુણ્યાત્માઓના ઘરમાં લક્ષ્મીજી પોતે વસી રહે છે " એ કહેવત આ દેશને બરોબર લાગુ પડે છે. જ્યારે બીજી બાજુ "अलक्ष्मीः पापात्मानां " " પાપાત્માઓનાં ઘરમાં અલક્ષ્મી વસે છે " એ કહેવત આપણા દેશને બરોબર લાગુ પડે છે. તમે આ વસ્તુની જરા કલ્પના તો કરી જુઓ! મારા પ્રભુ! અમેરિકાની સ્ત્રીઓ જોઈને હું આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો છું. "त्वं श्रीस्त्वमीश्वरी त्वं ह्रीः " વગેરે " તું ભાગ્યની દેવી (લક્ષ્મી) છે, તું મહેશ્વરી છે, તું પોતે સદ્‌ગુણની મૂર્તિ છે" " या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता " " દરેક ભૂતમાત્રમાં શક્તિરૂપે જે દેવી રહેલી છે" આ સર્વ વાતો બરોબર અહીં આગળ લાગુ પડે છે. અહીં એવી હજારો સ્ત્રીઓ છે કે જેમનાં મન અને હૃદય આ દેશના બરફ જેટલાંજ શ્વેત અને પવિત્ર છે. અને તમે આપણા દેશની બાલિકાઓને જુઓ કે જેઓ માત્ર બાલ્યાવસ્થામાંથીજ માતા બને છે!! ઓ મારા પ્રભુ! હવે હું એ બધું જોઇ શકું છું. ભાઇ! "यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः " " જ્યાં સ્ત્રીઓનો સત્કાર થાય છે તે સ્થાનમાં દેવતાઓ વાસો કરીને

રહે છે. ”—એમ મનુ ભગવાન કહી ગયા છે. આપણે મહાપાતકી પ્રજા છીએ. આપણી અધોગતિનું એકજ કારણ છે કે, આપણે સ્ત્રીઓને “નરકનું દ્વાર” અને “પામર પ્રાણી” ગણીએ છીએ. અરે પ્રભુ! અહીંજ સ્વર્ગ અને નરક જેટલો ભેદ રહેલો છે. “यथातथ्यतोऽर्थान् व्यदधात्”–“યોગ્યને યોગ્ય તે આપી રહેલો છે.” શું મિથ્યા પ્રલાપથી તમે કદી પ્રભુને છેતરી શકો એમ છો કે? પ્રભુએ કહ્યું છે કે “त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उतवा कुमारी” “તુંજ પુરુષ છે, તુંજ સ્ત્રી છે, તુંજ કુમાર છે, અને કુમારી પણ તુંજ છે” (શ્વેતાશ્વતરોપનિષદ્) અને આપણે તો બૂમો પાડીને કહીએ છીએ કે ‘दूरमपसर रे चाण्डाल’ “રે ચંડાલ તું દૂર ખસ.” ‘केनैषा निर्मिता नारी मोहिनी’ “નારીરૂપી મોહિની કોણે ઉત્પન્ન કરી છે?” મારા ભાઇ! દક્ષિણમાં ઉંચ વર્ણ નીચ વર્ણ પર કેવા જુલમ ગુજારે છે? મંદિરોની અંદર કેવાં નફ્ટ ધતીંગો ચાલે છે? શું જે ધર્મ ગરીબનાં દુઃખોને દૂર કરવામાં અને માણસોને દેવતા બનાવવામાં નિષ્ફળ જાય છે તેને કદીએ ધર્મનું નામ આપી શકાય કે? શું તમને એમ લાગે છે કે, આપણા ધર્મને આપણે ધર્મનું નામ આપી શકીએ? આપણો ધર્મ તો માત્ર “અડશો મા” “અડશો મા” માંજ આવી રહ્યો છે. અરે મારા પ્રભુ! જે દેશના આગેવાનો આજે બે હજાર વર્ષ થયાં “જમણે હાથે ખોરાક લેવો કે ડાબે હાથે?” “જમણી બાજુએથી પાણી લેવું કે ડાબી બાજુએથી?” એનીજ ચર્ચામાંથી નથી પરવાર્યા તે દેશની અધોગતિ ન થાય તો બીજા કયા દેશની થાય? “कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः—જ્યારે સર્વ ભૂતમાત્ર ઉંઘતાં હોય છે ત્યારે પણ કાળ તો જાગતોજ હોય છે. કાળ એ હમેશાં દુર્જય છે.” હે મિત્ર! તેની આંખોમાં ધૂળ નાખી શકે એવું કોણ છે? મતલબ કે કોઇ નથી.

જે દેશમાં અને જે ધર્મમાં કરોડો માણસો અર્ધાં ભૂખે મરે છે, અને જ્યાં લાખો સાધુઓ અને કરોડો બ્રાહ્મણો ગરીબોનાં લોહી ચૂસીને પેટ ભરી રહ્યા છે, છતાં પણ તેમના ઉદ્ધારનો જરા પણ પ્રયત્ન કે વિચાર કરતા નથી, એ તે દેશ છે કે દોજખ? એ તે ધર્મ છે કે સેતાનનું તાંડવ નૃત્ય?

મારા ભાઈ! તમારે એકજ વાત સંપૂર્ણ સમજી લેવાની જરૂર છે. મેં આખા હિંદુસ્થાનમાં પ્રવાસ કર્યો છે અને આ દેશને પણ જોયો છે-શું તમને એમ લાગે છે કે, કારણ વગર કાર્ય હોઈ શકે? શું તમને એમ લાગે છે કે, ગુન્હા વગર સજા હોઈ શકે?

सर्वशास्त्रपुराणेषु व्यासस्य वचनं ध्रुवम् ।
परोपकारस्तु पुण्याय पापाय परपीडनम् ॥

"સર્વ શાસ્ત્રો અને પુરાણોમાં વ્યાસ ભગવાનના આ વચનને તું સદાય સાચાં જાણજે કે, પરોપકારથીજ પુણ્યભાગી થવાય છે અને બીજાને પીડા કરવાથી પાપભાગી થવાય છે." શું આ હકીકત સત્ય નથી કે?

મારા ભાઈ! આવું હોવાથી-ખાસ કરીને દેશની ગરીબાઇ અને અજ્ઞાન જોઇને મને જરા પણ નિદ્રા આવતી નથી. કેપ કોમોરિનમાં-માતા કુમારિકાના મંદિરમાં-હિંદુસ્તાનની સરહદના અંતિમ સ્થાનમાં-એક શિલા પર બેસીને મને એક માર્ગ જડયો છે. આપણે આટલા બધા સંન્યાસીઓ સમસ્ત દેશમાં પ્રવાસ કરી કરીને લોકોને ઉપદેશજ કર્યા કરીએ છીએ—એ તો તદ્દન એક પ્રકારનું ગાંડપણ છે. આપણા ગુરુદેવ કહેતા હતા તે શું તને યાદ નથી કે "ભૂખ્યા ભજન ન થાય." લોકો પશુના જેવું જીવન ગાળે છે તેનું કારણ માત્ર તેમનું અજ્ઞાન છે. કંઇક યુગોથી આપણે તેમનું લોહી ચૂસતા આવ્યા છીએ અને તેમને આપણા પગ તળે છુંદી રહ્યા છીએ.

× × × જો કેટલાક નિઃસ્વાર્થ સંન્યાસીઓ, જેઓને લોકોનું કલ્યાણ કરવાની અભિલાષા છે તેઓ ગામડે ગામડે જાય અને નકશા, મેજિક લેન્ટર્ન, કેમેરા વગેરેની મદદથી ચંડાળથી માંડીને બ્રાહ્મણ સુધી સર્વમાં જ્ઞાનનો પ્રચાર કરવા માંડે તો શું તેમાંથી તેમનું ભલું ન થાય કે?—આ બધી યોજના એક ટુંકા પત્રમાં હું જણાવી શકું એમ નથી. ટુંકામાં એટલુંજ કે, જો પર્વત મહમદ પાસે ન આવે તો મહમદે પર્વત પાસે જવું જોઇએ. ગરીબ લોકો તો એટલા ગરીબ છે કે તે લોકો પાઠશાળાઓમાં અને વિદ્યાલયમાં આવી શકે એમ નથી. તેમજ

તેમને માત્ર મોઢાના ઉપદેશ વગેરેથી ફાયદો પણ થાય એમ નથી. આપણે પ્રજાતરીકેનું આપણું વ્યક્તિત્વ ખોઇ નાખ્યું છે એજ આપણા દેશના દુઃખનું ખરું કારણ છે. પ્રજાએ ખોઇ નાખેલું વ્યક્તિત્વ આપણે પ્રજાને પાછું આપી સમાજ-ને જાગ્રત કરવો ઘટે છે. સ્વાર્થસાધકોથી ઉભરાતા હિંદુઓએ, મુસલમાનોએ અને ખ્રિસ્તીઓએ સમાજને તદ્દન છુંદી નાખ્યો છે. જાગ્રતિ અને જોશ તેમના પોતામાંથીજ નરદેવતા-ઓએ નીકળી આવીને પોતાના વર્તનવડે પણ ફેલાવવો જોઇએ. કોઇ પણ દેશની અવનતિ ધર્મથી થતી નથી, પણ તેની વિરુદ્ધ જવાથી—અધર્મથીજ થાય છે. માટે ધર્મને દોષ આપવો એ તદ્દન નિરર્થક છે. દોષ તો અધર્મી માણસો-નેજ આપવો ઘટે છે.

આ કાર્ય કરવાને માટે સૌથી પ્રથમ આપણને માણસોની અને તે પછી પૈસાની આવશ્યકતા છે. આપણા ગુરુદેવની કૃપાથી દરેક નગરમાં આપણને એ કાર્ય માટે ૧૦–૧૫ માણસો મળીજ રહેશે, એવી મારી ખાત્રી છે. એ ઉદ્દેશ સાધ્ય થાય તે માટે ફંડ એકઠું કરવા સારૂ મેં હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો હતો. પરંતુ સ્વાર્થની સાક્ષાત્ મૂર્તિસમા આપણા દેશના લોકો એવા કાર્ય માટે એક પણ પાઈ ખર્ચી શકે એમ છે ખરા કે ? એટલા માટેજ એ પૈસા મારી જાતે કમાવાને હું અહીં અમેરિકા આવ્યો છું. પછીથી દેશમાં પાછા ફરીને મારૂં બાકી રહેલું જીવન એ એકજ ઉદ્દેશ પાછળ ગાળવાની મારી ઉમેદ છે.

જે પ્રમાણે આપણો દેશ સામાજિક સદ્ગુણોમાં નિર્ધન છે, તેજ પ્રમાણે આ દેશ આત્મવિદ્યામાં નિર્ધન છે. હું તેમને આધ્યાત્મિક વિદ્યાનું જ્ઞાન આપું છું અને તેના બદલામાં તે લોકો મને પૈસા આપે છે. મને એ ખબર નથી કે, મારો ઉદ્દેશ સફળ થવાને માટે કેટલો સમય લાગશે. × × અહીંના લોકો જરાય દંભી નથી અને ઈર્ષ્યાનો તો તેમનામાં છાંટો પણ નથી. હિંદુસ્તાનમાં કોઇની ઉપર હું આધાર રાખતો નથી. મારા સમગ્ર બળથી હું મારો ઉદ્દેશ સફળ કરવાને માટે પ્રયત્ન કરીશ અથવા તે પ્રયત્નમાં મારા પ્રાણનું બલિદાન આપીશ. “ **सन्निमित्ते वरं त्यागो विनाशे नियते सति ।** ”

"જો મૃત્યુ આવવાનુંજ છે તો પછી કોઇ સારા કાર્યમાં બલિદાન આપવું એજ વધારે ઉત્તમ છે."

તમને કદાચ એમ લાગશે કે, આ બધાં શાં આસ્માની ગપ્પાં છે? પરંતુ એમાં શું રહેલું છે તેની તમને ખબર નથી. જો મારી યોજનામાં તમારામાંનું કોઈ મદદ કરશે તો તો ઠીકજ છે, નહિ તો ગુરુદેવ અવશ્ય મને માર્ગ બતાવશે. × × આપણે કદીએ ઈર્ષ્યા ત્યજીને એકસંપ થઇ શકતા નથી, એ આપણું મોટામાં મોટું રાષ્ટ્રીય પાપ છે. આ દેશમાં એ ઈર્ષ્યાનું નામ નથી તેથીજ આ લોકો આવા સુખી થઈ શક્યા છે.

આપણી પ્રજા જેવી—કૂવામાંનાં દેડકાં જેવી—પ્રજા જગતમાં મેં બીજી એકે દીઠી નથી. જગતમાંથી કોઇ પણ નવી વસ્તુ આવી કે અમેરિકા તરતજ તેને ઝડપી લેશે. પરંતુ આપણે? આપણે તો એવા મિથ્યાભિમાની થઇ ગયા છીએ કે આપણા જેવું જગતમાં કોઇ પણ નથી! આપણે આર્ય પ્રજાના વંશજ છીએ!! ખરૂં જોતાં આપણામાં વંશજપણુંજ કયાં રહ્યું છે? × × × × ×

સદા તમારો
વિવેકાનંદ

---

# पत्रांक ४०

ન્યુયૉર્ક, ૧૪ મી ફેબ્રુઆરી, ૧૮૯૪

પ્રિય શ્રીમતી બ—

આપની માતાસમી શિખામણ માટે મારો અંતઃકરણપૂર્વકનો આભાર સ્વીકારશો. × × × ×

× × અત્યારસુધીમાં આપે મારે માટે અને મારા કાર્ય માટે જે જે કર્યું છે અને આ વર્ષે કંઇ વધુ કરવાની આપે જે માગણી કરી છે તેને માટે હું આપનો કયા શબ્દોમાં આભાર માનું? ખરેખર, હું આપનો હમેશનો આભારી છું. પરંતુ આ વર્ષે આપે આપની સઘળી મદદ મિસ ફાર્મરના ગ્રીન એકરના કાર્યનેજ આપવી જોઇએ એવું મારૂં હૃદયપૂર્વક માનવું છે. ભારતભૂમિ આજ કેંક સૈકાથી શોભતી આવી છે તો થોડો સમય તે વધુ શોભી શકશે; હાથ ધરેલા તાત્કાલિક કાર્યને હમેશાં પ્રથમ પસંદગી આપવી જોઇએ.

વળી મનુ ભગવાન કહે છે તેમ 'સારા કાર્યને માટે પણ પૈસા ભેગા કરવા એ સંન્યાસીને માટે સારૂં નથી.' અને એ પ્રાચીન ઋષિમુનિઓનું કહેવું સાચું છે, એવું મને લાગવા માંડયું છે. "આશાજ પરમ દુઃખ છે, નિરાશા પરમ સુખ છે." "હું આ કરીશ ને હું તે કરીશ" એવા એવા બાલિશ ખ્યાલો મને હતા; પણ હવે તે ખ્યાલો મને ભ્રમ જેવા ખોટા લાગે છે; એમાંથી હું હવે મુક્ત થતો જાઉં છું.

"સર્વ કામનાને ત્યાગી શાંતિનો અનુભવ કર અને શત્રુ કે મિત્ર કોઇનો સંગ ન રાખતાં એકલો રહે." એ રીતે અમે શત્રુમિત્રરહિત થઇને, સુખદુઃખરહિત બનીને, કામના કે અસૂયાથી પર રહીને, કોઈ પણ પ્રાણીને ઇજા ન પહોંચાડતાં, કોઇ પણ પ્રાણીને દુઃખનું કારણ ન બનતાં, એક પહાડપરથી બીજે પહાડે, એક ગામથી બીજે ગામે પ્રભુનો મહિમા ઉપદેશતા પ્રવાસ કરીશું.

"ઉચ્ચ કે નીચ કોઇની પણ પાસેથી, ઉપરથી યા નીચેથી, મદદની આશા રાખો નહિ. કશાયની કામના કરો નહિ અને આ નાશવંત વિશ્વદશ્યના સાક્ષીરૂપે રહીને તેને પસાર થવા દો."

કદાચ મારી ગાંડી ઇચ્છાઓ મને આ દેશમાં લાવવા માટે જરૂરીજ હતી અને એ અનુભવ માટે હું પ્રભુનો પાડ માનું છું.

હાલમાં હું ઘણો સુખીઓ છું. મિ. લ— અને હું થોડાક ભાત અને મસુરની દાળ અથવા તો જવ રાંધીને તે શાંતિથી ખાઇએ છીએ અને સઘળોજ સમય કંઇ લખવા વાંચવામાં કે કંઇક શીખવા જાણવાની જિજ્ઞાસાવાળા ગરીબ લોકોની મુલાકાત સ્વીકારવામાં ગાળીએ છીએ; અને એવી રીતે જીવન ગાળતાં અમેરિકા છતાં હું અત્યારે વધારે સંન્યાસી છું એમ મને લાગે છે.

"ધનને દારિદ્રયનો ભય છે, જ્ઞાનને અજ્ઞાનનો, રૂપને ઘડપણનો, કીર્તિને નિંદાખોરોનો, જયને ઈર્ષ્યાનો અને શરીરને સુદ્ધાં મૃત્યુનો ભય છે. આ પૃથ્વીપરની એકેએક વસ્તુ ભયથી ગ્રસ્ત છે. માત્ર એજ મનુષ્ય એકલો ભયમુક્ત છે, કે જેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે." × × × ×

# पत्रांक ४१

ન્યુયૉર્ક તા. ૧૯ મી એપ્રિલ, ૧૮૯૪

પ્રિય અ—

સેક્રેટરી સાહેબ મને લખી જણાવે છે કે, મારે હિંદુસ્થાનમાં પાછા આવવું જોઇએ. કારણકે મારે માટે એ કાર્યક્ષેત્ર છે, એમાં કંઇજ શંકા નથી. પણ મારા ભાઇ! આપણે એક એવી જ્યોત જગાવવાની છે કે જેનો પ્રકાશ સમસ્ત હિંદુસ્તાન પર પડે. ઉતાવળ કરવાનું કંઇજ કારણ નથી. પ્રભુની કૃપાથી સૌ બની રહેશે. અમેરિકાનાં મોટાં મોટાં ઘણાં શહેરોમાં મેં વ્યાખ્યાન આપ્યાં છે................અહીં આગળ મેં મિત્રો પણ ઘણા કર્યા છે, કે જેમાંના ઘણા તો સારી લાગવગવાળા અને આબરૂદાર છે, અલબત્ત કેટલાક જૂના વિચારના પાદરીઓ મારી વિરુદ્ધ છે. જ્યારે એમણે જોયું કે, સીધે રસ્તે મારી સાથે બાથ ભીડવી સહેલી નથી, ત્યારે તેઓ દરેક રીતે મને હેરાન કરવાનો, ગાળો ભાંડવાનો અને વગોવવાનો પ્રયત્ન કરે છે. ........ઇશ્વર તેમનું કલ્યાણ કરો. મારા ભલા મિત્ર! હરકતો અને મુશ્કેલીઓ વગર કોઇ પણ સારૂં કામ કરી શકાતું નથી. તેને જેઓ છેક છેલ્લી ઘડી સુધી વળગી રહે છે તેઓજ અંતે વિજય પામે છે........જ્યારે એક જાતિ, એકજ વેદ, સંપ અને એકતા થશે ત્યારે સત્યયુગ પ્રવર્તશે, એવી મારી માન્યતા છે. આ સત્યયુગનોજ વિચાર હિંદુસ્તાનનો પુરુનદ્ધાર કરે એમ છે-તેને પુનર્જીવન આપે એમ છે. તેમાં શ્રદ્ધા રાખો. × × ×

યુવાનો! જાગ્રત થાઓ, કામે લાગી જાઓ! * *

હિંદુધર્મ સદા અમર રહો!........ જાગો, જાગો! મારા મિત્રો! આપણો વિજય નક્કી છે. × × ×

આપણે એક વખત કાર્યની શરૂઆત કરીશું એટલે તે એની મેળે જગજાહેર થશે. પણ કંઇ કામ કર્યા વગર માત્ર વાતોજ કર્યા કરવી એ તો મને જરાય પસંદ નથી. * *

સર્વ આશીર્વાદસહ તમારો

**વિવેકાનંદ**

---

# પત્રાંક ૪૨

શિકાગો, તા. ૨૮ મી મે ૧૮૯૪

પ્રિય અ—

હું તમને વહેલો પત્ર લખી ન શકયો. કારણ કે હું ન્યુયૉર્કથી બોસ્ટન અને બોસ્ટનથી ન્યુયૉર્ક કરીને મારા પ્રગની પનોતી ઉતારતો હતો. હિંદુસ્તાન પાછો ક્યારે આવીશ તે હું કહી શકતો નથી. જે પ્રભુ મને અત્યારસુધી દોરી રહ્યો છે તેના હાથમાં સર્વ લગામ મૂકી દેવી એજ સર્વથી ઉત્તમ વાત છે. જાણે હું કદી અસ્તિત્વમાં છુંજ નહિ એ પ્રમાણે મારા વગર કાર્ય કરવાનો પ્રયત્ન કરો. કોઇની કે કશાની પણ રાહ જોયા વગર કામમાં લાગી જાઓ. તમારાથી જેટલું બને તેટલું કરવાનો પ્રયત્ન કરો. તમારી આશાનો આધાર કોઇપર રાખશો નહિ. * * *

અહીં આગળ મેં ઘણાં વ્યાખ્યાનો આપ્યાં છે........ અહીંના ખર્ચ ભયંકર છે. જો કે હું જ્યાં જ્યાં ગયો છું ત્યાં ત્યાં આબરૂદાર અને મોટાં મોટાં કુટુંબોએ મારી દરેક કાળજી રાખી છે; છતાં પૈસા મારા હાથમાંથી પાણીની પેઠે સરી જાય છે. આ ઉનાળામાં હું અહીંથી કંઈ જઇશ કે નહિ તે હું કહી શકતો નથી. ઘણે ભાગે તો કંઈ જવાનું થાય એમ નથી. તેટલામાં આપણી યોજના વ્યવસ્થિત કરવાનું અને તેને આગળ ધપાવવાનું કાર્ય ચાલુ રાખો. તમે દરેક કરી શકો એમ છો, એવી શ્રદ્ધા રાખો. પ્રભુ આપણી સાથે છે એમ જાણીને, શૂર આત્માઓ! તમે આગળ વધો. * *

મારા દેશમાં મારી પૂરેપૂરી કદર થઈ છે. કદર થાઓ કે ન થાઓ પણ ઉંઘમાં ન રહો, ધીમા ન પડો. તમારે યાદ રાખવું જોઇએ કે, આપણી યોજનાનો એક રજમાત્ર અંશ પણ આપણે હજુ અમલમાં મૂકી શકયા નથી. કેળવાયેલા યુવાનવર્ગપર તમારી અસર પાડો. તેમને એકઠા કરો અને વ્યવસ્થિત કરો. મહાન ભોગ આપીનેજ મહાન કાર્યો કરી શકાય છે. સ્વાર્થ નહિ, નામ નહિ, કીર્તિ નહિ. તમારી, મારી કે મારા ગુરુની (માસ્ટર–સ્વામી રામકૃષ્ણ પરમહંસની) પણ નહિ. કામ કરો, કામ કરો. તમારી યોજના માટે–તમારા આદર્શને માટે કામે વળગી જાઓ. નામના, કીર્તિ કે એવા કોઇ ધતીંગ

માટે પાછા વળીને થોભશો નહિ. મારા બહાદુર, ભલા, શૂરા આત્માઓ ! દરેક વસ્તુ વીસરી જાઓ અને કામે લાગો. યાદ રાખો કે, સુતરના ઝીણા તાર પણ જ્યારે એકસાથે વણાય છે ત્યારે મોટા મોટા હાથીઓ પણ તેના વડે બાંધી શકાય છે. તમારા પર ઈશ્વરના આશીર્વાદ છે. અનંતશક્તિ તમારામાં પ્રવેશ પામો. વેદ કહે છે કેઃ–"જાગો, અને જ્યાંસુધી આદર્શ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી થોભો નહિ." જાગો, જાગો ! રાત્રિ પસાર થઇ ગઇ છે અને દિવસનો ઉદય થઇ ચૂકયો છે. સમુદ્રનાં મોજાં ઉછળી રહ્યાં છે અને ભૂકંપથી સમુદ્રે માઝા મૂકી છે; હવે તેને કોઇ રોકી શકે એમ નથી. મારા મિત્રો ! આત્મા–આત્માને ઓળખો, મારાં બાળકો ! પ્રેમ, વિશ્વાસ અને શ્રદ્ધા રાખો. કદી ડરો નહિ. કારણ કે ભય એજ મહાન પાપ છે.

સર્વને મારા આશીર્વાદ છે. આપણા કાર્યમાં જે જે ઉદાર આત્માઓએ મદદ કરી છે તેમનો મારા તરફથી આભાર માનજો, પણ તે સાથે એટલું પણ જણાવજો કે, તેઓ ઢીલા ન પડે. વિચારોનો બહોળો પ્રચાર કરજો. કદી ગર્વિષ્ઠ થશો નહિ. અને કશા પર અંધશ્રદ્ધા રખાવવાનો પ્રયત્ન કરશો નહિ. કશાનો વિરોધ કરશો નહિ, આપણે તો માત્ર સાધનોજ એકઠાં કરવાનાં છે. તેનો કયારે અને શું ઉપયોગ થશે એ તો પ્રભુનેજ માલમ છે. સૌથી મહત્ત્વનું તો એ છે કે, મારી અથવા તમારી ફતેહથી અભિમાનમાં તણાઇ જશો નહિ. આથી પણ મહાન કાર્યો આપણે કરવાનાં છે. જે મહાન કાર્ય આપણે ભવિષ્યમાં કરવાનું છે તેની સરખામણીમાં અત્યારની આ નજીવી ફતેહ કંઈજ હિસાબમાં નથી. તમે એ ખાત્રીથી માનજો કે, ઇશ્વરની આજ્ઞા થઇ ચૂકી છે. તેની શક્તિનો સંચાર થઇ ચૂકયો છે. હિંદુસ્તાને હવે ઉઠવુંજ જોઈએ. ગરીબો અને દીનદુઃખીઆં સુખી થવાનાં છે; તે માટે આનંદિત થાઓ...........આધ્યાત્મિક શક્તિનો પ્રવાહ ઉલટયો છે. તે અનંત, દરેકને ડૂબાવી દેતો, કોઇથી ન અટકાવી શકાય એવા પ્રબળ વેગથી પૃથ્વીપર ધુઘવતો આગળ ધસતો જાય છે. દરેક માણસ આગળ આવે છે; તેની શક્તિમાં દરેક કલ્યાણનો સમાવેશ થતો ચાલે છે; દરેક હાથ તેને માટે

માર્ગ સાફ કરે છે; પ્રભુની કીર્તિ મહાન હો! × × ×

મને કશી મદદની જરૂર નથી. કેટલુંક ફંડ એકઠું કરવાનો પ્રયત્ન કરો. તેમાંથી મેજિક લેન્ટર્ન× નકશાઓ વગેરે ખરીદો. પછી દરરોજ સાંજના ગરીબ લોકોને એકત્ર કરો, ભંગીઓ અને ઢેડને પણ ભેગા કરો. પ્રથમ તેમને ધર્મનો ઉપદેશ આપો અને તે પછી જાદુઇ ફાનસ, નકશો વગેરે જે કંઈ સાધનો તમારી પાસે હોય તે વડે તેમને ઇતિહાસ, ભૂગોળ વગેરેનું જ્ઞાન આપો. આ જ્ઞાન દેશી ભાષામાંજ આપજો. જુસ્સાદાર જુવાન માણસોને તાલીમ આપો. તમારા પોતાના જુસ્સાને તેમનામાં દાખલ કરો અને એ મંડળનો ધીમે ધીમે વધારો કરો. તમારાથી જેટલું ભલું થઇ શકે તેટલું કરો. નદી ઓળંગવાને માટે તેનું બધું પાણી વહી જાય ત્યાંસુધી રાહ જોઇને બેસી ન રહો. અલબત્ત, માસિકો છાપવાં, ચોપાનિયાં છાપવાં વગેરે એક રીતે ઘણુંજ સારૂં છે; પણ અનંત કાળ સુધી બકબકાટ કરવો અને ઘસડબોરો કર્યા કરવો તે કરતાં તો એક રજમાત્ર પણ સંગીન કામ કરવું એ વધારે સારૂં છે. બ---ને ત્યાં એક મિટિંગ બોલાવજો. થોડાક પૈસા એકઠા કરીને મેં જે જે વસ્તુઓ ઉપર જણાવી છે તે ખરીદજો. પછી એકાદ ઝુંપડી ખરીદીને કામની શરૂઆત કરી દેજો. માસિકો કાઢવાં એ ગૌણ વસ્તુ છે, પણ આ તો અગત્યની અને પ્રથમની વસ્તુ છે. જનસમાજ પર તમારી અસર પડવી જોઇએ. શરૂઆત તદ્દન નાની કરવી પડે તેથી ડરશો નહિ. નાનીમાંથીજ મોટી વસ્તુઓ ઉપજે છે. આગેવાન કે નેતા બનવાની રાજસિક ઇચ્છાથી ભારે બુદ્ધિશાળી માણસો પણ જીંદગીના પ્રવાહમાં ડૂબી ગયા છે; એ વાત ખાસ કરીને ધ્યાનમાં રાખજો. અંતકાળ સુધી નિઃસ્વાર્થી રહીનેજ કાર્ય કરજો. મારે જે કહેવાનું છે તે બધું લખી શકતો નથી, પણ તે બધું સમજવાની પ્રભુ તમને શક્તિ આપશે. મારા બહાદુર યુવાનો! કામે લાગી જાઓ. તમારો સ્નેહાધીન

વિવેકાનંદ

---

× જે ફાનસવડે રાત્રિને સમયે સફેદ ધોળેલી દિવાલપર અથવા કંતાનપર ચિત્રો બતાવાય છે તે.

## पत्रांक ४३

(રાવબહાદુર નરસિંહાચારીઅરને લખેલો પત્ર)

શિકાગો ૨૩ જુન ૧૮૯૪

વહાલા સાહેબ,

મારા તરફ તમારો સ્નેહ છે, તેથી તેનો લાભ ઉઠાવવાની હું ધૃષ્ટતા કરૂં છું. મિસિસ પી. યુનાઇટેડ સ્ટેટસનાં સૌથી આગેવાન સન્નારી છે. તેઓ જગતના મેળામાં સ્રીપ્રમુખતરીકે હતાં. સ્રીવર્ગની ઉન્નતિના કાર્યમાં તેઓ ઘણોજ રસ લે છે. સ્રીઓ માટેની એક મોટી સંસ્થાનાં તેઓ આગેવાન પણ છે; અને લેડી ડફ્રીનનાં તેઓ ખાસ મિત્ર છે. તેમના પૈસા તથા મોભાને લીધે યુરોપના રાજવંશીઓ પણ તેમનો સત્કાર કરે છે. આ દેશમાં તેમણે મારા તરફ ઘણીજ મમતા બતાવી છે. હાલમાં તેઓ ચીન, જાપાન, સિયામ અને હિંદના પ્રવાસે નીકળનાર છે. અલબત્ત, હિંદુસ્તાનમાં ગવર્નરો તેમજ બીજા મોટા મોટા લોકો તરફથી તેમનો સત્કાર તો થશેજ; પરંતુ અંગ્રેજ ઑફિસરોની મદદ વિના સ્વતંત્ર રીતેજ આપણો સમાજ જોવાની તેમની ખાસ ઇચ્છા છે. હિંદની સ્રીઓની ઉન્નતિ માટેના તમારા પ્રયત્નો અને મૈસુરની તમારી અદ્‌ભુત કૉલેજ બાબત મેં તેમની સાથે વખતોવખત વાત કરી છે. આ દેશમાં આપણા લોકોનો જે સત્કાર અમેરિકન લોકો કરે છે, તેના બદલામાં અમેરિકાની એવી વ્યક્તિઓનો કંઇક સત્કાર આપણે અવશ્ય કરવો જોઇએ. મને આશા છે કે, તમારા તરફથી તેમને ઘણોજ સત્કાર મળશે અને આપણા સ્રીવર્ગને ખરી સ્થિતિમાં જોવાના કાર્યમાં તેમને તમારા તરફથી મદદ મળશે. હું તમને ખાત્રી આપું છું કે, તે ખ્રિસ્તી મીશનરી નથી, તેમ ખ્રિસ્તી પણ નથી. ધર્મના કંઇ પણ ભેદભાવ વગર આખી દુનિયામાંના સ્રીવર્ગની ઉન્નતિ કરવાની તેમની ઉમેદ છે. તેમને મદદ કરવાથી આ દેશમાં મને પણ મોટી મદદ થશે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો. તમારો સ્નેહાધીન

વિવેકાનંદ

---

## पत्रांक ४४

શિકાગો, ૨૬ મી જુન ૧૮૯૪

મહાન હિંદી કવિ તુલસીદાસ પોતાના રામાયણના મંગળાચરણમાં કહે છે કે "સજ્જન દુર્જન બન્નેને હું વંદન કરૂં છું. પણ અફસોસ કે મારે માટે તો તેઓ બન્ને સરખા પીડાકારી છે—દુર્જનો મારા સંસર્ગમાં આવતાંજ મને વેદના થવા માંડે છે અને સજ્જનો મારો સંગ છોડી જતાંજ મારા પ્રાણ લઇ જાય છે! (અર્થાત્ કે તેમના જવાથી મને પ્રાણ નીકળી જવા જેટલું દુઃખ થાય છે.)"

આ મહાન સાધુકવિના ઉપરોક્ત કથનને હું પુષ્ટિ આપુ છું. મને કે જેને પ્રભુના લાડીલા સજ્જનોને ચાહવા સિવાય આ સંસારમાં અન્ય કંઈ મમત્વ રહ્યું નથી તેને, તો તેમના એટલે કે સાધુજનોના વિયોગથી જીવલેણ કષ્ટ થાય છે. પરંતુ એવા પ્રકાર બનવાજ જોઇએ. મારા પ્યારા પ્રભુજીની બંસરીના ઓ નાદ! તું મને દોર, હું તારી પાછળ પાછળ આવું છું. તમારા જેવા કુલીન, પ્રેમાળ અને ઉદાર સત્પુરુષોના સહવાસથી છૂટા પડતાં મને જે દુઃખ–જે વેદના થાય છે તે વર્ણવવી અશક્ય છે. ઓહ! સ્ટોઇક થવામાં હું સફળ થયો હોત તો કેવું સારૂં?

આશા છે કે, તમે એ સુંદર ગ્રામ્યશ્રીનો પૂરો ઉપભોગ કરતા હશો. "દુનિયાના લોકો જે બાબતમાં જાગ્રત હોય છે તે બાબતમાં સંયમી જનો ઉંઘતા હોય છે, અને જે બાબતમાં દુનિયા ઉંઘતી હોય છે તે બાબતમાં સંયમી જાગતો હોય છે."

આવી દુનિયાઇ સ્વાર્થની રજ સુદ્ધાં તમને કદી ના અડકો! કારણ કે કવિજનો પણ નિદાન કહે છે કે, પુષ્પહારથી ઢાંકેલા સડેલા માંસના ટુકડા જેવી આ દુનિયા છે. જો બની શકે તો તેને અડતાજ નહિ. આ દુનિયારૂપી સડેલા ખાળકૂવાને તમારા પગ અડકે તે પહેલાંજ એ દિવ્ય પક્ષીનાં*

* સ્વામીજી અત્રે બંગાળી દંતકથામાંના "હુમા" પક્ષીને અનુલક્ષી કહે છે. એ પક્ષી ઉંચે વાતાવરણમાંજ અદ્ધર રહેતું મનાય છે અને કહેવાય છે કે, એનાં ઇંડાં પણ ઉંચે હવામાંજ મૂકાઈ ત્યાંથી નીચે જમીનપર પડતાં પડતાંમાંજ પૂરેપૂરાં સેવાઈ જાય છે, અને

બચ્ચાંઓ! તમે ઉપર ચઢો અને ઉંચે ને ઉંચેજ ઉડો.

"અરે ઓ જાગ્રત આત્મા! ફરીને તું નિદ્રાવશ થતો નહિ." "આ દુનિયા બીજા અનેકોને ચાહ્યા તો ભલે ચાહવા દો, પણ અમારો પ્રિય તો બસ એકજ છે–પ્રભુજ અમારો એક પ્યારો છે. લોકો શું કહે છે તેની અમને પરવા નથી; પણ જ્યારે તેઓ અમારા એ પ્રાણપ્યારાને ખોટી રીતે ચીતરીને તેનામાં ફાવે તેવા રાક્ષસી ગુણો આરોપવાનું કરે છે ત્યારેજ અમને ખોટું લાગે છે. ભલે લોકો તેમને ગમે તેમ કરે, પણ અમારે મન તો તેજ અમારો પ્રાણપ્યારો છે–બસ એજ એક અમારો વહાલો, વહાલો અને વહાલો છે, બીજો કોઇ નહિજ."

"એનામાં કેટલી શક્તિ છે, કેટલા ગુણ છે–સારૂં કર વાને પણ શક્તિ અને યોગ્યતા કેટલી છે તે જાણવાની દરકાર શી છે? અમે તો એકદમ કહી નાખીશું કે, અમે એને ચાહીએ છીએ તે કંઈ લોકોની લાંબી લાંબી થેલીઓ કે માન–બડાઇ માટે ચાહતા નથી. અમે એવી રીતે અમારો પ્રેમ કદી વેચતા નથી; અમારે એવું તેવું કશું જોઇતું નથી. અમે તો ઉલટા એવું છૂટથી આપીએ છીએ."

"અરે ઓ ફિલસૂફ! તું અત્રે અમને એના સત્ત્વ, એની શક્તિ, અને એના ગુણ વિષે કહેવા આવે છે; પણ ઓ મૂઢ! અમે તારા કહ્યા વિના પણ એના સાક્ષાત્કાર માટે ટળવળીએ છીએ."

"માટે ઓ ફિલસૂફ! તારૂં એ અર્થરહિત ટાહ્યલું તારે ઘેર પાછું લઈ જા અને મને તો મારા વહાલાનું મિલન (જો તારી પાસે હોય તો) મોકલ. કેમ, એ મધુરૂં મિલન તારાથી મોકલાશે કે?"

"મૂઢ! તું કોના આગળ ભક્તિ અને ભયપૂર્વક તારા ખખળી ગયલા ઘુંટણ વાળે છે? મેં તો મારો ગળુબંદ

---

તેમાંથી નીકળતાં બચ્ચાં તરતજ આકાશ તરફ ઉડતાં હોવાથી તેમને કદી પણ પૃથ્વીને સ્પર્શ કરવો પડતો નથી. શ્રીરામકૃષ્ણ પૂર્વના સાધનસંપન્ન ઉત્તમ સાધકોને અને નિત્યસિદ્ધોને આ પક્ષીનાં બચ્ચાં-ઓ સાથે સરખાવતા. કેમકે તેઓ પણ તેમના ઐહિક જીવનમાં માયાનો પાશ અડે તે પહેલાંજ માયાથી દૂર ભાગી ઉંચે ગમન કરે છે.

કાઢીને એની ડોકમાં નાખ્યો છે અને ગળપટાને દોરી બાંધી-એ તેમ એ ગળુબંદને દોરી બાંધીને, રખેને એક ક્ષણમાં એ કંઇ ભાગી જાય એ ધાસ્તીનો માર્યો હું એને મારી સાથે ને સાથેજ ઘસડું છું. એ ગળુબંદ તે પ્રેમ અને ભક્તિનો પટો છે, અને એ દોરી તે પ્રેમનો અત્યાનંદ છે. મૂઢ! તને ખરા ભેદની હજી ખબર નથી—એ અનંત પ્રભુ, અનન્ય પ્રેમના બંધનથી બંધાઇ મારી મુઠ્ઠીમાં આવે છે. વૃંદાવનની ગોપ-બાળાઓના કંકણરવથી ઉત્પન્ન થતા સંગીતનાદને વશ થઈને એ અનંત બ્રહ્માંડનો નાથ, એ વિશ્વવિનાયક, કેવો નાચવા મંડી જતો, એ વાત શું તું નથી જાણતો?”

એ અનિર્વચનીયનું વર્ણન કરવાના પ્રયત્નમાં મારા આ ગાંડા ઘેલા લખાણ—મારા આ મૂર્ખાઈભર્યા બકવાદ માટે મને માફ કરજો. એનું વર્ણન થાય તેમ નથી. એને તો માત્ર અનુભવથીજ જાણી શકાય. એજ.

## पत्रांक ४५

ગ્રીન એકર ઇન, ઇલિયટ મેઇન,

૨૬ મી જુન ૧૮૯૪

× × આ એક મોટી ઈન (ધર્મશાળા) અને ફાર્મ-હાઉસ (ખેતર પરનું મકાન) છે અને અહીં આગળ ખ્રિસ્તી વૈજ્ઞાનિકો પોતાના મંડળની બેઠક ભરે છે. ગઈ વસંત-ઋતુમાં હું જ્યારે ન્યુયૉર્કમાં હતો ત્યારે એ સભાની એક પ્રયોજિકા બાઈએ મને અહીં આવવાનું આમંત્રણ આપ્યું હતું તેથી હું અત્રે આવ્યો છું. સ્થાન બહુ સુંદર અને શીતળ છે. શિકાગોમાંના મારા ઘણા જૂના મિત્રો અહીં આવેલા છે. મિસિસ...., મિસ....અને બીજા અનેક ગૃહસ્થો અને બાનુઓ નદી પાસેના ખુલ્લા મેદાનમાં તંબુઓ ઠોકીને રહ્યાં છે. એ લોકોનો વખત બહુ ગમ્મતમાં જાય છે અને કેટલીક વાર તો તેઓ બધાં તમે જેને ‘સાયન્ટિફિક ડ્રેસ’ કહી ઓળખો છો તેવો ડ્રેસ આખો દિવસ પહેરી રાખે છે. લગભગ દરરોજ વ્યાખ્યાનો અપાય છે. બોસ્ટનનિવાસી મિ..... નામનો એક ગૃહસ્થ અત્રે આવેલો છે, તેનું ભાષણ દરરોજ થાય છે અને લોકવદંતિ એવી છે કે, તે કોઈ દેવી સત્તાના

આશ્રય તળે બોલે છે.....પત્રની સંપાદિકા અત્રે નિવાસ કરીને રહી છે. એ બાઇ અત્રે પ્રાર્થના, પૂજા વગેરે ધાર્મિક ક્રિયા કરાવે છે અને સઘળી જાતનાં દરદો મટાડવાના વર્ગો ભરે છે. આશા છે કે થોડાજ વખતમાં તેઓ આંધળાંને આંખો, બહેરાંને કાન વગેરે આપતાં થશે! ગમે તેમ પણ આ એક વિચિત્ર મેળો છે. એમાં ભાગ લેનારા લોકો સામાજિક કાયદાકાનુનોની ઝાઝી પરવા કરતા નથી અને બિલકુલ સ્વતંત્ર અને સુખી છે. મિસિસ....બહુજ પાણીદાર બાઇ છે. બીજી અનેક બાઇઓ પણ તેવી છે........ડિટ્રોઇટની એક સારી સુશિક્ષિત સભ્ય બાઈ, દરિયા વચ્ચે પંદર માઇલના અંતરપર આવેલા એક દ્વીપમાં મને લઇ જવાની છે. હું ધારૂં છું કે, અમારો વખત બહુ આનંદમાં જશે..... અહીંથી કદાચ હું 'આમિસ્કવાન' જઇશ. આ સ્થાન બહુ રમણીય અને સુંદર હોઈ નાહવાની સોઇ અહીં ઘણી મઝાની છે. ........એ મને નાહવા માટેનો ડ્રેસ કરાવી આપ્યો છે અને એક બતકની માફક મને પાણીમાં તરવાની મઝા પડે છે-ગામડાના એક ઝુંપડાવાસીને પણ મઝા પડે એવું છે.

× × × ×

બોસ્ટનના મિ..... કે જે તમારા પંથના એક મહાન દીપક જેવા છે તે અત્રે આવેલા છે. પરંતુ તે મિસિસ વ્હર્લ-પૂલના પંથના હોવાનું નકારે છે. તે પોતાને આધ્યાત્મિક, રાસાયણિક, આધિભૌતિક, ધાર્મિક વગેરે બાબતોના માનસિક વૈદ્યતરીકે ઓળખાવે છે! કાલે સજ્જડ વાવાઝોડું આવ્યું, તેણે તંબુઓની બહુ સરસ સરભરા કરી! જે મોટા શામી-આનામાં તેઓ વ્યાખ્યાન આપતા હતા તે શામીઆનાનું અધ્યાત્મજ્ઞાન એટલું બધું વિકસવા પામ્યું હતું કે એ સરભરાના યોગે તે આખો ને આખો (શામીઆનો) મર્ત્ય માનવીનાં ચર્મચક્ષુથી તો સદંતર અદશ્ય થઇ ગયો! અને વળી બસેંક ખુરશીઓ પણ અધ્યાત્મના અત્યાનંદમાં આવી જઇ આમ તેમ નાચવા મંડી પડી! મિસિસ.... દરરોજ સવારના વર્ગ ભરે છે; અને મિસિસ.... આમતેમ બધે કૂદાકૂદ કરી મૂકે છે! તેઓ બધાંજ એવા આવેશમાં છે. હું ....ને માટે ખાસ રાજી થયો છું. કારણ કે ગઇ શીતઋતુમાં તેમણે ઘણું વેઠયું

છે અને થોડીક ગમ્મતથી તેણીને બહુ ફાયદો થશે. અત્રે કેમ્પોમાં આ લોક જે છટ ભોગવે છે તે જોઇને તો તમે ડઘાઈજ જાઓ, પણ તેઓ બહુ ભલા અને પવિત્ર છે–માત્ર જરા અનિયમિત છે એટલુંજ.

હું આવતા શનિવાર સુધી અહીંઆં રહીશ. ........એક રાત્રે કેમ્પના લોકો, જે પાઇનના ઝાડતળે દરરોજ સવારના હું હિંદુ ઢાઠમાં બેસીને તેમની સાથે સંભાષણ કરૂં છું તે પાઇનવૃક્ષ તળે સૂવા ગયા હતા. અલબત્ત, હું પણ તેમની સાથે હતો, અને તારલીઆના આચ્છાદન તળે ભૂમાતાના ખોળામાં સૂતાસૂતા આખી રાત અમે બહુ મઝામાં પસાર કરી. અલબત્ત મને પોતાને તો ખૂબજ મઝા પડી. તે રાતના ગૌરવ અને ખુબીઓનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી. એક વર્ષ પાશવજીવન ગાળ્યા પછી જમીનપર સૂવાનું, જંગલમાં ઝાડ તળે ચિંતન કરવાનું પ્રાપ્ત થવું, અહા ! એ કેવા આનંદની વાત ! 'ઇન'ના લોકો ઘણે ભાગે સાધનસંપન્ન હોય છે અને કેમ્પના લોકોમાં તંદુરસ્ત, તરુણ, સહૃદય અને વિશુદ્ધ નરનારીઓ હોય છે. હું એમને **શિવોऽहम्, शिवोऽहम्** શીખવાડું છું અને તેઓ બધાં નિર્દોષ, પવિત્ર અને બહુ ધીટ હોવાથી તેનો જાપ જપે છે; અને એ રીતે હું અહીંઆં સુખી અને યશભાગી છું. **ધન્ય પ્રભુ! કે તેં મને નિષ્કિંચન બનાવ્યો, ધન્ય નાથ! કે આ તંબુવાસી બાળકોને તેં ગરીબ બનાવ્યાં! દયાઘન!** તારો ઉપકાર અમે કેટલો માનીએ! લક્ષ્મીના મેલવાળાં ઢીલાંપોચાં સ્રીપુરુષો અંદર હોટેલમાં છે, પણ લોહવત્ સ્નાયુવાળા, ત્રેવડા પોલાદ જેવા સંગીન અને અગ્નિસમા તેજસ્વી આત્માઓ બહાર કેમ્પમાં છે. ગઈ કાલે જ્યારે વરસાદની ઝડીઓ પડતી હતી અને વા–વંટોળ સઘળી ચીજ અસ્તવ્યસ્ત કરી નાખતો હતો તે વખતનો તેમનો દેખાવ–તંબુઓની દોરીઓ પકડીને તેમને ઉડી જતા અટકાવવાને ઝઝુમતાં, આત્મગૌરવ પર ઉભાં રહેલાં એ વીર નરનારીઓનો દેખાવ જો તમારા જોવામાં આવ્યો હોત તો તમારા હૃદયને કંઇ અનન્ય આનંદાનુભવ થાત. હું તો એવાંઓને જોવા સો સો માઇલ નિઃશંક જાઉં. પ્રભુ તેમનું કલ્યાણ કરો! આશા રાખું છું કે તમે

તો તમારા ગ્રામ્ય જીવનનો સારી રીતે ઉપભોગ કરતા હશો. એક ઘડીભર પણ ચિંતા કરશો નહિ. મારી સંભાળ લેવાશે-જ અને નહિ તો હું જાણીશ કે, મારો સમય ભરાઈ ગયો છે અને હું ચાલતો થઈશ.

"પ્યારા પ્રભુજી ! અનેક જણ તને અનેક ચીજો અર્પણ કરે છે. હું ગરીબ છું, નિષ્કાંચન છું; પણ મારી પાસે મારાં શરીર, મન અને આત્મા છે તે હું તને અર્પણ કરૂં છું. તેનો અંગીકાર કરવા હે નાથ ! હે પ્રભો ! હે જગતાત ! તું કૃપા કરજે, એનો અસ્વીકાર કરતો નહિ." એ રીતે મેં મારાં જીવ-પ્રાણ સદંતરને માટે એને સમર્પી દીધાં છે. બીજી એક વાત એવી છે કે, અહીંનાં લોકો શુષ્ક જેવાં છે અને શુષ્ક ન હોય એવાં લોક તો દુનિયાભરમાં બહુ થોડાંજ હોય છે. તેઓ "માધવ"ને પીછાનતાં નથી. તેઓ કાં તો બુદ્ધિમાન હોય છે કે પછી શ્રદ્ધાળુ અને ધંતરમંતરને માનનારાં હોય છે. "પ્રેમ, જીંદગી અને સ્વાતંત્ર્ય" વિષે આ દેશના જેટલું અન્યત્ર કયાંય પણ મારા સાંભળવામાં આવ્યું નથી, છતાં અહીંના જેટલું ઓછું તે બીજે કયાંય પણ સમજાતું નહિ હોય. અહીંઆં ઈશ્વરને કાં તો ભયસ્વરૂપે, કાં તો દરદ મટાડનાર શક્તિતરીકે, સ્ફૂરણતરીકે કે એવાજ કોઈ રૂપે માનવામાં આવે છે. પ્રભુ તેમના આત્માઓનું કલ્યાણ કરે ! આ પોપટો બસ રાત ને દહાડો "પ્રેમ-પ્યાર"નીજ વાતો કર્યા કરે છે !

હવે હું તમને કંઇક સારા વિચારો જણાવું છું. તમે ભલા અને ઉમદા છો. આત્માને જડમય બનાવવાને બદલે યાને લોકો કરે છે તેમ અધ્યાત્મને જડતાની સપાટીપર ઘસડી જવાને બદલે જડતત્ત્વનું અધ્યાત્મમાં પરિવર્તન કરો. એ અનંત સૌંદર્ય, શાંતિ અને પવિત્રતાની અધ્યાત્મદુનિયાની નિદાન એકાદ ઝાંખી તો દરરોજ કરો અને અહોરાત્ર એમાંજ વસવાનો પ્રયાસ કરો. નશ્વર-જડ વસ્તુને ઢુંઢો નહિ. તમારા પગથી પણ તેને સ્પર્શો નહિ. જેનું સિંહાસન તમારા પોતાનાજ હૃદયમાં છે એવા પ્રીતમજીના પાદાંબુજમાં કાચા તાંતણાની માફક આત્માને રાત્રિદિવસ ઉંચે ચઢવા દો અને બાકીના સઘળાને-અર્થાત્ શરીરને અને દરેકને પોત-

પોતાનું સંભાળી લેવા દો. જીંદગી ક્ષણભંગુર—વહી જતા સ્વપ્નવત્ છે; યૌવન અને સૌંદર્ય ઘસાતાં જાય છે; માટે નિશદિન કહો કે "તુંજ મારો બાપ છે, તુંજ મારી મા છે; તુંજ મારો સ્વામી છે; તુંજ મારો વલ્લભ છે; તુંજ મારો નાથ છે ને તુંજ મારો પ્રભુ છે. તારા સિવાય બીજું મારે કંઈજ ના જોઈએ. તું મારી અંદર અને હું તારી અંદર; હું તે તું અને તું તે હું." ધન જતું રહે છે; સૌંદર્ય નાશ પામે છે; આયુષ્ય ઉડી જાય છે; શક્તિઓ વહી જાય છે; પરંતુ પ્રભુ સદાસર્વદા રહે છે—પ્રેમ નિરંતર ટકે છે. યંત્રને સુવ્યવસ્થિત રાખવામાં જો ગૌરવ છે તો પછી શરીરની સંગે આત્માને કષ્ટાતો અટકાવવો એ તો વધારે ગૌરવભર્યું છે—તમે જડથી અલગ થયા છો અને તમે જડ નથી એનું એજ એકમાત્ર પ્રમાણ છે.

• ઇશ્વરનેજ વળગી રહો! દેહનું કે બીજા કશાનું શું થાય છે તેની શી પરવા? અનર્થ અને અનિષ્ટના ત્રાસમાં પણ કહો કે "મારો પ્રભુ, મારો વહાલો!" મૃત્યુ વખતની વ્યથામાં પણ કહો કે "મારો પ્રભુ, મારો પ્યારો!" પૃથ્વીપરના સર્વ સંકટમાં પણ કહો કે "મારો પ્રભુ, મારો પ્રીતમ!" (અર્થાત્ કે સર્વ સ્થિતિમાં એનોજ ભરોસો રાખી એનેજ યાદ કરો.) કહો કે "તું અહીંજ છે. હું તને જોઉં છું, તું મારી સાથેજ છે, હું તને સ્પર્શ કરૂં છું, હું તારો છું, મને સ્વીકાર. હું દુનિયાનો નથી પણ તારો છું, તો પછી મને તરછોડ મા."

હીરાની ખાણ છોડીને કાચના મણકા પાછળ ભમતા ના! આ જીંદગી એજ મોટું અહોભાગ્ય છે એમાં સંભાવ્યતા બહુ મોટી છે. શું તું સંસારના સુખોપભોગોને શોધે છે? અરે! એ પ્રભુ પોતેજ સર્વ સુખોનો ઝરો છે. માટે સર્વોત્તમ પરમાત્મદેવનેજ શોધો, એનાજ ઉપર નજર રાખો અને એ અવશ્ય તમને મળશે.

---

## પત્રાંક ૪૬

યુ. સ્ટે. અ. તા. ૧૧ મી જુલાઇ ૧૮૯૪

પ્રિય અ—

× × × કામ કરતાં શીખો, વત્સ! હજુ આપણે મહાન કાર્યો કરવાનાં છે. ગયે વર્ષ તો મેં માત્ર બીજ વાવ્યાં હતાં.

આ વર્ષે તેનાં ફળ લેવાની ઉમેદ રાખું છું. તેટલા સમયમાં હિંદુસ્તાનમાં તમારાથી જેટલો ઉત્સાહ કાયમ રાખી શકાય તેટલો કાયમ રાખો. ક—ને જે રસ્તો પસંદ પડે તે રસ્તે તેને જવા દેજો. વખતસર એ ઠેકાણે આવી જશે. તેની જવાબદારી મેં માથે લીધી છે. પોતાના અભિપ્રાયને અનુસરવાનો તેને સંપૂર્ણ હક છે. છાપાને માટે તેની પાસે લેખ લખાવતા રહેજો. એથી એનું મન આનંદમાં રહેશે. તેને મારા આશીર્વાદ છે.

× × × બોસ્ટનની હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રૉફેસર જે. એચ. રાઇટને છાપું મોકલજો અને અમેરિકામાં સૌથી પ્રથમ મારા મિત્ર થઇને મને મદદ કરવા માટે પત્ર લખીને તેમનો આભાર માનજો.

× × × ડીટ્રાઈનમાંના વ્યાખ્યાનના મને ૯૦૦ ડૉલર મળ્યા. બીજા એક વ્યાખ્યાનમાં માત્ર એકજ કલાકમાં ૨૫૦૦ ડૉલર આવ્યા; પણ તેમાંથી મને માત્ર ૨૦૦ ડૉલર મળ્યા. કારણ કે વ્યાખ્યાન કરાવનારી એક લુચ્ચી સંસ્થાએ મને છેતર્યો હતો. એ ઉપાધિમાંથી હવે હું મુક્ત થઈ ગયો છું.

આવતા વર્ષમાં મારે ઘણું છપાવવાનું છે. હું નિયમિતપણે કાર્ય કર્યે જાઉં છું........માત્ર ઇચ્છાશક્તિથી બધું કાર્ય થઇ શકશે........નિયમિતપણે ભેગા મળે એવી એક સંસ્થા સ્થાપવાની ખાસ આવશ્યકતા છે. તમારાથી બને તેટલો ઉત્સાહ ફેલાવજો. જૂઠાણાથી ઘણાજ સાવધાન રહેજો. મારા મિત્રો ! કામની શરૂઆત કરો એટલે શક્તિ આપોઆપ આવશે. વ્યવસ્થિતપણે કામ કરવાની આપણામાં બિલકુલ આવડત નથી, પણ તે શીખી લીધેજ છૂટકો છે. વિજયની ગુપ્ત ચાવી એકજ છે અને તે ઈર્ષ્યાનો અભાવ. તમારા ભાઈઓના અભિપ્રાયને હમેશાં માન આપજો અને ઐક્ય કરવાને સદા તત્પર રહેજો. બધી ફતેહનું રહસ્ય એમાંજ સમાઈ જાય છે. બહાદુરીથી તમારો સંગ્રામ ચાલુ રાખો. જીંદગી ઘણી ટુંકી હોવાથી એને તો મહાન કાર્યમાંજ અર્પણ કરી દો.........આપણે કોઇ એક મંડળમાં ભળવાની જરૂર નથી, પણ તે દરેકની સાથે આપણે સહાનુભૂતિ રાખીને કામ કરવું આવશ્યક છે.....કાર્ય કરો અને દરેક પર પ્રેમથી વિજય મેળવો.

વિકાસ પામવાનો પ્રયત્ન કરો અને યાદ રાખો કે, પ્રયત્ન અને ઉન્નતિ પામવી એજ જીદંગીની નિશાની છે. ........મક્કમપણે આગળ વધો, આગળ વધો મારા શુરા આત્માઓ! વિજય આપણોજ છે. સંસ્થાઓની સ્થાપના કરો. તેને વ્યવસ્થિત કરો અને કામે લાગી જાઓ. ફતેહનો એ એક સુંદર રસ્તો છે.

આ વર્ષે અત્યારની મોસમમાં કંઇ વ્યાખ્યાનો કરી શકાય એમ નથી. આથી હું મારો સમય લખવાના કાર્યમાં ગાળીશ. આ આખો સમય સખત કામ કરવાનો મારો વિચાર છે; અને પછી શિયાળો બેસવાથી જ્યારે લોકો બધાં શહેરમાં પાછા ફરશે ત્યારે હું મારૂં ભાષણનું કામ શરૂ કરીશ. સાથે સાથે સોસાઇટીઓ પણ સ્થાપન કરતો જઇશ.

સર્વને મારા પ્રેમ અને આશીર્વાદ હો. જો કે હું વારંવાર લખી શકતો નથી, છતાં હું કોઇને વીસરી ગયો નથી. વળી તે ઉપરાંત મારે હમેશાં સતત પ્રવાસ કરવો પડે છે, અને મારા પત્રો પણ એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ અથડાઇ અથડાઇને મળે છે.

સખત કામ કરો. શુદ્ધ અને પવિત્ર બનો, એટલે તમારામાં જયોતિ પ્રકટશેજ. તમારો સ્નેહાધીન

વિવેકાનંદ

---

## पत्रांक ४७

યુ. સ્ટે. અ. ૩૧ મી ઑગસ્ટ ૧૮૯૪

પ્રિય અ–

× × × ×

કેટનો એક પત્ર મને મળ્યો છે. પણ તેના દરેક સવાલોના જવાબ આપવા જતાં તો આખું એક પુસ્તક રચવું પડે એમ છે. આથી હું માત્ર તમારી મારફતે મારા આશીર્વાદ મોકલું છું અને તમે તેને એવું જણાવજો કે દરેકને પોતાનો મત જુદો હોય તેમાં આપણને કંઇ વિરોધ નથી. કારણ કે એ વિરોધી દેખાતા મતભેદમાં પણ આપણે ઐક્ય જોઇ શકીએ છીએ. એટલે તે શેમાં માને છે અને શેમાં નથી માનતા તે સાથે લેવાદેવા નથી, પણ તે જેમાં માનતા

હોય તે પ્રમાણે તેમણે કાર્ય કરવાને મંડી જવું જોઇએ.

બી–, જી–, કે–, ડૉકટર અને બીજા આપણા મિત્રો તેમજ મહાન અને પવિત્ર આત્માઓ કે જેમણે પોતાના દેશને ખાતર પોતાના મતભેદ અને વિરોધને ડૂબાવી દેવા જેટલી ઉદારતા અને બહાદુરી બતાવી છે તે દરેકને મારો પ્રેમ અર્પણ કરજો.

× × × તમે હવે એક નાની સરખી મંડળી સ્થાપન કરજો. ........ એ આખી હિલચાલની વ્યવસ્થાની જવાબદારી તમારે પોતાને માથે લેવાની છે, અને તે તેના એક નેતાતરીકે નહિ પણ તેના એક સેવકતરીકે. તમને ખબર છે કે, નેતાપણાનો જરા પણ દેખાવ કરવાથી ઈર્ષ્યા ઉત્પન્ન થાય છે અને તેથી બધી હિલચાલ કથળી જાય છે. ........વિચારોનો ચારે દિશામાં બહોળો પ્રચાર કરીને કાર્યની ધીમે ધીમે શરૂઆત કરો. ........વખત જતાં મૈસુર આપણી સંસ્થાનું મુખ્ય સ્થળ બનશે........મૈસુર અને જ્યાંથી બને ત્યાંથી બીજા સ્થળેથી ફંડ એકઠું કરવાનો પ્રયત્ન કરો. કારણ કે મદ્રાસમાં એક મંદિર બાંધવાની જરૂર છે. આ મંદિરમાં લાયબ્રેરી અને ઑફીસને માટે તેમજ સંન્યાસી ઉપદેશકો અને યાત્રા કરતા કરતા આવી ચઢે એવા વૈરાગીઓને માટે કેટલીક ઓરડીઓ હોવી જોઇએ.

આ રીતે આપણે એક એક ડગલું કરીને આગળ વધીશું. મારા બહાદુર યુવાન ! અત્યાર સુધીનું કાર્ય તેં સરસ રીતે બજાવ્યું છે. તને દરેક રીતે સહાય મળશે. × × ×

મારે જે કાર્ય કરવાનું છે તેને માટે આ એક મહાન ક્ષેત્ર છે. અને અહીં આગળ હું જે કાર્ય કરૂં છું તેથી ઇંગ્લાંડમાં મારે જે કાર્ય કરવાનું છે તેનો રસ્તો ખુલ્લો થાય છે.

તમે જાણો છો કે, પૈસાને રાખવો અથવા તેનો સ્પર્શ પણ કરવો એ મારે મનથી મોટામાં મોટી મુશ્કેલી છે. એ કાર્ય ખરેખરૂં કંટાળાભરેલું અને અધોગતિએ લઇ જનારૂં છે. આથી પૈસા વિષેનો સર્વ વ્યવહાર સાચવી લેવાને માટે તમારે એક સોસાઈટી સ્થાપવાની જરૂર છે. અહીં આગળ તો મારે કેટલાક મિત્રો છે, તે લોકોજ મારા પૈસા સંબંધીના વ્યવહારની કાળજી રાખે છે. તમે આ સમજી શકો

છો ? આ ભયંકર નાણાંપ્રકરણથી જો તમે મને મુક્ત રાખશો તો મને બહુજ આરામ* અને શાંતિ મળશે. આથી તમે જેટલી ઉતાવળે આ કાર્યમાટે સંસ્થા સ્થાપશો, અને જેટલી ઉતાવળે તેના સેક્રેટરી અને ટ્રેઝરરતરીકેની જવાબદારી ઉપાડી મારા અહીંના મિત્રો અને સહાનુભૂતિ ધરાવનારાઓ જોડે સીધો પત્રવ્યવહાર શરૂ કરશો તેટલું તમારેમાટે તેમજ મારેમાટે પણ વધારે સારૂં છે. જેમ બને તેમ એની ઉતાવળ કરજો અને મને લખી જણાવજો. સોસાઇટીને સાંપ્રદાયિક નામ ન આપતાં બીજુંજ નામ આપજો. × × ×

તમારે માટે ભવિષ્યમાં મહાન આશાઓ રહેલી છે..... ધીમે ધીમે તમારા કૉલેજના કાર્યમાંથી તમને તદ્દન મુક્ત અને સ્વતંત્ર કરવાની મને આશા છે, કે જેથી તમે તમારી જાતને તેમજ તમારા કુટુંબને ભૂખે માર્યા વગર આપણા કાર્યમાં ધ્યાનપૂર્વક કામ કરી શકો. માટે કાર્ય કરો, મારા મિત્રો ! કાર્ય કરો. કાર્ય કરવાનો ખડબચડો અને કંટાળાભરેલો માર્ગ હવે સરળ થઇ ગયો છે. હવે તો દરેક વર્ષે વધારે ને વધારે સરળતાથી આગળજ વધવાનું આપણે માટે બાકી છે. મારા હિંદુસ્તાન આવતા સુધી જો તમે ચળવળને ચાલુ રાખશો તો મારા આવ્યા પછી તે કૂદકે અને ભૂસકે આગળ વધશે. તમે આટલું બધું કરી શકયા છો તે માટે આનંદ. જયારે જયારે તમને નિરાશા આવે અને ઉદાસ થઈ જાઓ ત્યારે ગયા વર્ષમાં તમે કેટલું બધું કરી શકયા છો તે યાદ કરજો. આપણે કે જે કંઇ ચીજ ન હતા તે આગળ વધીને કેવી રીતે આજે આખી દુનિયાનું ધ્યાન ખેંચી શકયા છીએ અને માત્ર હિંદુસ્તાનજ નહિ પણ તેની બહારની દુનિયા પણ આપણી પાસેથી કેટલી બધી આશા રાખે છે તેનો વિચાર કરજો.

× × × સત્ય, પ્રેમ અને સચ્ચાઈની આડે આવવાની કોઇની તાકાત નથી. તમે એકનિષ્ઠ છો ? મરણાંત સુધી પણ તમે પ્રેમાળ અને નિઃસ્વાર્થી રહી શકશો ? તો તમે કદી ડરશો નહિ, મરણથી પણ ન ડરશો. મારા મિત્રો ! આગળ વધો. સમસ્ત જગતને પ્રકાશની જરૂર છે. સઘળાં તેની રાહ જોઇ રહ્યાં છે. માત્ર હિંદુસ્તાન પાસેજ આ પ્રકાશ

છે, પણ એ કંઇ મંત્રતંત્રમાં, જાદુમાં કે પંડિતોના મિથ્યા-પ્રલાપમાં નથી. તે મહાન પ્રકાશ તો હિંદુધર્મનાં મહાન, ભવ્ય અને પવિત્ર સત્યોમાં રહેલો છે. એટલા માટેજ હિંદુજાતિને પ્રભુએ ચઢતીપડતીના કાળચક્રમાંથી બચાવી લીધી છે. હવે સમય આવી લાગ્યો છે. મારા બહાદુર યુવાનો! શ્રદ્ધા રાખો કે, તમે બધા મહાન કાર્યો માટેજ સર્જાયેલા છો. કુરકુરિયાંના ભસવાથી તમે ભડકી ન જાઓ, અરે આસ્માનમાંથી વજ્ર પડે તોપણ ટટાર ઉભા રહો અને કામ કર્યે જાઓ!

તમારો સ્નેહાધીન
વિવેકાનંદ

## પત્રાંક ૪૮

બોસ્ટન ૧૯ સપ્ટેમ્બર ૯૪

પ્રિય માતાજી સ—

હું તમને જરાએ વીસરી ગયો નથી. હું એટલો બધો કૃતઘ્ન થાઉં એવું તો તમે ધારતાં નથી ને? તમે મને તમારૂં શિરનામું આપ્યું ન હતું, છતાં પણ મિસ ફિલિપ્સની માર-ફતે લેન્ડસબર્ગમાંથી હું તમારા સમાચાર મેળવતો હતો. મદ્રાસથી મને મળેલું અભિનંદન કદાચ તમે જોયું પણ હશે. તમને મોકલવાને માટે મેં કેટલાંક લેન્ડસબર્ગ મોકલ્યાં હતાં.

એક હિંદુપુત્ર માતાને કદી ઉછીતરીકે કોઇ વસ્તુ આપતો નથી, પરંતુ માતાનો પુત્ર ઉપર દરેક પ્રકારનો હક છે અને તેથીજ પુત્રનો માતા પર. ધૂળ જેવા કેટલાક ડૉલર તમે પાછા વાળવાની વાત કરી તેથી મને માઠું લાગ્યું છે. તમારો બદલો તો હું કદી વાળી શકું એમ નથી.

બોસ્ટનનાં કેટલાંક સ્થાનોમાં હું અત્યારે વ્યાખ્યાન આપી રહ્યો છું. જો કોઇ વસ્તુની મને આવશ્યકતા હોય તો માત્ર તે એક સ્થાનનીજ છે, કે જ્યાં બેસીને હું મારા વિચારો લખી શકું. બોલી બોલીને હું ધરાઇ ગયો છું, હવે તો મારે લખવું છે. મને લાગે છે કે, એ કાર્યને માટે મારે ન્યુયૉર્ક જવું પડશે. મિસિસ ગુર્નસે મારા તરફ ઘણીજ માયાથી વર્ત્યાં હતાં અને મને મદદ કરવાને તે સદા તૈયાર છે. મને લાગે છે કે, હું ત્યાં જઇશ અને શાંતિથી પુસ્તક લખીશ.

સ્નેહાધીન વિવેકાનંદ

# પત્રાંક ૪૧

યુ. સ્ટે. અ. તા. ૨૧ સપ્ટેમ્બર ૧૮૯૪

પ્રિય અ—

* * * એક સ્થળેથી બીજે સ્થળે અને બીજે સ્થળેથી ત્રીજે સ્થળે એ પ્રમાણે મારો પ્રવાસ સતત ચાલુ છે. તે સાથે વ્યાખ્યાનો આપવાનું, વર્ગો ચલાવવાનું વગેરે પણ અસ્ખલિતપણે કર્યેજ જાઉં છું.

જે પુસ્તક લખવાનો ઇરાદો હતો તેની હજુ એક લીટી પણ લખાઈ નથી. કદાચ હવે પછી હું તે કામ હાથમાં લઈ શકીશ. અહીં આગળ ઉદાર મતના લોકોમાંથી મને ઘણા સારા મિત્રો મળ્યા છે અને જૂના વિચારનામાંથી પણ થોડાક મિત્રો મળ્યા છે. હવે થોડાજ સમયમાં હિંદુસ્તાન પાછા ફરવાની હું આશા રાખું છું. આ દેશમાં હું જેટલો સમય રોકાયો છું તે તદ્દન પૂરતો છે. અતિશય કામથી હું થાકી જાઉં છું.........આથી તમે સમજી શકશો કે, હું થોડાજ સમયમાં પાછો ફરીશ. અલબત્ત, એક એવો વર્ગ છે કે જેમની સંખ્યા ઘણી વધતી જાય છે અને જેમનામાં હું ઘણોજ પ્રિય થઇ પડયો છું. આ લોકોની તો એવીજ ઇચ્છા છે કે, હું કાયમને માટે અહીંજ રહું તો સારૂં. પણ વર્તમાનપત્રોના × × × થી હું ધરાઇ ગયો છું અને જાહેરજીવનના ધતીંગથી મને કંટાળો આવ્યો છે. મને એની હવે જરાય દરકાર નથી.

× × × માત્ર સહાનુભૂતિજ બતાવ્યાથી કોઇ પણ દેશના જનસમાજના મોટા ભાગને કશો લાભ થતો નથી. ખ્રિસ્તી લોકો જે કંઈ થોડું ઘણું દાન કરે છે તે તો માત્ર દોજખના ભયને લીધે અથવા કોઇ યુક્તિ માટેજ હોય છે. એટલે બંગાળીમાં જેમ કહેવત છે કે “ગાય મારીને તેમાંથી એક જોડો બનાવીને તે બ્રાહ્મણને દાનમાં આપો” તેજ પ્રમાણે અહીંઆં અને સર્વ ઠેકાણે છે. વળી આપણા લોકોના કરતાં અહીંના લોકો ઘણાજ કંજુસ છે. હું ખાત્રી-પૂર્વક માનું છું કે, દુનિયામાં બધી પ્રજા કરતાં એશિયાના વતનીઓ વધારે ઉદાર છે. માત્ર તે ઘણાજ ગરીબ છે.

હું ન્યુયૉર્કમાં થોડાક મહિના રહેવાનો છું. એ શહેરમાં દેશની બુદ્ધિ, શક્તિ અને લક્ષ્મી એકઠી થયેલી છે. અલબત્ત, બોસ્ટનને "બ્રાહ્મણોનું નગર" કહેવામાં આવે છે અને અહીં અમેરિકામાં હજારો અને લાખો માણસો મારી સાથે સહાનુભૂતિ રાખે છે. ...........ન્યુયૉર્કના લોકો ઘણાજ સ્પષ્ટ છે. ત્યાં હું શું કરી શકું એમ છું તે હું જોઇશ. ત્યાં આગળ ઘણી લાગવગ ધરાવનારા મારા કેટલાક મિત્રો છે. પણ આખરે આ ભાષણો આપવાથી હું કંટાળી ગયો છું. ઉચ્ચ આધ્યાત્મિક જ્ઞાન શીખવાને માટે આ પશ્ચિમવાસીઓને હજુ ઘણો લાંબો સમય લાગશે. તેમને માટે દરેક વસ્તુ રૂપિયા આના અને પાઇરૂપ છે. જો ધર્મથી તેમને પૈસા, તંદુરસ્તી, સૌન્દર્ય અથવા લાંબી જીંદગી મળી શકે એમ હોય તોજ તે લોકો ધર્મની વાત સાંભળશે, અને જે ક્ષણે તેમને લાગે કે તેમ થાય એમ નથી તે ક્ષણે ચાલ્યા જશે.

બી— જી. જી અને આપણા દરેક મિત્રોને મારા સ્નેહવંદન કહેજો. સ્નેહાધીન **વિવેકાનંદ**

---

# पत्रांक ५०

યુ. સ્ટે. અ. ૨૧ મી સપ્ટેમ્બર ૧૮૯૪

વહાલા ક—

આટલો બધો, એકદમ આ સંસારનો ત્યાગ કરવાનો તમારો નિશ્ચય જાણીને હું ઘણો દિલગીર છું. જ્યારે ઝાડપર ફળ પકવ થાય છે, ત્યારે તે પડે છે; તેવીજ રીતે યોગ્ય સમય આવી પહોંચે ત્યાંસુધી સબૂરી પકડો. ઉતાવળ ના કરો. વળી પોતાનાં મૂર્ખાઈભરેલાં કાર્યોથી બીજાને દુઃખી કરવાનો કોઇને હક્ક નથી. થોભો, ધૈર્ય રાખો, વખત આવ્યે સર્વ યોગ્ય થઈ રહેશે. × ×

આશીર્વાદ સાથે આપનો **વિવેકાનંદ**

---

# पत्रांक ५१

ન્યુયૉર્ક ૨૫ સપ્ટેમ્બર ૧૮૯૪

પ્રિય—

તમારા તરફથી પત્રો મળ્યા. આનંદ થયો. સ— અને બીજાઓએ કંઇક હિલચાલ કરવા માંડી છે એ જાણીને ઘણોજ આનંદ થયો. આપણે હિલચાલ કરવીજ જોઇએ. ઓછામાં ઓછું એટલું તો કર્યેજ છૂટકો. તમારે તો આખા જગતમાં પરિવર્તન કરવું રહ્યું. ગુરુદેવનો જય હો! તમને ખબર છે—"**श्रेयांसि बहुविघ्नानि** । મહાન કાર્યોમાં હમેશાં મુશ્કેલીઓ હોય છેજ." એ મુશ્કેલીઓથીજ મહાન વ્યક્તિઓ ઘડાય છે. × × શું મીશનરીઓ અને તેમના સમાન બીજી વ્યક્તિઓમાં એ ધક્કો ઝીલવાની તાકાત છે? × × જ્યાં જ્ઞાનીઓ નિષ્ફળ ગયા છે ત્યાં શું મૂર્ખાઓને જય મળશે? બીજો કંઇજ ઉપાય નથી. મારા બાળક! એ વિષયમાં નિશ્ચિંત થા! દરેક પ્રયત્નમાં કોઇ એવા માણસો પણ હશે કે જેઓ વધાવી લેશે અને કેટલાક એવા પણ હશે કે જે તાળીઓ પાડશે. તું તારૂં કાર્ય કર્યે જા. કોઇ પણ પક્ષને જવાબ આપવાની તારે શી જરૂર છે? "**सत्यमेव जयते नानृतं, सत्येनैव पन्था विततो देवयानः**"—"સત્યનોજ જય છે, અસત્યનો નથી; સત્યથીજ દેવયાન માર્ગ પમાય છે." × × દરેક વસ્તુ ધીમે ધીમે પ્રાપ્ત થશે.

અહીં આગળ ઉનાળામાં સૌ લોકો દરિયાકિનારે જાય છે. મેં પણ તેમજ કર્યું હતું. હોડી અને યૉટનો તો આ લોકોને મેનિયા લાગુ પડયો છે. હલકા વહાણને આ લોકો યૉટ કહે છે. નાના કે મોટા દરેક જેની પાસે સાધન હોય છે તે લોકો યૉટ વસાવે છે. દરરોજ તેમાં બેસીને તે લોકો દરિયામાં ફરવા જાય છે અને ખાવા-પીવા તેમજ નાચવાને માટે પાછા ફરે છે. દિવસ અને રાત સંગીત ચાલુજ હોય છે અને પિયાનાના અવાજથી તો ઘરમાં રહેવું પણ મુશ્કેલ થઇ પડે છે.

તમે જેમને શિરનામે મારા પત્ર મોકલાવો છો તેમને વિષે હું કંઇક કહીશ. એ પતિપત્ની વૃદ્ધ છે. તેમને બે

પુત્રીઓ, બે ભત્રીજીઓ અને એક પુત્ર છે. પુત્ર કમાવાને માટે પરદેશમાં રહે છે. પુત્રીઓ ઘેર રહે છે. આ દેશમાં સગાઇનો સંબંધ દીકરીઓદ્વારાજ હોય છે. પુત્ર પરણે છે એટલે પછી કુટુંબ સાથે તેને કશોજ સંબંધ રહેતો નથી. પરંતુ જમાઇ તો અવારનવાર પોતાનાં સાસુ–સસરાને મળવાને માટે આવે છે. એ લોકો તો કહે છે કેઃ–"પુત્રને પત્ની મળતાં સુધીજ તે પુત્ર છે; પરંતુ પુત્રી તો તેના જીવનપર્યંત પુત્રીજ છે."

આ ચારે યુવાન છે, પણ કુમારિકા છે. આ દેશમાં લગ્ન એ અનેક મુશ્કેલીઓનો વિષય છે. પ્રથમ તો દરેકને પોતાને મનપસંદ પતિ મળવો જોઇએ, બીજું તે શ્રીમંત પણ હોવો જોઇએ. × × ઘણું કરીને તો એ કુમારિકાઓજ રહેશે. તે ઉપરાંત મારી સાથેના પરિચયથી તેમનામાં ત્યાગની ભાવના ઉદ્‌ભવી છે અને બ્રહ્મવિચારમાં મશગુલ રહે છે.

બે પુત્રીઓ છે તેમના વાળ સુનેરી છે અને બે ભત્રીજીઓના માથાના વાળ કાળા છે. ઘણી જાતના ઉદ્યોગધંધાનાં તેઓ જાણકાર હોય છે. ભત્રીજીઓ છે તે કંઈ શ્રીમંત નથી. તેઓ કિન્ડરગાર્ટન શાળા ચલાવે છે; પણ તેમની દીકરીઓ કંઇ કમાતી નથી. આ દેશમાં ઘણીએ છોકરીઓ પોતાના ગુજરાનજોગું કમાઇને પેદા કરે છે. કોઈ બીજાપર આધાર રાખતું નથી. લાખોપતિના દીકરાઓ પણ પોતાના ગુજરાન જોગું મહેનત કરીનેજ કમાય છે. પરંતુ એ લોકો લગ્ન કરે છે કે તરતજ જુદું ઘર માંડે છે. એમની દીકરીઓ મને ભાઇ કહીને બોલાવે છે અને હું એમની માને મા કહીનેજ બોલાવું છું. મારી દરેક વસ્તુઓ એમને ત્યાંજ છે અને હું ગમે ત્યાં જાઉં, પણ તેની સંભાળ તેઓજ રાખે છે. પુત્રો તો નાની ઉંમરમાંજ કમાવાને માટે પરદેશ ચાલ્યા જાય છે અને છોકરીઓને યુનિવર્સિટીમાં કેળવણી મળે છે. આથી તમે જોશો કે, મિટિંગોમાં ૯૯ ટકા છોકરીઓજ હોય છે. એમની સાથે સરખામણીમાં છોકરાઓ ક્યાંયે આવી શકે એમ નથી.

આ દેશમાં આત્મવિદ્યા જાણવાનો દાવો કરનારા પણ પુષ્કળ છે. જે આત્માનો પ્રવેશ કરાવે છે તે વાહન (મીડિયમ) કહેવાય છે. એ માણસ પડદા પાછળ જાય છે અને પછી ત્યાંથી

અનેક પ્રકારનાં અને અનેક રંગોમાં ભૂતાવળોની શરૂઆત થાય છે. મેં આવા કેટલાક પ્રસંગો જોયા છે, પરંતુ મને તો એ બધું એ ઢોંગ હોય એમજ લાગે છે. આમ છતાં અંતિમ નિર્ણય કરતાં પહેલાં હું હજુ વધારે પરીક્ષા કરી જોઇશ. એ લોકોમાંના ઘણા લોકો મને માન આપે છે.

બીજો વર્ગ ખ્રિસ્તી વિદ્યા(ક્રીશ્ચિયન સાયન્સ)નો છે. આ લોકોની લગવગ ઘણીજ વધારે છે અને સર્વત્ર એ લોકો જોવામાં આવે છે. એમનો પ્રચાર અત્યંત ત્વરાથી થતો જાય છે અને આથી જૂના વિચારવાળા ખ્રિસ્તીઓને ચિંતા થઇ રહી છે. એ લોકો વેદાંતી છે. એ લોકોએ અદ્વૈતના કેટલાક સિદ્ધાંતો પકડી લીધા છે અને પછી બાઇબલમાં તેને લાગુ પાડયા છે. આ લોકો "सोऽहं सोऽहं" કહીને માનસિક બળવડે રોગ પણ મટાડે છે. એ લોકો પણ મારી ઘણીજ પ્રશંસા કરે છે.

અહીંના જૂના વિચારના ખ્રિસ્તીઓ મદદને માટે બૂમો મારી રહ્યા છે. "સેતાનની પૂજા" એ તો હવે ભૂતકાળનો વિષય બની ગયો છે.× એ લોકોને મારો ઘણોજ ડર લાગ્યો છે. એ લોકો કહે છે કે "આ બલા ક્યાંથી આવી? હજારો સ્ત્રીપુરુષો એની પૂંઠે ભમે છે! જૂના ખ્રિસ્તી ધર્મનો જરૂર એ નાશ કરશે!" ઠીક, ગુરુદેવની કૃપાથી જ્યોત પ્રગટાવવામાં આવી છે અને જે પ્રકાશ થયો છે તેનો કદી નાશ થશે નહિ. વખત આવ્યે દંભીઓનો દંભ જરૂર ઉઘાડો પડી જશે.

થિયોસોફિસ્ટોના હાથમાં કંઇ વધારે સત્તા નથી, પરંતુ જૂના ખ્રિસ્તી ધર્મના તો એ લોકો પણ કટ્ટા વિરોધી છે.

આપણે ત્યાં જેવો "કર્તાભજ"×*નો વર્ગ છે, તેવોજ અહીંનો ખ્રિસ્તી વિદ્યા(ક્રીશ્ચિયન સાયન્સ)નો વર્ગ છે. એમ કહો કે "મને કંઇજ રોગ નથી" અને તમે તદ્દન નિરોગી બની જશો. અને કહો કે "सोऽहं" (હું તે છું) અને તમને શાંતિ પ્રાપ્ત થશે. આ પ્રદેશ તદ્દન જડવાદી છે. જો તમે

× જૂના વિચારના ખ્રિસ્તીઓ હિંદુઓને અને બીજા ધર્મના લોકોને "સેતાનના પૂજક"નું નામ આપે છે અને તેમના તરફ તિરસ્કારથી જુએ છે.

* વૈષ્ણવ સંપ્રદાયની એક શાખા

રોગો મટાડી શકો, અદ્ભુત કાર્યો કરી શકો અને લક્ષ્મીનાં ઝરણાં વહેવડાવી શકો, તોજ આ ખ્રિસ્તી પ્રદેશના લોકો ધર્મમાં શ્રદ્ધા રાખે છે. એ સિવાય બીજી વાતમાં તે લોકો કંઇજ સમજતા નથી. અલબત્ત, આમાં અપવાદતરીકે સાચા દિલના માણુસો પણ મળી આવે છે. × × ×

અહીંના લોકો મારામાં એક જુદાજ પ્રકારનું મનુષ્યત્વ જોઇ રહ્યા છે. જૂના સંપ્રદાયના (ખ્રિસ્તી) લોકો પણ પોતાની બધી બુદ્ધિ વાપરી ચૂક્યા છે. અહીંના લોકો મારા તરફ પૂજ્યભાવથી જુએ છે. મારા બાળક! પવિત્રતા અને બ્રહ્મચર્ય જેવું કોઇ બીજું બળ છે ખરૂં ?

હાલમાં હું મદ્રાસનાં મારાં માનપત્રોનો જવાબ આપવાના કાર્યમાં રોકાયો છું. એ જવાબ અહીંનાં પત્રોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો અને તેથી ભારે હલચલ મચી હતી. જો સસ્તુ પડે એમ હશે તો હું છપાવીને ત્યાં મોકલીશ અને નહિ તો ટાઇપ કરેલી નકલ તેમના તરફ રવાના કરીશ. તમારા તરફ પણ એક નકલ મોકલી આપીશ. "ઇંડિયન મીરર"માં તે પ્રસિદ્ધ કરાવજો. અહીંની કુમારિકાઓ ઘણીજ ભલી હોય છે અને તેમનામાં સ્વમાનની ભાવના પુષ્કળ હોય છે. × × અહીંની પ્રજા વિરોચનની× ઓલાદ છે. શરીરની કાળજી રાખવી એ તેમને મન અતિશય મહત્ત્વની વસ્તુ છે. તેને માલીશ કરવામાં, તેલ-ફૂલેલ લગાવવામાં તે લોકો સંપૂર્ણ ધ્યાન આપશે. નખ કાપીને સરખા કરવા માટે હજાર જાતનાં સાધન, વાળ કાપવાને માટે દશહજાર સાધનો, અને કપડાંની ફેશનો, સુગંધીદાર વસ્તુઓ વગેરેને તો ગણીજ કોણ શકે! * * આ લોકો સ્વભાવે ભલા, માયાળુ અને પ્રમાણિક હોય છે. એમને કોઇ પણ પ્રકારની ઉણપ નથી. પરંતુ મોજશોખ એજ તેમનો ઈશ્વર છે. "સૌન્દર્ય" જેની લહેરો છે અને "વિદ્યાકળા" જેનાં મોજાં છે તેવી લક્ષ્મીરૂપી સરિતાનો પ્રવાહ પૂરબહારમાં અહીં આગળ વહી રહ્યો છે.

× અસુરોનો મહારાજા અને ભક્ત પ્રહ્લાદનો પુત્ર. તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે બ્રહ્મા પાસે ગયો હતો. પરંતુ બ્રહ્માજીના ઉપદેશનો અર્થ અવળો લેવાથી તે જડવાદી બન્યો હતો.
(છાંદોગ્યોપનિષદ્-પ્રકરણ ૮)

**कांक्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥**

(ગીતા અ. ૪, શ્લો. ૧૨)

"આ જગતમાં જે લોકોને કર્મના ફળની ઇચ્છા હોય છે તે લોકો દેવતાઓની ઉપાસના કરે છે, કારણ કે આ જગતમાં કર્મ કરવાથી તરત ફળની સિદ્ધિ થાય છે."

ધૈર્ય અને શક્તિનો અહીં આગળ અદ્ભુત પ્રાદુર્ભાવ થયો છે. અહીં આગળ અજબ તાકાત, કાર્યકુશળતા અને મરદાનગી છે. મોટા મોટા હાથી જેવા ઘોડાઓ ઘર જેટલી મોટી ગાડીઓ ખેંચે છે. આ એકજ દૃષ્ટાંતથી બીજી બાબતોમાં પણ કેટલા વિશાળ પાયાપર કાર્ય થતું હશે તેનો તમને કંઇક ખ્યાલ આવશે. પ્રચંડ શક્તિનો અહીં આગળ પ્રાદુર્ભાવ થયો છે. × × સ્ત્રીઓ તરફ આ લોકો પૂજ્યભાવથી જુએ છે, અને સ્ત્રીઓજ તેમના જીવનમાં મુખ્ય ભાગ ભજવે છે. ટુંકામાં એટલુંજ કે, આ પ્રકારની ઉપાસનાને અહીં આગળ સંપૂર્ણત્વ પ્રાપ્ત થયું છે. પરંતુ મુદ્દાની વાત તો એટલીજ છે કે, અહીંઆંની સ્ત્રીઓ જોઇને મારૂં મગજ સ્તબ્ધ થઇ ગયું છે. જાણે હું નાનો બાળક હોઉં તે પ્રમાણે મને બજારમાં અને બીજે સર્વ ઠેકાણે તેઓ લઇ જાય છે. દરેક પ્રકારનું કાર્ય તેઓ કરી શકે છે. એ લોકો જેટલું કાર્ય કરે છે તેનાથી ૧૬ મો ભાગ પણ મારાથી કરી શકાય એમ નથી. અહીંની સ્ત્રીઓ સ્વરૂપમાં લક્ષ્મીના અવતારસમી છે, અને ગુણોમાં સરસ્વતી સમાન છે. દિવ્ય માતાજીના સાક્ષાત્ અવતાર જેવી તે છે, અને તેમની ઉપાસના કરવાથી સંપૂર્ણતા પ્રાપ્ત થાય એ તદ્દન સ્વાભાવિક છે. મારા પ્રભુ! શું આપણી ગણતરી કદી મનુષ્યોમાં થઇ શકે એમ છે કે? જો હું માત્ર એક હજાર આવી સ્ત્રીઓ—સાક્ષાત્ દેવીના અવતાર સમી—ઉત્પન્ન કરી શકું તો હું શાંતિથી મરીશ. તોજ તમારા દેશના માણસો પોતાના નામને લાયક થશે. × × ×

અહીંની સ્ત્રીઓ જોઇને હું તો આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયો છું. માતાજીની તેમના ઉપર કેવી કૃપા છે! અતિ અદ્ભુત સ્ત્રીઓ! પુરુષવર્ગને સકંજામાં લેવાની તૈયારીમાં તેઓ છે. હરિફાઇમાં પુરુષવર્ગનો તેમણે લગભગ પરાજય

કર્યો છે. એ સઘળું ઓ માતા! તારીજ કૃપાને લીધે થયું છે. × × × × સર્વ કંઈ આત્મસ્વરૂપ છે. શરીર ભાવનાનો તદ્દન ત્યાગ કરો અને ઉભા થઈને કહો કે, "अस्ति, अस्ति" "દરેક વસ્તુ છે." નિર્ભ્રાંત વિચારોમાં તલ્લીન રહો. "नास्ति, नास्ति" નો અતિશય વિચાર કરવાથી આખો દેશ પાયમાલ થઈ ગયો છે." सोऽहं, सोऽहं शिवोऽहं"—"હું તે છું! હું તે છું! હું શિવ છું!" આવડી ઉપાધિ શી? દરેક આત્મામાં અનંત શક્તિ ભરેલી છે; છતાં શું તમે નકારસૂચક વિચારો કરી કરીને તમારી જાતને કૂતરાં બિલાડાંમાં ફેરવી નાખશો? નકારભાવનાનો ઉપદેશ કરવાની હિંમત કોણ કરે છે? કમતાકાત અને શકિતહીન તમે કોને કહો છો? "शिवोऽहं शिवोऽहं" "હું શિવ છું, હું શિવ છું." જ્યારે જ્યારે લોકોને હું નકારભાવનાના વિચારોનું સેવન કરતા જોઉં છું, ત્યારે ત્યારે મારા માથાપર વજ્રાઘાત થતો હોય એવું મને લાગે છે. એ રીતે આત્માને ઉતારી પાડવાની વૃત્તિ એ એક જાતનો રોગજ છે. શું તમે એને નમ્રતા કહો છો કે? એ તો એક જાતનો છુપો આડંબરજ છે! "न लिङ्गं धर्मकारणं, समता सर्वभूतेषु एतन्मुक्तस्य लक्षणम्—બહારનાં છાપાંતિલક એ કંઈ આત્મવૃત્તિની સાબીતી નથી, પરંતુ પ્રાણીમાત્ર તરફ સમાનવૃત્તિ એજ મુક્ત આત્માનું લક્ષણ છે." "अस्ति अस्ति, सोऽहं सोऽहं, चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहं"—"હું તે છું!" "ચિદાનંદરૂપ એવા જે શિવ તે હું છું!" "निर्गच्छति जगज्जालात् पिञ्जरादिव केसरी—જે પ્રમાણે વનરાજ કેસરી પિંજરામાંથી મુક્ત થાય છે તે પ્રમાણે જગતની જાળમાંથી તે પોતાની જાતને મુક્ત કરે છે!" "नाऽयमात्मा बलहीनेन लभ्यः—બળહીન માણસોને આત્માની પ્રાપ્તિ થતી નથી." × × વજ્રઘાત પ્રમાણે તમારી જાતને તમે જગત પર ફેંકો—તમારા ભારથી ધરતીના ચીરાઇને બે ટુકડા થવા દો.! હર હર મહાદેવ! "उद्धरेदात्मनात्मानम्—આત્માવડેજ આત્માનો ઉદ્ધાર કરો-સ્વપરાક્રમ વડેજ."

શું એવો કદીએ દિવસ આવશે કે બીજાના કલ્યાણને ખાતર આ દેહનું વિસર્જન થાય? આ જગત એટલે કંઇ બાળકને

રમવાનો ખેલ નથી. પોતાનાં ખૂન રેડીને બીજાઓનો માર્ગ જે સરળ કરી આપે છે તેજ ખરો મહાત્મા છે. યુગયુગથી એવુંજ થતું આવ્યું છે કે, પોતાનું સ્વાર્પણ કરીને તે માર્ગ બતાવે છે અને પછી બીજાં હજારો તે માર્ગે સુખરૂપ પ્રયાણ કરે છે.

મદ્રાસમાં હિલચાલની શરૂઆત થઇ છે, એ ખરેખર શુભ સમાચાર છે.

તમે એકાદ છાપું કે એવુંજ કંઇક પ્રસિદ્ધ કરવાના હતા ને? તેનું શું થયું? આપણે સર્વમાં ભળવું જોઇએ અને કશાને બાતલ ન કરવું. દુષ્ટ કામનાના સર્વ બળની સામે આપણે શુભ કામનાનું સર્વ બળ એકત્ર કરવું જોઇએ, આપણને અત્યારે એનીજ જરૂર છે. આપણા ગુરુદેવમાં દરેકે માનવુંજ જોઇએ એવો આગ્રહ કરશો નહિ. × × તમારે એક માસિકનું તંત્રીપણું કરવુંજ પડશે. તે માસિક અર્ધું બંગાળીમાં અને અર્ધું હિંદીમાં—અને જો સંભવિત હોય તો બીજું એક અંગ્રેજીમાં. × × આદર્શ વગર ભટકયા કરવાનું હવે બિલકુલ નભશે નહિ. જે કોઈ સ્થળે તમે જાઓ ત્યાં ઉપદેશનું મધ્યસ્થળ તમારે નક્કી કરવું; ત્યારેજ સમાજની અંદર કંઈ પણ ફેરફાર થશે. હું હમણાં એક પુસ્તક લખું છું. એ પૂરૂં થતાંજ હું ઘેર આવીશ! × × સદા સર્વદા એ વાત ધ્યાનમાં રાખજો કે, શ્રીરામકૃષ્ણનો જન્મ જગતના કલ્યાણને માટેજ હતો, નામ કે કીર્તિને માટે ન હતો. તેમણે જે ઉપદેશ આપ્યો છે તેનોજ તમે પ્રચાર કરજો, તેના નામની તમે ચિંતા કરશો નહિ—તેનો પ્રચાર તો આપોઆપજ થશે. જે ક્ષણે તમે તમારા ગુરુદેવને સ્વીકારવાનો દરેકને આગ્રહ કરશો તેજ ક્ષણે તમે એક પંથનાજ બનશો અને દરેકનો નાશ થશે. માટે સાવધાન! દરેકને માટે માયાળુ શબ્દ વાપરજો—મિજાજ ખોવાથી કામ વણસી જાય છે. જગતને જે કહેવું હોય તે કહેવા દો, તમે તમારા સિદ્ધાંતોમાં અચળ રહેજો અને ખાત્રી રાખજો કે, જગત તમારે પગે પડશે. એ લોકો કહે છે કે "અમુકમાં અથવા તમુકમાં તમે વિશ્વાસ મૂકો." પરંતુ હું કહું છું કે "પ્રથમ તમે તમારા પોતામાં વિશ્વાસ મૂકો." એજ ખરો માર્ગ છે. તમે તમારા પોતામાં વિશ્વાસ રાખો. તમારામાં દરેક શક્તિ છે તેનો વિકાસ કરો. કહો કે

"હું સર્વશકિતમાન છું." "જો તમે શ્રદ્ધાપૂર્વક ઇન્કાર કરો તો નાગનું હળાહળ ઝેર પણ તમને અસર કરી શકશે નહિ." સાવધાન! "नास्ति, नास्ति" કહેશો નહિ. કહો કે:—"सोऽहं सोऽहं" "હું તે છું! હું તે છું!"

किन्नाम रोदिषि सखे त्वयि सर्वशक्तिः
आमन्त्रयस्व भगवन् भगदं स्वरूपम्।
त्रैलोक्यमेतदखिलं तव पादमूले
आत्मैव हि प्रभवति न जडः कदाचित्॥

"હે સખા! તું શાને માટે રુદન કરે છે? તારામાંજ સર્વ શક્તિ સમાયેલી છે. અહો મહાશક્તિશાળી! તારા સર્વશક્તિમાન સ્વરૂપને તું નિમંત્રણ કર, એટલે આ અખિલ ત્રિલોક તારા ચરણકમળમાં આવીને પડશે. કારણ કે આત્માજ સર્વપર વિજય મેળવે છે, નહિ કે જડ."

અનંત શક્તિસહ કાર્ય કરવું! શો ભય છે! તને ચલાયમાન કરવાને કોણ શક્તિમાન છે!

कुर्मस्तारकचर्वणं त्रिभुवनमुत्पाटयामः बलात्।
किं भो न विजानास्यस्मान् रामकृष्णदासा वयम्—

તારકોને ભાંગીને ચૂર્ણ કરી નાખીશું, અને ત્રિભુવનને ઉથલાવી મૂકીશું. શું તમને ખબર નથી કે, અમે કોણ છીએ? અમે તો શ્રીરામકૃષ્ણના દાસ છીએ. ભય! કોનો ભય! સાચેજ—

क्षीणाः स्मदीनाः सकरुणाः जल्पन्ति मूढा जनाः
नास्तिक्यन्त्विदन्तु अहह देहात्मवादातुराः।
प्राप्ताः स्म वीरा गतभया अभयं प्रतिष्ठां यदा
आस्तिक्यन्त्विदन्तु चिनुमः रामकृष्णदासा वयम्॥
पीत्वा पीत्वा परमममृतं वीतसंसाररागाः
हित्वा हित्वा सकलकलहप्रापिणीं स्वार्थसिद्धिम्।
ध्यात्वा ध्यात्वा गुरुवरपदं सर्वकल्याणरूपं
नत्वा नत्वा सकलभुवनम् पातु मामन्त्रयामः॥
प्राप्तं यद्वैत्वनादिनिधनं वेदोदधिं मथित्वा
दत्तं यस्य प्रकरणे हरिहरब्रह्मादिदेवैर्बलं।
पूर्णं यत्तु प्राणसारैर्भौमनारायणानां
रामकृष्णास्तनुं धत्ते तत्पूर्णपात्रमिदं भोः॥

"દેહાત્મવાદી મૂઢ લોકો કરુણાપૂર્વક રડીને કહે છે કે, અમે તો નીચ છીએ, નિર્બળ છીએ." પરંતુ આ તો નાસ્તિક-

પણું છે. પરંતુ જ્યારે અમે હવે નિર્ભય થયા છીએ અને અભયપદ પ્રાપ્ત કર્યું છે ત્યારે અમે કે જેઓ શ્રીરામકૃષ્ણના દાસ છીએ તે લોકો તો એવો આસ્તિકવાદજ પસંદ કરીશું કે, અમે હવે કદી ભય પામીશું નહિ અને વીર બનીશું."

"સકળ સંસારનો રાગ જેનો નાશ પામ્યો છે એવા જે અમે, તે લોકો સંસારમાં સર્વ દુઃખોનું મૂળ એવી જે સ્વાર્થવૃત્તિ તેનો નાશ કરીને, સર્વ કલ્યાણનું સ્વરૂપ એવા ગુરુના ચરણકમળ ગ્રહણ કરીને, જે અમૃત અમને પ્રાપ્ત થયું છે તે પીવાને માટે સકળ જગતને આમંત્રણ કરીએ છીએ."

"વેદરૂપી સાગરનું મંથન કરીને જે અમૃત પ્રાપ્ત થયું છે; જેની અંદર બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે દેવતાઓએ પોતાનું ઓજસ મીલાવ્યું છે અને દરેક અવતારોએ જીવનનું સત્ત્વ જેની અંદર ભરેલું છે તે અમૃત શ્રીરામકૃષ્ણમાં સંપૂર્ણપણે ભરેલું છે!"

કેળવાયેલા અંગ્રેજ યુવાનોમાં આપણે કાર્ય કરવું જોઈએ. "**त्यागनैके अमृतत्वमानशुः**—ત્યાગથીજ કેટલાક માણસો અમરત્વ પ્રાપ્ત કરે છે." ત્યાગ! ત્યાગ!—તમારે ત્યાગનોજ સૌથી પ્રથમ ઉપદેશ કરવો જોઈએ. જ્યાંસુધી ત્યાગ કરાયો નથી, ત્યાંસુધી કદી સાચું આત્મબળ પ્રાપ્ત થતું નથી.

શામાટે એટલું બધું સહન કરવું પડે છે? કારણ એટલુંજ કે, એ લોકો "**नास्ति, नास्ति**" કહીને પોતાની જાતને હલકી પાડે છે. પોતાના મનોબળથીજ તેમને પોતાની બિમારી દૂર કરવાનું કહો અને એકજ કલાકમાં તે જતી રહેશે. હતો આત્મા! શું મને દર્દ છે! ફેંકી દો એવી વૃત્તિને! તેમને એક કલાક સુધી ધ્યાન ધરવાનું કહો. "હું તો આત્મા છું, મને દર્દ હોયજ શી રીતે!"—અને દરેક દર્દ નાશ પામશે. પોતે અનંત શક્તિશાળી આત્મા છો એવું તમે દરેક જણ ધ્યાન ધરજો, અને પછી જોજો કે તેમાંથી તમને કેટલું બળ પ્રાપ્ત થાય છે. × × પોતાની જાતને હલકી ગણવી? શું કરવા? હું તો અનંતતાનો બાળક છું, સર્વશક્તિમાન માતાનો પુત્ર છું. જરૂરિયાત, રોગ, ભય વગેરે સાથે મારે શી લેવા દેવા છે? "**नास्ति**"વાદને રોગ હોય તે પ્રમાણે દૂર કરી દો અને સર્વ રીતે તમારૂં

સારૂંજ થશે. "नास्ति"વાદ નહિ, "अस्ति"વાદજ—નિશ્ચયાત્મકપણુંજ હું છું, ઇશ્વર છે, મારામાં સર્વ છે. તંદુરસ્તી, પવિત્રતા, જ્ઞાન જેની જેની મને આવશ્યકતા હશે તે સર્વ હું ઉત્પન્ન કરીશ. આ પરદેશી લોકો મારૂં કહેવું ગ્રહણ કરી શકે છે અને તમે લોકો તમારા नास्तिવાદને લીધે દુઃખદર્દ ભોગવી રહ્યા છો. કોણ કહે છે કે તમે બિમાર છો ? તમને શો રોગ છે ? બાજુએ ફેંકી દો! × × "वीर्यमसि वीर्यं, बलमसि बलं, ओजोऽसि ओजो, सहोऽसि सहो मयि धेहि"—

"હુંજ વીર્ય (શક્તિ) છું, હુંજ બળ છું, હુંજ ઓજસ છું, હુંજ ધૈર્ય છું !" પ્રભુનું પૂજન કરવા આસન કરીને દરરોજ બેસતી વખતે તમે જે "आत्मानमच्छिद्रं भावयेत्"—"દરેક માણસે પોતાના આત્માને મહાબળવાન અને અભેદ્ય માનવો" વગેરે જે વિધિ કરો છો તેનો અર્થ શો છે ? કહો કે "દરેક વસ્તુ મારામાં છે અને મરજી પ્રમાણે હું તે ઉત્પન્ન કરી શકું છું." આત્મા અનંત છે, તે આવો છે; તેને શી રીતે કંઈ પણ રોગ હોઇ શકે ? એ વાતનું તમે ફરી ફરીને પુનરાવર્તન કરો. કેટલાક દિવસો સુધી સતતપણે એક કલાક તમે એનું પુનરાવર્તન કર્યા કરો, એટલે દરેક મુશ્કેલીઓ શૂન્યવત્ થઇ જશે.

સદા તમારો

**વિવેકાનંદ**

---

## पत्रांक ५२

યુ. સ્ટે. અ. ૨૭ મી સપ્ટેમ્બર ૧૮૯૪

વહાલા અ—

× × મારાં વ્યાખ્યાનો અને વચનોનાં જે પુસ્તકો કલકત્તામાં છપાયાં છે તેનાં હું એક બાબત જોઉં છું. તેમાંનાં કેટલાંક એવી રીતે છપાયાં છે, કે જેમાંથી રાજદ્વારી વિચારોનીજ ગંધ આવ્યા કરે; જ્યારે હું રાજદ્વારી પુરુષ નથી, તેમજ રાજકીય બાબતો માટે ચળવળ કરનાર પણ નથી. વસ્તુના હાર્દ માટેજ ફક્ત હું દરકાર કરૂં છું. જ્યારે તે હાર્દ યથાયોગ્ય હશે ત્યારે સમસ્ત વસ્તુ સ્વતઃ યથાયોગ્ય થઈ

રહેશે...તેથી તમારે કલકત્તાવાળાઓને ચેતવણી આપી જણાવવું આવશ્યક છે કે, મારાં કોઇ પણ લખાણો કે કથનો ઉપર ખોટી રીતે રાજકીય અર્થ બેસાડી દેશો નહિ. આ કરવું તે કેટલું બધું મિથ્યા છે!...મેં એવું સાંભળ્યું છે કે, રેવરંડ કાલિચરણ બૅનરજીએ ખ્રિસ્તી મિશનરીઓ સંમુખ ભાષણ કરતાં એવું કહ્યું હતું કે હું રાજકીય પ્રતિનિધિ છું. જો આમ જાહેર રીતે કહેવામાં આવ્યું હોય તો જાહેર રીતે મારી વતી તે બાબુ પાસે માગણી કરવી કે, તે પ્રમાણે તેણે બંગાળાનાં વર્તમાનપત્રોમાં લખી સાબીત કરી આપવું, નહિ તો તેનું મૂર્ખાઇભરેલું કથન તેણે પાછું ખેંચી લેવું. આ તેઓની લુચ્ચાઇ છે! સામાન્ય રીતે ખ્રિસ્તી રાજ્યકર્તાઓ ઉપર પ્રમાણિક ટીકા કરતાં મેં થોડા કર્કશ શબ્દો કહ્યા છે, પરંતુ તે પરથી એમ ફલિતાર્થ નીકળતો નથી કે, રાજકીય બાબત કે એના જેવી બાબત સંબંધે મને કંઇ પણ દરકાર છે કે તેની સાથે કંઇ સંબંધ છે. જેઓ મારાં ઉક્ત ભાષણોમાંથી ઉતારાઓ કાઢી તેને પ્રગટ કરવા, તે મહાન ભવ્ય વાત છે એવું માને છે, અને તેથી એવું સાબીત કરવા માગે છે કે, હું એક રાજકીય બાબતોનો ઉપદેશક છું, તો તેઓને હું કહું છું કે "મારા મિત્રોથી મને બચાવો."

× × મને નીચો પાડનારા પ્રત્યે જે મારો ઉત્તર છે તે ફક્ત એજ છે કે, સઘળો વખત એકસરખી ચૂપકીદી પકડવી, એમ મારા મિત્રોને કહેજો. હું शठं प्रति शाठ्यं कुर्यात्–એટલે 'જૈસે કુ તૈસા' એ સૂત્રાન્વયે તેમના પ્રત્યે વર્તું, તો તેથી આપણે પણ તેઓની સપાટીએ આવીએ છીએ. મારા મિત્રોને કહો કે, સત્ય પોતાની દરકાર પોતાની મેળે કરશે, અને તેઓએ મારા માટે કોઇની સાથે યુદ્ધમાં ઉતરવાનું નથી. તે મારા મિત્રોને હજુ ઘણું શીખવાનું છે અને ખરે, તેઓ ફક્ત નાના બાળકો છે. તેઓ માત્ર છોકરા હોઈ મૂર્ખાઇભરેલા સોનેરી સ્વપ્નામાં ભૂલા પડયા છે.

× × જાહેર લોકસેવાના જીવનમાં આ મિથ્યાપ્રલાપ તથા વર્તમાનપત્રોમાં થતી વાખાવાખીથી હું સંપૂર્ણ કંટાળી ગયો છું. હું શાન્ત રીતે હિમાલય પાછો ફરવા તલસી રહ્યો છું.

આપનો સદાનો પ્રેમનિષ્ઠ **વિવેકાનંદ**

# पत्रांक ५३

૨૯ મી સપ્ટેમ્બર ૧૮૯૪

પ્રિય—

મારા બહાદુર નિઃસ્વાર્થી બાલકો! તમે બધાએ કાર્ય સારી રીતે કર્યું છે. તમારા માટે હું મગરૂર છું....આશામાં ઝૂલો, અને નિરાશાને ત્યજી દો. આટલે સુધી આરંભ કર્યા પછી જો તમે નિરાશ થશો, તો તમે મૂર્ખ ગણાશો.

આપણું કાર્યક્ષેત્ર હિંદમાં છે, અને આપણા કાર્યની કદર વિદેશોમાં કરાવવાની હોય, તો આપણે હિંદુસ્તાનમાં જાગૃતિ કરવી જોઈએ. તેમ થયું તો સર્વ થયું....આપણે એવો મજબૂત પાયો નાખવો જોઈએ, કે જે પાયા ઉપર બધું મંડાણ કરતાં આગળ વધી શકીએ. પછી સર્વ બાબત યથાસ્થિત થઇ રહેશે. જગતને ગતિમાન કરનાર ઇચ્છાશક્તિ છે.

મારા પુત્ર! યુવાનો ખ્રિસ્તી થઇ જાય છે તેથી તમારે દિલગીર થવાની જરૂર નથી. હાલનાં સાંસારિક બંધનો નીચે ખાસ કરીને મદ્રાસમાં આ સિવાય બીજા તેઓ કેવા બને? વિકાસને માટે સ્વતંત્રતા એ તો મૂળ પાયો છે. તમારા પૂર્વજોએ આત્માને કેવળ સ્વતંત્રતા આપી હતી, તેથીજ ધર્મ વિકાસ પામ્યો. તેઓએ સમાજને દરેક બંધનમાં નાખ્યો, તેથી સમાજ વિકાસ પામ્યો નહિ. પશ્ચિમમાં આથી ઉલટુંજ છે. ત્યાં સમાજને સર્વ જાતની સ્વતંત્રતા છે, જ્યારે ધર્મની બાબતમાં તેમ નથી. હવે દશા બદલાઈ છે. પશ્ચિમમાં ધર્મનાં બંધનો તૂટવા લાગ્યાં છે, તેવીજ રીતે પૂર્વમાં સમાજનાં બંધનો તૂટવા માંડયાં છે.

હવેથી પૂર્વ અને પશ્ચિમ પોતાની મૂળ સ્થિતિમાં ફેરફાર કરશે. હિંદની ધાર્મિક અથવા આંતરિક-ભાવનામય સ્થિતિ છે અને પશ્ચિમમાં શાસ્ત્રીય-વૈજ્ઞાનિક અથવા બાહ્ય-ભૌતિક સ્થિતિ છે. હવેથી પશ્ચિમને સામાજિક સુધારણાદ્વારા ધાર્મિક જ્ઞાનનો દરેક અંશ પોતામાં લાવવાની જરૂર લાગે છે અને પૂર્વને ધાર્મિક જ્ઞાનદ્વારા સામાજિક સત્તાના દરેક અંશની જરૂર લાગે છે. આ રીતે એવું બન્યું કે હાલના સુધારકો કેવી રીતે સુધારો કરવો તેનો માર્ગ જોઇ

શક્યા નહિ, અને તેઓને એમ જણાયું કે હિંદમાંથી ધર્મનાં તત્ત્વનો નાશ કરવાથી ઉન્નતિ થશે. આમ ધારી તેઓએ જે પ્રયત્નો કર્યા તે બધા નિષ્ફળ ગયા. આનું કારણ એ છે કે, તેમાંના બહુજ થોડાએ પોતાના ધર્મનો અભ્યાસ કર્યો અને જેટલાએ કર્યો તેમાંથી એક પણ 'સર્વ ધર્મોની માતા કોણ છે ?' તે સમજવા જેટલું જ્ઞાન મેળવી શક્યો નહિ. હું એવો દાવો કરૂં છું કે, હિંદુ સમાજ સુધારવાને ધર્મનો નાશ કરવાની જરૂર નથી, અને સમાજની હાલની સ્થિતિ ધર્મને લીધે અસ્તિત્વ ધરાવતી નથી; પણ હાલની સ્થિતિનું કારણ એજ છે કે, ધર્મને સમાજમાં જે રીતે લાગુ પાડવો જોઇએ, તે રીતે લાગુ પાડવામાં આવ્યો નથી. આ હું આપણાં પ્રાચીન પુસ્તકોમાંથી તેના દરેક શબ્દોમાંથી સિદ્ધ કરવા તૈયાર છું. આનોજ હું ઉપદેશ કરૂં છું અને આ વાત સિદ્ધ કરવા માટેજ આપણે આપણી જીંદગીપર્યંત કાર્ય કરવાનું છે. પરંતુ આ કરવા માટે વખત જોઇશે, અને તેનો અભ્યાસ કરવાને પણ લાંબો વખત જોઇશે. ધીરજ રાખી કાર્ય કર્યા કરો. उद्धरेदात्मनात्मानम्–આત્માનો આત્મબળથી ઉદ્ધાર કરો.

તમારો **વિવેકાનંદ**

તા. ક. હાલનો હિંદુ સમાજ ધાર્મિક પુરુષો માટેજ વ્યવસ્થિત થયેલો છે, અને તે સિવાયના બધા માણસોને તે એવી રીતે કચડી નાખે છે કે તેમને માટે સારી આશા રહેતી નથી. આનું શું કારણ? જે જગતમાં નકામાં તત્ત્વો રહેલાં છે, તેવા જગતનો ઉપભોગ થોડો પણ કરવા જેઓ ઇચ્છે છે, તેઓ ક્યાં જઇ રહેશે ? જેવી રીતે આપણો ધર્મ સર્વને પોતામાં સમાવે છે તેવી રીતે આપણા સમાજે કરવું જોઇએ. આના અમલ માટે, પહેલાં આપણે આપણા ધર્મનાં મૂળતત્ત્વો બરાબર સમજવાં જોઇએ; અને પછી સમાજની સાથે લાગુ પાડવાં જોઇએ. આથી બહુ ધીમું કાર્ય થશે, પણ જે થશે તે બહુ સચોટ થશે.

**વિવેકાનંદ**

---

## પત્રાંક ૫૪

વૉશિંગ્ટન, ૨૩ મી ઑક્ટોબર ૧૮૯૪

વહાલા વ—

× ×અત્યાર સુધીનો વખત જતાં હું તેઓનો એક શિક્ષક બન્યો છું. તેઓ બધા મને અને મારા ઉપદેશોને ચાહે છે.... જેમ હિંદમાં મારી ટેવ હતી, તેમ ઉપદેશ કરતો અને શિક્ષણ આપતો એક સ્થળેથી બીજે સ્થળે એમ આ આખા દેશમાં હું મુસાફરી કરૂં છું. હજારો અને લાખો મનુષ્યોએ મારૂં ભાષણ ધ્યાનપૂર્વક સાંભળ્યું છે, અને મારા વિચારોને મમતાભર્યા સ્વરૂપમાં ગ્રહણ કર્યા છે. આ દેશ ખર્ચાળમાં ખર્ચાળ છે, પરંતુ પરમાત્મા મારા માટે જ્યાં જ્યાં જાઉં છું ત્યાં સર્વ પૂરૂં પાડે છે.

તમોને અને ત્યાંના મારા સર્વ મિત્રો પ્રત્યે પ્રેમ સમેત,

આપનો **વિવેકાનંદ**

---

## પત્રાંક ૫૫

વૉશિંગ્ટન, ઑક્ટોબર, ૧૮૯૪

મી. ફ્રેડ્રીક ડગ્લાસ ઉપરનો ઓળખાણપત્ર મને મોકલાવી આપવા માટે હું આપનો બહુ ઉપકાર માનું છું. બાલ્ટિ-મોરના નીચજાત હોટેલવાળાએ મારા પ્રત્યે ચલાવેલી ખરાબ વર્તણુંક માટે તમારે દિલગીર થવાની જરૂર નથી. એમાં દોષ વમન ભાઈઓનો હતો. હલકટ હોટેલમાં તેઓ મને લઈજ શા માટે ગયા ?

એટલે પછી બધે ઠેકાણે બને છે તેમ અમેરિકન બાનુઓ મારી મદદે દોડી આવી અને મને બહુ સારો પ્રસંગ મળ્યો.

વૉશિંગ્ટનમાં હું શ્રીમતી ઇ. ટૉટનનો અતિથિ છું. એ શ્રીમતી અહીં એક વગદાર બાનુ હોઈ માનસશાસ્ત્રની જાણકાર છે...........અહીંનું કામ સારૂં ચાલે છે. × × ×

---

# पत्रांक ५६

વૉશિંગ્ટન, ૨૭ મી ઑક્ટોબર, ૧૮૯૪

પ્રિય–

× × જે હું હિંદમાં કરતો હતો તેજ બરાબર અહીં કરૂં છું. સર્વદા પ્રભુપર આધાર રાખું છું, અને તેને ભૂલી જઇને કોઇ યોજના ઘડતો નથી. તે ઉપરાંત તમારે ધ્યાનમાં રાખવાનું છે કે, આ દેશમાં મારે અનહદ કાર્ય કરવું પડે છે; અને તે એટલું બધું કે મારા વિચારોને એક પુસ્તકના આકારમાં મૂકવા જેટલો વખત મને મળતો નથી, અને તે ઉપરાંત કામનો ભરાવો હમેશાં એટલો રહે છે કે, તેથી મારા જ્ઞાનતંતુઓ પ્રત્યક્ષ રીતે શિથિલ થયા છે. જે શૌર્યપૂર્ણ કાર્ય મારા માટે કર્યું છે તેથી તમારો–– અને ––માં તમારા બધા મિત્રોનો મારાપર થયેલો ઉપકાર શબ્દદ્વારા હું વર્ણવી શકતો નથી. હું વ્યવસ્થાપક નથી, મારી પ્રકૃતિ વિદ્વત્તા અને ધ્યાન તરફ વળે છે. હું ધારૂં છું કે, મેં પૂરતું કાર્ય કર્યું છે. હવે હું વિશ્રામ લેવા અને જેઓ મારા ગુરુદેવ પાસેથી મારી પાસે આવ્યા છે, તેઓને ઉપદેશ આપવા માગું છું. તમે જે કરી શકો તે હવે તમે જાણી લીધું છે. કારણ કે જેઓએ બધું કર્યું છે તે તમેજ,–ના યુવકોજ છો. હું તો ફક્ત નામમાત્રનો આગેવાન છું. હું ત્યાગી છું. મારે ફક્ત એક ચીજની જરૂર છે. જે ધર્મ કે ઈશ્વર, વિધવાનાં આંસુ લૂછી ન શકે, અથવા માબાપવગરનાં નિરાધાર બાળકોનાં મુખમાં રોટીનો કટકો મૂકી ન શકે, તેવા ધર્મ કે ઇશ્વરમાં મને શ્રદ્ધા નથી. ગમે તેટલાં ઉમદા ધર્મતત્ત્વો હોય, ગમે તેટલું સુગંધિત તત્ત્વજ્ઞાન હોય–છતાં જ્યાંસુધી તે પુસ્તકોમાંજ છે, મુખમાત્રથી ચર્ચાના વિષયરૂપ છે—એટલે કાર્યમાં ઉતરેલ નથી, ત્યાંસુધી હું તેને ધર્મ કહેતો નથી. આંખો કપાળમાં મૂકેલી છે–તે પાછળ મૂકેલી નથી, એટલે આગળ જોઇ આગળ વધવાનું છે; અને આજે તમે જેને 'મારો ધર્મ' એમ કહેવામાં તમે મગરૂરી લ્યો છો તે ધર્મને કાર્યમાં મૂકો. પ્રભુ તમારૂં કલ્યાણ કરશે!

મારા તરફ દૃષ્ટિ ન કરો, તમારા પોતા સામી દૃષ્ટિ રાખો. હું ઉત્સાહ જાગ્રત કરવાનો પ્રસંગ લઈ શકું છું તે

જાણી સુખી છું. તે ઉત્સાહનો લાભ લ્યો, તે દ્વારા આગળ વધો, અને તેમ કરતાં સર્વ યથાસ્થિત મળી રહેશે. મારા પુત્ર ! પ્રેમ કદી નિષ્ફળ જતો નથી. આજે નહિ તો કાલે, કાલે નહિ તો કેટલાએક યુગો પછી પણ, તે ખરેખર વિજય મેળવશેજ. પ્રેમ વિજય મેળવશે. શું તમે તમારા જાતિભાઇઓપર પ્રેમ રાખો છો ? ઇશ્વિરને શોધવા તમે ક્યાં જાઓ છો ? શું ગરીબ, દુઃખી અને નિર્બળ બંધુઓ બધા ઇશ્વરો નથી ? તેઓની પૂજા પહેલી શામાટે કરતા નથી ? ગંગાકિનારે કૂવો શા માટે ખોદો છો ? પ્રેમની સત્તા સર્વશકિતમાન્ છે એવી શ્રદ્ધા રાખો. ધૂમાડાના બાચકા જેવી નામની કીર્તિ માટે કોણ દરકાર રાખે છે ? વર્તમાનપત્રો શું કહે છે તેની કાળજી કદી રાખશો નહિ. તમારામાં પ્રેમ છે. પ્રેમ હોય તો તમે સર્વશકિતમાન છો. તમે સંપૂર્ણ રીતે નિઃસ્વાર્થી છો ? જો હો તો તમને કોઇ અટકાવી શકનાર નથી. આપણું વર્તન આપણને બધે સ્થળે વિજય આપશે, પ્રભુ સમુદ્રના ઉંડા ભાગમાં પણ પોતાનાં બાળકોનું રક્ષણ કરે છે. તમારા દેશને શૂરવીર પુત્રોની જરૂર હોવાથી શૂરવીર બનો.

હું હિંદમાં આવું એમ સૌ કોઇ ઇચ્છે છે. હું ત્યાં આવી વધારે ઉપયોગી કાર્ય કરવા શક્તિમાન થઇશ, એમ તેઓની ધારણા છે. મારા મિત્ર ! તેમ માનવામાં તેઓની ભૂલ થાય છે. હમણાંનો ઉત્સાહ ફક્ત અલ્પકાળની દેશભક્તિ છે; તેની કિંમત કંઇ નથી. જો તે ઉત્સાહ ખરો અને પ્રમાણભૂત હોય તો થોડા વખતમાં સેંકડો શૂરવીરો આગળ આવી આ કામ ઉપાડી લેવા બહાર પડવા જોઇએ. આ પરથી સમજી લેવાનું કે, તમે બધું કર્યું છે, અને તમે આગળ વધો. મારી રાહ ન જુઓ. અહીં કાર્યક્ષેત્ર વિશાળ છે. આ 'ધર્મ' કે તે ધર્મની સાથે મારે શું લેવાદેવા છે ? હું તો પ્રભુનો સેવક છું, અને સર્વ ઉચ્ચ વિચારોનો પ્રચાર કરવા માટે અહીંના કરતાં બીજું કયું કાર્યક્ષેત્ર આખા જગતમાં વધારે ઉત્તમ છે ? અહીં જો એક માણસ મારી વિરુદ્ધ હોય તો તેની સામે મને મદદ કરવાને સેંકડો માણસો તૈયાર છે. અહીંઆં મનુષ્યોને માટે ખરી લાગણી છે, અને સ્ત્રીઓ તો દેવીઓ છે. જ્યારે બધું સારૂં

બનવાનું હોય છે ત્યારે મૂર્ખ માણસો પણ લોકકીર્તિ માટે લોકસેવા કરવા તૈયાર થઇ જાય છે, અને નિર્માલ્ય પણ શૂરવીર બની જાય છે; પણ ખરા શૂરવીરો તો ચુપકીથીજ પોતાનું કાર્ય કર્યે જાય છે. કેટલા બુદ્ધો મરી જાય છે, તેની કંઇ ગણત્રી નથી! મારા પુત્ર! મને ઈશ્વરમાં શ્રદ્ધા છે, અને મનુષ્યમાં શ્રદ્ધા છે. દુઃખીને મદદ કરવામાં શ્રદ્ધા છે, અને બીજાને મદદ કરવા માટે નરકમાં જવામાં પણ શ્રદ્ધા છે. પશ્ચિમવાસી માટે કહું તો તેઓએ મને ખોરાક, આશ્રય, મિત્રપ્રેમ અને રક્ષણ આપ્યાં છે–અરે! ધર્મચુસ્તમાં ધર્મચુસ્ત ખ્રિસ્તીઓએ મને તે સર્વ આપેલ છે! હિંદવાસીઓ તેઓના પોતાના સાધુઓ–ધર્મોપદેશકો વિદેશમાં જઇ હિંદમાં પાછા ફરે ત્યારે શું કરે છે? તેઓ તેમને અડકતા પણ નથી, કારણકે તેઓ મ્લેચ્છો થઇ ગયા છે! મારા પુત્રો! કોઇ પણ માણસ, કોઈ પણ પ્રજા બીજાઓને તિરસ્કારી શકે નહિ, અને તેમ કરી રહી શકે નહિ. જ્યારથી મ્લેચ્છ એ શબ્દ તેઓએ શોધી કાઢયો અને બીજાના સંબંધમાં આવવાનું તેઓએ બંધ કર્યું ત્યારથીજ હિંદના નસીબ આડું તાળું દેવાઇ ગયું છે. આ વિચાર તમે ત્યાં કેવી રીતે ઉછેરો છો તેની સંભાળ રાખજો. વેદાંતનો પોકારી પોકારીને ઉપદેશ કરવો એ સહેલું છે, પણ તેનું અંશતઃ પાલન કરવું બહુ મુશ્કેલ છે!

આશીર્વાદ સાથે આપનો **વિવેકાનંદ**

તા. ક. સત્તાપર પ્રીતિ અને ઇર્ષ્યા–આ બે ચીજો માટે બહુ સાવધ રહેવાનું છે. આત્મશ્રદ્ધાનો સર્વદા વિકાસ કરો.

**વિ.**

---

# पत्रांक ૫૭

ન્યુયૉર્ક, ૧૮ મી નવેમ્બર ૧૮૯૪

વહાલા સાહેબ!

કલકત્તામાં ટાઉનહૉલમાં મળેલી સભાએ પસાર કરેલા ઠરાવોની નકલ મને મળી છે, અને તેમાં મારા સ્વદેશી જનોએ જે માયાભર્યા શબ્દો ઉચ્ચાર્યા છે તે હું સ્વીકારૂં છું.

મારી ક્ષુદ્ર સેવા માટેની તમારી કદર માટે મારા અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ સાહેબ સ્વીકારશો.

મને સંપૂર્ણ પ્રતીતિ થઇ છે કે, કોઈ પણ વ્યકિત કે પ્રજા, બીજી વ્યકિત કે પ્રજાનો સમાગમ રાખ્યા વગર પોતાનું અસ્તિત્વ જાળવી શકે નહિ; અને જ્યારે જ્યારે તેવો પ્રયત્ન મહત્તા, રાજનીતિ કે પવિત્રતા એવા અસત્ય ભાવોના નામથી કરવામાં આવ્યો છે, ત્યારે ત્યારે તેનું પરિણામ એકલા પડી જવામાં સર્વથા ભયંકર નીવડયું છે.

મારા વિચાર પ્રમાણે હિંદની પડતી, અને ઉત્તરોત્તર અધોગતિનું પ્રબળ કારણ પ્રજાની આસપાસ રૂઢિરૂપી દિવાલ ઉભી કરી છે તેજ માત્ર છે. તે રૂઢિનો પાયો બીજા પ્રત્યેનો તિરસ્કાર છે; અને પ્રાચીન સમયમાં આ રૂઢિનો સત્ય ઉદ્દેશ હિંદુઓને આસપાસની બૌદ્ધ પ્રજાઓના સંસર્ગમાં આવવા ન દેવા એજ હતો.

આ કથન ઉપર હાલનું તેમજ પ્રાચીન શબ્દપાંડિત્ય ગમે તેટલો પડદો નાખવા પ્રયત્ન કરે, પણ તેનું વાસ્તવિક પરિણામ 'કોઇ પણ માણસ પોતાની જાતને હલકી પાડ્યા વગર બીજાને ધિક્કારી શકે નહિ' એ નૈતિક કાયદાના ન્યાય પ્રમાણે, એજ આવનાર છે કે, પ્રાચીન જાતિઓમાં જે પ્રજા સૌથી અગ્રપદ ધરાવતી હતી, તે પ્રજા હવે અન્ય પ્રજાઓમાં તિરસ્કરણીય થઇ પડી છે. જે કાયદાને શોધી કાઢવામાં, અને ઉંડી રીતે તપાસી જોવામાં આપણા પૂર્વજો પ્રથમ હતા, તે કાયદાનું ઉલ્લંઘન કરનારતરીકે આપણે પોતેજ પદાર્થપાઠતરીકે બન્યા છીએ.

આપો અને લ્યો! આપ-લે કરવી એ કાયદો છે, અને જો હિંદ પોતાને ફરી વાર ઉન્નત કરવા ચાહતું હોય તો તેણે પોતાના ખજાનાને બહાર લાવી પૃથ્વીની અન્ય પ્રજાઓમાં છૂટથી ફેલાવવાની ઘણીજ આવશ્યકતા છે; અને તેમની પાસેથી શીખવા જેવું હોય તે ગ્રહણ કરવાની જરૂર છે. વૃદ્ધિ એ જીવન છે, સંકોચ એ મૃત્યુ છે. પ્રેમ એ જીવન છે, તિરસ્કાર એ મૃત્યુ છે. જે દિવસથી આપણે બીજાઓને ધિક્કારવા લાગ્યા, તેજ દિવસથી આપણે આપણું મોત ઉભું કર્યું છે; અને જ્યાંસુધી વૃદ્ધિ કે જે જીવનરૂપ છે, તેના તરફ આપણે ફરી વાર જઇએ નહિ, ત્યાંસુધી આપણું મૃત્યુ કોઇ પણ અટકાવી શકે તેમ નથી.

તેથી દુનિયાની સર્વ જાતો સાથે આપણે અવશ્ય ભેળાવું જોઇએ. જે લાખો મનુષ્યો વહેમ અને સ્વાર્થનાં પૂતળાં રહી બીડના કૂતરાની પેઠે 'ન ખાય, ન ખાવા દે' એવી પદ્ધતિપર પોતાનું જીવન ગાળે છે, તેના કરતાં તો જે હિંદુ વિદેશોમાં મુસાફરી કરે છે તે ઘણું વધારે હિત પોતાના દેશનું બજાવે છે. પ્રજાકીય જીવનની અદ્ભુત ઘટનાઓ જેમના અણુઉન્નત ચારિત્ર પર આધાર રાખે છે, એવાં સંખ્યાબંધ માણસો જ્યાંસુધી આપણામાં ઉત્પન્ન ન થાય ત્યાંસુધી આ કે તે સત્તા સામે ગુસ્સે થવાથી કે બળાપા કાઢવાથી કશું વળવાનું નથી.

જેઓ બીજાને સ્વતંત્રતા આપવા તત્પર નથી, તેમાંના કોઇ પણ તે સ્વતંત્રતાને લાયક છે? મનુષ્યતરીકે આપણે શાંતિથી કાર્ય કરવા મંડી પડવું, અને ફોકટના બળાપા અને ક્રોધવચનો કાઢવામાં આપણી શક્તિનો વ્યય ન કરવો, એજ સારી વાત છે. હું તો સંપૂર્ણ શ્રદ્ધા એવી રાખું છું કે, આ વિશ્વમાં એવી કોઇ પણ શક્તિ–સત્તા નથી, કે જે મનુષ્ય જેને લાયક હોય છતાં તેને તે મળવા દે નહિ. ભૂતકાળ નિર્વિવાદપણે મહાન હતો, પરંતુ હું અંતઃકરણપૂર્વક માનું છું કે, ભવિષ્યકાળ તેના કરતાં પણ વધારે વિજયવંત થશે. ભગવાન શંકર આપણને પવિત્રતા, ધૈર્ય અને દૃઢાગ્રહમાં દૃઢ રાખો.

આપનો વિશ્વાસુ

વિવેકાનંદ

---

## પત્રાંક ૫૮

૧૯ મી નવેમ્બર ૧૮૯૪

મારા બહાદૂર પુત્રો !

વ્યવસ્થિત સંસ્થાથી કામ ચાલવા દો.....પ્રેમ, શુદ્ધ અંતઃકરણપૂર્વકની લાગણી અને ધૈર્ય–આ ત્રણ વસ્તુ સિવાય બીજું કંઇ ઉપયોગનું નથી. આ ત્રણનાજ બળથી સર્વ કાર્યની સિદ્ધિ છે. વૃદ્ધિ એટલે ઉત્તરોત્તર વધવું. પ્રેમ એજ મનુષ્યજીવનનું રહસ્ય છે; અને તેથી પ્રેમ એજ જીવન છે. પ્રેમ એજ જીવનનો મુખ્ય નિયમ છે, અને બધી જાતનો સ્વાર્થ એજ જીવનનો અંત–મરણ છે. આ વાત આ લોક માટે તેમજ પરલોક માટે પણ સત્ય અને પ્રમાણભૂત છે.

બીજાનું સારૂં કરવું એજ ખરૂં જીવન છે, અને સ્વાર્થ માટે જીવવું, એ જીવવું નહિ પણ મરવું છે. આ સત્ય દૃષ્ટિથી તમે જોઇ શકશો કે, મનુષ્યજાતનો નેવું ટકા જેટલો ભાગ મુરદાં છે—પિશાચો છે. માટે મારા બાલકો! લાગણી દર્શાવો! ગરીબ, અજ્ઞાની, દબાઇ ગયેલા એવાઓને માટે લાગણી રાખો! જ્યાંસુધી એ લાગણી વડે તમારૂં હૃદય બંધ પડી જાય, મગજ બેશુદ્ધ બની જાય અને તમને જણાય કે હવે હું ગાંડો થઇ જઇશ, ત્યાંસુધી તમે તેઓ પ્રત્યે લાગણી બતાવો અને તેથી તમારી એવી સ્થિતિ થાય, ત્યારે તમે તમને પ્રભુના ચરણે મૂકો, એટલે તમે અદ્ભુત આંતરિક શક્તિ, સહાયતા અને અતુલ કાર્યશક્તિ મેળવશો. છેલ્લાં દશ વર્ષોથી થયાં મારો મુદ્રાલેખ એ હતો કે, જ્યાંસુધી કાર્ય ન થાય ત્યાંસુધી તે પાછળ મંડયા રહેવું—પ્રયત્નો કર્યાજ કરવા, અને તમને પણ એજ કહું છું. જ્યારે સર્વત્ર અંધકાર સિવાય કંઇ દેખાતું ન હતું, ત્યારે પણ હું તેજ મુદ્રાલેખનો—મંત્રનો જાપ કરતો; અને હમણાં જ્યારે જ્ઞાનના પ્રકાશનાં કિરણો અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે, ત્યારે પણ હું તેજ કહું છું. મારા બાલકો! ભય બિલકુલ રાખશો નહિ. × × × સબૂરી પકડો! થોડા કલાકમાં તે બધું અનુકૂળ થશે. ધીરજ રાખો. પૈસો કે કીર્તિ કે બુદ્ધિવડે કશો લૌકિક લાભ મેળવશો નહિ. પ્રભુપ્રેમજ સર્વ લાભ આપી શકે છે. શુદ્ધ વર્તનજ વિઘ્નોની વજ્રમય દિવાલોને ભેદી પોતાનો માર્ગ કાપી શકે છે.

હવે આપણી સંમુખ જે પ્રશ્ન ખડો છે તે એ છે કે, સ્વતંત્રતા સિવાય જીવનની વૃદ્ધિ કદી નથી. આપણા પૂર્વજોએ ધાર્મિક વિચારમાં સ્વતંત્રતા લીધી અને આપી, અને તેના ફળતરીકે આપણી પાસે અદ્ભુત ધર્મ છે; પણ પછી જેઓએ સમાજના પગમાં ભારે બેડીઓ નાખી તેના ફળતરીકે આપણો સમાજ ટુંકામાં કહીએ તો ભયંકર પ્રેતો સમાન બની રહ્યો છે. × × × ×

જીવનવૃદ્ધિને માટે પ્રથમ સ્વતંત્રતા અત્યંત આવશ્યક છે. જેવી રીતે મનુષ્યને વિચારવાની અને બોલવાની સ્વતંત્રતા જરૂરી છે; તેવી રીતે તેને—જ્યાંસુધી તે બીજાને નુકસાન કરતો

નથી ત્યાંસુધી–ખોરાક, પોશાક અને લગ્નમાં, તેમજ બીજી બધી બાબતમાં સ્વતંત્રતાની જરૂર છે.

ભૌતિક સંસ્કૃતિની વિરુદ્ધમાં આપણે મૂર્ખ બનીને બોલીએ છીએ, તેનું કારણકે દ્રાક્ષ ખાટી છે–એટલે તે મળી શકે તેમ નથી. આ મૂર્ખ વાત કબૂલ કરીએ, તો પણ આખા હિંદુસ્તાનમાં ધારો કે એક લાખ ખરાં ધાર્મિક—આધ્યાત્મિક સ્ત્રીપુરુષો હોય, તેમની આધ્યાત્મિક સ્થિતિ માટે ત્રીસ કરોડ માણસોની પ્રજાએ જંગલી દશામાં અને ભૂખે મરતા પડી રહેવું? શા માટે તેમણે ભૂખે મરવું? હિંદુઓને મુસલમાનોએ જીતી લીધા એનું શું કારણ? તેનું કારણ હિંદુઓનું ભૌતિક—જડવાદી સંસ્કૃતિનું અજ્ઞાન છે. મુસલમાનોએ તેઓને દરજીએ બનાવેલાં કપડાં પહેરવાનું શીખવ્યું. શેરીની ધૂળ ખોરાકમાં ન ભેળવી, શુદ્ધ—સ્વચ્છ રીતે ખાવાનું પણ મુસ્લીમો પાસેથી હિંદુઓ શીખ્યા હતા. ભૌતિક સુધારણા, બલ્કે મોજશોખ પણ જરૂરનાં છે. કારણકે તેથી ગરીબોની રોજી જાગે છે. રોજી! રોજી! જે પ્રભુ અહીં મને રોજી–રોટલી ન આપે, પણ સ્વર્ગમાં શાશ્વત સુખ આપે તે પ્રભુને હું માનતો નથી. છટ્! હિંદને ઉન્નત કરવાનો છે, તેના ગરીબ માણસોને અનાજ પૂરૂં પાડવાનું છે, કેળવણીનો પ્રચાર કરવાનો છે, અને સાધુઓથી થતાં દુઃખોનો નાશ કરવાનો છે. સાધુઓના પ્રપંચ મટે તો સર્વ સામાજિક જુલ્મ મટે તેમ છે! જેમ વધુ રોજી મળે, તેમ દરેક માટે વધુ તક મળે છે. આપણા જુવાનો મૂર્ખો છે કે, અંગ્રેજો પાસેથી વધારે સત્તા મેળવવાને સભાઓ ભરે છે. કેમકે અંગ્રેજો એ જોઈને ફક્ત હસે છે. જેઓ પોતાથી ઉતરતા લોકોને સ્વાતંત્ર્ય આપવા તત્પર નથી, તેઓ ચઢિયાતાઓ તરફથી સ્વતંત્રતા મેળવવા માટે પણ લાયક નથી. ધારો કે, અંગ્રેજો તેમને બધી સત્તા આપી દે; પણ તેથી શું થશે? એથી તો મેળવેલી સત્તાથી તેઓ ઉતરતા લોકોને ઉલટા વધારે દાબશે, અને તે લોકો સ્વતંત્રતા માગશે તે આપશે નહિ. આથી એમ બનશે કે, ગુલામોને સ્વતંત્રતા આપવાથી તે ગુલામો બીજા વધુ ગુલામો બનાવશે.

હવે સ્વતંત્રતાનો ધીમે ધીમે પ્રચાર કરવાની જરૂર છે,

અને આપણા ધર્મ ઉપર મુસ્તાક રહી સમાજને સ્વાતંત્ર્ય આપો. સાધુ મહારાજોના પ્રપંચ પ્રાચીન ધર્મમાં પેસી ગયા હોય તેને નિર્મૂળ કરો, અને તેમ થતાં આખા જગતમાં આપણો ધર્મ દીપી ઉઠશે. આ કહું છું તે યથાસ્વરૂપ તમે સમજી શકો છો? મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે, હિંદના ધર્મનું મિશ્રણ કરી યુરોપીયન સમાજના ધોરણ ઉપર તમે તમારો સમાજ બનાવી શકો તેમ છો? મારી શ્રદ્ધા છે કે, તે શક્ય છે, તે થવુંજ જોઇએ....ભવ્ય યોજના એ છે કે, મધ્ય હિંદમાં એક સંસ્થાન એવું સ્થાપવું કે જ્યાં તમે સ્વતંત્ર રીતે તમારા પોતાના વિચારોનું પાલન કરી શકો, અને પછી જે થોડું અમૃત છે તે બધાને અમૃતમય કરશે. તે દરમિયાન એક કેન્દ્રસ્થાનરૂપ સંસ્થા સ્થાપી તેની શાખાઓ આખા આર્યાવર્તમાં ફેલાવો. હમણાં તો તેને ધર્મના પાયાઓ ઉપર શરૂ કરો, અને એકદમ હચમચાવી નાખે એવા સાંસારિક સુધારાનો ઉપદેશ કરશો નહિ. ફક્ત મૂર્ખ વહેમોને ઉત્તેજન ન આપો. શંકરાચાર્ય, રામાનુજ અને ચૈતન્ય જેવા પ્રાચીન મહાત્માઓએ બોધેલા સર્વ-વ્યાપક મોક્ષના અને સમાનતાના પ્રાચીન પાયા ઉપર સમાજને સજીવન કરવાના પ્રયત્નો કરો.

જુસ્સો રાખી તેને સર્વત્ર ફેલાવો. કાર્ય કરો, બસ કાર્ય કરો. બીજાને દોરવામાં તમે સેવક બનો, નિઃસ્વાર્થી રહો, અને એક મિત્રનું બીજાપર આક્ષેપ કરતું કથન ખાનગી-માં કદી ન સાંભળો. ખૂબ ધૈર્ય રાખો, એટલે તમારો વિજયજ છે....બીજાની નિંદા ન થાય તેની ખાસ સાવધાની રાખો. હું મારા પત્રો તમને હમેશાં મોકલું છું તેનું કારણ એ નથી કે, મારા બીજા મિત્રો ઉપર તમે તમારૂં મહત્ત્વ દર્શાવવાનો પ્રયત્ન કરો. હું જાણું છું કે, તમે તેમ કરી કદી પણ મૂર્ખ બનશો નહિ. પણ તે છતાં તમને તે વિષે ચેતવણી આપવાની મારી ફરજ છે. કેમકે એવું થવાથી સર્વ વ્યવસ્થિત સંસ્થાઓ મરણ પામી છે. કાર્ય કરો, બસ કાર્ય કરો. કારણ કે બીજાના ભલા માટે કાર્ય કરવું એજ જીવનનું રહસ્ય છે—જીવન છે.

હું માત્ર એજ માગું છું કે દંભ, લુચ્ચાઇ, પ્રપંચ હોવાં ન જોઇએ. મેં હમેશાં પ્રભુપર વિશ્વાસ રાખ્યો છે,

સૂર્યના પ્રકાશસમાન વિશાળ જ્વલંત સત્યપરજ હમેશાં આધાર રાખ્યો છે. નામ અને કીર્તિ મેળવવાને, અરે બીજાનું ભલું કરવા માટે પણ તે મેળવવાને હું જેસ્યુઇટીઝમ જેવો દંભ કરીને મારા હૃદય ઉપર કલંક લઈ મરવા માગતો નથી. અસદાચરણનો એક પણ શ્વાસ, ખરાબ કાવાદાવાનું એક પણ કલંક હોવું ન જોઈએ. બહારનો દેખાવ, આડંબર, દંભ, ડોળ, એ સર્વ મિથ્યા છે. એમાંનું કંઈ પણ ખૂણામાં રહીને કરવાનું નથી. ગુરુદેવ પ્રત્યે લોકો આગળ પ્રેમ બતાવવાનો નથી, અને કોઇ પણ ખરા ગુરુએ તે માટે કશી ઇચ્છા રાખી નથી. મારા બહાદુર પુત્રો! તમારે આગળ ધસવાનું છે. ધન મળો અગર ન મળો, મનુષ્યો મળો યા ન મળો, પણ આગળ ધસો. તમારામાં પ્રેમ છે? ઈશ્વર છે? તમે સામા શત્રુમાં ભંગાણ પાડો ત્યાંસુધી આગળ વધો અને ધસો. પછી તમારી સામે કોઇ થઇ શકનાર નથી, તમારૂં નામ કોઈ લઇ શકનાર નથી.

થિયોસોફીનાં માસિકો કહે છે કે, મારા વિજયનો માર્ગ બધો તેઓએ કરી આપ્યો; એ કેટલું બધું બેહૂદું–અસત્ય–તદ્દન મિથ્યાવચન છે! * *

સંભાળ રાખો, અને જે અસત્ય છે તે સર્વથી ચેતતા રહો. સત્યને વળગી રહો અને આપણે ધીમે ધીમે પણ સચોટપણે વિજય પામીશું. હું કદી હતોજ નહિ એમ ધારી કાર્ય કર્યા કરો. તમારામાંના દરેક ઉપર આખું કાર્ય રહેલું છે, એમ ધારી કાર્ય કર્યા કરો. પચાસ સૈકાંઓ તમારા પ્રત્યે દૃષ્ટિ ફેંકે છે, હિંદના ભવિષ્યનો તમારાપરજ આધાર છે. માટે કાર્ય આગળ ચલાવ્યે જાઓ. ક્યારે આવી શકીશ તે હું જાણતો નથી. હિંદમાં આવું તો હિંદીઓ મને બહુ બહુ તો ખૂબ વખાણે, પણ કોઇ કાર્ય માટે તેઓ (જૂઠ પ્રપંચ વિના) પાઇ પણ .આપવાના નથી. × × × × આથીજ તેઓએ લાંબા વખતથી લોકહિત કરવાની શક્તિ ખોઈ છે. માત્ર હમણાંજ તેઓ પ્રજાના, સમાજના વિચાર કરતાં શીખ્યા છે; તેથી મારે તેમને દોષ આપવાની જરૂર નથી. વધુ હવે પછી. આશીર્વાદ સાથે તમારો

**વિવેકાનંદ**

---

# પત્રાંક ૫૧

૩૦ મી નવેમ્બર ૧૮૯૪

વહાલા અ—

× × × ×

શ્રીરામકૃષ્ણે શું કરવાને અને શું ઉપદેશવાને જન્મ લીધો હતો તે દર્શાવવાના વિચારથી તેમના સત્ય જીવનનું વૃત્તાંત જો કોઇ પણ લખી શકે તો તે ભલે લખે; તેમ ન હોય તો તેમના જીવન અને ઉપદેશોને વિરૂપ કરવાની કંઈ જરૂર નથી....હવે ભલે ક— તેમનો પ્રેમ, જ્ઞાન, ઉપદેશો, તેમની આકર્ષક ભવ્ય મુદ્રા વગેરેને ભાષાંતરમાં મૂકો. આ તો હું વિષય આપું છું. શ્રીરામકૃષ્ણનું જીવન અસાધારણ રીતે સત્યરૂપી સૂર્યનો પ્રકાશ છે, કે જેના ઉદયથી કોઇપણ મનુષ્ય હિંદુધર્મનો સમગ્ર પ્રદેશ વાસ્તવિક રીતે સમજી શકે છે. શાસ્ત્રમાં આપેલ અનુમાનમૂલક સર્વ જ્ઞાનના પદાર્થપાઠરૂપે તે હતા. તેમણે ઋષિઓ અને અવતારી પુરુષો, જે ઉપદેશવાને વાસ્તવિક રીતે ઇચ્છા રાખે, તે પોતાના જીવનથી પ્રદર્શિત કર્યું છે. પુસ્તકો માત્ર અનુમાન હતાં, જ્યારે તેઓ તેની ખરી પ્રતીતિરૂપ હતા. આ મનુષ્યે પોતાના જીવનનાં ચોપન વર્ષોના સમયમાં પ્રજાકીય ધાર્મિક જીવનનાં પાંચસો વર્ષોનું જીવન ગાળ્યું છે, અને તેથી પોતે ભવિષ્યની પ્રજાને પદાર્થપાઠતરીકે નીવડે એવી રીતે પોતાનું જીવન ઉન્નતિમય બનાવ્યું હતું. તેમના અવસ્થાવાદથી વેદોનાં અને શાસ્ત્રોનાં અરસપરસ વિરોધી તત્ત્વોનું સમાધાન થાય છે. આપણે બીજાના મતો માટે ક્ષમતા રાખવી જોઇએ, એટલુંજ નહિ પણ આપણે તેમને પ્રેમથી ભેટવું જોઇએ. કેમકે સત્ય એજ સર્વ ધર્મોનો પાયો છે. હવે આવી વિચારશ્રેણીપર ઘણુંજ અસરકારક અને સૌથી સુંદર જીવનવૃત્તાંત લખી શકાય તેમ છે. ઠીક, આ બધું વખત આવ્યે થઇ રહેશે. તમે તમારૂં કાર્ય સ્વતંત્ર રીતે આગળ ચલાવ્યે જાઓ. ઘણા એવા હોય છે કે, ભોજન રંધાઇ તૈયાર થાય ત્યારેજ ખાવા પધારે! સંભાળ રાખો અને કામ ચલાવ્યે જાઓ.

આશીર્વાદ સાથે આપનો સદાનો

વિવેકાનંદ

# પત્રાંક ૬૦

૩૦ મી નવેમ્બર ૧૮૯૪

પ્રિય ક—

* * * શ્રીરામકૃષ્ણ સંબંધી અદ્‌ભુત કથાઓ જે પ્રકટ થઇ છે તે સંબંધમાં લખવાનું કે, તેવી કથાઓથી અને તે લખનારા મૂર્ખાઓથી આપને સદંતર દૂર રહેવાની હું શિખામણ આપું છું. તે કથાઓ સત્ય છે, પણ મને ખાત્રી છે કે, મૂર્ખ લોકો બધી વાતને બગાડી નાખશે. શ્રીરામકૃષ્ણને જ્ઞાનની સર્વ ભૂમિ ઉપદેશવાની હતી, તો પછી ચમત્કારો કે જે ખરી રીતે જોતાં નિરર્થક વસ્તુ છે, તે ઉપર શામાટે આગ્રહ રાખો છો? તેમાંથી કંઇ નિર્ણયો આવતા નથી—તેઓ કંઈ પણ સિદ્ધ કરતી નથી. જે જડ છે તે ચૈતન્યને સિદ્ધ કરી શકતું નથી. ઈશ્વર, આત્મા અથવા અમરત્વની, અસ્તિત્વની અને ચમત્કારની અસર વચ્ચે એવો શું ખ્યાલ રહેલ છે?....શ્રીરામકૃષ્ણના ઉપદેશ સંભળાવો. જે પ્યાલાથી તમારી તૃષા છીપી છે, તે બીજાને આપો....અમાનુષિક નિરર્થક જાળની સાથે તમારૂં માથું ફોડો નહિ, અને તમારી ધર્માંધતાથી બીજાને ખલેલ કરો નહિ.

આશીર્વાદ સાથે સદા આપનો

વિવેકાનંદ

---

# પત્રાંક ૬૧

૩૦ મી નવેમ્બર ૧૮૯૪

તારો સુંદર પત્ર મારા હાથમાં હમણાંજ આવ્યો. × × × × તારા શુભ હેતુઓને હું ફતેહ ઈચ્છું છું. પણ વત્સ! તેમાં આટલી ખૂંચો ધ્યાનમાં રાખવાની છે.

પ્રથમ તો કોઇ પણ મનુષ્યે કોઇ પણ કામમાં ઉતાવળું પગલું ન ભરવું. બીજું એ કે, તારી માતુશ્રી તથા પત્નીની લાગણીઓને પણ તારે કંઈક માન આપવું જોઇએ. કદાચ તું કહીશ કે, અમે–શ્રીરામકૃષ્ણના શિષ્યોએ—અમારાં માતપિતાના મતો પ્રત્યે હમેશાં ઝાઝું માન દાખવ્યું નહોતું. હું જાણું છું અને સારી રીતે સમજું છું કે, મહાન ચીજો મહાન ભોગો સિવાય કદી બની શકતી નથી, તેમજ એ

પણ ચોક્કસ માનું છું કે, હિંદ માતાને તેના ઉત્તમોત્તમ અને ઉંચામાં ઉંચા પુત્રોના ભોગેની જરૂર છે અને મારા સાચા દિલની ઉમેદ છે કે, એ ભોગો પૈકી એક થવાને તું ભાગ્યશાળી થઈશ.

દુનિયાભરના ઇતિહાસમાં તમને જણાશે કે, મહાન પુરુષો મહાન ભોગો આપી જાય છે અને તેનો ફાયદો સાધારણ જનસમાજ ભોગવે છે. તારી પોતાનીજ મુક્તિને અર્થે જો તું સર્વસ્વનો ભોગ આપવા માગતો હોય તો કંઇજ નથી– એની ઝાઝી મહત્તા નથી. જગતના ભલા કાજે તારી પોતાની મુક્તિને પણ તિલાંજલિ આપવા તું તૈયાર છે ? જો એમ હોય તો પછી તું ઈશ્વર છે, એનો વિચાર કર. મારી સલાહ તને એવી છે કે, બ્રહ્મચારીનું જીવન જીવ– અર્થાત્ કે અમુક સમયને માટે સર્વ તરેહના વિષયભોગો ત્યજીને તારા બાપીકા ઘરમાં રહે,–આનું નામ “ કુટિચક ” ભૂમિકા (સંન્યાસનો એક પ્રકાર) છે. જગતના કલ્યાણ માટે તેં આપવા ધારેલા મહાન ભોગમાં તારી પત્નીની અનુમતિ મેળવવાનો પ્રયત્ન કર; અને જો તારામાં ઉગ્ર શ્રદ્ધા, સર્વજિત પ્યાર અને પ્રબળ વિશુદ્ધતા હશે તો ટુંક મુદતમાંજ તને વિજય મળશે એમાં જરાયે સંશય નહિ. શ્રીરામકૃષ્ણના ચરિત્ર અને ઉપદેશોનો પ્રચાર કરવાના કામમાં તનમનથી મચ્યો રહે; કારણ “કર્મ” એજ પ્રથમ ભૂમિકા છે. સંસ્કૃતનો અભ્યાસ દક્ષતાપૂર્વક જારી રાખ તેમજ ભક્તિ પણ આચર.

× × તારો નિશ્ચય પવિત્ર અને શુભ છે. તને એમાં નિર્વિઘ્ન ફતેહ મળો; પણ ઉતાવળું પગલું કોઇજ ભરતો મા. પ્રથમ તો તારી પોતાની જાતને કર્મ અને ભક્તિથી વિશુદ્ધ કર. હિંદે ઘણું સહ્યું છે, સનાતન ધર્મે પણ બહુ વેઠયું છે; કિંતુ પ્રભુ દયાળુ છે. ફરીને એક વાર તે પોતાનાં બાળકોને સહાય થવા આવ્યો છે. પતિત ભારતને ઉન્નત થવાની તક ફરી એક વાર આપવામાં આવી છે.

\+ + + +

શ્રીરામકૃષ્ણનો ઝુંડો ઉઠાવીને જગતના ઉદ્ધાર માટે કોણ કૂચ કરશે ? નામ અને કીર્તિ, ધન અને ભોગવિલાસ– અરે ! આ તેમજ પરલોકની સર્વ આશાના ભોગે પણ અધો-

ગતિની ભરતીને કોણ અટકાવશે? થોડાક યુવકોએ છીદ્રમાં પૂરાવાને ઝંપલાવ્યું છે, પોતાની જાતને હોમાવી છે. તેઓ થોડા છે, એમના જેવા હજારોની જરૂર છે અને તે મળશે. તેમાંનો એક થવાની બુદ્ધિ પ્રભુએ તારા મનમાં પ્રેરી છે, તે જોઇ મને ખુશી ઉપજે છે. પ્રભુની પ્રસન્નતા જેના ઉપર ઉતરે તે જીવ ધન્ય છે. તારો નિશ્ચય શુભ છે, તારી ઉમેદો ઉંચી છે, તારો ઉદ્દેશ–અંધારામાં ગરક થયલા લક્ષાવધિ જીવોને પ્રભુના પ્રકાશમાં લાવવાનો તારો આશય, જગતમાં ઉમદામાં ઉમદો છે.

પરંતુ વત્સ! એમાં આટલી વાત યાદ રાખવાની છે. કંઇ પણ કાર્ય ઉતાવળથી કદી ન કરવું. વિશુદ્ધિ, ધૈર્ય અને ખંત, એ ત્રણ વિજય માટેની આવશ્યકતાઓ છે અને તે બધાંયને માથે પ્રેમ છે. વખત બધોજ તારો છે, અયોગ્ય ઉતાવળની કંઈ પણ જરૂર નથી. તું જાતે જો શુદ્ધ અને સાચો હોઈશ તો સર્વ કંઇ યથેષ્ટ રીતે બની આવશે. તારા જેવા સમાજમાં કામ કરનારા અને જ્યાં જાય ત્યાં જીવન, જોમ અને જાગૃતિ પેદા કરનારા સેંકડોની આપણને જરૂર છે. તારો માર્ગ નિર્વિઘ્ન રહો, અને તને ફતેહ મળો.

---

## पत्रांक ६२

યુ. સ્ટે. અમેરિકા, ૨૯ મી ડિસેમ્બર ૧૮૯૪

ધન્ય અને પ્રિય શ્રી,—

× × વારંવાર મારા સંબંધમાં (મારા સાંભળવા પ્રમાણે ખ્રિસ્તી મિશનરીઓનાં) વર્તમાનપત્રોમાં મારાપર આક્ષેપો કરવામાં આવે છે, પણ હું તે તરફ નજર નાખવા જેટલી પણ દરકાર કરતો નથી. હિંદુસ્તાનમાં આવા આક્ષેપો મારાપર થયા હોય, તે જો મને મોકલાવશો તો તો હું તેને કચરાની ટોપલીમાં ફેંકી દઈશ. આપણા કાર્ય માટે થોડા ખળભળાટની જરૂર હતી. લોકો મારા માટે સારૂં કે નરતું જે કહે, તેના તરફ બિલકુલ લક્ષ આપતા નહિ. તમે તમારા કાર્યમાં આગળ વધતા જાઓ, અને સાથે યાદ રાખો કે "જે સારૂં કરવા પ્રયત્ન કરે છે, તેની કદી પણ અધોગતિ થતી નથી." (ગીતા)

અહીંના લોકો મારી કદર કરતા રહે છે. દરેક ચીજ

ધીમે ધીમે વધવીજ જોઇએ,........મેં આગળ લખ્યું હતું અને હવે પણ લખું છું કે, વર્તમાનપત્રોમાં આવેલ ટીકા કે વખાણ તરફ હું લક્ષ આપતો નથી. તે અગ્નિને સમર્પણ કરવામાં આવે છે; અને તમે પણ તેમજ કરજો. છાપાંઓની મિથ્યા વાતો અથવા ટીકા તરફ ધ્યાન આપશો નહિ. અંતઃકરણપૂર્વક તમારૂં કર્તવ્ય બજાવો. ધીમે ધીમે બધાં સારાં વાનાં થઈ રહેશે. સત્યનો વિજય થશેજ.

ખ્રિસ્તી મિશનરીઓનાં ગેરસમજુતીભર્યાં લખાણો તમારી દૃષ્ટિ આગળ ન રહેવાં જોઇએ....સંપૂર્ણ મૌનવ્રત તેનો સરસમાં સરસ પ્રત્યુત્તર છે; અને તે તમે જારી રાખો તો સારૂં.....મિ. સ–ને તમારી સભાના પ્રમુખ બનાવજો. જે સૌથી વધારે સત્યનિષ્ઠ અને ઉન્નત હૃદયવાળા મનુષ્યો મેં જાણ્યા છે તેમાંનો એક તે છે, અને તેનામાં બુદ્ધિ અને હૃદયનું સુંદર મિશ્રણ થયેલું છે. તમારૂં કાર્ય આગળ ચલાવો અને તેમાં મારી મદદની અપેક્ષા રાખશો નહિ. તમારા પોતાના મદાર ઉપર કાર્ય કર્યે જાઓ........મારા વિષે પૂછતા હો તો હું ક્યારે પાછો ફરીશ, તે હું પોતે જાણતો નથી. હું અહીંઆં તેમજ હિંદુસ્તાનમાં પણ કાર્ય કરૂં છું.

પ્રેમપૂર્વક આશીર્વાદસહિત આપનો સદાનો

વિવેકાનંદ

## પત્રાંક ૬૨

શિકાગો, ૫૪૧ ડિયરબૉર્ન એવે. ૯૪

પ્રિય અ—

તમારો પત્ર હમણાંજ પ્રાપ્ત થયો....આ દેશમાં બે કે ત્રણ વર્ષ સુધી ભાષણો કરવાથી પૈસા ઠીક મેળવી શકાય તેમ છે. પણ મેં બહુ થોડો પ્રયાસ કર્યો છે, અને જોકે મારા કાર્યની પ્રજામાં સારી કદર થાય છે, તોપણ તે મને તો પ્રતિકૂળ અને કર્તવ્યમાંથી ભ્રષ્ટ કરનારી છે. × × ×

તમે હિંદી પત્રો વિષે અને તેઓની સ્વાભાવિક ટીકા વિષે જે કહો છો તે મેં વાંચ્યું. ગુલામગીરીમાં રહેલી દરેક પ્રજામાં ઈર્ષ્યા એ મુખ્ય દુર્ગુણ છે, અને તે અદેખાઇ અને એકતાના અભાવને લઇનેજ ગુલામગીરી આવી છે, અને

રહેવાની છે. જ્યાંસુધી હિંદની બહાર ન આવો ત્યાંસુધી આ મારાં વાકયોની સત્યતા તમને પૂર્ણપણે સમજાશે નહિ. પશ્ચિમવાસીઓના વિજયની મુખ્ય કુંચી એકત્ર થવાની શક્તિ છે, કે જેનો પાયો પરસ્પરના વિચાર અને ગુણાદરપર ચણાયલો છે. પ્રજા જેટલી વધુ નબળી અને બાયલી તેટલું આ પાપ વધુ દશ્યમાન થશે......પણ મારા વહાલા ! ગુલામગીરીમાં પડેલી પ્રજા તરફથી આશા રાખવી ફોગટ છે. એક મુદ્દો ઘણો સાહસિક છતાં મને તે તમારા બધાની પાસે મૂકવા દો. જે મૃત કલેવર છે—જે સર્વ નૈતિક મહત્ત્વાકાંક્ષા તરફ મૃતની માફક ઉદાસીન છે-જે સર્વ ભવિષ્યની શકયતાઓ પ્રત્યે અચેતન છે, અને તેના માટે જે સારૂં કરનારા છે તેના ઉપર હુમલો કરવાને જે સદા તત્પર છે, તેમનામાં તમે ચૈતન્ય રેડી શકશો ? મસ્તી કરતું, અને કાબુમાં ન આવે એવું બાળક હોય તેના ગળામાં પરાણે દવા રેડી શકે તેવા વૈદ્યની ગરજ તમે સારી શકશો ? ........અમેરિકાવાસી કે યુરોપવાસી કોઇ પણ હોય તે વિદેશમાં તો પોતાના દેશ-બાંધવોને હમેશાં મદદ કરે છે-આધાર આપે છે.

હવે ફરી વાર તમને યાદ દેવડાવું છું કે "તમને કાર્ય કરવાનો હક્ક—અધિકાર છે, નહિ કે તેનાં ફળનો-कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। ” ( ગીતાવચન) ખડક જેવા દૃઢ ખડા રહો. સત્ય સર્વદા વિજયવંત થનાર છે. શ્રીરામકૃષ્ણની સંતતિ પોતાની જાતને વફાદાર રહેશે તો સર્વ યથાયોગ્ય બની રહેશે. શું પરિણામ આવે છે તે જોવાને આપણે કદાચ જીવીએ નહિ; પણ જેટલી ખાત્રીથી અત્યારે આપણે જીવીએ છીએ, તેટલી ખાત્રીથી તે પરિણામ વહેલું કે મોડું આવવાનુંજ. હિંદને જેની જરૂર છે, તે વિદ્યુન્મય અગ્નિ છે, કે જેથી આપણી પ્રજાકીય નાડોમાં તાજો ઉત્સાહ જાગ્રત થાય. આમ થવાનું તે હમેશાં ધીમે ધીમેજ થવાનું. કાર્યમાં સંતોષી રહો, એટલુંજ નહિ પરંતુ સર્વ કરતાં વધુ તો એ કે, પોતાની જાતે સત્યનિષ્ઠ પવિત્ર, દૃઢ અને હૃદયનિષ્ઠ બની રહો, એટલે સર્વ બાબત યોગ્ય રીતે બની આવશે. શ્રીરામકૃષ્ણના શિષ્યોમાં કંઇ પણ ખાસ લાક્ષણિક ચિહ્ન નિર્ધારીને જોયું હોય તો એજ જણાશે કે, તેઓ મર્મભાગ સુધી

હૃદયનિષ્ઠ છે. જો આવા એકસો હિંદના મનુષ્યોને કેળવીને કર્તવ્યક્ષેત્રમાં મૂકું તો મારૂં કાર્ય પૂરૂં થશે, અને પછી હું શાંતિપૂર્વક મરણ પામવાને સંતોષી બનીશ. પ્રભુ આ જાણે છે. ભલે અજ્ઞાની લોકો મિથ્યાવચનો બોલ્યે જાય. આપણે બીજાની મદદ શોધતા નથી, તેમજ મદદ મળે તો તે સ્વીકારવાને ના પાડતા નથી—આપણે તે મહાન્ પરમેશ્વરના સેવકો છીએ. ક્ષુદ્ર માનવોના ક્ષુદ્ર પ્રયત્નો તરફ આપણે આડા કાન કરવા જોઇએ. આપણે તો આગળ ધસવાનું છે, અને એમ ને એમ આવા યુદ્ધના જમાના વહી જશે ત્યારે ચારિત્ર્ય બંધાશે. આથી નાસીપાસ ન થાઓ. સત્યનો એક શબ્દ પણ કદી નષ્ટ થતો નથી. જમાનાના જમાના થયાં તે કાદવ નીચે છુપાઇ રહે, છતાં પણ તે વહેલો કે મોડો બહાર આવવાનોજ. સત્ય અવિનાશી છે, સદ્‌ગુણ અવિનાશી છે, પવિત્રતા અવિનાશી છે. મને તો ખરા જીગરવાળા મનુષ્યો આપો. પરાણે માને એવા માણસોનું ટોળું મારે જોઇતું નથી. મારા પુત્ર! દૃઢ આગ્રહી થા! તને બીજા મદદ કરશે, એવી કશી દરકાર કરતો નહિ. મનુષ્યોની મદદ કરતાં પરમેશ્વર અનંતગણો મહાન નથી?—પવિત્ર બન, સર્વદા ઇશ્વરમાં શ્રદ્ધા અને બધો આધાર રાખ; એટલે તને ખરો રસ્તો અવશ્ય મળશે, અને તને કોઇ પણ રોકી શકશે નહિ.

આપણે એજ પ્રાર્થના કરવાની કે 'પ્રેમાળ જ્યોતિ, મને દોર—**तमसो मा ज्योतिर्गमय।**' આથી અંધકારમાંથી પ્રકાશનું એક કિરણ આવશે, અને તેમાંથી એક હાથ લાંબો થઇ આપણને દોરવશે. હું તમારા માટે હમેશાં પ્રાર્થના કરૂં છું, તમારે પણ મારા માટે પ્રાર્થના કરવી જોઇએ. આપણામાંના દરેકે, હિંદનાં જે કરોડો મનુષ્યો દારિદ્રય, આચાર્યોના જુલ્મ અને ક્રૂરતાથી જકડાઈ ગયેલાં છે, તેઓને માટે હમેશાં પ્રાર્થના કરવાની છે—તેમને માટે દિવસ ને રાત પ્રાર્થના કરવાની છે. હું ધનવાન અને અમીર લોકને ધર્મનો ઉપદેશ આપવા કરતાં તેઓને ઉપદેશ આપવાની વધારે દરકાર કરૂં છું. હું અધ્યાત્મજ્ઞાની નથી, તેમજ તત્ત્વવેત્તા કે સંતપુરુષ નથી; પરંતુ હું ગરીબ છું, અને ગરીબને ચાહું છું. આ દેશના માણસો ગરીબ લોકો માટે શું કહે છે, અને તેમને

માટે કેટલી લાગણી ધરાવે છે, તે હું સારી પેઠે જાણું છું. ગરીબાઈ અને અજ્ઞાનમાં હમેશને માટે ડૂબેલાં વીસ કરોડ સ્ત્રીપુરુષો માટે ત્યાં—હિંદુસ્થાનમાં કોણ લાગણી ધરાવે છે? તેઓને માટે તેમની અધમ અવસ્થામાંથી બહાર આવવાનો શું રસ્તો છે? તેઓને પ્રકાશ અથવા જ્ઞાન મળી શકતું નથી—તો કોણ એક બારણેથી બીજે બારણે તેઓને કેળવણી આપવા મુસાફરી કરશે? તમે તો આ લોકોજ તમારો ઈશ્વર છે એમ માનો, તેઓનો વિચાર કરો, તેમને માટે કાર્ય કરો, તેમને માટે અતિશય પ્રાર્થના કરો—પ્રભુ તમને માર્ગ બતાવશે. જેનું હૃદય ગરીબોને માટે દ્રવે છે, તેનેજ હું મહાત્મા કહું છું, નહિ તો તે (બહારથી સાધુવેશ કે વાણી-કૌશલ્ય રાખનાર) તો દુરાત્મા છે. તેઓના ભલા માટે આપણી બધાની ઈચ્છાશક્તિઓ ચાલુ પ્રાર્થનામાં એકત્ર થાઓ. કદાચ આપણે કોઇ ન જાણે તેમ, કોઇ દયા ન લાવે તેમ, કોઈ શોક ન કરે તેમ કંઈ પણ સાધ્ય કર્યા વિના મરી જઇએ તે બહેતર છે; પણ એક ઉત્તમ વિચાર છે તે કદી નષ્ટ થવાનો નથી. તે વહેલો કે મોડો અમલમાં આવવાનોજ. મારૂં હૃદય એટલું બધું ભરાઇ આવ્યું છે કે, મારી લાગણી શબ્દદ્વારા બતાવી શકતો નથી. જ્યાંસુધી કરોડો માણસો ભૂખ અને અજ્ઞાનમાં જીવન ગાળશે, ત્યાંસુધી જે માણસ તેઓના ખર્ચે ભણી કેળવાયેલ બન્યો હોવા છતાં, તેમના તરફ થોડામાં થોડું પણ લક્ષ આપતો નથી, તેવા દરેક માણસને હું દ્રોહી ગણું છું. જે ધનવાનો ગરીબોનો ઘાણ વાળી પૈસા મેળવી પોતાના ઠાઠમાઠવાળા પોષાકમાં આમ તેમ હરે ફરે છે, જ્યાંસુધી તેઓ ભૂખે મરતા, જંગલી કરતાં જેની સ્થિતિ કોઇ પણ રીતે સારી નથી એવા વીસ કરોડ માણસોને માટે કંઇ પણ કરતા નથી, ત્યાંસુધી તેમને—હું દુષ્ટો ગણું છું. મારા ભાઇઓ! આપણે ગરીબ છીએ, આપણે કંઈ વિસાતમાં નથી, પણ આપણા જેવાજ મહાન પ્રભુનાં કાર્યમાં હમેશાં સાધનભૂત થયા છે. પ્રભુ તમો સર્વને કૃતાર્થ કરો.

વિવેકાનંદ

# पत्रांक ६४

યુ. સ્ટે. અમેરિકા

વહાલા હ—

× × × ગયા શિયાળામાં સખત ઠંડી હોવા છતાં આ દેશમાં મેં ખૂબ મુસાફરી કરી છે. મને લાગ્યું કે, આ હવા ભયંકર નીવડશે; પણ છેવટે મને તે ભયંકર નથી નીવડી. ....હું આશા રાખું છું કે તમારૂં ઉમદા કાર્ય ફતેહ પામશે. જે પ્રભુ બહુ જનના હિતને માટે, બહુ જનના સુખ માટે —बहुजनहिताय बहुजनसुखाय—આવે છે તેના તમે એક યોગ્ય સેવક છો.

........ખ્રિસ્તી ધર્મનો જે ઉપદેશ અહીં થાય છે તે હિંદમાં થતા ઉપદેશથી તદ્દન જુદો છે. હ–! તમે સાંભળીને આશ્ચર્યચકિત થશો, કે આ દેશમાં એપિસ્કોપલ અને પ્રેસ્બિટેરિયન ખ્રિસ્તી પાદરીઓ મારા મિત્રો થયા છે. જેવા તમે તમારા ધર્મમાં છો તેવા વિશાળ દૃષ્ટિવાળા, ઉદાર ચિત્તવાળા અને ખરા જીગરવાળા તે પંથો છે. જે મનુષ્ય ખરો ધાર્મિક હોય તે દરેક સ્થળે વિશાળ દૃષ્ટિવાળોજ હોય છે. તેનો પ્રેમજ એવો હોય છે કે તે તેને તેવો થવા દબાણુ કરે છે. જેઓને ધર્મ એ એક જાતનો ધંધો થઇ પડયો છે તેનેજ પોતાના ધર્મમાં જગતનાં યુદ્ધો અને સ્વાર્થો, બીજા ધર્મ સાથે હરિફાઇ કરવા માટે લાવવાં પડે છે; અને તેથીજ તેઓને સંકુચિત વિચારવાળા અને હાનિકારક બનવાની ફરજ પડે છે.

આપનો સદા ભ્રાતૃસ્નેહપૂર્વક

વિવેકાનંદ

---

# पत्रांक ६५

યુ. સ્ટે. અમેરિકા ૧૮૯૪

વહાલા અ—

× × × ×

× × × ×

મારા પુત્ર! આ વાત તમે લક્ષમાં રાખશો ? કાર્યમાં આગળ વધો; એટલે બાકીનું બધું એની મેળે આવશે. ગીતામાં કહ્યું છે કે " જે મનુષ્ય બીજી કોઇ ચીજમાં નહિ,

પણ મારામાંજ શ્રદ્ધા રાખી મારૂં અવલંબન રાખશે, તેને હું તેની જે જે જરૂરિયાત હશે તે બધી પૂરી પાડીશ." આ વાકયો સત્ય છે, તેમાં સ્વપ્ન કે કલ્પના જેવું કશું નથી.

× × અત્યારે જે કરવાનું છે તે ઉપદેશ અને સેવા કરવાનું છે. એવું કોઈ સ્થળ પસંદ કરો કે જ્યાં તમે દર અઠવાડીએ ભેગા થઇ પ્રાર્થના કરી શકો; ટીકાસહિત ઉપનિષદો વાંચી શકો; અને એવી રીતે ધીમે ધીમે શીખતા અને કામ કરતા રહી આગળ વધો. જો પૈડાંને તમારા ખભાનું બળ આપશો તો ગાડું સુખેથી નિર્મિત સ્થળે પહોંચશે—બધું તમોને સિદ્ધ થશે.

× × × ×

હવે કામ કરવા તૈયાર થાઓ ! ગ—નો સ્વભાવ આવેશવાળો છે. તમારૂં મગજ સમતોલ સ્થિતિમાં છે; તો ભેગા થઇ કાર્ય કરો, કાર્યરૂપી નદીમાં ડૂબકી મારો. આથી હજુ તો ફક્ત શરૂઆત થશે. દરેક પ્રજાનું કર્તવ્ય પોતાનું રક્ષણ કરવાનું છે. હિંદુ ધર્મના પુનરુદ્ધાર માટે અમેરિકા તરફથી નાણાંની મદદ માટે આપણે આધાર નજ રાખવો જોઇએ; કારણકે તે ભ્રમ છે. કેન્દ્રસ્થાન પ્રાપ્ત કરવું એ મોટી વાત છે; માટે તેમ કરવા મદ્રાસ જેવા મોટા શહેરમાં એવું કોઇ સ્થળ મેળવવાને પ્રયત્ન કરો, અને પછી સર્વ દિશામાં એક ચેતનમય બળને ફેલાવવાનું શરૂ કરો. પહેલાં શરૂઆત ધીમે ધીમે કરો. થોડા મિશનરીઓથી કામ ચલાવવાનું મંડાણ કરો; પછી ધીમે ધીમે બીજાઓ આવશે અને પોતાની સર્વ જીંદગી અર્પણ કરશે. સત્તાધારી થવાનો પ્રયત્ન કરશો નહિ. જે સારી સેવા બજાવે છે, તેજ ઉત્તમ સત્તાધારી છે. પ્રાણાંતસુધી સત્યનિષ્ઠ રહો અને તેનીજ આપણને જરૂર છે. આપણને પૈસો, નામ કે કીર્તિ જોઇતી નથી...........સંપૂર્ણ રીતે નિઃસ્વાર્થી રહો એટલે પછી વિજય મેળવવાની સંપૂર્ણ ખાત્રી છે.

× × × ×

મારા બાલકો એવા હોવા જોઈએ, કે કાર્યની સિદ્ધિને માટે અગ્નિમાં પડવાની જરૂર હોય તો તેમ કરવાને પણ તેઓ તત્પરજ હોય. હવે કાર્ય કરો, કાર્ય કરો, કાર્ય કરો.

પછી આપણે વિરામ લઇ, જે ટીકા થઇ હશે તે આગળ જતાં તપાસીશું. હમણાં તો ધૈર્ય, દઢાગ્રહ અને પવિત્રતા રાખો.

× × હું હમણાં હિંદુ ધર્મ સંબંધી એક પણ પુસ્તક લખતો નથી. હું મારા વિચારોજ જેમ આવે તેમ લખતો જાઉં છું. તેને પ્રગટ કરીશ કે નહિ તે જાણતો નથી. પુસ્તકોથી શું સર્યું? જગત મૂર્ખતાભરેલી બાબતોથી બેહદ ભરપૂર છે. જો તમે વેદાંતવિષયપર એક માસિક કાઢી શકો, તો આપણો હેતુ વધારે સરે તેમ છે. હમેશાં પ્રતિપાદક શૈલી રાખો, બીજાના પર ટીકા કરવાનું કદી ન સ્વીકારો—નિષેધાત્મક શૈલીને ત્યજી દો. તમારે જે કહેવાનું હોય તે કહો, શીખવવાનું હોય તે શીખવો; બાકી બીજું કંઇ નહિ. બીજું બધું પરમેશ્વરને માટે રહેવા દો.

મને હવે કોઇ પણ છાપું મોકલતા નહિ, કારણકે મારાપરની ખ્રિસ્તી પાદરીઓની ટીકાઓ હું ધ્યાનમાં લેતો નથી અને તેટલા માટે અહીંની પ્રજામાં મારૂં માન ઘણું સારૂં છે.

× × જો તમે મારા ખરા બાલકો હો તો કોઇથી બ્હીશો નહિ, અને કાર્યનો વેગ અટકાવશો નહિ. તમે કેસરી સિંહ સમાન રહેજો. આપણે અવશ્ય હિંદને અને સર્વ જગતને જાગ્રત કરવાની જરૂર છે. ત્યાં નામર્દાઇ ચાલે તેમ નથી. 'નહિ થાય' એ હું સ્વીકારતો નથી. આ બધું તમે સમજી શકો છો. પ્રાણાંતસુધી સત્યનિષ્ઠ રહો!.... આ સર્વનું રહસ્ય **ગુરુભક્તિ** છે. પ્રાણાંતસુધી ગુરુમાં શ્રદ્ધા. તમારામાં તે છે. હું અંતઃકરણપૂર્વક માનું છું કે, તમારામાં તે છે અને તમે જાણો છો કે, મારો તમારામાં વિશ્વાસ છે—તો કાર્ય કરવા પ્રત્યે ગમન કરો અને જરૂર ફતેહ પામશો. મારી પ્રાર્થનાઓ અને આશિષો, તમે જે જે પગલાં ભરો છો તે દરેકને માટે છે. એકસંપે કાર્ય કરો, દરેકની સાથે સહનશીલતા—ધૈર્ય રાખો. દરેક પ્રત્યે મારો પ્રેમ છે. હું તમારા કાર્ય તરફ તપાસની નજરથી જોયાં કરૂં છું. આગળ વધો, આગળ વધો! હજુ તો આ ફક્ત શરૂઆત છે. અહીંનું મારૂં નાનું પણ કાર્ય હિંદમાં મહાન પડઘો પાડે છે, તે આપ જાણો છો? તેથી હું ત્યાં ઉતાવળ કરીને આવીશ નહિ. મારો વિચાર

અહીંઆં કંઈ સ્થાયી કાર્ય કરવાનો છે, અને તેજ લક્ષ્યથી હું અહીં દિનપ્રતિદિન કામ કર્યા કરૂં છું. હમેશાં મારા ઉપર અમેરિકાવાસી પ્રજાનો ચાહ-વિશ્વાસ વધતો જાય છે..... તમારાં અંતઃકરણો તથા આશાઓનો વિસ્તાર જગતની વિશાળતા જેટલો કરો. સંસ્કૃત અને ખાસ કરી વેદાંત-પરનાં ત્રણે ભાષ્યનો અભ્યાસ કરો. તૈયાર રહો, કારણકે ભવિષ્ય માટે આપણે ઘણી યોજનાઓ કરવાની છે. લોહચુંબક જેમ લોહને ખેંચે છે, તેવી રીતે શ્રોતાઓને આકર્ષનાર વક્તા થવાનો પ્રયાસ કરો. જો તમારામાં શ્રદ્ધા હશે તો દરેક વસ્તુ પ્રાપ્ત થઈ શકશે. ક—ને, વસ્તુતઃ ત્યાંના મારા સર્વ બાલકોને આ સંદેશો કહેજો. વખત આવ્યે તેઓ મહાન કાર્યો કરશે, કે જેથી આખું જગત આશ્ચર્યચકિત થશે. ધૈર્ય ધરી કાર્ય કરો અને તમે શું કરો છો તે હું જોતોજ બેઠો છું. તમારા ઉદ્દેશને વળગી રહો. તમારાથી આટલું થશે તો તમે બીજું પણ સારૂં કામ કરી શકશો. આગળ વધો. અને વધારે સારૂં, એથી પણ વધારે સારૂં કાર્ય કર્યા કરો.

× × × લોક સાથે કલહમાં ઉતરશો નહિ. કોઇની સાથે વિવાદમાં, વૈરભાવમાં જશો નહિ. × × × વિવાદમાં તમે શા માટે ઉતરો છો ? દરેકના ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો સાથે ક્ષમતા રાખો. ધૈર્ય, પવિત્રતા અને દૃઢાગ્રહ આખર ટકવાનાં છે. તમારો ઇ૦ ઇ૦

વિવેકાનંદ

---

## पत्रांक ६६

ભગવાન રામકૃષ્ણને નમસ્કાર હો ! ૧૮૯૪

પ્રિય સ્નેહી,

શું તમને એમ લાગે છે કે, હિંદુસ્તાનમાં હવે કશોએ ધર્મ બાકી રહ્યો છે ? જ્ઞાન, ભક્તિ અને યોગના માર્ગને બદલે હવે તો માત્ર "અડશો મા" નો એકજ ધર્મ બાકી રહ્યો છે. "અડશો મા, અડશો મા !" આખું જગત ભ્રષ્ટ છે ! હુંજ એકમાત્ર શુદ્ધ અને પવિત્ર છું. કેવું સરળ બ્રહ્મજ્ઞાન ! શાબાશ ! બહાદુર ! મારા પ્રભુ ! અત્યારે તો બ્રહ્મ અંતઃકરણમાં નથી, ઉંચા સ્વર્ગમાં પણ નથી,

સર્વ ભૂતમાત્રમાં પણ નથી; પણ અત્યારે તો તે માત્ર રાંધવાની તપેલીમાંજ આવી પેઠું છે. અસલના સમયમાં ઉદાર આત્માઓનું ચારિત્ર આવું હતું કે "त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीयमानः" જુદાં જુદાં અનેક સેવાનાં કાર્યો કરીને જગતપર ઉપકાર કરવો. પણ અત્યારે શું છે? અત્યારે તો "હુંજ એકલો શુદ્ધ છું અને આખું જગત અશુદ્ધ છે, જાઓ! પૈસા લાવીને મારા ચરણોમાં ભેટ કરો." × × જે શાણા સંત અહીંનું ઉપદેશકાર્ય પૂરૂં કરીને પાછા ઘેર ફરવાનું મને લખે છે તેમને કહેજો કે, × × આ દેશજ મારે મનથી તો ઘર સમાન છે-હિંદુસ્તાનમાં શું છે? ધર્મની કદર કોણ કરી શકે છે? વિદ્યાને કોણ સમજી શકે છે?

પાછા ઘેર જવું! ઘર ક્યાં છે? મને મુક્તિ કે ભક્તિની દરકાર નથી. "वसन्तवल्लोकहितं चरन्तः—એક ઝરણાની પેઠે ગુપચૂપ લોકોની સેવા કરતે કરતે" હું નરકમાં પણ જવાનું પસંદ કરીશ. આ મારો ધર્મ છે. એદી, નિષ્ઠુર, ક્રૂર અને સ્વાર્થી માણસો સાથે મારે જરા પણ લેવા દેવા નથી. જેનું સદ્‌ભાગ્ય હશે તે મારા આ કાર્યમાં મદદ કરશે.

× × કૃપા કરીને સર્વને મારા સ્નેહપૂર્વક પ્રણામ કહેજો. મારે દરેકની મદદની જરૂર છે. નામના, પૈસો, કીર્તિ કે ભણતર, એ કંઇજ કામનું નથી. મુશ્કેલીઓની વજ્ર જેવી દિવાલોમાંથી પસાર થવાને તમને તમારૂં ચારિત્રજ મદદગાર થઇ પડશે, એ ખાસ ધ્યાનમાં રાખજો.

સદા તમારો સ્નેહાધીન **વિવેકાનંદ**

---

## पत्रांक ६७

બ્રુકિલન, ૨૮ ડિસેમ્બર ૧૮૯૪

હું ન્યુયૉર્ક સુખરૂપ જઇને ત્યાંથી નીકળીને હું પરભાર્યો બ્રુકિલન વખતસર આવી પહોંચ્યો છું.

સાંજનો સમય અમારો બહુ મઝામાં ગયો. 'એથિકલ કલ્ચર સોસાઇટી' વાળા કેટલાક ગૃહસ્થો મને મળવા આવ્યા હતા.

આવતે રવીવારે વ્યાખ્યાન થશે, ડૉ. જેમ્સ એમના હમેશના સ્વભાવ મુજબ માયાળુ અને ભલા છે અને મી.

હિગિન્સ સદંતર વ્યવહારૂ છે. બીજા કોઇ પણ શહેર કરતાં અહીંઆં ન્યુયૉર્કમાંજ મને પુરુષવર્ગ ધર્મની અંદર વધારે રસ લેતો જણાય છે અને અહીંઆં સ્રીજન કરતાં પુરુષોમાં ધર્મભાવના વધારે કેમ છે તેનું કારણ મારા કળ્યામાં આવતું નથી.

મારા વિષે મિ. હિગિન્સે જે ચોપાનિયું પ્રસિદ્ધ કર્યું છે તેની એક પ્રત હું આ સાથે મોકલું છું. હવે પછી બીજી વધારે મોકલી આપીશ.

મિસ ફાર્મર તથા તમારા પવિત્ર કુટુંબનાં સર્વ કોઇને મારાં સ્નેહસ્મરણ.

---

## પત્રાંક ૬૮

૫૪૧, ડિયરબોર્ન એવન્યુ—

શિકાગો, ૩ જી જાન્યુઆરી ૧૮૯૫

વહાલા સાહેબ—

આપને આ પત્ર લખવા માટે પ્રેમ, ઉપકાર અને વિશ્વાસપૂર્વકજ કલમ ઉપાડું છું. પ્રથમ તો આ વાત કહીશ કે, પોતાની પ્રતીતિમાં ચુસ્ત હોય એવા જે કોઇ કોઇ વિરલાજનો મારા પરિચયમાં આવ્યા છે તેમાંના આપ પણ એક છો. આપમાં હૃદયની લાગણી અને જ્ઞાન એ બન્નેનું અદ્‌ભુત મિશ્રણ છે, અને તે સર્વવ્યાપી આત્મપ્રદેશ સાથે જોડાયલું છે. એ ઉપરાંત જે જે વિચારો આપને સ્ફૂરે છે, તેને વ્યાવહારિક રીતે આચારમાં મૂકવાની આપમાં કાર્ય-શક્તિ પણ છે. વળી સર્વથી ચઢે એવો હૃદયનિષ્ઠતાનો ગુણ પણ આપનામાં છે અને તેથીજ કેટલાક વિચારો જણાવવા માટે આપ પ્રત્યે મને વિશ્વાસ આવે છે.

હિંદમાં કાર્ય સારી રીતે શરૂ થયું છે, તે ચલવ્યે જવું જોઇએ; એટલુંજ નહિ પણ તે વિશેષ જુસ્સાથી આગળ વધારવાની જરૂર છે. પ્રાપ્ત સંજોગોનો વિશાળ અને ઉદાર ખ્યાલ બાંધતાં મારી એકાગ્રતા હવે નીચેની યોજના-પર ચોંટી છે. પહેલાં તો, મદ્રાસમાં ધર્મસિદ્ધાંતમાટે કૉલેજ (થિયોલોજીકલ કૉલેજ) સ્થપાય તો ઘણું સારૂં. એમ થવાથી વેદ અને જુદાં જુદાં ભાષ્યોનું તત્ત્વજ્ઞાન, કે જેમાં

જગતના બીજા ધર્મોના જ્ઞાનનો સમાવેશ કરવાનો છે, તેનું સંપૂર્ણ શિક્ષણ યુવકોને આપી શકાશે. આની સાથે અંગ્રેજીમાં અને દેશભાષામાં આ કૉલેજના વાજિંત્રતરીકે એક માસિક કાઢવું જોઇએ.

આ પગલું પહેલું લેવા જેવું છે અને આવા શરૂઆતમાં નાના જણાતા કાર્યમાંથી વિશાળ કાર્યો ઉદ્ભવે છે.... હમણાં અર્વાચીન અને પ્રાચીન બન્ને દૃષ્ટિબિંદુની કદર કરવાનો ઉત્તમ માર્ગ મદ્રાસ સ્વીકારે છે.

હિંદનો સુશિક્ષિત વર્ગ એમ કહે છે કે, સમાજને ખૂબ બારીકાઇથી બધી દિશાએ તપાસી જોવાની જરૂર છે, એની સાથે હું પૂર્ણ સંમત છું; પણ તે કયી રીતે તપાસવી? સુધારકોની નાશકારક યોજનાઓ નિષ્ફળ નીવડી છે. મારી યોજના આ પ્રમાણે છે:–ભૂતકાળમાં આપણે ખરાબ કર્યું નથી. ખાત્રીપૂર્વક નહિ. આપણો સમાજ ખરાબ નથી, પણ સારો છે; ફક્ત તે હજુ પણ તેનાથી વધુ સારો થાય તેજ ઇચ્છું છું. ભૂલ થઇ છે, અને સત્ય પામવાનું છે એમ નથી; તેમજ સમાજ ખરાબ હતો અને સારો કરવાનો છે તેમ પણ નથી. પરંતુ જે સત્ય હતું તેમાંથી તેના કરતાં વધારે ઉચ્ચ સત્ય તરફ પ્રયાણ કરવાનું છે, એટલે કે સમાજ સારો હતો, તેમાંથી તેને વધુ સારો, અને ઉત્તરોત્તર સૌથી સરસ કરવાનો છે. હું મારા સ્વદેશબાંધવોને એજ કહું છું કે, અત્યાર-સુધી તેમણે સારૂં કર્યું છે, પણ હવે તેના કરતાં વધુ સારૂં કરવા-નો વખત આવ્યો છે. હવે નાતજાતનો સવાલ જોઇએ. સંસ્કૃત-માં જાતિનો અર્થ જગતની ઉત્પત્તિ સૂચવી આપે છે. વેદોક્તિ એમજ કહે છે કે 'હું એક છું, હું બહુ થાઉં છું', સૃષ્ટિ પહેલાં એકતા છે, વિચિત્રતા સૃષ્ટિ પોતે છે. હવે જો આ વિચિત્રતાનો નાશ થાય તો સૃષ્ટિનો એની મેળે નાશ થાય છે. જ્યાંસુધી કોઈ પણ જાતિ જોસથી વહે છે, અને ઉત્સાહ દર્શાવ્યે જાય છે, ત્યાંસુધી તે જાતિએ વિચિત્રતાને હાંકી કાઢવી જોઇએ. જે વખતે ભિન્નતા ઉત્પન્ન કરવાનું જાતિ બંધ કરે કે તરતજ ભિન્નતાનો નાશ થાય છે. હવે જાતિનો મૂળ વિચાર એ હતો કે, દરેક વ્યક્તિને પોતાનું સ્વરૂપ, પોતાની પ્રકૃતિ, પોતાની જાતિ, પોતાની જ્ઞાતિ દર્શાવવાની સ્વતંત્રતા આપવી; અને તેથી તે

હજારો વર્ષોસુધી ટકી રહી. પ્રાચીનમાં પ્રાચીન પુસ્તકોમાં પણ પરસ્પર ભોજનવ્યવહાર નિષેધેલો નથી, તેમજ પુરાણ-ગ્રંથોમાં પરસ્પર લગ્નવ્યવહારની ના પાડી નથી. તો પછી હિંદની પડતીનું કારણ શું હતું?–કારણ ફક્ત આ મૂળ વિચારનો ત્યાગ કરવામાં આવ્યો એજ છે. ગીતા કહે છે કે, જાતિના નાશથી જગતનો નાશ થશે. હવે શું આ ભિન્નતાઓ બંધ પડયે જગત નાશ પામશે, એ સત્ય હોય એમ જણાય છે? હાલની જ્ઞાતિ–જાતિ એ ખરેખરી જાતિ નથી; પણ તેની ઉન્નતિમાં પ્રતિબંધરૂપે છે. હાલની જ્ઞાતિએજ ખરેખરી રીતે જાતિનું–એટલે જ્ઞાતિભેદનું સ્વતંત્ર કાર્ય અટકાવ્યું છે. જાતિ પોતાની સત્ય અને પૂર્ણ સત્તા જમાવી શકી નથી, તેનું કારણ ઘણા કાળથી સંક્રાંત દશામાં જડ ઘાલી બેઠેલી રૂઢિ, હક્ક કે વંશપરંપરાથી ચાલ્યો આવેલો વર્ગ તેની આડે આવે છે; અને જ્યારે જ્યારે કોઇ પણ પ્રજા આ મહાન વિચિત્રતા ઉપજાવતી બંધ રહે છે, ત્યારે ત્યારે તે મરણવશ થવી આવશ્યકજ છે. આથી મારે તમને જે કહેવાનું છે તે મારા દેશબાંધવો! એ છે કે, હિંદની પડતી થઇ તેનું કારણ એ છે કે, તમે જાતિને અટકાવી તેનો નાશ કર્યો. દરેક સંક્રાંત થયેલ અમીરવર્ગ, કે હક્ક ધરાવતો વર્ગ, જાતિને એક ફટકાસમાન છે; અને પોતાને કોઇ જાતિ નથી. જાતિને પોતાની સત્તા રહેવા દો; અને જાતિની આડે આવતાં દરેક બંધનને તોડી પાડો તોજ આગળ વધી શકીશું. હવે યુરોપપ્રતિ દષ્ટિ નાખો. જ્યારે તે દેશે જાતિને સ્વતંત્ર અવકાશ આપવામાં સફળતા મેળવી, અને વ્યક્તિઓના માર્ગમાં જે બંધનો ઉભાં હતાં તે લઈ લીધાં–કારણકે દરેક વ્યક્તિ પોતાની જાતનો વિકાસ કરતી હતી–ત્યારે યુરોપની ઉન્નતિ થઇ. અમેરિકામાં જાતિને પોતાનો વિકાસ કરવાનો અવકાશ રહ્યો છે, તેથીજ ત્યાંના લોકો મહાન્ છે. દરેક હિંદુ જાણે છે કે, આપણા જ્યોતિષીઓ પુત્ર કે કન્યા જન્મે છે કે તરતજ તેની જાતિનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરે છે. આ તેની વાસ્તવિક જાતિ–વ્યક્તિત્વ છે અને જ્યોતિષે તેનો સ્વીકાર કર્યો છે, અને તેને સંપૂર્ણ સત્તા ફરી આપીશું ત્યારેજ આપણે આગળ વધી શકીશું. આ

વિચિત્રતાનો અર્થ અસમાનતા કરવી કે કોઈ ખાસ હક્ક આપવો એમ થતો નથી. આ મારી પદ્ધતિ છે કે, હિંદુને એવું બતાવવું કે તેઓએ કંઈ પણ તજી દેવાનું નથી, પરંતુ જે પરમર્ષિઓએ માર્ગ બતાવ્યા છે તે માર્ગપર ચાલવાનું છે; અને દાસત્વમાં સૈકાંઓ સુધી રહેલી જડતાને હાંકી કાઢવાની છે. અલબત, મુસલમાન વંશની જુલમી રાજ્યનીતિથી આપણે તેઓના રાજ્યદરમિયાન આગળ વધતાં અટકી પડયા હતા. કારણ કે તે વખતે આગળ વધવાનો સવાલ ન હતો, પરંતુ જીવવાનું બનશે કે મરી જઈશું એ સવાલ હતો. પણ હવે તે દબાણ ગયું છે તો હવે આગળ કૂચ કરવી જરૂરની છે. પરંતુ તે નીચ, અકુલીનો તથા મિશનરીઓએ જે નાશકારક યોજનાઓ રચી છે તેવા ધોરણપર નહિ, પરંતુ આપણા પોતાના ધોરણપર–આપણા પોતાના માર્ગપર કૂચ કરવાની છે. દરેક વસ્તુ ભયંકરતાનો દેખાવ દે છે, કારણકે આખી ઇમારત અપૂર્ણ છે. ભયંકરતાનાં સેંકડો વર્ષો દરમિયાન આપણને ઇમારત બાંધતાં અટકી જવાની ફરજ પડી હતી. હવે તે ઇમારતને પૂરી કરો, અને તેથી દરેક વસ્તુ તેના યોગ્ય સ્થળે સુંદર દેખાશે, એવી મને સંપૂર્ણ ખાતરી છે. દરેક પ્રજાને જીવનનો એક મુખ્ય પ્રવાહ હોય છે. હિંદનો તે મુખ્ય પ્રવાહ ધર્મ છે. તે પ્રવાહને સુદૃઢ બનાવો એટલે બંને બાજુનાં પાણી તે પ્રવાહ સાથે વહેવા માંડશે. આ મારા વિચારોની શ્રેણીની એક બાજુ છે. વખત આવ્યે તે સર્વ વિચારોને બરાબર બહાર લાવીશ, પરંતુ અત્યારે મને જણાય છે કે, આ દેશમાં પણ મારા નિર્દિષ્ટ કાર્યનું નિશાન છે. તે છતાં આ દેશમાં હું સહાયની આશા રાખું છું અને તે અહીંઆંથીજ; પરંતુ અત્યારસુધી મારા વિચારો ફેલાવ્યા સિવાય બીજું કંઇ કરી શકયો નથી. હવે આવોજ પ્રયત્ન હિંદમાં કરવામાં આવે તે હું ઇચ્છું છું.......હું કયારે હિંદમાં આવીશ તે હું જાણતો નથી. પરમાત્મા દોરે છે તેમ દોરાઉં છું. હું તેના હસ્તમાં છું.

"આ જગતમાં ધનની શોધ કરતાં મને એમ માલૂમ પડયું છે કે, હે પ્રભુ! તુંજ મહાનમાં મહાન રત્ન છે. હું મારી જાતને તારા ચરણમાં સમર્પું છું."

"પ્રીતિ બાંધવા માટે કોઈની શોધ કરતાં મને માલૂમ પડ્યું છે કે, તુંજ એક પ્રીતિ કરવા યોગ્ય છે. હું તારામાં મારી જાતનો યજ્ઞ કરૂં છું." ( યજુર્વેદસંહિતા )

પરમાત્મા સર્વદા તમારૂં કલ્યાણ કરો !

આપનો સદાનો ઉપકૃત
**વિવેકાનંદ**

---

# पत्रांक ६९

શિકાગો, ૧૧ મી જાન્યુઆરી ૯૫

વહાલા ગ—

તમારો પત્ર હમણાંજ પ્રાપ્ત થયો........જે સમસ્ત ધર્મસમાજ અહીં વ્યવસ્થિત કરવામાં આવ્યો છે તે એવા હેતુથી કે જગતના બીજા ધર્મો ઉપર ખ્રિસ્તીધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરવી, પરંતુ તાત્ત્વિક હિંદુ ધર્મ તે છતાં પણ પોતાનું ગૌરવ જાળવી રાખવા સમર્થ થયો હતો. ડૉકટર બ— અને તેની વિચારશ્રેણી પ્રમાણે ચાલનારાઓ પણ ઘણા સ્થિતિચુસ્ત અને પ્રાચીનમતાવલંબી છે; અને હું તેમના તરફ સહાય મેળવવાની દૃષ્ટિ સુદ્ધાં નાખતો નથી....પરમાત્માએ આ દેશમાં મારા માટે ઘણા મિત્રો મોકલ્યા છે અને તેઓ દિવસે દિવસે વધતા જાય છે....પ્રભુ તેઓનું કલ્યાણ કરો. આજ બોસ્ટન તો કાલે ન્યુયૉર્ક એમ બધો વખત દોડધામ કર્યા કરૂં છું, કારણ કે તે બે શહેરોજ આ દેશનાં મહાન્ મધ્યબિંદુ છે. તેમાં બોસ્ટનમાં વિદ્વત્તા–બુદ્ધિમત્તા વિસ્તરેલી છે, જ્યારે ન્યુયૉર્કમાં લક્ષ્મીસંપદા વસેલી છે. બંનેમાં મને સામાન્ય રીતે જે ફતેહ મળવી જોઇએ તે કરતાં ઘણી વધુ મળી છે. વર્તમાનપત્રોમાં મારા માટે શું ખબરો આવે છે તે તરફ હું ઉપેક્ષા રાખું છું, તેથી તેમાંનું એક પણ હું તમોને મોકલું એવી આશા તમારે રાખવી નહિ. કાર્ય શરૂ કરવા માટે એક નાની ગર્જના જરૂરની હતી. તે હવે આપણે જોઇએ તે કરતાં વધુ કરી છે.

મેં મ—ને લખેલ છે અને તમને પણ મારે આપવાની સૂચનાઓ ક્યારનો આપી ચૂકયો છું. હવે તો તમે શું કરી શકો તેમ છો તે કાર્યથી બતાવી આપો. હવે મૂર્ખાઇભરેલી

વાતો કરવાથી સરવાનું નથી. ખરી રીતે જે કાર્ય કરવાનું છે તે કરી બતાવો. હિંદુઓએ પોતાની વાતોના ટેકારૂપ ખરૂં કાર્ય કરવું જોઇએ; જો તેઓ તેમ ન કરી શકે તો તેઓ કંઇ પણ મેળવવાને લાયક નથી, આટલુંજ બસ છે. મારા માટે પૂછો તો હું સત્ય શું છે તે જાણવા માગું છું; પછી તે અહીં હોય કે અન્ય કોઈ સ્થળે તેની દરકાર નથી.

ભવિષ્યમાં લોકો મારી કે તમારી તરફેણમાં અથવા વિરુદ્ધમાં જે કંઈ કહે તે તરફ તદ્દન દુર્લક્ષ રાખો. કાર્ય કરી આગળ વધો, સિંહ થાઓ અને પરમાત્મા તમારૂં કલ્યાણ કરશે. હું મરીશ ત્યાંસુધી અટકયા વગર કાર્ય કરીશ, અને દેહાન્ત પછી પણ જગતના હિત ખાતર કાર્ય કરીશ. અસત્ય કરતાં સત્ય અનંતગણું વિશેષ મહત્ત્વ ધરાવે છે. તેજ પ્રમાણે ભલાઈનું સમજી લેવું. જો તમે આ બે સદ્ગુણો ધરાવતા હો તો તેઓ પોતાની મહત્તાને લીધેજ પોતાનો માર્ગ કરશે અને તમોને કરી આપશે.

ઉત્તમમાં ઉત્તમ એવા હજારો મનુષ્યો મારે માટે સંભાળ રાખે છે; એ તમે જાણો છો, તો પ્રભુમાં શ્રદ્ધા રાખો. મારા માટે બધાં ન્યુસપેપરો મોટી મોટી સ્તુતિ કરી મારૂં માન-મોભો વધારે તેના કરતાં હું મારી જાતથી આ દેશમાં ઘણું ગૌરવ વધારૂં છું.

આનું કારણ કર્તવ્યનિષ્ઠાનું, પવિત્રતાનું અને સત્યતાનું એટલે ટુંકમાં કહીએ તો વ્યક્તિત્વનું બળ છે. જ્યાંસુધી આ ત્રણ વસ્તુઓ મારી પાસે છે ત્યાંસુધી તમે નિરાંત રાખજો કે કોઈ પણ મારો વાળ વાંકો કરી શકે તેમ નથી. તેમ કરવા તેઓ પ્રયત્ન કરશે તો તેઓ નિષ્ફળ જશે, એમ પરમાત્મા કહે છે....પુસ્તકો અને તેમાંની 'થિયરીઓ'થી શું સરવાનું છે? લોકોનાં હૃદયોને જાગ્રત કરવાનો ઉચ્ચમાં ઉચ્ચ અને એકજ માર્ગ આપણું શુદ્ધ જીવન છે-તેજ વ્યક્તિગત આકર્ષક લોહચુંબક છે....પરમાત્મા દિનપ્રતિદિન મને ઉંડાથી ઉંડું દર્શન કરાવે છે. કાર્ય કરો, કાર્ય કરો, બસ કાર્ય કર્યા કરો....મૂર્ખાઇભરેલ બીજી વાતો તદ્દન છોડી દઇ પ્રભુનીજ વાતો કરો. છળકપટની વાતો પાછળ વખત ગાળવા જેટલી આ જીંદગી નથી. તે બહુ ટુંકી છે.

તમારે સર્વદા એ સ્મરણમાં રાખવાનું છે કે, દરેક પ્રજાએ પોતાનો બચાવ પોતાની મેળે કરવો જોઇએ. દરેક મનુષ્ય વિષે પણ એમજ સમજી બીજા ઉપર આધાર રાખશો નહિ. અહીં ફક્ત પરિશ્રમ કરીનેજ હું તમારા કાર્યને માટે થોડા પૈસા વારંવાર મોકલી શકીશ. તે સિવાય બીજી રીતે કશુંજ નહિ. જો તમારે તે સિવાય બીજાની જરૂર રહેતી હોય અને તેનીજ આશામાં રહ્યા કરતા હો, તો તમારે કાર્ય તુરતજ બંધ કરી દેવું બહેતર છે. વળી આ પણ જાણજો કે, મારા વિચારોનું મહાન ક્ષેત્ર આ દેશ છે; પછી તેઓ હિંદુ, મુસલમાન કે ખ્રિસ્તીઓ હોય તેની મને દરકાર નથી; જે કોઇ પ્રભુ પ્રત્યે પ્રીતિ રાખે છે તેને મારી સેવા મળતીજ રહેશે.

× × × હું શાંતિથી અને મૌનપૂર્વક કાર્ય કરવા ચાહું છું, અને પરમાત્મા હમેશાં મારી સાથે છે. તમારી ઇચ્છા હોય તો અતિઉગ્રપણે હૃદયનિષ્ઠ, સંપૂર્ણ નિઃસ્વાર્થી અને તે સર્વ ઉપરાંત સંપૂર્ણ પવિત્ર બનીને મારી પાછળ ચાલો. મારા આશીર્વાદો તમારી સાથેજ છે. આ ટુંકા જીવનમાં એકબીજાને ધન્યવાદ આપવામાં વખત ગાળવા જેવું નથી. આપણું યુદ્ધ પૂરૂં થાય ત્યારપછી આપણે એકબીજાનાં કામની નોંધો તપાસી એકબીજાને જે ધન્યવાદ ઘટતા હશે તે પેટ ભરીને આપીશું; પણ હમણાં તો મિથ્યાલાપ કરવાનો સમય નથી. કાર્ય કરો, કાર્ય કરો, બસ કાર્ય કર્યા કરો! તમે હિંદમાં કંઇ પણ કર્યું હોય તેમાંથી સ્થાયી કાર્ય તો હું એક પણ જોતો નથી—તમે એક પણ સ્થાન કેંદ્રિત કરેલું જણાતું નથી—તમે એક પણ મંદિર કે મકાન બંધાવ્યું હોય તેવું પણ જણાતું નથી—કોઇ તમારી સાથે ને સાથે રહી કાર્ય કરતું હોય તેમ પણ જણાતું નથી. જ્યાં જુઓ ત્યાં ખુબાખુબ વાતે વાતો ને વાતોજ કરવામાં આવે છે! (કે) આપણે મહાન્ છીએ! આ સૌ મિથ્યાલાપજ છે, અને આપણે બાયલા છીએ; એજ ખરી વાત છે. નામ તથા કીર્તિ માટે બહુ કથનો કરવાં અને તેવાં બીજાં અર્થહીન ફારસ કરવાં—એ બધાથી મને શું પ્રાપ્ત કરી આપો છો? મને એ બધાંની શું દરકાર છે? હું તો એજ જોવા ચાહું છું કે, પરમાત્મામાં પોતાની જાતને અર્પણ કરનારા

સેંકડો માણુસો બહાર આવે. આવા ક્યાં છે? મારે તેની જરૂર છે, હું તેઓને જોવા ચાહું છું. તમારે આવા માણુસો શોધી કાઢવા આવશ્યક છે. તમે મને ફક્ત મોટું નામ તથા મોટો જશ આપો છો. પણ એવાં નામ તથા જશ પર પૂળો મૂકો. મારા બહાદૂર વીરો! કાર્ય કરો, બસ કાર્યમાંજ પરિસમાપ્તિ છે. તમારામાં હજુ મારો જુસ્સો–કાર્યોત્સાહ પ્રવેશવા પામ્યો નથી. તમે હજુ મને ઓળખતા નથી! તમે તો આલસ્ય અને વિલાસોના જૂનાજ ચીલાઓમાં ઘસડાયા જાઓ છો. આ સર્વ આલસ્ય ખંખેરી નાખો, અને હમણાંના તેમજ હવે પછીના ભોગવિલાસોપર પૂળો મૂકો; અને ઉત્સાહના અગ્નિમાં કૂદી પડી લોકોને પ્રભુ સંમુખ લાવો.

તમારામાં મારો જુસ્સો પ્રવેશો, તમો ઉગ્ર રીતે હૃદયનિષ્ઠ બનો, અને તમે યુદ્ધક્ષેત્રપર એક વીરતરીકે મૃત્યુ પામો–

એવી સદાની પ્રાર્થના કરનારો **વિવેકાનંદ**

તા. ક. અ–, ક–, ડ–, ડા–બ—અને બીજા સર્વને એવું કહેજો કે માવજીભાઈ કે પેથોભાઈ આપણી તરફેણમાં કે વિરુદ્ધમાં જે કહે તે પર બિલકુલ માન્યતા તેઓ રાખે નહિ, પરંતુ કાર્ય ઉપર પોતાની સર્વ શક્તિને એકત્ર–એકાગ્ર કરે.

વિવેકાનંદ

---

## पत्रांक ७०

૧૨ મી જાન્યુઆરી ૯૫

× × × સદાને માટે ફક્ત આ એકજ વખત હમણાં જાણી લ્યો કે, હું નામ કે કીર્તિ કે એવી કોઇ મિથ્યા વસ્તુની બિલકુલ દરકાર કરતો નથી. હું તો જગતના હિતની ખાતર વિચારો દર્શાવવા માગું છું. તમે એક મહાન કાર્ય કર્યું છે, પરંતુ તેથી શું? એ કરવાથી મને ફક્ત નામ તથા કીર્તિ મળેલ છે; પણ મારી જીંદગી જગતનાં સ્તુતિગાન મેળવવામાં ગાળવા કરતાં વધુ કિંમતી છે. આ સૌ મૂર્ખવાદને માટે મને બિલકુલ અવકાશ નથી. મારા વિચારો આગળ વધારી હિંદમાં પદ્ધતિસર પ્રસારવા માટે તમે કયું કાર્ય કર્યું છે? કંઇ નહિ, અરે! લેશમાત્ર પણ નહિ.

પરસ્પર સહાય કેમ આપવી અને એકબીજાના ગુણોની

કદર કેમ કરવી એ શીખવનારી એક વ્યવસ્થિત સંસ્થાની હિંદુઓને ઘણી જરૂરજ છે. અહીંના મારા કાર્યની કદર દર્શાવવા કલકત્તામાં મળેલી સભામાં પાંચહજાર માણસો ભેગાં થયાં હતાં–તે ઠીક છે; પણ જો તમે દરેકને એક આનો આપવાનું કહ્યું હોત તો શું તેઓ આપત? આપણી પ્રજાની કર્તવ્યનિષ્ઠા, એક બાલિશ પરાધીનતા જેવી છે. તેઓના મોં આગળ ખોરાક લાવીને ધરવામાં આવે, તો તેનો સ્વાદ લેવા તેઓ તૈયાર છે; અને કેટલાક તો એવા છે કે તેમને તે ખોરાક ગળે ઉતારી દઇએ તોજ ચાલે........ આમ જો તમે તમારી પોતાની જાતને સહાય નહિ કરી શકો, તો તમે જીવવાને માટે પણ લાયક નથી.

અત્યારે સામાન્ય પ્રજાવર્ગને કેળવવાની મારી યોજનાને મેં છોડી દીધી છે. તે યોજના ધીમે ધીમે પાર પડશે. હમણાં તો ઉત્સાહી મિશનરીઓની એક ટોળીની જરૂર છે. તુલનાત્મક રીતે ધર્મોનું શિક્ષણ આપવા માટે મદ્રાસમાં એક કૉલેજની આપણને અવશ્ય જરૂર છે. તેમાં સંસ્કૃત, વેદાંતનાં જુદાં જુદાં દર્શનો અને થોડી યુરોપીયન ભાષાઓ શીખવવી; તથા આપણી પાસે એક પ્રેસ હોવાની અને અંગ્રેજી તથા દેશી ભાષામાં પત્રો કાઢવાની અવશ્ય જરૂર છે. આટલું થયું એટલે હું જાણીશ કે, તમે કંઇક પણ કરી શક્યા છો. પ્રજાએ બતાવી આપવું જોઇએ કે તેઓ કંઈ પણ કરવાને તત્પર છે. જો તમે આવા પ્રકારનું હિંદુસ્તાનમાં કંઇ પણ કરવા અશક્ત હો, તો પછી મને હું એકલો જે કરી શકું તે કરવા દો. મારે સંદેશો આપવો છે; પણ જે લોકો તેની કદર કરે છે અને જેઓ તે પાર પાડશે તેનેજ તે સંદેશો આપવા દો. પછી તે ગ્રહણ કરનાર ગમે તે હોય તેની દરકાર નથી. "મારા પિતાની ઇચ્છા જે કોઇ પાર પાડશે" તેજ મારો પોતાનો છે.

મારૂં નામ બહુ બહાર પડે તેમ થવું જોઇતું નથી. જે બહાર પડી વાસ્તવિક રીતે કાર્યમાં મૂકાય તેવું હું ઇચ્છું છું. મારા આવા વિચારો છે. સર્વ ધર્મસંસ્થાપકોના શિષ્યોએ હમેશાં પોતાના ગુરુદેવના વિચારો સાથે અંગત સંબંધ કોઇ રીતે છૂટે નહિ તેમ જોડી દીધો છે અને અંતે તે અંગત સંબંધની ખાતરજ તે વિચારોનું ખૂન કર્યું છે. શ્રીરામકૃષ્ણના

શિષ્યો આવું ન કરે તે માટે ખાસ સાવધાન રહેવાનું છે. મૂળવિચાર માટે શ્રમ લઇ કાર્ય કરો, પણ અંગત જાત માટે નહિજ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો.

આશીર્વાદ સાથે સદાનો આપનો

વિવેકાનંદ

## पत्रांक ૭૧

ન્યુયૉર્ક, ૨૪મી જાન્યુઆરી ૧૮૯૫

પ્રિય શ્રીમતી—

× × × ×

કેટ્સ્કિલ્સમાં જમીન થોડે પૈસે મોટા ટુકડાઓમાં મળી શકે છે. ૧૦૧ એકરનો એક ટુકડો બસો ડૉલરમાં મળે છે. પૈસા મારી પાસે તૈયાર છે, પણ મારે નામે હું તે ખરીદી શકું તેમ નથી. મારો સંપૂર્ણ વિશ્વાસ હોય એવો મિત્ર આ દેશમાં જો કોઇ હોય તો તે તમેજ છો. તમારી સંમતિ હોય તો હું એ જમીન તમારા નામપર ખરીદું. ઉનાળામાં વિદ્યાર્થીઓ ત્યાં જઇને એનાપર ઝુંપડાં અથવા કેમ્પો—જે એમને પસંદ પડશે તે બાંધશે અને તેમાં રહી અભ્યાસ આચરશે. આગળ ઉપર જો તેઓ ભંડોળ એકઠું કરી શકે તો પછી મકાન વગેરે બાંધવું હોય તો પણ ભલે બાંધે.

× × × ×

મેં મારૂં બનતું સઘળું કર્યું છે. એમાં જો સત્યનો કંઇ પણ અંકુર હશે તો તેમાં ચેતન આવશે. તેથી મને કશા વિષે જરાપણ ચિંતા નથી. હું પણ હવે તો વ્યાખ્યાનો કર્યા કરીને અને વર્ગો લેઈ લેઈને કંટાળવા આવ્યો છું. તેથી ઇંગ્લંડમાં થોડાક મહિના કામ કરીને હું હિંદુસ્થાન જતો રહીશ અને ત્યાં કેટલાંક વર્ષ માટે કે પછી હમેશને માટે હું ક્યાંક છુપાઇ રહીશ. હું એક આળસુ સંન્યાસી નથી, એ વાતથી મને સંતોષ થાય છે. મારી પાસે એક નોંધપોથી છે તે દુનિયાભરના મારા પ્રવાસમાં મારી સાથે ને સાથેજ રહી છે. તેમાં આજથી સાત વર્ષ ઉપર લખાયલા નીચેના શબ્દો મારી નજરે પડે છે:—“ હવે એક ખૂણો ખોળી કાઢીને મૃત્યુની પ્રતીક્ષા કરતા સૂવું ” છતાં આ

બધું કર્મ કરવાનું નીકળ્યું. મેં તે બધું પૂરૂં કર્યું છે એમ હું ધારૂં છું. હવે પ્રભુ મને આ ઉપદેશન કાર્યમાંથી અને તે દ્વારા ઉમેરાતાં શુભ બંધનોમાંથી મુક્ત કરશે એવી મારી ઉમેદ છે.

"આત્માનેજ એક માત્ર વિદ્યમાનતાતરીકે તમે પીછાન્યો હોય, અને આત્માસિવાય અન્ય કંઇ પણ અસ્તિત્વમાં નથી એવું જાણ્યું હોય, તો પછી કોને માટે, કયી ઇચ્છાને માટે માથાફોડ કરો છો ? માયાના યોગેજ આ પરોપકાર વગેરે કરવાનું મારા મગજમાં સૂઝયું-હવે મારી એ વૃત્તિ જતી રહે છે. મારી વધારે ને વધારે ખાત્રી થતી જાય છે કે, અંતરની વિશુદ્ધિ સિવાય કર્મમાં બીજો કંઇજ હેતુ રહેલો નથી-જ્ઞાનને માટે એને યોગ્ય બનાવવું એજ માત્ર કર્મનો એક હેતુ છે. આ દુનિયા એનાં ભલાંબૂરાં સાથે વિવિધ રૂપોમાં ચાલ્યાજ કરશે. માત્ર એટલુંજ કે, એ ભલાંબૂરાં નવાં નામો અને નવાં સ્થાનો ધારણ કરશે. મારો આત્મા સનાતન શાંતિ અને અનંત આરામ માટે તલસે છે. "એકલા રહો, એકલા રહો. એકલો રહેનારો બીજાંઓની સાથે કદી અથડામણમાં નથી આવતો, બીજાંઓને ખલેલ નથી કરતો કે બીજાંઓથી પોતે ખલેલ નથી પામતો." કૌપિનધારણ, મુંડિત મસ્તક, તરુતલવાસ અને ભિક્ષાવૃત્તિથી પ્રાપ્ત કરેલા ભોજન માટે મારૂં મન, અહા ! કેવું ઉત્સુક બન્યું છે ! એ બધાં માટે અહો ! હું કેટલો બધો તલસી રહ્યો છું ! દોષો અને ખામીઓ ભરપૂર છતાં હિંદનીજ ભૂમિ માત્ર એક એવી છે કે જ્યાં જીવાત્મા મુક્તિ મેળવી શકે છે-પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત થઇ શકે છે. આ બધો પાશ્ચાત્ય ભપકો મિથ્યા ગર્વ માત્ર છે. તે આત્માર્થી માટે કેવળ બંધનકર્તા છે. દુનિયાના મિથ્યાત્વનો આના કરતાં વધારે સચોટ અનુભવ મને મારી જીંદગીમાં આ પહેલાં કદી પણ થયો નથી. પ્રભુ બધાનાં બંધનો તોડો !- બધાંજ માયાના પાશમાંથી છૂટો !-એજ નિત્ય પ્રાર્થના છે.

# पत्रांक ७२

ન્યુયૉર્ક, ૧ લી ફેબ્રુઆરી, ૧૮૯૫

તમારી સુંદર ચિઠ્ઠી મને હમણાંજ મળી....ઠીક, કામની ખાતર કામ કરવાની–અને તે પણ પોતાના શ્રમના ફળનો ઉપભોગ નહિ કરવા દેવા જોગીજ ફરજ પડવી, એ કેટલીક વાર સારૂં સંયમન છે....હું તમારી ટીકાઓથી બહુ ખુશી થયો છું અને મને તેથી જરા પણ દિલગીરી ઉપજી નથી. થોડાક દિવસપર મિસ ટ–ને ત્યાં એક પ્રેસબીટેરિયન ગૃહસ્થ સાથે મારે ગરમાગરમ વાદ થયો હતો. તેમાં એ ગૃહસ્થ, સાધારણ રીતે બને છે તેમ બહુ તપી ગયો હતો અને ચીડાઈને ગાળ ગલીચ કરવા જેટલી હદે પહોંચ્યો હતો. પણ આને માટે પાછળથી મને શ્રીમતી બ–એ સખત ઠપકો આપ્યો હતો અને કહ્યું હતું કે, એવા બનાવોથી મારા કામને ધોકો પહોંચે છે. તમારો મત પણ એમના જેવોજ છે.

એના વિષે તમે અત્યારેજ લખો છો તેથી હું ઘણો રાજી થાઉં છું, કેમકે અત્યારે હું એનાપર સવિશેષ વિચાર ચલાવી રહ્યો છું. પ્રથમ તો હું કહીશ કે, હું આવા બનાવો માટે મુદ્દલ દિલગીર નથી. કદાચ આ કથનથી તમને અણગમો ઉત્પન્ન થશે–તેમ થાય તો છો થાય. મીઠાબોલા થવું એ સાંસારિક ફાયદાઓ માટે સારૂં છે, એ હું અચ્છી રીતે જાણું છું અને મધુરભાષી થવાને મારૂં બનતું સઘળું કરૂં છું; પરંતુ જ્યારે અંતરસત્યની સાથે ભયાવહ તોડજોડ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે હું મજબૂત અને સ્પષ્ટભાષી બની જાઉં છું, અને નમ્રતાને હું નથી માનતો. હું તો સમદર્શીત્વ માને તો બધાં પ્રત્યે એક ચિત્તવૃત્તિથી જોવું, એને માનનારો છું. પોતાના પ્રભુરૂપ 'સમાજ'ના આદેશો–વ્યાવહારિક રીતરિવાજો પાળવા, એ સામાન્ય મનુષ્યો માટે કર્તવ્ય હોઈ શકે, પણ જ્ઞાનીજનો તેમ નથી કરતા. આ એક સનાતન કાયદો છે. એક જણ પોતાની જાતને આસપાસની પરિસ્થિતિને અનુકૂળ બનાવી લઇને, સમાજ કે જે આવાં માણુસોને સર્વ કંઇ સારાં વાનાંનો આપનાર છે તેની પાસેથી સર્વ લાભો પ્રાપ્ત કરે છે; ત્યારે બીજો માણુસ પોતે એકલો અલગ

ઉંચો રહીને સમાજને પોતાના તરફ ઉંચે આકર્ષે છે. (લેનાર માણસે પોતાનો હાથ નીચો ધરવો જોઇએ ખરો, પણ દાતાનો હાથ તો ઉંચોજ રહે; અને નહિ તો તે આપી શકે નહિ.) સંજોગોને અનુકૂળ થઇ વર્તનારાનો માર્ગ ગુલાબ જેવો સુંવાળો હોય છે, ત્યારે પરિસ્થિતિને વશ ન વર્તનારાનો માર્ગ કંટકમય હોય છે. પરંતુ તેની સાથે આ વાત પણ નક્કી માનજો કે "પંચ બોલે તે પરમેશ્વર." એવું માનનારાઓ–સમાજના અવાજને આધીન વર્તનારાઓ ઘડીના છઠ્ઠા ભાગમાં સર્વતોમુખ નાશના મોંમાં જઇ પડે છે, ત્યારે સત્યનાં સંતાનો–સત્યનેજ પંથે પળનારાંઓ સદાસર્વદા જીવિત રહે છે.

સત્યને હું અનંત દાહકશક્તિવાળા પદાર્થ સાથે સરખાવીશ. વચમાં આવતા સર્વ પદાર્થને બાળી જાળીને તે પોતાનો માર્ગ અવશ્ય કાઢે છે. પોચા પદાર્થને તે એકદમ બાળે છે તો ગ્રેનાઇટ જેવા કઠણ પદાર્થને ધીરેથી પણ બાળે છે તો અવશ્ય. મેં જે લખ્યું છે તે બરાબરજ લખ્યું છે, હું પોતાને સર્વપ્રિય નથી બનાવી શકતો અને હરેક પ્રકારના હડહડતા જૂઠાણાને અનુકૂળ નથી થઇ શકતો, તેને માટે બહેન! હું લાચાર છું; પરંતુ તેમ તો મારાથી નહિજ બને. જીંદગીભર મેં મારા એવા ધોરણ માટે વેઠયું છે, છતાં પણ તેમ તો નથીજ કરી શકતો. અનેક પ્રયત્ન કર્યા છતાં હું તેમ નથી કરી શકતો; તેથી અંતે મેં તે વાતજ પડતી મૂકી છે. **પ્રભુ મહાન છે. તે મને દંભી નહિજ થવા દે. માટે હવે મારા આંતરભાવનેજ બહાર આવવા દો.** બધાનાં મન ખુશ કરે એવો રસ્તો મને પ્રાપ્ત નથી થયો અને હું છું તેવોજ–મારી જાતને એકનિષ્ઠ–હોવા વગર મારો છૂટકોજ નથી. એના કરતાં બીજી સ્થિતિ મારી ભાગ્યેજ હોઇ શકે. યૌવન અને સૌંદર્ય નાશ પામે છે, જીવન અને ધન નષ્ટ થાય છે, નામ અને કીર્તિનો નાશ થાય છે, મોટા મોટા ગિરિરાજો પણ ધૂળમાં મળી જાય છે, સખ્ય અને સ્નેહનો પણ નાશ થાય છે, અને સત્યજ માત્ર એકલું ચિરંજીવ છે." ભગવાન સત્યદેવ! તુંજ મારો માર્ગદર્શક થા! હું હવે મીઠી સાકર બનવા જેટલો (મીઠું મીઠું બોલી સર્વને રાજી રાખવા જેટલો) નાનો રહ્યો નથી. "ભય સિવાય–

દુકાનદારી સિવાય, શત્રુમિત્રની દરકાર કર્યા વગર હે સંન્યાસી! તું સત્યનેજ વળગી રહે અને અત્યારે અબઘડીથી-જ આ અને પેલી તેમજ હવે પછી આવનાર દુનિયાને-તેમના સુખોપભોગોને અને પતરાજીઓને ત્યજી દે. હે સત્ય! તુંજ એક મારો ભોમિયો થા."

બહેન! મને ધન, નામ, કીર્તિ કે સુખભોગની લાલસા નથી-તેમને તો હું ધૂળસમાન લેખું છું. મારા બંધુઓને મદદ કરવાનીજ ઇચ્છા હતી. ધન્ય છે પ્રભુ! કે મારામાં પૈસા પેદા કરવાની વૃત્તિ નથી. અંતરસ્થ સત્યના અવાજને અવગણીને દુનિયાના ભ્રમોને આધીન મારે શામાટે થવું? છતાં બહેન! મન હજી પણ નબળું છે, કોઇ કોઇ વાર તે યંત્રવત્ પાર્થિવ મદદને પકડવા જાય છે.

× × × ×

એ પ્રેસ્બિટેરિયન સાધુ સાથે થયેલા છેલ્લા કજીઆએ અને ત્યાર પછી શ્રીમતી બ– સાથે થયેલા લાંબા વાગ્યુદ્ધે સંન્યાસીને ઉદ્દેશી ભગવાન મનુએ કહેલા "એકલો રહે, એકલો રહે" એ વચનનું સત્ય મને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. બધી મૈત્રી, બધો પ્રેમ, એ (સોનાની બેડીની પેઠે) બંધનકર્તાજ છે. એવી કોઇ પણ મૈત્રી નથી કે જેમાં પોતાની માન્યતાથી ઉલટા વર્તવાની ફરજ ન પડે—અને તેમાં પણ સ્ત્રીજન સાથેની મૈત્રીમાં તો એવો પ્રકાર બન્યા વગર રહેતોજ નથી. હે મહાન ઋષિમુનિઓ! તમારૂં કહેવું સત્ય છે કે, જે માણસ બીજા કોઇને જરા જેટલો પણ વળગેલો છે તેનાથી સત્યદેવને પૂરેપૂરો સેવી શકાતો નથી, શાંત થા મુજ આત્મા! અળગો થા, એકલો થા! અને ભાળ કે, પ્રભુ તારી સાથેજ છે! જીવન એ કંઈ ચીજ નથી! મૃત્યુ પણ ભ્રમણાજ છે! આ બધું ચરાચર કંઇજ છે નહિ, માત્ર એકલો પરમાત્માજ છે. ડર ના, આત્મન્! એકલો થા, નોખો થા. બહેન! પંથ લાંબો છે; સમય ટુંકો છે; સંધ્યાસમય નજીક આવે છે. મારે હવે જલદીથી સ્વદેશ પાછા ફરવું છે. મારી રીતભાતને પૂર્ણ કરવા જેટલો મને વખત નથી. મારો સંદેશ ફેલાવવાજ મને પૂરતો સમય નથી મળતો. બહેન! તમે ભલાં છો, માયાળુ છો, ગુસ્સો ન કરતાં, હું તમને બધાંને

માત્ર બાળકવત્ પેખું છું.

મુજ આત્મન્! તું સ્વપ્નાં ન જો. એકજ શબ્દમાં કહું તો મારૂં કામ સંદેશનો પ્રચાર કરવાનું છે. દુનિયાને પ્રિય થવાનો યાને દુનિયાને પ્રિય લાગું તેવી રીતે વર્તવાનો મને સમયજ નથી અને એવી રીતે પ્રિય થવાનો પ્રત્યેક પ્રયત્ન મને ઢોંગીજ બનાવે. મારે હજારવેળા મરવું પડે તે કબૂલ, પણ એવું દ્વિધા જીવન જીવવાનું અને આ મૂર્ખ દુનિયાની પ્રત્યેક જરૂરિયાત પછી ભલેને તે મારા પોતાના દેશની હોય કે પરકીય દેશની હોય તેને તાબે થવાનું પસંદજ ના કરૂં. શ્રીમતી બ– ધારે છે તેમ જો તમારૂં પણ ધારવું હોય કે મારે કંઇ કાર્ય છે તો તેમ માનવામાં તમો ભૂલ કરો છો–ગંભીર થાપ ખાઓ છો. મારે આ લોકમાં કે પરલોકમાં કંઇજ કાર્ય નથી. મારી પાસે તો માત્ર એક સંદેશ છે અને તે હું મારી પોતાનીજ ઢબે આપી શકીશ. હું તેને 'હિંદુપણા'નું કે 'ખ્રિસ્તીપણા'નું કે દુનિયાના બીજા કોઇપણાનું સ્વરૂપ નહિ આપું. હું તેને બસ "મારાપણા"નોજ સિક્કો મારીશ. મુક્તિ એજ મારૂં ધર્મસર્વસ્વ છે અને જે કંઇ તેનું વિરોધી હશે તેની સાથે લડીશ, ઝગડીશ યા તો તેનાથી દૂર ભાગીશ. હં, મારે શું એવા પાદરીઓને શાંત રાખવાનો પ્રયત્ન કરવો ? બહેન! મારા આમ કહેવાનો ખોટો અર્થ ના કરતાં. પરંતુ તમે હજી બાળક છો અને બાળકો તો ગુરુજનો પાસેથી શિક્ષણ લેવાને તૈયાર હોવાં જોઇએ. તમે હજી એ ઝરાનું પાન કર્યું નથી કે જે "બુદ્ધિને અબુદ્ધિ, મર્ત્યને અમર્ત્ય, આ જગતને શૂન્ય અને મનુષ્યને ઇશ્વિર બનાવે છે." આ 'જગત'ના નામથી ઓળખાતી મૂર્ખતાની જાળમાંથી બને તો બહાર નીસરી આવો. ત્યારેજ હું તમને ખરેખર બહાદૂર અને સ્વતંત્ર કહીશ. તમારાથી જો તેમ ન થઇ શકતું હોય તો જે લોકો આ અસત્યરૂપ ઇશ્વરને યાને લોકસમાજના વિપુલ ઢોંગને પગ તળે કચડવાની હામ ભીડતા હોય તેમની પીઠ થાબડી ઉત્સાહ આપો; અને તેમ પણ ન થઇ શકે તો મહેરબાની કરીને મૌન ધારો, પણ "તોડજોડ કરો, સારા થાઓ, પ્રિય થાઓ" એવા એવા મિથ્યા પ્રલાપોવડે તેમને

ફરી પાછા કીચડમાં ઘસડવાનો પ્રયત્ન તો નાજ કરો. હું આ સંસારને—આ સ્વપ્નને—આ ઘોર સ્વપ્નને ધિક્કારૂં છું. આ મઠમંદિરના નામવાળા છળપ્રપંચના અખાડાઓ, ધર્મશાસ્ત્રો-ના નામે ચાલતી ધૂર્તતા અને ધંતરમંતર, સુંદર ચહેરાઓ નીચે છુપાયલાં જૂઠાં હૃદયો, પ્રમાણિકતાના નામ નીચે ચલવાતી પોલંપોલ અને સૌથી વધારે પવિત્ર (પરમાત્માના) નામથી ચાલતી દુકાનદારીવાળી આ દુનિયાને હું ધૃણાની નજરે જોઉં છું. શું! મારે પણ મારા આત્માનું માપ સંસાર-ના ગુલામો કાઢે છે તેવી રીતે કાઢવું ? !

બહેન ! સંન્યાસીનો અર્થ તમે હજી જાણતાં નથી. "તે વેદોના મસ્તકપર બિરાજે છે" એમ વેદો કહે છે, કેમકે તે દેવળો અને પંથો, ધર્મો અને પેગંબરો, પુરાણો અને શાસ્ત્રો વગેરેથી સ્વતંત્ર છે ! મિશનરી—અમિશનરી જેને ભસવું હોય તે ભલે ભસો, મારાપર હુમલો કરવો હોય તો ભલે કરો; પણ હું તો તેમને ભર્તૃહરિ કહે છે તેમજ લખીશ કે "સંન્યાસી ! તું તો તારેજ રસ્તે ચાલ્યો જા ! કોઈક તેને ગાંડો માણસ કહેશે, કોઈક ચાંડાલ કહેશે, ત્યારે કેટ-લાક બીજા વળી યોગી પણ કહેશે. સંસારીઓના આ પ્રલાપોથી તું રાજી પણ ન થા, અને દુઃખી પણ ન થા. જ્યારે તેઓ હુમલો કરે ત્યારે સમજજે કે, રસ્તામાંથી પસાર થતા હાથીની આજુબાજુ હંમેશાં કૂતરાં ફરી વળે છે, પણ તેની તે દરકાર નહિ કરતાં સીધો પોતાને રસ્તે ચાલ્યોજ જાય છે. તેવીજ રીતે જ્યારે કોઇ મહાત્મા બહાર આવે છે ત્યારે અનેક જણ તેની પૂંઠે ભસવાનાં તો ખરાંજ."

પ્રભુ સદા સર્વદા તમો સર્વનું કલ્યાણ કરો ! અને મહાન પ્રપંચમાંથી—આ સંસારમાંથી તે તમને સત્વર બહાર દોરો ! આ ઘરડી ડાકણરૂપી દુનિયાથી તમે કદી ના અંજાઓ—કદી નજરબંદ ના થાઓ ! ભગવાન શંકર તમને સહાય કરો ! માતા ઉમિયા તમારે માટે સત્યનો દરવાજો ખોલો અને તમારા સઘળાજ ભ્રમોને દૂર કરો ! એજ મારા આશિષ.

---

## पत्रांक ७३

ન્યુયૉર્ક, તા. ૯–૨–૧૮૯૫

× × × પરમહંસદેવ મારા ગુરુ હતા, હું તેમને જેટલા ગણું, જેટલા માનું તેટલા દુનિયા શી રીતે ગણે અને માને? એવી ચાપાચીપ કરવા જતાં બધુંજ ફસકી જાય. ગુરુપૂજાનો ભાવ બંગાળા જેટલો અન્યત્ર નથી; તેમજ અન્ય લોકોમાં એવો ભાવ ઉત્પન્ન કરવાનું પ્રયોજન પણ નથી. × × × કોઈ કોઇ તો અમારૂં નામ લઇ વાતો કરવાને ખૂબ તૈયાર હોય છે અને હું પણ એમાંનોજ એક છું, એમ જણાવે છે; કિંતુ એમને જ્યારે કંઇ કામ કરવાનું કહું છું ત્યારે પાછી પાની કરે છે. "मतलब की गरजी जग सारो"–અર્થાત્ કે જગત ગરજમતલબી છે × × × × હવે પછી કાગળપત્ર લખો તે ઉપલે ઠેકાણે લખજો. હવેથી એજ ઠેકાણે અમારો અડ્ડો રહેશે. જો બની શકે તો યોગવાસિષ્ઠ રામાયણના અંગ્રેજી અનુવાદની એક નકલ મોકલી આપજો. અગાઉ જે પુસ્તકો વિષે મેં લખ્યું છે–અર્થાત્ કે સંસ્કૃત નારદ અને શાણ્ડિલ્ય સૂત્ર તે ભૂલતા ના.

"आशा हि परमं दुःखं नैराश्यं परमं सुखम् ।"

## पत्रांक ७४

૧૭ મી ફેબ્રુઆરી ૧૮૯૫

વહાલા અ—

+ + કાર્ય પ્રચંડ રીતે ગહન છે, અને જેમ જેમ તે આગળ વધતું જાય છે, તેમ તેમ તે વધારે ગહન થતું જાય છે. મને લાંબા વખતસુધી વિશ્રાંતિ લેવાની અતિશય જરૂર છે; છતાં ઇંગ્લંડમાં મારી સંમુખ એક મહાન કાર્ય ખડું છે.... મારા પુત્ર! ધીરજ રાખ, તે કાર્ય માટે તું જેટલી આશાઓ રાખી શકે તે કરતાં પણ તે વધારે વિકાસ પામી વધશે. દરેક કાર્ય ફતેહમંદ નિવડે તે પહેલાં તેને સેંકડો મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે. જેઓ અંતસુધી તેમાં મંડયા રહે છે, તે વિજયનો પ્રકાશ વહેલો યા મોડો જોઇ શકશે. × ×

ન્યુયૉર્ક કે જે અમેરિકાની સંસ્કૃતિનું ખાસ કેંદ્રસ્થાન છે, તેને જાગૃતિમાં લાવવાને હમણાં હું ફતેહ પામ્યો છું,

પણ તેમ કરતાં તેમાં પ્રચંડ શ્રમ લેવો પડયો છે....આ ન્યુયૉર્કના કાર્યમાં તેમજ ઇંગ્લંડમાં આને માટે મારી પાસે જે જે હતું તે સર્વનો લગભગ મેં વ્યય કરી નાખ્યો છે. હવે વસ્તુસ્થિતિ એવા સ્વરૂપમાં આવી ગઇ છે કે તે પોતે પોતાની જાતે આગળ ચાલી શકશે.

હિંદુ વિચારો અંગ્રેજી ભાષામાં મૂકવા, અને પછી નીરસ ફિલસૂફી, અને ગૂઢ પુરાણ તથા વિચિત્ર રીતે વિસ્મયમાં નાખનાર માનસશાસ્ત્રમાંથી એક એવો ધર્મ બહાર લાવવો કે જે સરળ, સાદો, લોકપ્રિય અને તેની સાથે ઉચ્ચમાં ઉચ્ચ બુદ્ધિમાન પુરુષોની આવશ્યકતાઓને પહોંચી વળે. એ કાર્ય કેવું છે તે જેમણે તે માટે પ્રયત્ન કરેલ છે તેઓજ ફક્ત સમજી શકે તેમ છે. ભાવવાહી અદ્વૈત, હમેશના જીવનમાં સજીવન–કાવ્યમય હોવું જોઇએ. તત્ત્વજ્ઞાન એટલું બધું ગૂઢ છે કે તેમાંથી સાર પામવા માટે નિરાશાજનક ફાંફાં મારવાં પડે છે, તોપણ તેમાંથી જાણવા યોગ્ય નૈતિક સ્વરૂપો બહાર લાવવાંજ જોઇએ; અને યોગવિદ્યાના અગમ્ય તત્ત્વમાંથી સૌથી વધારે વૈજ્ઞાનિક અને વ્યવહારૂ માનસશાસ્ત્ર પ્રકટાવવુંજ જોઈએ–અને આ સર્વ એવા સ્વરૂપમાં મૂકવાની જરૂર છે કે તેને એક બાળક પણ ગ્રહણ કરી શકે. આ મારા જીવનનું કાર્ય છે. હું આમાં કેટલો વિજય પામીશ તે ફક્ત પરમાત્માજ જાણે છે. કાર્ય કરવું તે આપણા અધિકારમાં છે, પણ તેનાં ફળ અધિકારમાં નથી. (कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन–ગીતાવાકય) ઓ મારા પુત્ર! કઠિન–ઘણું કઠિન કાર્ય છે! કામકંચનના વંટોળિયામાં પોતાને સ્થિર–અચલ રાખવો અને આપણા શિષ્યો જ્યાંસુધી આપણી ભાવનાઓ–આદર્શોનો વિચાર કરી તેની સંપૂર્ણ પ્રતીતિ કરનાર અને કેવળ વિરાગી બને, ત્યાંસુધી આપણા આદર્શોને વળગી રહેવું એ ખરેખર ગહન કાર્ય છે. પ્રભુનો ઉપકાર માનો કે, આ કાર્યમાં ક્યારનો મોટો વિજય મળી ચૂકયો છે. મને કેટલાક ખ્રિસ્તી મિશનરીઓ અને બીજાઓ સમજી શકતા નથી તેથી તેઓનો દોષ કાઢી શકતો નથી. (કારણ કે) તેઓએ જેણે કામિની અને કાંચનની દરકાર કરી નથી એવા મનુષ્યને ભાગ્યેજ જોયો હોય. આવો પુરુષ હોય એવું પહેલાં તો

તેઓએ માન્યું જ નહિ. ક્યાંથી તેઓ માની શકે ? શિયળ —બ્રહ્મચર્ય અને પવિત્રતાના જેવા વિચારો આર્યોમાં છે તેવા પશ્ચિમવાસીઓમાં છે, એમ તમારે ધારવાનું નથી. તેઓની ભાષામાં તેનો થોડોક ભાવ બતાવનારા શબ્દો સદ્‌ગુણ અને હિંમત એ છે.....હવે મારી પાસે સંખ્યાબંધ લોકો એકઠા થાય છે. સેંકડોને પ્રતીતિ થઇ ગઇ છે કે, પોતાની શારીરિક ઈચ્છાઓ ખરેખરી રીતે કાબુમાં-નિયમમાં રાખી શકનાર મનુષ્યો પણ છે; અને આ નિયમોપ્રત્યે આદર અને માનની લાગણી વધતી જાય છે. જે સબૂરી પકડે છે તેને બધું આવી મળે છે. સર્વદા આપનું કલ્યાણ થાઓ. આપનો

વિવેકાનંદ

---

# पत्रांक ७५

૧૯ ડબલ્યુ. સ્ટ્રીટ—ન્યુયૉર્ક '૯૫

વહાલા અ—

× × જેને સામાજિક સુધારો કહેવામાં આવે છે તેમાં પડી મગજને કંટાળો આપતા ના. કારણ કે જ્યાંસુધી ધાર્મિક સુધારો થયો નથી, ત્યાંસુધી કોઈ પ્રકારનો સુધારો થઇ શકતો નથી....પ્રભુએ જે ઉપદેશ આપ્યો છે તે ઉપદેશ કરો-વહેમ અને અસત્‌ના સંબંધમાં સારૂં યા નરસું કાંઈ કથન કરતા ના....હિંમત હારશો નહિ, તમારા ગુરુપરની શ્રદ્ધા ખોશો નહિ, પ્રભુમાંની શ્રદ્ધા ગુમાવશો નહિ. જ્યાં-સુધી આ ત્રણ તમારામાં હશે ત્યાંસુધી મારા બાલ ! તમારો કોઇ વાળ વાંકો કરનાર નથી. પ્રતિદિન હું વધારે દૃઢ-મજબૂત બનતો જાઉં છું. મારા બહાદૂર પુત્રો ! કાર્ય કર્યાં જ કરો.

આશીર્વાદ સાથે સદાનો આપનો

વિવેકાનંદ

---

# પત્રાંક ૭૬

૬ ઠ્ઠી માર્ચ '૯૫

પ્રિય અ—

× × અમેરિકાવાસીઓ (યાંકીઓ) ધર્મમાં વ્યવહારૂ છે એ તમે એક ક્ષણભર ધારતા નહિ. તેમાં તો ફક્ત હિંદુઓજ વ્યવહારૂ છે, જ્યારે યાંકીઓ તો ધનપ્રાપ્તિ કરનારા છે.... તેથી અહીંથી હું વિદાય થાઉં તે પહેલાં સંગીન-પાકો પાયો તૈયાર થઈ જાય તે હું ઇચ્છું છું. દરેક કાર્ય સંગીન કરવું જોઈએ....શ્રીરામકૃષ્ણના ઉપદેશો ઉપદેશવામાં તમારે આગ્રહ રાખવાની જરૂર નથી. તેના જે વિચારો છે તેને પ્રથમ તો ફેલાવો-વેરો-વિસ્તારો; જો કે હું જાણું છું કે દુનિયા હમેશાં વ્યક્તિને પહેલી જોવા ઇચ્છે છે, પછી તેના વિચારો તરફ વળે છે; છતાં હું ઉપર પ્રમાણે કહું છું....પ્રથમ મોટી મોટી યોજનાઓ બહાર મૂકવાની નથી, પણ ધીમે ધીમે શરૂઆત કરો અને જોતા જાઓ કે કેટલા વધો છો.

× × મારા બહાદુર પુત્રો ! કાર્ય કર્યે જાઓ. કોઈ દહાડો પણ આપણે પ્રકાશ જોવાનાજ.

એકતા અને શાંતિ....કાર્યોનો વિકાસ ધીમે ધીમે થવા દો. રોમ શહેર કંઇ એક દિવસમાં બંધાઇ ગયું નહોતું. મૈસુરના મહારાજા કે જે આપણી મહાનમાં મહાન આશાના કારણભૂત હતા તે ગત થયા છે. ઠીક ! પ્રભુ મહાન્ છે. તે મદદ કરવા માટે બીજાને મોકલશે.

બની શકે તો થોડાં કુશનાં આસન મોકલાવશો.

આશીર્વાદ સાથે આપનો સદાનો

વિવેકાનંદ

---

# પત્રાંક ૭૭

પ્રિય અ—

તમારો પત્ર હમણાંજ પ્રાપ્ત થયો. મને ઇજા કરવા કોઇ પ્રયત્ન કરે તેથી તમારે બીવાનું કંઇ પણ પ્રયોજન નથી. જ્યાંસુધી પરમાત્મા મારૂં રક્ષણ કરે છે, ત્યાંસુધી હું અભેદ્ય રહીશ. અમેરિકા વિષેના તમારા ખ્યાલો બહુ અચોક્કસ-અસ્પષ્ટ છે....આ અમેરિકા એક વિશાળ દેશ હોઇ

ખ્રિસ્તીનો મોટો ભાગ ધર્મવિષે ઝાઝી દરકાર કરતો નથી........ ખ્રિસ્તી ધર્મ ટકે છે તો તે ફક્ત સ્વદેશપ્રેમની ખાતર, બીજું કાંઇ નહિ. હવે મારા પુત્ર ! ધૈર્ય છોડતો નહિ, વેદાંત-સૂત્રો અને તે પરનાં સર્વ સંપ્રદાયનાં ભાષ્યો મને મોકલાવ.

હું પરમાત્માના હાથમાં છું. પાછા વળી હિંદમાં આવવાથી શું સર્યું ? હિંદ મારા વિચારોને આગળ વધારી શકનાર નથી. આ દેશ મારા વિચારોપ્રત્યે માયાળુપણું દર્શાવે છે. જ્યારે હું બધું પરવારીશ ત્યારે પાછો ફરીશ, તે દરમિયાન તમે સૌ ધીમેથી અને સહનશીલતાથી કાર્ય કર્યાં કરો. જો કોઇ મારા ઉપર આક્ષેપ–હુમલો કરે, તો તેના પ્રત્યે ઉપેક્ષાજ કરો....તમે એક એવી સમાજ સ્થાપો કે જ્યાં લોકોને વેદ અને વેદાંતોનું તેની ટીકાઓ સાથે શિક્ષણ આપવામાં આવે. હમણાં આ માર્ગપર કાર્ય કરો....જરૂર લક્ષમાં રાખો કે, જે જે ઘડીએ તમને નિર્બળ હોવાનું ભાસે છે, તે તે ઘડી તમે પોતાની જાતને ફક્ત નુકસાન કરો છો; એટલુંજ નહિ પણ આપણા કાર્યને–નિશાનને ઈજા પહોંચાડો છો. વિજય પ્રાપ્ત કરવો હોય તો તેની પહેલાં અનંત શ્રદ્ધા અને બળ એ બે અવશ્ય હોવાંજ જોઇએ.

આનંદી બનો....તમારા પોતાના આદર્શને વળગી રહો. તે સર્વ ઉપરાંત, કદી પણ કોઈને દોરવાને કે કોઇના પર શાસન ચલાવવાને પ્રયત્ન કરતા નહિ. સર્વના સેવક બનો.

સર્વદા આશીર્વાદ સાથે

વિવેકાનંદ

---

# પત્રાંક ૭૮

ન્યુયૉર્ક, ૨૧ મી માર્ચ ૧૮૯૫

પ્રિય બ—

ર—ની મંડળીઓ મારી બદનક્ષી કરવામાં આનંદ લે છે એ સાંભળી મને આશ્ચર્ય થાય છે. કેવી નવાઈની વાત છે કે, ગમે તેવું સારૂં વર્તન ચલાવનાર વિષે પણ હડહડતાં જૂઠાણાં ઉભાં કરનારા દુનિયામાં હોય છેજ ! શિકાગોમાં તો એવા પ્રસંગો મારી સામે દરરોજ ઉભા થતા !

× × × ×

મારા ગુરુદેવ કહેતા કે, આ હિંદુ, ખ્રિસ્તી વગેરે નામો મનુષ્ય મનુષ્ય વચ્ચેની બંધુભાવની લાગણીઓના માર્ગમાં મહાન અંતરાયરૂપ છે. તેમને તોડી પાડવાનો આપણે પ્રથમ પ્રયાસ કરવો જોઈએ. તેમાંની સઘળી હિતકર શક્તિઓ જતી રહી છે અને અત્યારે તેઓ માત્ર ઝેરી અસરોરૂપેજ રહ્યાં હોઇને તેનાથી ભોળવાઇ જઇ આપણામાંના ઉત્તમોત્તમ જનો પણ પિશાચની માફક વર્તે છે. જુઓ, આપણે શ્રમ તો સખત કરવો પડશે, પણ એ અંતરાયોને દૂર કરવામાં આપણે ફતેહ તો મેળવવીજ જોઇએ.

એટલાજ માટે મધ્યસ્થાન રાખવાની મારી આટલી બધી ઇચ્છા છે. સંસ્થામાત્રમાં દોષો તો બેશક હોવાનાજ, પરંતુ તેના વગર કંઈ કામ પણ થઇ શકે તેમ નથી; અને અત્રે મને ધાસ્તી છે કે, મારે તમારી સાથે મતભેદ થશે અને તે એ મુદ્દાપર કે, કોઈ પણ મનુષ્ય સમાજને સરખી રીતે રાજી રાખીને કદી પણ મહાન કાર્યોમાં ફતેહમંદ નીવડે નહિ. પોતાનો અંતરાત્મા કહે તે મુજબ કાર્ય કરવું જોઇએ. પછી જો તે કાર્ય યોગ્ય અને સારૂંજ હશે તો સમાજને તે વધાવી લીધા વિના છૂટકોજ નથી—પછી ભલેને તે એ મનુષ્યના મૃત્યુ પછી કે સેંકડો વર્ષ પછી કાં ન હોય, પણ તે સમાજને સ્વીકારવુંજ પડશે. કાર્યની સાથે હૃદય, આત્મા અને શરીરથી તન્મય થઈ જવું જોઇએ અને જ્યાંસુધી આપણે બસ એક ને એકજ આદર્શ માટે બીજા સર્વસ્વનો ભોગ આપવા તૈયાર ન થઇએ ત્યાંસુધી આપણે કદી પણ પ્રકાશ જોઈ શકીશું નહિ.

માનવજાતિને મદદ કરવાની જેમની ઇચ્છા હોય તેમણે પોતાનાં સર્વ સુખદુઃખ, નામકીર્તિ અને સર્વ તરેહના સ્વાર્થોનો ગુંડો પુંડો કરી પ્રથમ સમુદ્રમાં ફેંકી દેવો જોઇએ અને ત્યારપછીજ પ્રભુ પાસે આવવું; એજ પ્રમાણે સઘળા સમર્થ આચાર્યોએ કહ્યું છે અને કર્યું છે.

મિસ ચ—ને ત્યાં હું ગયા શનિવારે ગયો હતો. મેં તેને કહી દીધું કે, એની મરજી મુજબ મારાથી એને ત્યાં વર્ગો લેવાનું બની નહિ શકે. ધનવાનને હસ્તે કોઈ પણ મહાન કાર્ય થયાનું જગતના ઇતિહાસમાં કદી જોયું

**છે ? જે જે મહાન કાર્યો થયાં છે અને થાય છે તે હૃદય અને મગજનાંજ પરિણામ છે અને નહિ કે પૈસાનાં.** મતલબ કે, નાણું કામ કરતું નથી, પણ મગજ-શક્તિ અને હૃદયબળજ કરે છે.

મારા આદર્શને માટેજ મારૂં બધું જીવન; અને સહાય સર્વશક્તિમાન પરમાત્માની; બીજા કોઈની અપેક્ષા નહિ! બસ એજ માત્ર વિજયની ખરી ચાવી છે. મારી ખાત્રી છે કે, આ બાબતમાં તો તમે મારી સાથે મળતાં થશો. × ×

## पत्रांक ७९

પ્રિય એ— ૧૮૯૫

આપણી કંઇ અમુક સંસ્થા નથી, કોઇ એક ઉભી કરવાની ઇચ્છા પણ નથી. પોતાને વ્યાજબી લાગે તે શીખ-વવાને દરેક જણ સ્વતંત્ર છે. જેને જે યોગ્ય લાગે તેનો ઉપદેશ કરવાની તેને તદ્દન છૂટ છે.

જો તમારામાં કંઇ પણ સત્ત્વ હશે તો તમે બીજાને આકર્ષવામાં નિષ્ફળ જશો નહિ. ....ની પદ્ધતિ કદી આપણા ઉપયોગમાં આવી શકે એમ નથી. તેનું કારણ તદ્દન સાદુ, સ્પષ્ટ અને સરળ છે કે, તેઓ એક વ્યવસ્થિત પંથ છે અને આપણે નથી.

વ્યક્તિત્વ સાચવી રાખવું એજ મારો મુદ્રાલેખ છે. વ્યક્તિઓને કેળવણી આપીને તૈયાર કરવી એટલીજ મારી આકાંક્ષા છે. મારૂં જ્ઞાન ઘણુંજ થોડું છે; પણ જે થોડું કંઇ છે તે હું બાકી રાખ્યા વગર શીખવું છું. જે વાતનું મને જ્ઞાન નથી તે વાત હું તરતજ કબૂલ કરી દઉં છું, અને જ્યારે જ્યારે લોકોને થિયોસોફિસ્ટ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો અથવા જગતમાં બીજા કોઇ પણ મંડળ કે વ્યક્તિ તરફથી મદદ થતી જોઉં છું ત્યારે ત્યારે મને અત્યંત આનંદ થાય છે. હું તો માત્ર સંન્યાસી છું અને તે દૃષ્ટિથી હું જગતમાં મારી જાતને શેઠતરીકે નહિ પણ એક સેવકતરીકેજ લેખું છું.

..................જો લોકો મને ચાહતા હોય તો તે પણ ઠીક છે અને જો મને ધિક્કારતા હોય તો તે પણ ઠીક છે.

દરેક માણસે પોતેજ પોતાનું કલ્યાણ મેળવવાનું છે. દરેકે પોતેજ પોતાનું કાર્ય કરવાનું છે. હું કોઈની મદદ માગતો નથી, અને મદદ આવે છે તો હું તેનો અસ્વીકાર પણ કરતો નથી. દુનિયામાં કોઇની પાસેથી મદદ માગવાનો મને કશોજ હક નથી. જેમણે જેમણે મને અત્યાર સુધીમાં મદદ કરી છે અથવા ભવિષ્યમાં કરશે તે તો માત્ર મારા તરફની તેમની દયાને ખાતરજ, નહિ કે મારો હક હતો માટે; અને એ રીતે હું તેમનો સદાને માટે ઋણી છું.

જ્યારે હું સંન્યાસી થયો ત્યારે એ પગલું મેં બહુજ વિચાર કરીને ભર્યું હતું. ભૂખમરાથી આ દેહનું અવસાન થશે એ વાતનું મને ભાન હતું. પણ તેથી શું? હું તો માત્ર એક ભિખારી છું. ગરીબો મારા મિત્ર છે, હું ગરીબોને ચાહું છું. હું ગરીબાઇનો સત્કાર કરૂં છું. કોઈકોઇ વાર મારે ભૂખમરો વેઠવો પડયો છે તેથી મને આનંદ છે. હું કોઇની મદદ માગતો નથી. માગવાની શી જરૂર છે? સત્ય પોતાની મેળેજ પોતાનો પ્રચાર કરશે. મારી મદદવગર કંઇ સત્યનો નાશ થઇ જવાનો નથી! "સુખ–દુઃખને અને જય–પરાજયને સમાન માનીને તું યુદ્ધ કર્યે જા." (ગીતાજી) અનંત પ્રેમ, ગમે તેવી પરિસ્થિતિમાં સ્થિરતા, નિશ્ચલતા, સમતા અને અદેખાઇ કે ઇર્ષ્યા નહિ હોવી, એ તેનાથીજ કામ થશે, બીજી કોઇ રીતે નહિ. × × ×

તમારો

વિવેકાનંદ

---

## पत्रांक ८०

અમેરિકા, ૧૧ એપ્રિલ, ૧૮૯૫

× × × તમે લખ્યું છે કે, તમને હવે આરામ થયો, કિંતુ હવે પછી તમારે બહુ સાવધાન રહેવાનું છે. અસ્વાસ્થ્યકર આહાર, કિંવા ગંદકીમય સ્થાનમાં વાસ કરવાથી ફરી રોગના ભોગ થવાનો સંભવ છે તથા મેલેરિયાના હાથમાંથી બચવું દુષ્કર છે. પ્રથમ તો એક નાનો સરખો બાગ અને મકાન ભાડે લેવાની જરૂર છે. ૩૦–૪૦ રૂપિયામાં એવું સ્થાન મળી શકશે. બીજું એ કે, રાંધવામાં અને પીવામાં વપરાતું જળ, ફિલ્ટર

કરીને (ગાળીને) વાપરવું. * * પાણીને ઉકાળવાથી તે શુદ્ધ થાય છે. સ્વાસ્થ્યપર બધાએ પ્રથમ નજર રાખવી જોઇએ. એક રસોઈયો, એક ચાકર, સ્વચ્છ શયનગૃહ અને નિયમિત ભોજન–એ સ્વાસ્થ્ય માટે અતિ આવશ્યક છે. એ પ્રમાણે થાય તેવી વ્યવસ્થા કરો, એથી ઉલટું ન થવું જોઇએ. * * નિ–એ ઘર, આંગણું, બિછાનું વગેરે બરાબર સાફ રાખવાનો તથા પાણી ફિલ્ટર કરવાનો ભાર ઉપાડી લેવો. * * સમસ્ત કાર્યની સફળતા તમારા પરસ્પરના સંપ અને પ્રીતિભાવ પર છે. દ્વેષ, ઈર્ષ્યા, અભિમાન જ્યાં લગી હશે ત્યાં લગી કોઈ રીતે કલ્યાણની આશા નથી. * * બીજા આગળ પરસ્પર વિરુદ્ધ કાન કરડવા એ મહાપાપ છે, એમ માનજો. એને ત્યજી દો. × × મહોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવાઈ ગયો એ બહુ સારી વાત થઇ ગઇ. આવતી વખતે એક લાખ લોક આવે એવો પ્રયાસ થવો જોઇએ. × × અનંત ધૈર્ય, અનંત ઉદ્યોગ જેની સહાયમાં હોય તેજ કૃતકાર્ય થાય છે. * *

રામકૃષ્ણ પરમહંસને માને કિંવા ન માને તે સર્વપ્રતિ સહાનુભૂતિ દાખવો. વૃથા તર્ક કરવા કોઈ આવે તો પોતે ભદ્રતાસહિત પરાવર્ત થઈ જવું. × × સકળ મતના લોકો પ્રતિ સહાનુભૂતિ પ્રકટ કરો. એ સઘળા મહાન ગુણો જ્યારે તમારી અંદર આવશે, ત્યારે તમે મહાતેજથી કામ કરી શકશો. માત્ર "જયગુરુ, જયગુરુ" કર્યા કરવાથી કંઇજ કામ નહિ આવે. આ વખતનો ઉત્સવ તો ઉત્તમ રીતે પાર પડયો જણાય છે અને એને માટે તમે ખાસ પ્રશંસાને પાત્ર છો; હજી પણ તમારે આગળ ધપ્યા જવું જોઇએ, સમજ્યાને ? "હું શું સમજી શકું" "મારાથી શું બને" એમ બોલ્યા ને માન્યા કરવાથી તો ત્રણ ભવે પણ કંઇ જાણી શકાશે નહિ. ઠાકુરદાદાની વાતો –ને ગળગળા બનાવે છે એ વાત ખરી, પણ એવું કંઇ ઉચ્ચ પ્રતિનું કરવું જોઇએ કે જે સુશિક્ષિત વર્ગની બુદ્ધિપર પ્રભાવ પાડે. ખાલી ડુગડુગી બજાવીને શોર કરવાનું પ્રયોજન શું છે ? આ મહોત્સવ એઓશ્રીના સ્મારકરૂપ નિવડશે, એટલુંજ નહિ પણ તેમના સિદ્ધાંતોના પ્રચારનું એક મુખ્ય કેન્દ્ર બનશે. × × બધું ધીરે ધીરે થશે; તથાપિ

સમયે સમયે શિકારી કૂતરાને શિકાર સામે ધસવાની છૂટ ન મળે અને જેમ દોડધામ કરે તેવું મારૂં તો છે. આગળ ધપો, આગળ ધપો; એ તો મારો પુરાણો પોકાર છે. બસ, હાલ તો હવે આટલુંજ. મારી પ્રકૃતિ સારી છે. × ×

## पत्रांक ८१

ન્યુયૉર્ક, ૧૧ મી એપ્રિલ ૧૮૯૫

મિસ હ– મને ઘણી મદદ કરે છે. હું તેનો બહુ આભારી છું. તે ઘણી માયાળુ છે અને હું આશા રાખું છું કે, તે સહૃદયી અને સત્યનિષ્ઠ પણ છે. તે મને "ખરી જાતના લોકો" સાથે પરિચિત કરાવવા માગે છે. × × × "ખરી જાતના લોક" તો માત્ર તેઓજ છે, કે જેમને પ્રભુ પોતે મોકલે છે. મારી જીંદગીના અનુભવથી મને સમજાયું છે કે, તેઓજ માત્ર મને મદદ કરી શકે અને કરશે. બાકી બીજાઓને તો પ્રભુ મદદ કરે અને મને તેમનાથી બચાવે!

મારા એકેએક મિત્રનું એવું ધારવું હતું કે, મારા આ ગરીબ લત્તાઓમાં રહેવાથી અને ઉપદેશ કરવાથી કંઇજ લહાણુ નીકળશે નહિ–બધીજ મહેનત પાણીમાં જશે અને બાનુઓ તો કોઇજ ત્યાં નહિ આવે. મિસ હ–નો ખાસ કરીને એવો ખ્યાલ હતો કે "તે પોતે" અથવા તો "તેણીના ખરા લોકો" આવી જાતની વાતોથી બહુ પર હતા; એટલે કે જે માણસ પોતે ગરીબ વસવાટમાં રહેતો હોય તેની પાસે જવામાં કે તેનો ઉપદેશ સાંભળવામાં તેમને નાનમ લાગે તેમ હતું. આમ છતાં પરિણામે તો એ "ખરા લોકો" અને તેણી પોતે પણ દર વખત ત્યાં આવતાં હતાં. અહા પ્રભો! તારામાં અને તારી કૃપામાં શ્રદ્ધા રાખવી, એ મનુષ્યને માટે કેટલું કપરૂં છે! શિવ શિવ! "ખરી જાત" કયાં છે અને ખોટીયે ક્યાં છે? સર્વ કંઇ પ્રભુજ છે! વાઘમાં ને મેંઢામાં, સાધુમાં અને પાતકીમાં બધાયમાં એજ છે! શરીર અને અંતઃકરણથી મેં એનોજ આશરો લીધો છે. મારી આખી જીંદગી મને પોતાના હાથમાં હુલાવીને હવે શું તે મને ત્યજી દેશે? ના, ના. પ્રભુ જો દયાળુ ન હોય તો સમુદ્રમાં એકે ટીપું ન રહે, ગાઢ જંગલમાં એક ડાંખળી સરખી ન રહે, અને

ધનપતિ કુબેરના ઘરમાં પણ ખાવાને ટુકડો સરખો ન રહે. અને જો એની મરજી થાય તો વેરાનમાં વહેળાઓ વહે અને ભીખારીને ત્યાં ઋદ્ધિસિદ્ધિ પાણી ભરે. × × ×

છટ્ ! આ "ખરી જાતના લોકો" અને "ખોટી જાતના લોકો" એ વળી શું ? ભગવાન શિવ ! તુંજ મારો "ખરો" છે અને તુંજ મારો "ખોટો" છે. ભગવાન ! છેક બચપણથી મેં તારો આશ્રય લીધો છે. ઉષ્ણુકટિબંધના પ્રદેશોમાં કે ધ્રુવપ્રદેશોમાં, ઉંચા ગિરિરાજોનાં શિખરોપર કે મહાસાગરોનાં ઉંડાણુમાં તું મારી સાથે રહેજે. તું મારૂં રહેઠાણુ છે, તું મારો જીવનનાયક છે, તું મારો આશ્રય છે, તું મારો મિત્ર છે, તું મારો ગુરુ છે, તું મારો પરમેશ્વર છે, તું મારો સત્ય આત્મા છે. તું મારો કદીજ ત્યાગ નહિ કરે, એવી મારી સંપૂર્ણ ખાત્રી છે. એકલે હાથે અનેકની સામે બાથ ભીડતાં કોઇ કોઈ વાર હે પ્રભો ! હું હરબડી જાઉં છું અને મન નબળું પડતાં માનવીની મદદ લેવાનો વિચાર આવે છે. પણ હે પ્રભો ! આવી જાતની નબળાઇઓમાંથી તું મને સદા બચાવ અને તારા સિવાય બીજા કોઈની પણ સહાય લેવાની મને બુદ્ધિ ન થાય એવું કર. એક માણુસ જો બીજા કોઇ સારા માણુસમાં વિશ્વાસ મૂકે છે તો તેનો કદી વિશ્વાસઘાત થતો નથી કે કદી ત્યાગ પણ થતો નથી; તો પછી ઓ પુરુષોત્તમ ! હે તાત ! શું તું મારો ત્યાગ કરીશ ? આખી જીંદગીભર હું તારો અને તારો એકલાનોજ દાસ છું એવું જાણુવા બૂજવા છતાં શું તું મને તરછોડીશ ? શું તું મને બીજાઓના હાથમાં રમકડારૂપ બનવા દઈશ, કે અનર્થાગારમાં તણાવા દઇશ ? અરે ! એમ બનેજ કેમ ?

માતા ! મારી ખાત્રી છે કે, તે મારો કદી પણ ત્યાગ નહિ કરે.

## પત્રાંક ૮૨

ન્યુયૉર્ક, મે ૧૮૯૫

પ્રિય—

તમને પત્ર લખ્યા પછી મારા શિષ્યોએ મદદ કરી છે, અને વર્ગો સુંદર રીતે ચાલુ થશે એમાં કશીજ શંકા નથી.

મને તેથી ઘણોજ આનંદ થયો; કારણ કે જે પ્રમાણે ખાવાનું અને શ્વાસ લેવાનું મારી જીંદગીને માટે આવશ્યક બની રહેલ છે, તેજ પ્રમાણે તેને ટકાવી રાખવાને માટે જ્ઞાન-પ્રચારનું કાર્ય પણ આવશ્યક થઈ પડયું છે. તમારો

વિવેકાનંદ

× × × ×

ધતીંગોથી આ દુનિયા કેટલી સહેલાઈથી છેતરી શકાય છે, અને જ્યારથી સંસ્કૃતિનો ઉદય થયો ત્યારથી માણસોની શ્રદ્ધાપર જૂઠાણું અને અસત્યતાનો કેવો મોટો ઢગલો જામ્યો છે!

---

## પત્રાંક ૮૩

૬ ઠ્ઠી મે ૯૫

વહાલા અ—

તમારો છેલ્લો પત્ર તથા રામાનુજાચાર્યના ભાષ્યનું પ્રથમ પુસ્તક મને આજ સવારે મળ્યાં........જો હિંદુઓ બધા ઉંઘમાં ઘોરતા હોય તો મારે તેઓના હિંદુ ધર્મનો બચાવ કરવા માટે, મારી શક્તિનો વ્યય નિરર્થક શામાટે કરવો જોઇએ? તમે કરોડો હિંદવાસીઓ, અને ખાસ કરીને જેઓ પોતાની વિદ્વત્તા માટે એટલા બધા મગરૂર છે તેઓ, ત્યાં બેઠા બેઠા શું કરો છો? તમેજ શા માટે યુદ્ધ કરવાનું સ્વીકારતા નથી, અને મને ઉપદેશ તથા શિક્ષણ આપવા માટે અળગો રાખતા નથી? વિદેશીઓની મધ્યમાં હું અહીં દિવસ અને રાત ફાંફાં મારતો પડયો છું....હિંદુસ્તાન મને શું મદદ મોકલે છે? હિંદી પ્રજાના જેવી બીજી કોઇ પ્રજા ઓછા સ્વદેશપ્રેમવાળી તમે કદી ભાળી છે? જો તમે એક ડઝન સુશિક્ષિત દૃઢાગ્રહી પુરુષોને યુરોપ અને અમેરિકામાં ઉપદેશ આપવા અર્થે મોકલો અને તેનો નિભાવ થોડાં વર્ષ સુધી માથે ઉપાડી લ્યો, તો

હિંદને નૈતિક અને રાજકીય મદદ અતિશય કરી શકશો. જે વ્યક્તિ હિંદ પ્રત્યે નૈતિક સહાનુભૂતિ રાખે છે, તે દરેક રાજકીય મિત્ર બનશે. પશ્ચિમવાસીઓમાંના ઘણા તમારાવિષે એવું ધારે છે કે, તમે અર્ધનગ્ન દશામાં જંગલીઓની બનેલી પ્રજા છો અને તેથી તમોને સંસ્કરણમાં લાવવા માટે તમારાપર બળજોરી થવી જોઇએ છે. આ ધારવું તદ્દન ખોટું છે, એવું તમે તમારી વલણથી કેમ બતાવી આપતા નથી? ........ઘણે દૂર પડેલા દેશમાં રહી એક માણસ શું કરી શકે? વળી જે મેં કર્યું છે તેને માટે પણ તમે લાયક નથી. × × ×

જે હિંદુઓ અત્યારસુધી પશ્ચિમના દેશમાં આવી ચૂકયા છે તેઓએ વખાણ અથવા પૈસા મેળવવા અર્થે પોતાના ધર્મ અને દેશજનોપર વારંવાર ટીકા કરી છે. તમે જાણો છો કે, હું અહીં નામ કે કીર્તિ શોધવા આવ્યો નથી. નામ-કીર્તિ મારાપર બળાત્કારે આવીને પડેલ છે. હું હિંદમાં પાછો શામાટે આવું? મને ત્યાં કોણ સહાય આપશે? પોતાનો ધર્મ ઉપદેશવા માટે મદ્રાસમાં એવા કયા પુરુષો છે, કે જે સંસારને તજી દે? જેણે પોતાના દેશનો બચાવ કરવાની હિંમત કરી છે તે હું ફક્ત એકજ વ્યક્તિ છું, અને અહીંના લોકોને મેં એવા વિચારો આપ્યા છે, કે જેની તેઓ એક હિંદુ પાસેથી કદી પણ આશા રાખી શકે નહિ. આ દેશમાં હજારો એવા છે, કે જે મારા મિત્રતરીકે રહે છે; અને સેંકડો એવા છે કે જે મરણપર્યંત મારી પાછળ આવે તેમ છે. દર વર્ષે તેઓ વધતા જશે અને જો હું વધારે આયુષ્યવાળો રહી તેઓની સાથે કાર્ય કરીશ તો મારા જીવનના તથા ધર્મના આદર્શો પાર પડશે. તમે સમજ્યા કે?

સર્વ પ્રજા માટેનું મંદિર કે જે અમેરિકામાં બંધાવવાનું હતું તે સંબંધી હમણાં હું કાંઇ સાંભળતો નથી; છતાં અમેરિકાના કેંદ્રસ્થાનરૂપ ન્યુયૉર્કમાં મેં દૃઢ કાબુ મેળવેલ છે, અને તેથી મારૂં કાર્ય આગળ વધશે. હું મારા કેટલાક શિષ્યોને ઉન્હાળામાં એક શાંત પ્રદેશમાં લઇ જઇ તેઓને યોગ, ભક્તિ અને જ્ઞાનનું શિક્ષણ પૂરૂં કરાવું છું અને પછી તેઓ કાર્ય આગળ લઈ જવા સંપૂર્ણ મદદ કરશે. હવે મારા પુત્રો! કાર્ય કરવામાં પ્રવૃત્ત થાઓ.

એક માસની અંદર તે પેપર કાઢવા માટે થોડા પૈસા મોકલવાની સ્થિતિમાં હું આવીશ. હિંદુ ગૃહસ્થ ભિખારીઓ પાસે ભીખ માગવા જતા નહિ. હું તે કાર્ય મારા પોતાના મગજથી અને દૃઢ જમણા હાથથી મારી મેળેજ કરીશ. અહીં તેમજ હિંદમાં મને કોઇ માણસની મદદની જરૂર નથી....રામકૃષ્ણ અવતાર ઉપર બહુ ઝાઝો ભાર મૂકશો નહિ.

હવે મેં જે શોધ કરી છે તે કહું છું. સર્વ ધર્મ, વેદાંતમાં–એટલે વેદાંત ફિલસૂફીની ત્રણ ક્રમિક દશાઓ નામે દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને અદ્વૈતમાં સમાયેલ છે. એક બીજા પછી એમ ઉત્તરોત્તર છે. મનુષ્ય જેમ જેમ ધાર્મિક પ્રગતિ કરતો જાય છે, તેમ તેમ તેને આ ત્રણે દશાઓ ઉત્તરોત્તર આવે છે. ધર્મનું આ રહસ્યતત્ત્વ છે. વેદાંતને હિંદની ભિન્ન ભિન્ન મનુષ્યજાતો સંબંધી રૂઢિઓ અને સંપ્રદાયોની સાથે લાગુ પાડતાં જે બને છે તે હિંદુધર્મ છે. પ્રથમની અવસ્થા કે જે દ્વૈત છે, તેને યુરોપના ભિન્ન ભિન્ન સમાજોના વિચારો સાથે લાગુ પાડીએ તો ખ્રિસ્તીધર્મ બને છે. સેમેટિક પ્રજાઓને લાગુ પાડતાં મુસલમાન ધર્મ પ્રાપ્ત થાય છે. અદ્વૈતને તેના યોગના સ્પષ્ટ સ્વરૂપ સાથે લાગુ પાડતાં બૌદ્ધ ધર્મ આદિ નીપજે છે. હવે ધર્મનો અર્થ વેદાંતથી સૂચવાય છે; તે વેદાંતને લાગુ પાડવું તે વિધવિધ પ્રજાઓની જરૂરીઆતો, આસપાસની સ્થિતિઓ અને બીજા સંજોગો ભિન્ન ભિન્ન હોવાથી ભિન્ન ભિન્ન થઇ શકે છે. તમે જોઈ શકશો કે, ફિલસૂફી એકજ હોવા છતાં શાકતો, શૈવો આદિ તેઓના ખાસ વિશિષ્ટ સંપ્રદાયો અને મતોને જુદી જુદી રીતે તે ફિલસૂફી લાગુ પાડે છે. હવે તમારા માસિકમાં આ ત્રણ દર્શનો સંબંધે લેખો ઉપર લેખો લખ્યાં કરો અને તેમાં એમ બતાવો કે, એક દર્શન પછી બીજું દર્શન આવે છે અને તેથી ત્રણેમાં એકતા છે, અને તેની સાથે વિધિવાદને તદ્દન અડકતા નહિ. અર્થાત્ ફિલસૂફીના આધ્યાત્મિક ભાગનો ઉપદેશ કરો, અને તે ઉપદેશને લોકો પોતાના મતો સાથે અનુકૂળ કરી લેશે. આ વિષયપર હું એક પુસ્તક લખવા માગું છું, તેથી મેં ત્રણ ભાષ્યોની જરૂર પડતાં મંગાવ્યાં, પણ હજુ સુધી રામાનુજનું પહેલું વૉલ્યુમજ મળ્યું છે.

× × હું પ્રસિદ્ધ લેખક નથી, એ તમે જાણો છો. ઘેર ઘેર ભીખ માગવા જવાની મને ટેવ નથી. હું શાંત બેસું છું અને કાર્ય સ્વતઃ થતું જાય એમ થવા દઉં છું.... જો હું પણ એક સાંસારિક–દંભી હોત તો અહીં જબરી વ્યવસ્થા કરીને મહાભારત ફતેહ હું પણ મેળવી શકયો હોત. અફસોસ! કેમકે અહીં પણ ધર્મ એવું કંઇ જો મનાતું હોય તો તે બધું પૈસો અને કીર્તિ છે. અહીંના પાદરીઓ, પૈસાદારો અને વિષયમાં મચેલા પુરુષો પૈસો અને કીર્તિ માટેજ મચી પડેલા છે. હું અહીં એવા મનુષ્યોની નવી સંસ્થા ઉત્પન્ન કરવાનો છું, કે જે પ્રભુમાં અચલ હૃદયપૂર્વક શ્રદ્ધા રાખનાર હોય, અને દુનિયા માટે લેશમાત્ર પણ દરકાર કરનાર ન હોય. આ બધું થશે, પણ ઘણુંજ ધીમે ધીમે. તે દરમિયાન તમે તમારૂં કાર્ય ચલાવ્યાજ કરો અને તમારી હોડી સીધી સીધી આગળ હંકાર્યે જાઓ. જે સામયિક પત્ર છે તે મિથ્યા દેખાવ કરનારૂં ન હોવું જોઇએ, પણ ગંભીર અને મક્કમ, શાંતિપ્રદર્શક અને ઉચ્ચવિચારવાહી હોવું જોઇએ.... એક સુંદર અને મક્કમ લેખકોનો સમાજ હાથ કરો.... સંપૂર્ણ નિઃસ્વાર્થી, અચલ કાર્ય કરનાર બનો. પછી કાર્ય ચલાવ્યે જાઓ, તો આપણે મહાન કાર્યો બજાવીશું. તે માટે ભીતિ ન રાખો. વિશેષ એક વાત એ કહેવાની કે, સર્વના દાસ બનો અને કોઇને કાબુમાં રાખવાની તલમાત્ર પણ કોશિષ ન કરો. તેમ કરશો તો અદેખાઇ ઉત્પન્ન થશે અને સર્વ ભાંગી પડશે....કૂચ કરો. અત્યારસુધીમાં તમે આશ્ચર્યકારક રીતે સારૂં કર્યું છે. મારા પુત્ર! તું આત્માવલંબી, વફાદાર અને સહનશીલ બન. આપણે બધું સાધી શકીશું. મારા બીજા મિત્રો સાથે શત્રુભાવ રાખીશ નહિ–વાદવિવાદ કરીશ નહિ. સર્વની સાથે સંપથી રહેજે. સર્વને મારા શાશ્વત પ્રેમ સાથે— આપનો સદાનો આશીર્વાદસહ

વિવેકાનંદ

તા. ક. જો તમે નેતાતરીકે આગળ વધશો તો તમને સહાય આપવા કોઈ આવશે નહિ. પ્રથમ તો અહંભાવનું નિકંદન કરો, ત્યારપછીજ વિજયની ધારણા સંપૂર્ણ પાર પડશે.

# पत्रांक ८४

ન્યુયૉર્ક, ૧૪ મી મે ૯૫

પ્રિય અ—

× × × ×

હવે મેં ન્યુયૉર્ક પર આધિપત્ય મેળવ્યું છે, અને મને આશા રહે છે કે, કાર્ય કરનારનો સ્થાયી સમાજ હું મેળવી શકીશ. તે સમાજ જ્યારે આ દેશથી વિદાય થઈશ ત્યારે, આપણે હાથ ધરેલું કાર્ય બજાવશે. મારા પુત્ર ! તું સમજે છે કે, વર્તમાનપત્રમાં જે બધી આતશવાળી બીનાઓ આવે છે તે સર્વ મિથ્યા છે. મારી ધારણા એજ છે કે, હું અહીંથી જ્યારે વિદાયગીરી લઉં, ત્યારે મારી પાછળ હું સ્થાયી અસર મૂકી જવા સમર્થ થાઉં, એમ થવુંજ જોઈએ; અને પ્રભુના આશીર્વાદથી એમ ઘણું જલદી થશે........આખા જગતના સમસ્ત ધન કરતાં લાયક મનુષ્યો વધારે કિંમતી છે.

મારા વિષે ફિકરચિંતા કરવાની તમારે જરૂર નથી. પ્રભુ મારૂં હમેશાં રક્ષણ કરે છે. હું આ દેશમાં આવ્યો તો હવે મેં જે શ્રમ અહીં લીધેલો છે તે વ્યર્થ જવો નજ જોઇએ.

પ્રભુ માયાળુ છે, અને જો કે મને કોઇ પણ રીતે ઈજા કરવાને બને તેટલો પ્રયત્ન કરનારા ઘણા છે, છતાં મારી સાથેની મિત્રતા સાચવી મને અંતસુધી વળગી રહેનારા પણ ઘણા છે. સારા કાર્યમાં વિજય પામવાની કુંચીરૂપ અનંત ધૈર્ય, અનંત પવિત્રતા અને અત્યંત ક્ષમતા છે.

આશિષ સાથે આપનો સદાનો

વિવેકાનંદ

---

# पत्रांक ८५

યુ. સ્ટે. અ. ૨૦ મી મે ૧૮૯૫

મારા વહાલા સ—

× × હત્રે હું તમને એક વિલક્ષણ બીના કહું છું. જ્યારે જ્યારે તમારામાંથી કોઇ અનારોગ્ય થાય, ત્યારે તેણે પોતે પોતાને યા તમારામાંથી કોઇએ તેને (પોતાની દૃષ્ટિ) આગળ ખડો કરવો અને માનસિક એવું કથન કરવું અને દૃઢ રીતે એવી કલ્પના કરવી કે તે બરાબર આરોગ્ય છે. આથી તે ઝપાટામાં સાજો થશે. તે માંદાને ન ઓળખતા

હો અગર તે તમારાથી હજારો માઇલ દૂર હોય તે છતાં પણ તમે તે કરી શકો છો તે યાદ રાખો, અને હવે વધુ વાર માંદા ન બનો. × ×

શા માટે સ– પોતાની દીકરીના લગ્નને લઈને એટલો બધો દુઃખી છે, તે હું સમજી શકતો નથી. ગમે તેમ હોય તે છતાં, તે પોતે જે સંસારમાંથી મુક્ત થવા ઇચ્છે છે, તેજ દુર્ગંધી સંસારમાંથી પોતાની દીકરીઓને પસાર કરાવવા માગે છે! તેને માટે સંપૂર્ણ ધિક્કાર, એજ ફક્ત મારી પાસે અભિપ્રાય છે. પુત્ર કે કન્યાના સંબંધમાં લગ્નનું નામજ ધિક્કારૂં છું. મૂર્ખાઓ! શું તમે એમ ધારો છો કે, લગ્ન માટે અનુમોદન આપી હું કોઇને બંધનમાં નાખવામાં સહાયભૂત થાઉં? જો મારા ભાઇ મ– પરણશે તો હું તેનાથી મારો સંબંધ છૂટો પાડીશ. તે સંબંધે મેં ચોક્કસ પાયે નિર્ણય બાંધ્યો છે. સપ્રેમ આપનો

વિવેકાનંદ

## પત્રાંક ૮૬

ન્યુયૉર્ક, ૨૨ મી જુન ૯૫

વહાલા ક—

અત્યારે એક લીટી લખવા કરતાં આખો પત્ર તમને હું હવે પછી લખીશ. તમે આગળ વધતા જાઓ છો એ જાણી મને આનંદ ઉપજે છે. હું હિંદ તરફ પાછો વળવાનો નથી, એ માનવામાં તમારી ભૂલ થાય છે. હું નિષ્ફળતાઓને કદી વશ થવાનો નથી. અહીં મેં બીજ રોપ્યું છે, અને તે ઝાડતરીકે ઉગવા લાગ્યું છે, અને તે ઉગવુંજ જોઇએ. ભય માત્ર એટલોજ રહે છે કે, જો હું તેને યોગ્ય વખત પહેલાં ઘણો જલદીથી છોડી દઉં તો તેના વિકાસને બાધ આવશે. × ×

મારા પુત્ર! કામ કર્યાં કર. રોમ શહેર એક દિવસમાં બંધાયું નહોતું. (ઉતાવળે આંબા ન પાકે.) હું પ્રભુના આદેશથી પ્રેરાયેલો છું અને તેથી આખરે સર્વ એની મેળે બરાબર પરિણામ પામશેજ.

તમારા પ્રત્યે સદાને માટે પ્રેમ સહવર્તમાન

તમારો હૃદયનિષ્ઠ વિવેકાનંદ

## पत्रांक ८७

૧ લી જુલાઇ ૯૫

× × × × ×

તમોને (અ—ને) મારે કહેવું જોઇએ કે, તમારો બચાવ તમારે જાતેજ કરવાનો છે. સાવ બાળકની પેઠે શા માટે વર્તો છો ? તમારા ધર્મ પર કોઇ આક્ષેપ કરે તો શા માટે તમે તેની સામે બચાવ કરી શકતા નથી ? મારા વિષે પૂછો તો તમારે કોઈ પણ જાતની ભીતિ રાખવાની નથી. અહીં મારા શત્રુઓ છે તેના કરતાં મિત્રો વધારે છે, અને આ દેશમાં ત્રીજો ભાગ ખ્રિસ્તીઓનો છે, અને શિક્ષિત વર્ગ-માંથી તો ઘણીજ જુજ સંખ્યા ખ્રિસ્તી મિશનરીઓ માટે પરવા રાખે છે. બીજું વળી એ છે કે, જે વસ્તુ સામે મિશ-નરીઓ અભાવ બતાવે છે, તેજ વસ્તુ ઇચ્છનીય હોવી જોઇએ, એમ શિક્ષિત વર્ગ માને છે. તે મિશનરીઓની આગળની સત્તા હવે અહીંથી ગઇ છે અને દિવસે દિવસે નાબુદ થતી જાય છે. તેઓના આક્ષેપોથી તમને દુઃખ થતું હોય તો શામાટે જક્કી બાળકની પેઠે તમે વર્તો છો ? અને તે વાત મને સંભળાવો છો અને પૂછો છો ?........એવું બાયલા-પણું એ કાંઈ સદ્‌ગુણ નથી.

અહીં મને અનુસરનારા ઘણા પ્રતિષ્ઠિત પુરુષો ક્યારના થઇ ચૂક્યા છે. બીજે વર્ષે હું એવી વ્યવસ્થા કરનાર છું, કે તેને કાયંગત શ્રેણીપર મૂકી આપીશ અને પછી આપણું કાર્ય ચાલુ થયાં જશે; અને જ્યારે હું હિંદમાં આવવા અહીંથી ઉપડીશ, ત્યારે અહીંઆં એવા મિત્રો રહેશે, કે જે મને અવલંબન આપતા રહી હિંદમાં પણ મદદ કર્યાં કરશે. તો તમારે કંઇ પણ બીવાનું નથી. જ્યાંસુધી તમે મિશનરી-ઓના પ્રયત્નો જોઇ રડયાં કરશો, અને તે માટે કંઇ પણ કરવા શક્તિમાન થયા વગર ફૂદકા માર્યા કરશો ત્યાંસુધી હું તમારાપ્રત્યે હાસ્યજ કરતો રહીશ. તમે નાની પુતળીઓ જેવા છો—અર્થાત્ તમે કોણ માત્ર છો ! ....

મારા પુત્ર ! હું જાણું છું કે, મારે આવીને તમારા ટોળામાંથી ખરા મનુષ્યોને ઉપજાવવા પડશે. હું સારી રીતે

જાણું છું કે, હિંદમાં ફક્ત સ્ત્રીઓ અને બાયલાઓજ વસે છે. આથી તમે ગુસ્સે થતા નહિ. ત્યાં કાર્ય કરવા માટે મને સાધનોનો ખપ પડશે. હું નિર્વીર્ય પુરુષોના હસ્તમાં મને મૂકવા માગતો નથી. તમારે તે બાબતની ફિકર રાખવાની નથી. જે થોડું તમારાથી બને તે કર્યાં કરો. મારે તો પહેલેથી તે છેડાસુધી પંડેજ કાર્ય કરવાનું રહ્યું છે........" આ આત્મા નિર્વીર્યને પ્રાપ્ત થવાનો નથી." મારા માટેની ભીતિ તમારે રાખવાની નથી. પરમાત્મા મારી સાથેજ રહેલ છે. તમારે તો ફક્ત તમારો બચાવ કરવાનો છે, અને તેમ તમે કરી શકો છો એટલુંજ મને બતાવી આપશો તો મને સંતોષ થશે. અમુક મારા વિષે આમ કહે છે, એવું લખીને હવે વધારે વાર મારૂં માથું ખાશો નહિ. મારા વિષે મૂર્ખ અમુક ચૂકાદો આપે છે તે સાંભળવાને હું રાહ જોતો નથી. તમે નાનાં બચ્ચાંઓ! યાદ રાખો કે, મહાન પરિણામો મહાન ધૈર્ય, મહાન સહનશીલતા અને મહાન પ્રયત્નોથીજ પ્રાપ્ત થાય છે....ક–નું મન વખતોવખત બદલાતું જાય છે એવી બીક મને રહે છે.

મહાન કાર્યો માત્ર શૂરવીરોજ કરી શકે છે, નહિ કે બાયલાઓ. તમે અશ્રદ્ધાળુ બચ્ચાંઓ! છેવટનું એકી વખતે આટલું તો જાણી લ્યો કે, હું પરમાત્માના હસ્તકમળમાં છું. જ્યાંસુધી હું પવિત્ર છું, અને તે પરમાત્માનો દાસ છું, ત્યાંસુધી મારા માથાના એક વાળને પણ કોઇ અડકી શકનાર નથી—વાંકો કરી શકનાર નથી....દેશ–પ્રજા માટે કંઇ કરો, પછી તેઓ તમને મદદ આપશે અને ત્યારે આખી પ્રજા તમારી સાથેજ તમારી સહાયમાં રહેશે. બહાદૂર બનો, વીર બનો, મનુષ્યનું મરણ માત્ર એક વખતજ થાય છે. મારા શિષ્યો બાયલા નજ હોવા જોઈએ.

'પ્રેમપૂર્વક આપનો સદાનો

વિવેકાનંદ

## પત્રાંક ૮૮

(ખેત્રીના મહારાજાને લખેલ પત્ર)

૯ મી જુલાઈ ૯૫

× × હિંદમાં મારા પાછા આવવાના સંબંધમાં ખરી વાત આ છે. આપ નામદાર સારી રીતે જાણો છો કે, હું જે કાર્ય લઉં છું તેમાં ઠેઠ સુધી પહોંચાડવા જેટલી ધીરજવાળો છું. આ દેશમાં મેં બીજ વાવ્યું છે; તેમાંથી રોપો ક્યારનો થયો છે, અને વૃક્ષ થોડા સમયમાં જલદી થવાની આશા રાખું છું. મારી પાસે થોડા સત્પુરુષો છે. હું કેટલાક સંન્યાસીઓ બનાવીશ, અને પછી તેઓને કાર્ય ભાળવી હું હિંદ પાછો ફરીશ. ખ્રિસ્તી પાદરીઓ જેમ જેમ મારી સામા થશે, તેમ તેમ વધારે ને વધારે સ્થાયી છાપ આ દેશપર હું મૂકતો જઈશ........લંડનમાં મારા થોડા ઘણા મિત્રો ક્યારના થઇ ગયા છે. ઑગસ્ટની આખરમાં હું ત્યાં જઇશ....આ શિયાળાનો થોડો ભાગ લંડનમાં ગાળવો પડશે અને થોડો ભાગ ન્યુયૉર્કમાં ગાળીશ. પછી હું હિંદમાં આવવા માટે મોકળો થઇશ. પ્રભુની કૃપા હશે તો આ શિયાળામાં હવે પછી કાર્ય ચલાવવાને પૂરતાં મનુષ્યો મળશે. દરેક કાર્યને ત્રણ અવસ્થામાંથી પસાર થવું પડે છે—હાસ્યપાત્રતા, વિરુદ્ધતા અને પછી સ્વીકાર્યતા. જે વ્યક્તિ પોતાના સમયથી આગળ વધીને વિચાર કરે છે તેને સમજવા અગાઉ હમેશાં ખોટા ખ્યાલો ઉત્પન્ન થાય છેજ. તેથી વિરુદ્ધતા અને જુલ્મ પણ મને અભિનંદનીય છે, ફક્ત મારે મક્કમ અને પવિત્ર રહેવાનું છે અને પ્રભુમાં પૂર્ણ શ્રદ્ધા રાખવાની છે. તેમ થયે એ બધું નાશ પામશે. × × × ×

---

## પત્રાંક ૮૯

ઑગસ્ટ ૯૫

વહાલા અ—

'આ પત્ર તમને પહોંચે તે વખતે હું પારિસમાં હોઇશ........આ વર્ષે મેં ઘણું કાર્ય કર્યું છે અને આ પછીના વર્ષમાં તેથી પણ વધારે કાર્ય કરવાની આશામાં છું. મિશનરીઓના સંબંધમાં ફિકર રાખશો નહિ. તેઓ રડયાં

એ તો તદ્દન સ્વાભાવિક છે. જ્યાં ખોરાકની તંગી આવવા માંડે ત્યાં કોણ નથી રડતો ? ગયાં બે વર્ષમાં મિશનરીઓના ફંડમાં જબરો ખાડો પડયો છે અને દિવસે દિવસે તે ખાડો મોટો થતો જાય છે. આમ છતાં હું તે મિશનરીઓની સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું. જ્યાંસુધી તમારામાં પ્રભુ અને ગુરુપ્રત્યે પ્રેમભાવ છે, સત્યમાં શ્રદ્ધા છે ત્યાંસુધી મારા પુત્ર! તમને કોઇ ઇજા કરનાર નથી. પરંતુ એમાંનો એક પણ ગુણ ન હોય તો તે બહુ જોખમભરેલું છે. તમારી ટીકાઓ સુસંગત છે કે મારા વિચારો હિંદમાં કાર્ય કરવા કરતાં પશ્ચિમમાં કાર્ય કરવા તરફ વિશેષ છે....હિંદે મારા માટે કર્યું હોય તેના કરતાં મેં હિંદ માટે ઘણું વધારે કર્યું છે. મને સત્યમાં શ્રદ્ધા છે. હું જયાં જ્યાં જાઉં છું, ત્યાં પ્રભુ સંખ્યાબંધ કાર્ય કરનારા મને મોકલે છે–તેઓ માલખાઉ શિષ્યો જેવા નથી હોતા–તેઓ તો પોતાના ગુરુમાટે પ્રાણ અર્પણ કરવા તૈયાર રહે છે. સત્ય એ મારો પરમેશ્વર છે, વિશ્વ એ મારો દેશ છે. × × હવે આ શરીર કયાં જાય છે, કયાં જતું નથી એની મને શી દરકાર છે? તમોએ મને સારી રીતે મદદ આપી છે. તેનો બદલો તમને પ્રભુ આપશે. હિંદમાં કે અમેરિકામાં મારાં વખાણ થાય એ તપાસમાં હું કદી પડયો નથી, તેમજ એ પરપોટા સમાન સ્તુતિની શોધમાં પડનાર પણ નથી. હું પ્રભુનો બાળક છું અને મારી પાસે બીજાને શીખવવા વાસ્તે સત્યજ છે, અને જેણે મને સત્ય આપ્યું છે તેજ દુનિયાના શૂરવીરમાં શૂરવીર અને સરસમાં સરસ મારી સાથે કાર્ય કરનારાઓ મને મોકલાવશે. તમે હિંદુઓ થોડાં વર્ષમાં જોઇ શકશો કે, પશ્ચિમમાં પ્રભુ શું કરે છે. તમે જૂના સમયના યહુદી જેવા (અહીંના લોભી મારવાડીઓ જેવા) છો—ગંજીના કૂતરા છો. નથી પોતે ખાતા, તેમ નથી કોઇને ખાવા દેતા. તમારો કોઈ ધર્મ રહ્યો નથી, તમારો પરમેશ્વર રસોડું છે, (એટલે ખાઓ, પીઓ, લહેર કરો, એમાંજ તમારો પરમેશ્વર આવી ગયો છે,) તમારૂં બાઇબલ ધર્મશાસ્ત્ર તે રાંધવાનાં પાત્રો છે. તમારામાં થોડા બહાદુર કુમારો છે. પુત્રો! હવે અટકો. મારાં બાલકોમાં બાયલાઓનું નામનિશાન હોવું ન જોઇએ....મહાન કાર્યો શું સહેલાઇથી કદી પણ થયાં

છે? તેને માટે તો અવશ્ય સમય, સહનશીલતા અને અચલ ઇચ્છાશક્તિ જોઈએ. હું તમોને ઘણી વાતો કહી શકયો હોત કે જે સાંભળી તમારાં હૃદયો કૂદકો મારી ઉછળત, પણ હું તે કહીશ નહિ. મારે તો લોઢા જેવી ઇચ્છા અને લોઢાનાં હૃદય ધરાવનારા જોઇએ છે, કે જે કેમ કાંપવું તે તો બિલકુલ સમજતા ન હોય. થોભો, પ્રભુ તમારાપર આશીર્વાદ વરસાવશે.

આશિષસહ તમારો સદાનો

**વિવેકાનંદ**

---

## પત્રાંક ૧૦

પારિસ, ૯ મી સપ્ટેમ્બર '૯૫

વહાલા અ—

* * મિશનરીઓના મિથ્યા પ્રલાપ માટે તમને બહુ ગંભીરપણે લાગી આવે છે એ જાણી હું આશ્ચર્યચકિત થાઉં છું. હિંદના લોકો હું હિંદુ ખોરાકજ લઉં એમ ઇચ્છતા હોય તો તેઓને એક રસોઇયો તથા તેના નિભાવ માટેના પૈસા મોકલવાનું કૃપા કરી કહેજો. આ મૂર્ખાઓ મદદનો એક કકડો પણ આપ્યા વગર બકબકાટ કરે છે, તેથી મને હસવું આવે છે. બીજી બાજુએ જો મિશનરીઓ તમોને એમ કહેતા હોય કે, સંન્યાસીનાં બે મહાન વ્રતો—બ્રહ્મચર્ય અને અકિંચનતા—નો મેં ભંગ કર્યો છે તો તેમને કહેજો કે, તેઓ મહાન્ જૂઠા છે. હ— મિશનરીને મહેરબાની કરી પત્ર લખી પૂછાવજો કે, તેઓએ મારામાં જે અસત્ વર્તનો જોયા હોય તેની એક વિગતવાર યાદી લખી તમોને મોકલાવે, અગર તેને મારા વિષે કોણે કોણે ખબર આપી છે તેનાં નામો મોકલાવે, તથા તે ખબરો એક ચોક્કસ મનુષ્ય તરફથી સીધી રીતે આવી છે કે એક પાસેથી બીજા પાસે એમ ચાલતાં ચાલતાં પસાર થઇને આવી છે? આમ કરશો તો આખા પ્રશ્નનું એની મેળે નિરાકરણ થઇ જશે; અને આખો ઘટાટોપ એની મેળે ઉડી જશે.

મારા વિષે પૂછો તો યાદ રાખજો કે, કોઇ મારો મુખત્યાર નથી, હું કોઇના કહેવા પ્રમાણે ચાલવા બંધાયેલ

નથી. મારા જીવનનું મિશન–અંતિમ ઉદ્દેશ–હું સારી રીતે જાણું છું, અને મારી પાસે ચરીવળીના નિયમ નથી. જેમ હું હિંદનો વતની છું, તેમ આખી દુનિયાનો વતની છું; તો તે સંબંધે મિથ્યા પ્રલાપ કરવાનો નથી ....મેં મારાથી બની શકી તેટલી મદદ તમોને આપી છે. હવે તમોને તમારી પોતાની મદદ મળવી જોઇએ. એવો કયો દેશ છે, કે જેનો ખાસ હક્ક મારા પર પહોંચે છે? શું હું કોઈ પ્રજાનો વેચાયેલો ગુલામ છું? તમે બેઈમાની નાસ્તિકો! હવે પછી એવો મૂર્ખ, અર્થહીન પ્રલાપ વધારે વખત કરતા નહિ.

મેં ઘણી સખત રીતે કાર્ય કર્યું છે અને જેટલો મારી પાસે પૈસો આવ્યો તે કલકત્તા અને મદ્રાસ મોકલાવી આપ્યો છે, અને આ બધું કર્યું એટલા માટે શું હું તેઓના કહેવા પ્રમાણે ચાલવા પણ બંધાયેલ છું? તમે શરમાતા નથી? શું હું તેઓનો કોઇ રીતે દેવાદાર છું? તેઓ મારાં વખાણ કરે તેની હું લેશમાત્ર દરકાર કરૂં તેમ છું? અને તેઓ મને નિંદે તેથી શું હું ડરૂં તેમ છું? મારા વહાલા પુત્ર! હું કોઈ વિલક્ષણ મનુષ્ય છું, અને તમે પણ મને હજુ-સુધી સમજી શકયા નથી. તમે તમારૂં કાર્ય કર્યા જાઓ, જો ન કરી શકો તો બંધ રાખો; પણ મને તમારો મિથ્યા પ્રલાપ કહી સતાવવાનો પ્રયત્ન કરતા નહિ. મારી પીઠ પાછળ રહી સહાય આપનાર, મનુષ્યશક્તિ કરતાં મહાન શક્તિ, અથવા પ્રભુને અથવા કોઇ દેવને હું જોઇ શકું છું. મારી આખી જીંદગીસુધી હું બીજાને મદદ આપતો આવ્યો છું.... જે દેશે મહાનમાં મહાન પુરુષ–રામકૃષ્ણ પરમહંસ–ને જન્મ આપ્યો છે તે દેશમાં તેનાં કાર્યને સહાય આપવા થોડા રૂપિયા પણ જેઓ એકઠા કરી શકતા નથી, અને મિથ્યા પ્રલાપ કરવો હોય તો તૈયાર રહે છે, અને જેને માટે તેઓ-એ કંઇ કર્યું નથી પણ જેણે તેમને માટે બની શકે તેટલું બધું કર્યું છે તેને 'તું આમ કર, તારે આમજ કરવું જોઇ-એ' એમ આદેશ આપી તેને તે પળાવવા માગે છે! આવી ઉપકાર વગરની–કૃતઘ્ની દુનિયા છે.

શું તમે એમ કહેવા ઇચ્છો છો કે, જે જ્ઞાતિના દોરમાં દબાયેલા, વહેમી, દયાહીન, દાંભિક, નાસ્તિક, બાયલાઓ,

કેળવાયેલા હિંદુમાં તમોને મળી આવે છે તેવામાંના એક તરીકે જીંદગી ગુજારવા અને મરણ પામવા હું જન્મેલ છું? હું હીચકારાપણાને ધિક્કારૂં છું. હીચકારા કે રાજકીય મિથ્યાપ્રલાપ કરનારા સાથે મારે કંઈ પણ લેવાદેવા કે નિસ્બત નથી. કોઈ રાજનીતિમાં મને શ્રદ્ધા નથી. જગતમાં પ્રભુ અને સત્ય એ બે રાજ્યનીતિ છે, બાકીનું સર્વ મિથ્યા છે.

હું કાલે લંડન ઉપડી જાઉં છું. × × ×

આશિષ સાથે આપનો

વિવેકાનંદ

---

# पत्रांक ११

રીડીંગ, ઇંગ્લંડ, ૧૭ મી સપ્ટેમ્બર ૧૮૯૫

મિ. સ—ની અને મારી ઇચ્છા ઇંગ્લંડમાં સોસાઇટી માટે બળવાન અને બુદ્ધિમાન ઉત્તમ મનુષ્યો મેળવવાની છે અને તેથી જરા ધીમે પગલેજ કામ લેવું પડશે. શરૂઆતની ભરતી ગમે તેવા 'લાલીઆ જમાલીઆ'થી ન થાય તે માટે સંભાળ લેવાવી જોઇએ. અમેરિકામાં પણ મેં એજ પદ્ધતિએ કામ લીધું હતું. મિ. સ– હિંદુસ્તાનમાં આપણા સંન્યાસીઓના સહવાસમાં સંન્યાસીઓનીજ રીતિએ થોડો વખત રહી આવેલા છે. તેઓ બહુજ તેજસ્વી, પાણીદાર અને સુશિક્ષિત હોઈ સંસ્કૃત પણ ઘણું સારૂં જાણે છે..... .... .... .... .... પવિત્રતા, ખંત અને ઉદ્યમ—એ ત્રણની મારે જરૂર છે અને એ ગુણોવાળા માત્ર અર્ધો ડઝન માણસો મને અહીં મળી રહેશે તો મારૂં કામ ચાલશે. એવા થોડાક મળવાની મને આશા છે.

---

# पत्रांक १२

રીડીંગ, ઇંગ્લંડ, તા. ૨૪ મી સપ્ટેમ્બર ૧૮૯૫

હાલમાં હું મિ. સ—ના સંસ્કૃત અધ્યયનમાં મદદ કરી રહ્યો છું. .... .... હું જ્યારે અમેરિકા જાઉં ત્યારે પોતાને એવીજ રીતે મદદ કરવા સારૂ હિંદમાંના મારા ગુરુભાઈઓ પૈકી એક સંન્યાસીને અહીં તેડાવી લેવાનું મિ. સ—નું મને કહેવું થયું છે. તે મુજબ મેં એક સંન્યાસીને

મોકલવા હિંદ લખી દીધું છે. .... .... અત્યારસુધી તો બધું બરાબર છે. હવે બીજા મોજાની હું રાહ જોઉં છું. "આવે તેને તરછોડો નહિ અને ન હોય તેને માટે ફાંફાં ન મારો–પ્રભુ પોતે જે કંઇ મોકલે તેનીજ માત્ર ઇચ્છા રાખો." એ મારો મુદ્રાલેખ છે. .... .... હું લેખકતરીકે મંદ છું, પણ મારૂં અંતઃકરણ આભારથી પરિપૂર્ણ છે.

## पत्रांक १३

રીડીંગ, ઇંગ્લંડ, ઑક્ટોબર ૪ થી ૧૮૯૫

× × × જીંદગી એ ઝગડા અને માયાવિમોચનોની પરંપરા છે. .... .... જીવનનું રહસ્ય મોજમજા નથી; પણ અનુભવજ્ઞાન અથવા અનુભવદ્વારા શિક્ષણ, એજ એનું ખરૂં રહસ્ય છે. પરંતુ અફસોસ કે, આપણે ખરેખર શીખવા માંડીએ છીએ, તેવામાંજ આપણને બોલાવી લેવામાં આવે છે; અને આ પ્રકાર ઘણાંને ભાવિ જીવનના પક્ષમાં મજબૂત દલીલ સમાન ભાસે છે. .... .... કાર્ય ઉપર એક વખત વાવાઝોડું ફરી વળે એ સર્વત્ર સારૂં છે. કેમકે એથી વાતાવરણ સ્વચ્છ થાય છે અને સ્થાનિક વસ્તુસ્થિતિનો આપણને ખરો ખ્યાલ આવે છે. તેની નવેસર શરૂઆત થઇ છે, પણ એ શરૂઆત હવે વજ્રસમાન મજબૂત પાયાપર થઇ છે.

## पत्रांक १४

લંડન, ૨૪ મી ઑક્ટોબર ૯૫

× × મારૂં પ્રથમનું વ્યાખ્યાન મેં ક્યારનું આપી દીધું છે, અને તેણે લોકોનું કેટલું સરસ ધ્યાન ખેંચ્યું છે, તે "સ્ટાન્ડર્ડ" પત્રમાં આવેલ ખબરમાંથી જાણી શકશો. કૉન્ઝરવેટિવ પત્રોમાં મોટામાં મોટી વગ ધરાવનાર પત્રોમાંનું "સ્ટાન્ડર્ડ" એક છે. હું લંડનમાં એક માસ રહેવાનો છું, પછી હું અમેરિકા ઉપડી જઇશ અને આવતા ઉનાળામાં હું ફરી પાછો ફરીશ. ત્યાંસુધીમાં તમે જોઇ શકશો કે, ઇંગ્લંડમાં મેં બીજ સારી રીતે વાવ્યું છે.

હિંમત ધરો અને કાર્ય કર્યા કરો. સબૂરી અને મક્કમ કાર્ય એજ ફક્ત માર્ગ છે. ચાલુ રાખો અને સહનશીલતા,

પવિત્રતા, ધૈર્ય અને મક્કમ કાર્ય એજ સ્મરણમાં રાખ્યાં જાઓ....જ્યાંસુધી તમે પવિત્ર રહો છે। ત્યાંસુધી તમે કદી પણ નિષ્ફળ થશો નહિ. જગજ્જનની તમને કદી વીલા મૂકશે નહિ, અને તમારાપર બધા આશીર્વાદો આવશે.

તમારો વિવેકાનંદ

## પત્રાંક ૯૫

લંડન, ૧૮ મી નવેમ્બર ૯૫

વહાલા—

* * ઇંગ્લંડમાંનું મારૂં કાર્ય ખરેખર ભવ્ય થયું છે. હું પોતે તે તરફ દૃષ્ટિ નાખતાં આશ્ચર્યચકિત થયો છું. અંગ્રેજ લોકો વર્તમાનપત્રોમાં ઝાઝું બોલી દેખાવ કરતા નથી, પણ તેઓ મૌનપણે કાર્ય કર્યા કરે છે. અમેરિકા કરતાં ઇંગ્લંડમાં હું વધુ કાર્ય કરી શકીશ, એની મને ખાત્રી છે. ટોળાંનાં ટોળાં મારી પાસે આવે છે કે જેને માટે જગ્યા કરવાનું મારી પાસે રહેતું નથી, તેથી તેઓ બાનુઓ તેમજ બીજા બધા નીચે પલાંઠી વાળી બેસે છે. હું તેમને કહું છું કે, તેઓએ એવું કલ્પવું કે તેઓ હિંદના આકાશ તળે જટાજૂટથી ફેલાયેલા વડના ઝાડનીચે છે અને તેઓને આ કલ્પના બહુ પસંદ પડે છે........આવતા અઠવાડીઆમાં મારે અહીંથી ઉપડી જવું પડશે, એ જાણી તેઓ ઘણા દિલગીર થાય છે. કેટલાક એવું ધારે છે કે, અહીંના મારા કાર્યને, જો હું એકદમ ચાલ્યો જઇશ તો થોડો બાધ આવશે. હું તેવું ધારતો નથી. લૌકિક મનુષ્યો કે વસ્તુઓ ઉપર હું આધાર રાખતો નથી. એક પ્રભુનુંજ મારે શરણ છે—અને તે મારાદ્વારા કાર્ય ચલાવ્યેજ જાય છે.

× × મહેરબાની કરી દરેક જણ દાંભિક અને હીચકારા ન બનો. તમે તમારા વિચારોને બળ અને પવિત્રતાથી વળગી રહો અને તમારા માર્ગમાં હમણાં કોઇ મુશ્કેલીઓ આવે તોપણ જતે દહાડે—છેવટે આખી દુનિયાને તમારા પર લક્ષ રાખી તમારૂં સાંભળ્યા વગર છૂટકોજ નથી.

બંગાળીઓ કહે છે તેવી રીતે મરવાનો મને વખત મળતો નથી. હું કામ કરૂં છું, કરૂં છું તે કર્યાંજ કરૂં છું અને

મારી રોટલી મેળવી મારા દેશને સહાય આપતો રહું છું. આ બધું થાય છે તેટલાજ માટે શું મારે શત્રુઓ તરફથી ટીકાઓ સાંભળ્યાજ કરવી કે ? ! વારૂ, તમે હજુ નાનાં બચ્ચાં જેવા છો. મારે આ બધું સહન કરવું પડશે.... મેં કલકત્તાથી એક સંન્યાસીને બોલાવી મંગાવેલ છે, અને તેને લંડનમાંનું કાર્ય સોંપી દઈશ. હવે અમેરિકાને માટે એકની મને જરૂર છે. તે માટે મારો પોતાનો મનુષ્ય મને જોઇએ છે. સર્વ આધ્યાત્મિક વિકાસ માટે ગુરુભક્તિ એ પાયો છે.

* * અતિશય કાર્ય કરવાથી ખરેખર હું થાકી ગયો છું. જેવું મારે સખત કામ કરવું પડયું છે એવું કોઇ પણ હિંદુએ કર્યું હોત તો તે ખરેખર મૃત્યુવશજ થયો હોત.... .......લાંબી વિશ્રાંતિમાટે મારે હિંદ આવવાની જરૂર છે.

સપ્રેમ અને સાશિષ આપનો સદાનો—

વિવેકાનંદ

---

## पत्रांक ९६

ન્યુયૉર્ક, તા. ૮મી ડિસેમ્બર ૧૮૯૫

દશ દિવસની કંટાળાભરી મુસાફરી પછી ગયા શુક્રવારે હું અહીં આવી પહોંચ્યો છું. સમુદ્ર અતિશય તોફાની હતો અને મારી જીંદગીમાં આ પહેલીજ વાર મને આવો સખત દરિયો લાગ્યો છે. × × ઇંગ્લંડમાં હું કેટલાક સમર્થ મિત્રો મૂકી આવ્યો છું. તેઓ આવતા ઉન્હાળા માટે મારી અપેક્ષા કરતા મારી ગેરહાજરીમાં કામ કરશે. અહીંના કામ માટે મારી યોજનાઓ હજી ગોઠવાઈ નથી, દરમિયાન ડેટ્રોઇટ અને શિકાગો જઇ આવવાનો મારો ઇરાદો છે. જાહેર વ્યાખ્યાનની યોજના તદ્દન ત્યજી દેવાનો મારો ઈરાદો છે; કેમકે જાહેર વ્યાખ્યાનોદ્વારા કિંવા ખાનગી વર્ગોદ્વારા દ્રવ્યપ્રાપ્તિ કરવાના પ્રશ્નમાંથી બિલકુલ અલગ થઈ જવું એમાંજ મારો ઉત્તમોત્તમ સ્વાર્થ સમાયલો મને લાગે છે. કેમકે આગળ જતાં તે નુકસાનકર્તા નીવડે છે, એટલુંજ નહિ પણ એક ખરાબ દાખલો બેસાડે છે.

ઇંગ્લંડમાં મેં એ સિદ્ધાન્તપર કામ લીધું હતું અને લોકોએ સ્વેચ્છાપૂર્વક ભેગી કરેલી રકમ પણ મેં સ્વીકારી

નથી. મોટાં વ્યાખ્યાનભવનોમાં વ્યાખ્યાન કરવામાં થતા ખર્ચનો મોટો ભાગ મિ. સ્ટર્ડી ઉઠાવી લેતા અને બાકીનો હું જાતે વેઠી લેતો. એ રીત ચાલી પણ સરળ રીતે. × × લોકોને જો મારી જરૂર હશે તો તેઓ પોતેજ વ્યાખ્યાનો ઉભાં કરશે. મારે પછી એ બાબત કંઇ ખટપટ કે ચિંતા કરવાની રહેશેજ નહિ. મિ. ....અને મિ. ....ની સલાહ લઇ જો તમને એમ લાગે કે વ્યાખ્યાનક્રમ માટે મારે શિકાગો આવવું યોગ્ય થઇ પડશે તો મને તે મુજબ લખી જણાવજો. પૈસાનો સવાલ તો અલબત્ત બાજુએજ મૂકી દેજો.

મારો વિચાર એવો છે કે, જુદાં જુદાં સ્થળોમાં પોતપોતાના સ્વતંત્ર કાર્યક્રમોવાળાં મંડળો ઉભાં કરવાં. તેઓ પોતે ભલે પોતાની મનગમતી રીતે કાર્ય કરે અને પોતાથી બની શકે તેટલું સારૂં કામ બજાવે. મારા પોતાના સંબંધમાં હું કહીશ કે, હું પોતે એવી કોઇ પણ સંસ્થામાં મારી જાતને સંડોવવા માગતો નથી. × ×

## पत्रांक ९७

૨૨૮ ડબ્લ્યુ ૩૯, ૨૦ મી ડિસેમ્બર ૯૫

વહાલા—

* * સહિષ્ણુતા રાખો અને મરણપર્યંત શ્રદ્ધાવાન રહો. તમો અંદરઅંદર વિગ્રહ કરતા નહિ. ધનની લેવડદેવડમાં સંપૂર્ણ પવિત્ર રહો....આપણે મહાન કાર્યો કરીશું.... જ્યાંસુધી તમારામાં શ્રદ્ધા, પ્રમાણિકતા અને ભક્તિ છે ત્યાંસુધી સર્વમાં વિજય મેળવી શકીશું.

× × સૂક્તોનું ભાષાંતર કરવામાં ભાષ્યકારોનાં વચનો પર ખાસ લક્ષ રાખશો, અને પૂર્વ તરફના હમણાંના સ્કૉલરો જે કહે તે પર બિલકુલ ધ્યાન આપતા નહિ. તેઓ આપણાં શાસ્ત્રોનો કક્કો પણ સમજતા નથી. તત્ત્વજ્ઞાન અથવા ધર્મ સમજવામાં શુષ્ક ભાષાશાસ્ત્રીઓનું કાર્ય નથી.... ઉદાહરણતરીકે 'आनीदवातम्' એ ઋગ્વેદમાં એક શબ્દ છે. તેનું ભાષાંતર એવું કરવામાં આવ્યું છે કે "તે શ્વાસ વગર રહ્યો." હવે જેના સંબંધે આ કહેવામાં આવેલ છે તે મુખ્યત્વે મહાપ્રાણનેજ ઉદ્દેશીને છે, અને आनीद ધાતુનો

અર્થ અચલ—આંદોલન વગરનો એમ થાય છે. આથી એ સૂચિત થાય છે કે, આમાં કલ્પના આરંભ પહેલાંની વિશ્વમય સાર્વત્રિક શક્તિનું વર્ણન છે. જુઓ, ભાષ્યકારોએ–આપણા મહર્ષિઓએ જે કથ્યું છે તે પ્રમાણેજ અર્થ સમજાવો. અત્યારના કહેવાતા યુરોપીય વિદ્વાનોના કહેવાપર આધાર રાખીને અર્થ કરશો નહિ. કારણ કે તેઓ શું જાણે છે?

× × ધૈર્યવાન અને ભયહીન બનો એટલે માર્ગ ખુલ્લો થશે....યાદ રાખો કે, થી....ઓ સાથે તમારે કંઈ પણ લેવા-દેવા નથી. તમે બધા મારી સાથે હરોળમાં ઉભા રહેશો, અને સહિષ્ણુતાનો ત્યાગ કરશો નહિ તો આપણે હજુ મહાન કાર્ય કરી શકીશું, એની તમોને ખાત્રી આપું છું. આ મહાન કાર્ય મારા પુત્ર! ધીમે ધીમે ઇંગ્લંડમાં બની રહેશે. મને લાગે છે કે, કેટલીક વખત તમો નિરાશ બનો છો, અને મને ભય છે કે થી--ઓના હાથમાં રમવાને લલચાઓ છો. તમે યાદ રાખો કે, ગુરુભક્તિ આખા જગતને જીતી શકશે–આ ઇતિહાસનાં સત્યોમાંનું એક છે....મનુષ્યને સિંહ જેવો પરાક્રમી બનાવનાર શ્રદ્ધા છે. તમારે હમેશાં એ યાદ રાખવું કે, મારે કેટલું બધું કામ કરવું પડે છે! કેટલીક વખત એક દિવસમાં બે કે ત્રણ ભાષણો આપવાં પડે છે અને આવી રીતે ચારે બાજુ મુશ્કેલી છતાં, સખત કામ છતાં, હું મારો માર્ગ કરી લઉં છું. નબળો સબળો માણસ તો મરણવશ થાય તેમ છે.

× × શ્રદ્ધા અને બળ સાથે વળગ્યા રહો; સત્યનિષ્ઠ બનો, પ્રમાણિક બનો, પવિત્ર બનો અને એકબીજામાં વિગ્રહ ન કરો. ઈર્ષ્યા એજ આપણી પ્રજામાં મહાન કંટકરૂપ છે.

આપણા સર્વ મિત્રોપ્રત્યે પ્રેમપૂર્વક—

**વિવેકાનંદ**

---

## પત્રાંક ૧૮

ન્યુયૉર્ક, ૨૯ મી ડિસેમ્બર ૧૮૯૫

આ વિશ્વમાં કે જ્યાં કંઈજ નાશ પામતું નથી, જ્યાં જીવતાં છતાં આપણે મૃત્યુની મધ્યમાંજ વસીએ છીએ, ત્યાં જાહેરમાં કે ખાનગીમાં, ભરબજારમાં કે ગાઢ જંગલની

ઘનઘટામાં વિચારેલો એકે એક વિચાર જીવંત રહે છે. એ વિચારો સ્વતઃ સંઘટિત થવાનો નિરંતર પ્રયત્ન કર્યે જાય છે; અને જ્યાંસુધી એમનું એવું એવું સંઘટન સિદ્ધ થતું નથી ત્યાંસુધી તેઓ સ્ફોટ પામવાનો પ્રયત્ન કર્યાજ કરશે અને તેમને દાબી દેવા માટે કરેલો ગમે તેટલો પ્રયત્ન પણ તેમનો નાશ કરી શકશે નહિ. કશું પણ નાશ પામતું નથી—જે વિચારોએ ભૂતકાળમાં અનર્થ ઉપજાવ્યો હતો તે વિચારો પણ સંઘટનનો, વખતોવખતના પરિસ્ફોટથી શુદ્ધ થવાનો અને અંતે સંપૂર્ણ શુભતામાં રૂપાન્તર પામવાનો પ્રયાસ આદરે છે.

એજ પ્રમાણે અત્યારે પણ વિચારનો અમુક જથ્થો પરિસ્ફોટ પામવાને મથી રહ્યો છે. આ નવો વિચાર આપણને કહે છે કે "દ્વૈતનાં સ્વપ્નાંને, તત્ત્વમાં સારાનરસાની ખોટી ભાવનાને અને એના કરતાં પણ વધારે બૂરા 'અવરોધ'નાં સ્વપ્નાંઓને ત્યજી દો." એ વિચાર આપણને એવું શીખવાડે છે કે, ઉચ્ચતર સ્થિતિ એજ કાયદો છે, વિનાશ નહિ. એ આપણને શીખવાડે છે કે, દુનિયા ખરાબ અને સારાની બનેલી નથી, પણ સારા અને વધારે સારાની અને તેથીયે વધુ સારાની બનેલી છે. અર્થાત્ કે દુનિયામાં જે કંઇ છે તે સારાનેજ વાસ્તે છે. સર્વ સ્થિતિનો સ્વીકાર કરવાનું તે શીખવે છે. તે કહે છે કે, કોઈ પણ સ્થિતિ નિરાશાજનક નથી; અને એમ હોવાથી હરેક પ્રકારનો માનસિક, નૈતિક કે આધ્યાત્મિક વિચાર જ્યાં જ્યાં અસ્તિત્વમાં છે તે તે દરેકનો તે સ્વીકાર કરે છે, અને તુચ્છકાર કે અનાદરનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય તે તેને જણાવી દે છે કે 'તેં આટલું સારૂં કર્યું છે; હવે વધારે સારૂં કરવાનો સમય આવી લાગ્યો છે.' પ્રાચીનકાળમાં જેને ખરાબના ઉચ્છેદતરીકે માનવામાં આવતું હતું તેને આ નૂતન વિચાર 'ખરાબમાંથી સારામાં રૂપાન્તર પામવા' તરીકે પ્રબોધે છે. વળી સૌથી વિશેષ તો એ શીખવે છે કે, જો આપણે મેળવી શકીએ તો સ્વર્ગનું સામ્રાજ્ય ક્યારનુંયે અસ્તિત્વમાં છે તથા મનુષ્ય જો જોઇ શકે તો સંપૂર્ણતા તેનામાં પ્રથમથીજ ભરેલી છે.

ગયે ઉન્હાળે ગ્રીન એકરની સભાઓ આવડી હેરત-ભરી નીવડી તેનું કારણ ફક્ત એટલુંજ કે, તમે એ નવા વિચારને સંપૂર્ણ રીતે પોતાનામાં ઘટાવી લીધો હોઇ એનુંજ તમે સમર્થ રીતે પ્રતિપાદન કર્યું હતું; અને તેમાંયે વળી આ નવા વિચારના "સ્વર્ગનું સામ્રાજ્ય મૂળ થકી છેજ" એ સર્વોત્તમ તત્ત્વપર તો તમે તમારો પગદંડો ઠીક જમાવ્યો હતો.

બ્હેન ! આ વિચારને મૂર્ત સ્વરૂપમાં આણવા કાજે સાધનતરીકે પ્રભુ તરફથી તમે નિર્માણ થયાં છો અને જે જે કોઈ આ અદ્‌ભુત કામમાં તમને સહાય કરશે તે પ્રભુ-નીજ સેવા કરે છે એમ સમજવું–પ્રભુ તેનાપર પ્રસન્ન રહેશે.

અમારી ભગવદ્‌ગીતાનો ઉપદેશ છે કે, પ્રભુના દાસોની જે સેવા કરે છે તે એના પરમભક્તો છે. તમે પ્રભુના દાસ (ભક્ત) છો, તેથી તમારા આ દિવ્ય કાર્યમાં હું જ્યાં હોઈશ ત્યાંથી મારાથી બનતી મદદ આપીશ, એટલુંજ નહિ પણ ગીતાકાર શ્રીકૃષ્ણ ભગવાનના એક શિષ્યતરીકે એવા પ્રસંગ-ને હું સર્વદા બહુ માન અને સેવારૂપજ સમજીશ.

## पत्रांक ९९

પ્રિયવર—

૧–પક્ષપાતનેજ સઘળા અનિષ્ટનું મૂળ કારણ જાણજો; અર્થાત્ જો તમે કોઇના પણ પ્રતિ બીજા કરતાં અધિક સ્નેહ દેખાડો તો તેથી ભાવી વિવાદનું મૂળ ઉત્પન્ન થશે.

૨–તમારી પાસે આવીને કોઇ ભાઇ બીજા ભાઇની નિંદા કરે તો તે બિલકુલ કાને ધરવી નહિ–એ સાંભળવામાં પણ મહાપાપ છે–ભાવિ વિવાદનું મૂળ એમાં રહેલું છે.

૩–વિશેષમાં એ કે, સઘળાના દોષ સહન કરવા, લાખો અપરાધ ક્ષમા કરવા. સર્વ કોઇને જો તમે નિઃસ્વાર્થપણે ચાહશો તો ધીરે ધીરે સઘળાં પરસ્પરને ચાહવા લાગશે. એકનો સ્વાર્થ બીજાના ઉપર આધાર રાખે છે, એ વાત વિશેષરૂપે સમજતાંજ સઘળાં જણ ઈર્ષ્યાનો એકીવારે ત્યાગ કરશે. દશ જણ મળીને એકાદું કાર્ય કરવું એ તો આપણા જાતીય ચરિત્રમાં હવે દેખાતુંજ નથી; તેથી તે ભાવને આપણા લોકમાં આણવા માટે આપણે અનેક યત્નો, પ્રયાસો અને વિલંબો સહેવા પડશે. તમારી અંદર હું નાનામોટાનો ભેદ

નિહાળી શકતો નથી. કામની વખતે બધાય જણ મહાશક્તિ પ્રકટ કરી શકો છો એમ મેં જોયું છે. શ– પોતાના સ્થાને કેવો બેસી રહે છે! તેની દૃઢ નિષ્ઠા એક જબરજસ્ત દિવાલ-સ્વરૂપ છે. ક– અને ય–એ ટાઉન હૉલની મિટિંગ કેવી ઉત્તમરૂપે પાર પાડી! કેવું મહાન કાર્ય નિ–એ સિલોન આદિ સ્થાનોમાં કર્યું છે! સ–એ કેટલું બધું દેશપર્યટણ કરી મોટાં મોટાં કાર્યનાં બીજ વાવ્યાં છે! હ–નો વિચિત્ર ત્યાગ, સ્થિર બુદ્ધિ તથા તિતિક્ષાનો હું જ્યારે પણ વિચાર કરૂં છું, ત્યારે મારામાં નતન જોમ આવે છે. ત– વગેરે સઘળામાં એક એક મહાશક્તિ છે. જુઓ, આ દેશમાં સેંકડો નરનારી પ્રભુના સઘળા અવતારોને શ્રેષ્ઠ માનીને પૂજવા લાગ્યાં છે. ધીરે ધીરે, મહાકાર્ય ધીરે ધીરે થાય છે. × ×

તમે અનંત શક્તિમાન છો–સામાન્ય ઈર્ષ્યાબુદ્ધિ તથા અહંબુદ્ધિનું દમન કરતાં તમને કેટલા દહાડા લાગે? જ્યારે પણ એ બુદ્ધિ ઉદ્‌ભવે ત્યારે પ્રભુનું શરણ લ્યો. શરીર તથા મન એને સોંપી દો અને પછી જુઓ કે, બધું કેવું એકદમ સરળ અને સુગમ થઇ જાય છે! × × ×

દરરોજ સવારે તથા સાંજે ક– વગેરે વાદવિવાદ કરે, કે જેથી કંઇક શાસ્ત્રચિંતન થાય. સાંજે પાછું ફરીને પાઠ, ધ્યાન, ધારણા, સંકીર્તનાદિ રાખવું. એક દિન યોગ, એક દિન ભક્તિ, એક દિન જ્ઞાન ઇત્યાદિ વિભાગ કરી લેવા પડશે. એ પ્રમાણે એક વાર 'રૂટિન' (પાઠનો ક્રમ) કરી નાખો તો ઘણુંજ મજેનું થાય. સાંજના પાઠ વગેરે વખતે સર્વસાધારણ લોકોને આવવાની છૂટ રાખવી. વળી દરેક રવિવારે દશ વાગ્યાથી તે મધરાત સુધી ક્રમ પ્રમાણે પાઠકીર્તનાદિ રાખવાનું ઉચિત થઈ પડશે. તે પણ પબ્લીક(સર્વસાધારણ)ને માટે ખુલ્લું રાખવું. એ પ્રકારના નિયમ વગેરે કરી થોડા દહાડા જરા પરિશ્રમપૂર્વક ચલાવવામાં આવશે તો પછી એ ગાડું આપોઆપ સરળ રીતે ચાલવા લાગશે. એ ઓરડામાં તંબાકુ ખાવા–પીવાની મનાઈ રાખવી. એને માટે એક અલાયદી જગ્યા રાખવી. આ વ્યવસ્થા જો તમે પરિશ્રમ કરીને ધીરે ધીરે અમલમાં લાવી શકો તો હું સમજું કે, તમારે હાથે અનેક કામ એ રીતે થશે.

## पत्रांक १००

૧૮૯૫

× × × ×

દેશમાં શું માણસો વસે છે? શ્મશાનપુરી જેવી એની હાલત છે. કહેવાતી નીચ વર્ણના અજ્ઞાન લોકોમાં ઉપયોગી જ્ઞાન ફેલાવવાની ગોઠવણ થાય તોજ એનો ઉપાય થઇ શકે. જ્ઞાનબળ કરતાં અધિક બળ બીજું કયું છે? કહેવાતા બડેખાંઓ કયા દેશમાં અને કયારે કંઈ પણ સંગીન ઉપકાર કરે છે? મહાન કામો તો સર્વ દેશમાં ગરીબોજ કરી શકે છે. પૈસા આવતાં શી વાર? માણસોજ કયાં છે? દેશના લોકો બાળક જેવા છે તેથી એમની સાથે બાળક જેવોજ વ્યવહાર કરવો જોઇએ. * *

કોઈ પણ સાથે ઝગડો કર્યા વગર હળીમળીને ચાલ્યા જાઓ. આ દુનિયા બહુજ ભયાનક છે, કોઇનો પણ વિશ્વાસ નહિ. છતાં પણ ભયનું કારણ નથી, કેમકે માતાજી આપણી સહાયે છે. હવે એવું કામ થશે કે તે જોઇને તમે અવાક્ થઇ જશો.

ભય કેવો? કોનો ભય? છાતી વજ્ર કરીને મંડી પડો.

પૂરવણીઃ— સ– એક બંગાળી પત્ર કાઢવાનું કહે છે. તેને વિશેષ સહાય કરજો, એની મતલબ સારી છે. કોઇનો પણ ઉત્સાહ ભંગ કરતા નહિ. (વિરુદ્ધ સમાલોચના) કરવાનું તદ્દન છોડી દેજો. જયાંસુધી જેનો હેતુ સારો લાગે ત્યાંસુધી તેવા બધાને બનતી સહાય આપવી. જયાં સારૂં ન લાગે ત્યાં ધીરે રહીને સમજ આપવી. એકબીજાની ટીકા કરવી એ તો સર્વનાશનુંજ મૂળ છે અને દળમાં ભંગાણ પાડવાનું એક સાધન છે. “એ શું જાણે?” “એને શી સમજ?” “તારાથી શું થવાનું છે?” વગેરે વાકયપ્રયોગો તથા ઉપહાસ કરવાની વૃત્તિ એ સર્વ ઝગડા અને ટંટાફીસાદનું મૂળ સૂત્ર છે.

---

## पत्रांक १०१

૧૩ મી ફેબ્રુઆરી ૧૮૯૬

× × × ×

વૈરાગ્ય, અપ્રતીકાર, અહિંસા ઇત્યાદિ આદર્શોવડેજ આપણે ક્રમશઃ અસંસારિત્વ, અપ્રતીકાર અને અહિંસાના

માર્ગે પહોંચીએ છીએ. માટે આદર્શને સર્વદા ચક્ષુ સમીપ રાખી એક એક પગલું કરી તેના તરફ પ્રગતિ કરો. બિલકુલ પ્રતીકારરહિત, હિંસારહિત અને વાસનારહિત તો આ સંસારમાં કોઇ પ્રાણી બની શકે નહિ. એ આદર્શને પ્રત્યક્ષ કરી શકાય એવી અવસ્થાએ જગત હજી પહોંચ્યું નથી. જે અશુભોના સમુદાયમાં થઇને જગત પોતાની પ્રગતિ કરવા મથી રહ્યું છે, તેના પરિણામે તે ધીરે ધીરે, પણ નિશ્ચિતભાવે આદર્શ તરફ આગળ વધતું જાય છે. જગતમાંનાં ઘણાંખરાં પ્રાણીઓ એજ ધોરણે ક્રમશઃ ઉન્નતિ કરી શકશે. વિશેષ શક્તિમાન લોકોએ પણ વર્તમાન અવસ્થાના અવલંબનપૂર્વક આદર્શને પહોંચવાની યથાશક્ય ચેષ્ટા કરવી જોઇશે.

**"સમયોચિત કર્તવ્યસાધન" એજ શ્રેષ્ઠ માર્ગ** છે; અને કાર્યાકાર્યને સમજીને કાર્ય આદરવાથી તે બંધનરૂપ નીવડતું નથી.

"સંગીત" એ સર્વશ્રેષ્ઠ લલિતકળા છે અને જેઓ તે કળાને સમજી બૂજી શકે છે તેમને માટે તો તેજ સર્વથી શ્રેષ્ઠ ઉપાસના છે.

અજ્ઞાન અને અશુભનો નાશ કરવા કાજે આપણે યથાસાધ્ય પ્રયત્ન આદરવો જોઈએ. આપણે શીખવું જોઈએ કે, શુભની વૃદ્ધિદ્વારાજ અશુભનો નાશ થશે.

× × કાર્ય ફરીને શીઘ્ર શરૂ કરીશ. બે અઠવાડિયાંની અંદરજ હું પંજાબ જઇશ અને લાહોર તથા અમૃતસરમાં બેએક વ્યાખ્યાનો કરી કરાંચી, ગુજરાત, કચ્છ વગેરે સ્થાને જઇશ. કરાંચીમાં હું નિશ્ચય તમને મળીશ.

આ કાશ્મીર ખરેખરજ પૃથ્વીપરનું સ્વર્ગ છે. આવો મનોહર દેશ પૃથ્વીપટપર બીજો કોઈજ નથી. જેવા રમણીય પહાડ છે, તેવાંજ રમણીય જળ, ઝાડપાન, સ્ત્રીપુરુષ અને પશુપંખી છે. આટલા દિવસ મેં આ દેશને ન નિહાળ્યો તેથી મનમાં દુઃખ થાય છે. × × ×

સર્વદા તમારૂં કલ્યાણ વાંચ્છું છું, એ નિશ્ચય જાણજો.

# પત્રાંક ૧૦૨

બોસ્ટન, ૨૩ મી માર્ચ ૯૬

વહાલા અ—

× × મારા સંન્યાસીઓમાંનો એક સંન્યાસી ખરેખર એક સ્ત્રી છે....બીજા પુરુષો છે. ઈંગ્લંડમાં બીજા વધારે કરવાનો છું, અને તેમને મારી સાથે હિંદમાં લઇ આવવાનો છું. આ 'શ્વેત' ચહેરાઓની અસર હિંદમાં હિંદુઓ કરે તેના કરતાં વધુ થશે. તે ઉપરાંત તેઓ ઉત્સાહી છે, જ્યારે હિંદુઓ અચેતન છે. હિંદની મુખ્ય આશાઓ ગરીબ પ્રજાવર્ગ ઉપર છે. ઉંચવર્ગ તો શરીરથી તેમજ મનથી અચેતન–જડ–મૃત સમાન છે. × ×

મારી જીત મારી પ્રજાપ્રિય શૈલીને લઈને છે–ઉપદેશકનું મહાનપણું તેની ભાષાની સરળતામાં રહેલ છે.

× × આવતા માસમાં હું ઇંગ્લંડ જવાનો છું. મને ભય છે કે, મેં જોઇએ તે કરતાં વધુ કામ કર્યું છે; મારા જ્ઞાનતંતુઓ આ લાંબા સમયસુધી જારી રાખેલા કામથી લગભગ તૂટી ગયા છે. આ માટે તમે સહાનુભૂતિ દર્શાવો એ ઇચ્છા નથી, પણ આ જે હું લખું છું તે ફક્ત એટલા માટે કે, તમે મારી પાસેથી ઘણાની આશા ન રાખી શકો એ સમજાવવું. બને તેટલી સરસ રીતે કાર્ય કર્યાં કરો. હવે મહાન્ કાર્યો કરવાની મને ઘણી થોડી આશા છે; છતાં મારાં ભાષણોની યંત્ર મારફતે કરેલી નોંધપરથી જે સાહિત્ય તૈયાર થઇ શકયું છે તે જાણી ઘણો ખુશ થાઉં છું. આનાં ચાર પુસ્તકો તૈયાર છે....વારૂ, મને સંતોષ છે કે, સારૂં કરવાને મારાથી બને તેટલું મેં કરવા પ્રયત્ન કર્યો છે અને આ કાર્યથી મુક્ત થઇ ગુફામાં બેસીશ ત્યારે મારૂં અંતઃકરણ શુદ્ધ–નિર્મળ રહેશે.

સર્વના પ્રેમ અને આશિષ સાથે

વિવેકાનંદ

## पत्रांक १०३

માર્ચ ૯૬

વહાલા અ—

× × કાર્ય આગળ ધકેલો. મારાથી બનશે તેટલું હું કરીશ. પ્રભુએ એ ઇચ્છયું હશે તો પીતવસ્ત્રધારી સંન્યાસીઓ અહીં અને ઇંગ્લંડમાં સામાન્ય થઈ પડશે. મારા પુત્રો! કાર્ય કર્યા કરો.

યાદ રાખો કે, જ્યાંસુધી તમારા ગુરુમાં તમારી શ્રદ્ધા છે ત્યાંસુધી તમારા પંથમાં મુશ્કેલી નાખવા કોઇ પણ સમર્થ નથી. પશ્ચિમવાસીઓની દૃષ્ટિમાં તે ત્રણ ભાષ્યોનાં ભાષાંતરો મહાન કાર્યતરીકે લેખાશે.

× × મારા બાલક! તમે સબુરી પકડો, રાહ પકડો, થોભો. સહિષ્ણુતા, સહિષ્ણુતા....યોગ્ય સમયે હું પ્રજાજન સમક્ષ એકદમ આવી ચઢીશ. × × આપનો

વિવેકાનંદ

---

## पत्रांक १०४

ન્યુયૉર્ક, ૧૪ મી એપ્રિલ ૯૬

ડૉકટર—યોગ્ય,

આજ સવારે પત્ર મળ્યો. કાલે હું ઇંગ્લંડના પ્રવાસે ઉપડી જાઉં છું. બાલકો માટેનું પત્ર કાઢવામાં મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે, અને તેને સહાય આપવા હું બનશે તેટલું બધું કરીશ. તમારે તેને બ— જેવી રીતે ચાલે છે તેજ કોટિ ઉપર ચલાવી સ્વતંત્ર કરવું જોઇએ. તે સિવાય ફક્ત તેમાં શૈલી અને વિષય વધારે લોકોપયોગી બને તેમ કરવું જોઇએ. ઉદાહરણતરીકે, તમે સ્વપ્ને પણ ધારો તેના કરતાં પણ વધારે સંભવિત લોકસેવા, પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં અહીં તહીં સર્વત્ર જણાતી ઉત્તમ વાર્તાઓ ફરી લખી પ્રજાપ્રિય બનાવવામાં રહેલી છે. તમારા પત્રમાં ખાસ બીજી બાબતો સાથે એ પણ આપવાની જરૂર છે. વખત મળતાં બનશે તેટલી એવી વાર્તાઓ હું પણ લખી મોકલીશ; પણ એ પત્રને તમે વિદ્વદ્ભોગ્ય બનાવવાના સર્વ પ્રયત્નો છોડી

દેજો. વિદ્વદ્‌ભોગ્ય પત્રની ગરજ અ– સારી રીતે સારશે. અને મને ખાત્રી છે કે, તમારૂં પત્ર ધીમે ધીમે સર્વ જગતમાં પોતાનો માર્ગ કરી લેશે. તેમાં ભાષા જેમ બને તેમ સાદી રાખો, એટલે તમે તેમાં ફતેહ પામશો. આ પત્રનો પ્રધાન ઉદ્દેશ મૂળ તત્ત્વોને વાર્તાદ્વારા બહાર પાડવાનો હોવો જોઇએ. આને છેક આધ્યાત્મિક બનાવશો નહિ. જેની હિંદમાં ખોટ છે તે ઐકયશક્તિ, વ્યવસ્થાશક્તિની છે અને તે શક્તિની પહેલી કુંચી આજ્ઞાધારકતા છે.

× × બહાદૂરીથી આગળ વધો. એક દિવસ કે એક વર્ષમાં ફતેહ મળવાની આશા રાખશો નહિ. ઉચ્ચ નિશાનોનેજ હમેશ વળગી રહો. મક્કમ રહો. ઇર્ષ્યા અને સ્વાર્થીપણાનો ત્યાગ કરો. સત્ય, મનુષ્યદયા અને તમારો દેશ, એના હિતના દાસ અને અનંતકાળ સુધી તેમાં શ્રદ્ધા રાખનાર રહો; એટલે જોઇ લ્યો કે, તમે આખા જગતને કેવું હચમચાવી નાખો છો. એ સ્મરણમાં રાખજો કે, શક્તિની કુંચી વ્યક્તિ–જીવન ( ચેતના ) છે, બીજી એકેય વસ્તુ નથી. આ પત્ર રાખી મૂકજો અને તમો થાકી ગયા છો કે ઇર્ષ્યાખોર થયા છો એવું જ્યારે જ્યારે તમને લાગે ત્યારે ત્યારે આ પત્રની છેલ્લી લીટીઓ વાંચજો. અદેખાઇ એજ સર્વ ગુલામોને માટે મહાન નુકસાનકારક છે. તમોપર સર્વ આશીર્વાદ અને સર્વત્ર વિજય વરસે છે.

આપનો પ્રેમનિષ્ઠ

વિવેકાનંદ

---

## पत्रांक १०५

ન્યુયૉર્ક, ૧૪ મી એપ્રિલ ૧૮૯૬

તમારો પત્ર મળ્યો, વાંચી સમાચાર જાણ્યા. શ–ના પહોંચ્યાની ખબર જાણી. તમે મોકલેલું "ઇંડિયન મિરર" છાપું પણ મળ્યું. લેખ ઉત્તમ લખાયો છે, બરોબર લખ્યે જાઓ. દોષ જોવા તો બહુ સહેલ છે, પરંતુ ગુણ જોવા એજ મહાપુરુષનો ધર્મ છે, એ વાત કદી ભૂલતા ના. × ×

હવે તમારે સંઘબદ્ધ થવાની જરૂર છે. એને માટે સંપૂર્ણ આજ્ઞાધારકતા તથા શ્રમસંવિભાગની આવશ્યકતા છે. હું તે વિષે સવિસ્તર ઇંગ્લંડથી લખી મોકલીશ. આવતી કાલે

હું ઇંગ્લંડ માટે ઉપડું છું. તમોને યથાયોગ્ય કાર્ય કરનારા તથા સંઘબદ્ધ કરવાનો મેં પાકો ઠરાવ કર્યો છે.

રામકૃષ્ણ પરમહંસ ઇશ્વર છે, ભગવાન છે-એ બધું આ દેશમાં ન ચાલે. એવા ભાવ સર્વ કોઇના ગળે બળાત્કારે ઉતારવાનું વલણ રાખવાથી આપણી પ્રવૃત્તિ એક ક્ષુદ્ર સંપ્રદાયમાં ફેરવાઇ જવાની ભીતિ રહે છે. માટે તમે એવી જાતના સર્વ પ્રયત્નોથી અલગ રહેજો. × × × × સાધારણ લોક સર્વદા વ્યક્તિનેજ ચાહશે, પણ ઉચ્ચશ્રેણીના લોક તો સદા શિક્ષણ(બોધ)જ ગ્રહણ કરશે. આપણને એ બંનેની જરૂર છે. × × × સાર્વભૌમિક તો શિક્ષણજ છે, વ્યક્તિ નહિ. માટે શિક્ષણનેજ દૃઢભાવથી વળગી રહો. તેઓ શિક્ષણ (બોધ) આપી ગયા છે, તેમના વ્યક્તિત્વ વિષે લોકો ભલે ખુશીમાં આવે તેમ ધારે.

## पत्रांक १०६

(અમેરિકાથી લખેલો)

× × પ્રમાણિકતા એજ સર્વથી સરસ નીતિ છે અને તેથી સદ્‌ગુણી માણસને અંતે લાભજ થાય છે............વત્સ ! આટલું તો તું હમેશાં યાદ રાખજે કે, હું ગમે તેવા અને ગમે તેટલા કામમાં રોકાયો હોઉં છું કે ગમે તેટલો દૂર-ગમે તેટલા મોટા બડેખાંઓના સંગમાં વસતો હોઉં છું, તોપણ નિત્યે હું મારા એકે એક મિત્રને-કંગાળમાં કંગાળ મિત્રને પણ સસ્નેહ સંભારૂં છું, તેમને માટે પ્રભુજીને પ્રાર્થું છું અને તેમનું શુભ વાંચ્છું છું.

## पत्रांक १०७

હાઇ વ્યુ, જેવરશામ-રીડીંગ
તા. ૨૭ મી એપ્રિલ ૯૬

પ્રિય—

* * * આજે તમને બધાંને હું કંઇક લખીશ. અંગત સત્તા મેળવવાને માટે હું આ કંઇ લખતો નથી, પણ તમારાજ ભલાને માટે અને જે ઉદ્દેશને લીધે ભગવાન રામકૃષ્ણે જન્મ ધારણ કર્યો હતો તેજ ઉદ્દેશને માટે લખું છું. તેમણે મને

તમો બધાની ભલામણ કરી છે અને જગતના મહાન કલ્યાણમાં તમારે ભાગ આપવાનો છે; આ વાતની તમારામાંના કેટલાકને ખબરજ નથી, તેથી મારે તમને લખવું પડે છે. જો તમારામાં ઇર્ષ્યા અથવા અહંભાવની જરા પણ અસર આવવા પામે તો તે મહાદુઃખની વાત છે. શું જે લોકો માંહોમાંહે ગમે તેટલા લાંબા સમય સુધી પ્રેમપૂર્વક રહી શકતા નથી; તેવા લોકો કદી જગતમાં ભ્રાતૃભાવની સ્થાપના કરી શકશે ખરા? કાયદાઓથી બંધનમાં રહેવું એ હાનિકારક છે, એમાં કંઇજ શંકા નથી; પણ અપરિપકવ દશામાં નિયમોથી દોરાવું એ પણ આવશ્યક છે. બીજા શબ્દોમાં, જે પ્રમાણે ગુરુદેવ કહેતા હતા તે પ્રમાણે "નાના છોડવાઓને તો વાડ કરવીજ ઘટે છે." બીજું આળસુ અને નવરા માણસોને તો ગપ્પાં મારવાં અને તરકટો રચવાં, એ તદ્દન સ્વાભાવિક હોય છે. આથી હું તમને નીચેની થોડીક સૂચનાઓ કરીશ. જો તમે તેને અનુસરશો તો જરૂર ફાવશો, પણ જો તમે તે પ્રમાણે નહિ કરો તો આપણી બધી મહેનત વ્યર્થ જવાનો પૂરેપૂરો સંભવ છે.

પ્રથમ હું મઠની વ્યવસ્થા શી રીતે કરવી તે બાબત લખીશઃ—

૧—મઠનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે એક સગવડભરેલું મકાન અથવા બાગ ભાડે રાખવો જોઇએ. આ મકાનમાં અથવા બાગમાં દરેકને રહેવાને પોતાની નોખી નોખી ઓરડીઓ મળી શકે એવી વ્યવસ્થા હોવી જોઇએ. એક બીજો મોટો હૉલ હોવો જોઇએ, કે જેની અંદર પુસ્તકો રાખી શકાય. મુલાકાતે આવનારને મળવા માટે એક બીજો નાનો હૉલ હોવાની પણ આવશ્યકતા છે. તે ઉપરાંત જો બની શકે એમ હોય તો એક બીજા મોટા હૉલની પણ આવશ્યકતા છે, કે જેમાં જાહેર પ્રજાને માટે ધાર્મિક પુસ્તકોનું વાચન અને પ્રવચન થઇ શકે.

૨—જો કોઇને મઠમાંના કોઇ માણસને મળવું હોય તો તેણે માત્ર તેનીજ મુલાકાત લેવી જોઇએ અને બીજાઓને કોઈ પણ પ્રકારનું ખલેલ કર્યા સિવાય તેની મુલાકત પૂરી થતાં વિદાય થઇ જવું જોઇએ.

૩—જો કોઈ બહારનું માણસ આવે અને કંઈ ખુલાસો

અથવા હકીકત પૂછે તો તેને સમાધાનકારક જવાબ મળી શકે તે માટે અનુક્રમે વારા ફરતી કોઇએ હૉલમાં થોડોક સમય નિયમિતપણે હાજરી આપવી જોઇએ.

૪—દરેકે પોતાનાજ રૂમમાં રહેવું જોઇએ અને ખાસ કારણ સિવાય બીજાના રૂમમાં જવું નહિ. દરેક જણ જેની ઇચ્છા થાય તે લાયબ્રેરીમાં જઇને વાંચી શકે છે, પણ ત્યાં જઇને બીજાઓની સાથે વાત કરવાની અથવા તમાકુ પીવાની સખત મનાઈ હોવી જોઇએ. અને વાંચવાનું કામ મનમાંજ થવું જોઇએ.

૫—એક રૂમમાં એકઠા ભરાઇને આખો દિવસ વાતો કર્યા કરવાની અને તેમાં બહારના ગમે તે માણસોને આવીને જોડાવાની સખત મનાઇ હોવી જોઇએ.

૬—જે લોકો ધર્મની શોધમાં હોય તેમનેજ ત્યાં આવવાની રજા હોવી જોઇએ. તેઓએ આવીને મુલાકાતના રૂમમાં શાંતિથી જેને મળવા માગતા હોય તેને મળીને વિદાય થવું જોઇએ; અથવા તેમને જો કંઈ સામાન્ય પ્રશ્ન પૂછવાના હોય તો તે માટે જેને નીમેલા હોય તેમને પૂછવું અને ઉત્તર મળે એટલે ચાલ્યા જવું જોઇએ.

૭—ચાડીચુગલી, છાની ખટપટ અને કોઇની બદનક્ષી વગેરેનો એકદમ અટકાવ થવો જોઈએ.

૮—ઑફીસતરીકે એક નાની ઓરડીનો ઉપયોગ કરવો. આ ઓરડીમાં કાગળ, કલમ, શાહી વગેરે લખવાનાં સાધન રાખવાં. સેક્રેટેરીએ પણ આજ રૂમમાં રહેવું. તેણે આવક-જાવકનો બરાબર હિસાબ રાખવો. બધી ટપાલ તેનેજ મળવી જોઇએ અને તેણે સૌ સૌની ટપાલ ખોલ્યા વિના પહોંચાડી દેવી. પુસ્તકો અને છાપાં વગેરે લાયબ્રેરીમાં મોકલી દેવાં.

૯—તમાકુ પીવાને માટે એક જુદી ઓરડી હોવી જોઇએ, અને આ ઓરડીની બહાર કોઇને પણ તમાકુ પીવાની રજા આપવી નહિ.

૧૦—જે કોઇને આની વિરુદ્ધ કરવું અથવા કહેવું હોય, અથવા ક્રોધ કરવો હોય તેણે મઠની હદ બહાર જઇને તે પ્રમાણે કરવું. આમાં એક રજમાત્ર પણ છૂટછાટ કરવી ઘટતી નથી.

## વ્યવસ્થાપક મંડળ

૧-દરેક વર્ષે મતની બહુમતી પ્રમાણે પ્રમુખની ચુંટણી કરવી. આ વર્ષે એક, બીજે વર્ષે બીજો એ પ્રમાણે.

૨-આ વર્ષને માટે બી—ને પ્રમુખ બનાવજો. તે પ્રમાણે બીજાને સેક્રેટરી બનાવજો, અને ત્રીજાને પૂજાના કાર્યનો સુપ્રિન્ટેન્ડન્ટ બનાવજો; તેજ પ્રમાણે ખાવા કરવાની વ્યવસ્થા જાળવનારની પણ નિમણુક કરજો.

૩-સેક્રેટેરીએ એક બીજું કામ પણ સંભાળવાનું છે અને તે આરોગ્ય ખાતું. આ બાબતમાં મારે ત્રણ સૂચનાઓ કરવાની છેઃ-

(अ) દરેકની ઓરડીમાં એક પાટ અને ચટાઈ વગેરે હોવું જોઇએ. દરેકે પોતાની ઓરડી સ્વચ્છ રાખવી જોઇએ.

(ब) પીવાના અને રાંધવાના કાર્ય માટે સ્વચ્છ અને શુદ્ધ પાણી લાવવાની વ્યવસ્થા કરવી જોઇએ. કારણકે ધાર્મિક વિધિ પ્રમાણે બનતી રસોઇને અસ્વચ્છ અને અશુદ્ધ જળથી બનાવવી તે ભયંકર પાપ છે.

(क) સ—ને માટે તમે જેવો જભ્ભો બનાવ્યો છે તેવા બે ઝભ્ભા દરેકને આપજો—અને કપડાં તદ્દન સ્વચ્છ રહે તેની કાળજી રાખજો.

૪-જેને સંન્યાસીતરીકે દાખલ થવું હોય તેણે પ્રથમ તો બ્રહ્મચારીતરીકેજ દાખલ થવું જોઇએ. તેણે એક વર્ષ મઠમાં અને એક વર્ષ બહાર રહેવું જોઇએ અને તે પછીથીજ તેને સંન્યાસ આપવો.

૫-પૂજાવિધિને સંભાળવાનું કાર્ય આવા બ્રહ્મચારીને સોંપવું અને વારાફરતી તેમને બદલવા.

## ખાતાંઓ

મઠમાં નીચે પ્રમાણે ખાતાંઓ રહેશેઃ-

૧-અભ્યાસ, ૨-પ્રચારકાર્ય અને ૩-ધાર્મિક ક્રિયા.

**૧-અભ્યાસઃ**—આ ખાતાનો ઉદ્દેશ એવો છે કે, જેને અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેમને માટે પુસ્તકો અને શિક્ષકો પૂરા પાડવા. દરરોજ સવારે અને સાંજે શિક્ષકોએ તેમને માટે તૈયાર થઇને રહેવું.

**૨-પ્રચારકાર્યઃ**—મઠમાં તેમજ બહાર આ કાર્ય

કરવાનું છે. મઠની અંદર ઉપદેશકોએ શાસ્ત્રો વાંચી સંભળાવીને અને પ્રશ્નોના વર્ગો ઉઘાડીને શીખવવાનું છે. બહારની બાજુ પ્રચારકાર્ય કરનારાઓએ ગામેગામ ફરીને ઉપદેશ કરવાનો છે અને બીજાં સ્થળોમાં જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં આવા મઠ સ્થાપવાનો પ્રયત્ન કરવાનો છે.

૩–ધાર્મિક ક્રિયાઃ—જેને જેને ધાર્મિક ક્રિયાની આવશ્યકતા હશે તેને આ ખાતા તરફથી તેવી સગવડ કરી આપવામાં આવશે; પણ કોઇએ ધાર્મિક ક્રિયા કરવા માંડી છે માટે બીજાના અભ્યાસમાં અથવા ઉપદેશના કાર્યમાં તેને હરકત કરવા દેવામાં આવશે નહિ. જે કોઈ આ નિયમનો ભંગ કરશે, તેને એકદમ મઠમાંથી રજા આપવામાં આવશે. આ નિયમમાં કદી શિથિલતા કરવામાં આવશે નહિ.

મઠની અંદર જે ઉપદેશકો હોય તેમણે ભક્તિ, જ્ઞાન અને યોગ ઉપર ઉપદેશ આપવો, અને વારાફરતી કાર્ય કરવું. આ કાર્યને માટે દિવસો અને સમય નક્કી કરી સમયપત્રકને વર્ગની બહાર લટકાવી રાખવું, કે જેથી ભક્તિની શોધ કરનાર જ્ઞાનના દિવસે આવે નહિ અને તેની લાગણીઓ દુઃખાય નહિ.

વામાચારની ક્રિયાને માટે તમારામાંથી કોઇ પણ લાયક નથી, તેથી કોઇ પણ રીતે તેને મઠમાં દાખલ કરવી નહિ. આવી વૃત્તિવાળો જે કોઈ માણસ હોય તેણે આ મંડળમાંથી નીકળી જવું. આ ક્રિયાનું કોઇએ મઠમાં નામ પણ લેવું નહિ. જે દુષ્ટ માણસ વામાચારને પોતાના માર્ગમાં ભેળવે છે તેનો તો આ લોકમાં તેમજ પરલોકમાં પણ નાશજ છે.

## કેટલીક સામાન્ય સૂચનાઓ

૧–જો કોઇ સ્ત્રી, સંન્યાસી સાથે વાતચીત કરવા આવે તો તેણે મુલાકાત લેવાના હૉલમાંજ તેની સાથે વાતચીત કરવી. પૂજાના હૉલ સિવાય બીજા કોઇ રૂમમાં સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

૨–કોઇ પણ સંન્યાસીને સ્ત્રીઓના મઠમાં રહેવા દેવામાં આવશે નહિ, અને જે કોઇ આ નિયમનો ભંગ કરશે તેને મઠમાંથી એકદમ રજા આપવામાં આવશે. "મંદિર-

માં અસુરની મૂર્તિ બેસાડવા કરતાં ખાલી મંદિર વધારે સારૂં."

૩–ખરાબ ચારિત્રવાળા માણસોને સખત રીતે બહારજ રાખવામાં આવશે. કોઇ પણ કારણસર તેમનો પડછાયો પણ મારા આંગણામાં પડશે નહિ. જો તમારામાંનો કોઇ પણ માણસ ખરાબ નીકળે તો તરતજ તેને રજા આપજો, પછી ભલે તે ગમે તે હોય. આપણને કાળાં મેંઢાંની જરાય જરૂર નથી. ઈશ્વર અનેક સારા માણસો આપણી પાસે મોકલશે.

૪–ઉપદેશના હૉલમાં અથવા વર્ગમાં કોઈ પણ સ્ત્રી આવી શકે છે, પણ તે ઉપદેશ ચાલતો હોય ત્યાંસુધીજ ત્યાં રહે. તે કાર્ય પૂરૂં થતાંજ તેણે ચાલ્યાં જવું જોઇએ.

૫–કોઈ દિવસ ગુસ્સો કરતા નહિ અથવા મનમાં અદેખાઇ રાખતા નહિ, અને પીઠ પાછળ કોઇની નિંદા કરતા નહિ. પોતાના દોષો ન સુધારતાં બીજાની ખામીઓ જોવી એના જેવી ક્રૂરતા અને નિષ્ઠુરતા બીજી એકે નથી.

૬–જમવાને માટે સમય નક્કી કરેલો હોવો જોઇએ. જમવા બેસવાને માટે દરેકને માટે એક નીચું આસન અને તેનાજ પ્રમાણમાં એક જમવાનો પાટલો હોવો જોઇએ. રાજપૂતાનામાં જે પ્રમાણે નિયમ છે તે પ્રમાણે તેણે નીચેના આસનપર બેસીને પોતાની થાળી પેલા પાટલાપર મૂકવી જોઇએ.

## અધિકારીઓ

ભગવાન બુદ્ધની આજ્ઞા પ્રમાણે અધિકારીઓની નિમણુંક ચુંટણી કરીને કરવી. એટલે કે અમુક એક માણસ દરખાસ્ત કરે કે ફલાણાને આ વર્ષને માટે પ્રમુખતરીકે નીમવા. પછી દરેકે કાગળની કાપલીઓ પર "હા" અથવા "ના" લખીને તે કાપલીઓને એક ઘડામાં નાખવી. જો તેમાં "હા"ની ચિઠ્ઠીઓ વધારે નીકળે તો તે વર્ષને માટે તેની પ્રમુખતરીકે નિમણુંક કરવી. જો કે તમારે અધિકારીઓની નિમણુંક આ પ્રમાણે કરવાની છે, છતાં હું સૂચના કરૂં છું કે, આ વર્ષને માટે બી–નીં પ્રમુખતરીકે, એન–ની સેક્રેટરી અને ખજાનચીતરીકે તથા સ–ની લાયબ્રેરિયનતરીકે નિમણુંક કરવી. આર– એચ– એ– અને ય–એ વારાફરતી શિક્ષણ અને ઉપદેશનું કાર્ય કરવું.

માસિક કાઢવાનો ટી–નો ઉદ્દેશ સારો છે, પણ જો તમે

એકસંપ અને સહકારથી કાર્ય કરવાનું કબૂલ કરો તોજ હું એ વાતને મંજુરી આપીશ.

સિદ્ધાંતો અને માન્યતાઓની બાબતમાં મારે આટલુંજ કહેવાનું છે કે, જો કોઇ પરમહંસદેવને અવતારતરીકે માને તો ઠીક છે, અને માને નહિ તોપણ ઠીક છે. એ બાબતમાં માત્ર સત્ય એટલુંજ છે કે, ચારિત્રની બાબતમાં પરમહંસદેવની બરોબરી પહેલાંનું કોઈ કરી શકયું નથી; અને ઉપદેશની બાબતમાં તો તેમની પહેલાંના અવતારો કરતાં તેઓ વધારે ઉદાર, વધારે વિકાસક્રમવાળા અને અપૂર્વ હતા. બીજા શબ્દોમાં કહીએ તો પહેલાંના ઉપદેશકો એકદેશીય હતા, જ્યારે આ નવા અવતાર અથવા ગુરુદેવના ઉપદેશમાં યોગ, જ્ઞાન અને ભક્તિનાં ઉત્તમમાં ઉત્તમ તત્ત્વોનું ઐક્ય થયું હતું, અને તેથીજ નવી સમાજની સ્થાપના છે. × × પહેલાંના ઉપદેશકો ઉત્તમ હતા એમાં શંકા નથી, પણ આ યુગનો તો આજ નવો ધર્મ છે કેઃ–યોગ, જ્ઞાન, ભક્તિ અને કાર્યનું ઐક્ય. હલકામાં હલકી વર્ણને પણ ઉંમર કે જાતિના ભેદવગર જ્ઞાન અને ભક્તિનું દાન આપવું, એ આ યુગનો ધર્મ છે. પ્રથમના અવતારો સારા હતા, પણ શ્રીરામકૃષ્ણમાં તે સર્વ અવતારોનું ઐક્ય હતું. શરૂઆત કરનાર અને સામાન્ય માણસને માટે પોતાના આદર્શ પ્રત્યે દૃઢ નિષ્ઠા હોવી એ બહુ અગત્યની અને જરૂરની વાત છે. આથી તેમને શીખવો કે, દરેક મહાન વ્યક્તિઓને યોગ્ય માન આપવું જોઈએ, પણ હવે પૂજા તો ભગવાન રામકૃષ્ણનીજ થવી જોઇએ. ભક્તિ અને શ્રદ્ધા વગર શક્તિ પ્રાપ્ત થતી નથી. તેના વગર મહાવીર(હનુમાન)ની પેઠે જુસ્સાથી કોઇ આદેશ આપી શકે નહિ. તે ઉપરાંત પહેલાંના અવતારો હવે જરા જૂના થઈ ગયા છે. અત્યારે તો આપણી સામે નવું હિંદુસ્તાન તેના નવા દેવતાઓ અને નવા વેદ સાથે ઉભું છે. ક્યારે–ઓ મારા પ્રભુ ! આ અમારો દેશ સદા ભૂતકાળમાંજ જીવવાની આદતમાંથી ક્યારે મુક્ત થશે ? અસ્તુ. થોડાક પક્ષપાતની પણ આવશ્યકતા છે, પણ તેથી આપણે બીજા તરફ ઈર્ષ્યાભાવ રાખવાની જરાપણ જરૂર નથી.

જો તમને મારા વિચારો પ્રમાણે કાર્ય કરવાનું વાજબી

લાગે, અને જો તમે આ નિયમોનું પાલન કરો તો એ કાર્યને માટે જોઇતા પૈસા હું તમને આપી શકીશ. × × વળી આ પત્ર તમે માતાજીને તેમજ....વગેરેને પણ બતાવજો, અને તેમનાદ્વારા સ્ત્રીઓના એક મઠની પણ સ્થાપના કરજો. આ વર્ષને માટે માતાજીને પ્રમુખ બનાવજો; પણ તે સ્થાનની મુલાકાત લેવાની તમને કોઇને રજા મળશે નહિ. તે લોકો પોતાની મેળેજ પોતાના કાર્યની વ્યવસ્થા કરી લેશે. તમારી સૂચના પ્રમાણે તેમણે કાર્ય કરવાનું નથી. એ કાર્યને માટે પણ જરૂરનો ખર્ચ હું પૂરો પાડીશ.

પ્રભુ તમને સત્યનો માર્ગ બતાવો ! બે માણસો જગન્નાથજીનાં દર્શન કરવાને ગયા હતા. તેમાંના એકને પ્રભુનાં દર્શન થયાં અને બીજાને તેના મગજમાં કંઇક ભૂસું ભરાયું હતું તેથી દર્શન થયાં નહિ.

મારા મિત્રો ! ઘણા માણસોએ ગુરુદેવની સેવા કરી છે એમાં શંકા નથી; પણ જ્યારે કોઇને એમ લાગવા માંડે કે, પોતે કોઇ અદ્ભુત વ્યક્તિ છે ત્યારે એમ સમજવું કે, તેણે રામકૃષ્ણનો સત્સંગ કરવા છતાં પણ તેના મગજમાં જે કચરો ભરાયેલો હતો તેનાંજ તેને દર્શન થયાં છે. જો તેમ હોત નહિ તો તો પરિણામજ બતાવી આપત. ગુરુદેવ પોતે ઘણી વાર કહેતા હતા કે “ તે લોકો પ્રભુનું નામ લઇને ગાશે અને નાચશે, પણ અંતે દુઃખી થશે.” આ અધોગતિનું કારણ અહંભાવ છે—પોતે પણ બીજાના જેવોજ મહાન છે એવી માન્યતાજ દુઃખનું કારણ છે. ખરેખર! તે કહેશે કે “ તેઓ મને પણ ચાહતા હતા. ” પણ અફસોસ ! ભલા આદમી ! તેમની કૃપા સિવાય તમે આવા હોત ખરા ? શું આવો માણસ બીજા સાથે તકરાર કરે અને પોતાની જાતને અધોગતિમાં નાખે ? તમે ધ્યાનમાં રાખજો કે જ્યાં જ્યાં તેની દયાનું ટીપું માત્ર પડશે ત્યાં ત્યાંથી માણસો દેવતા બનીને નીકળશે. × × સૌથી પ્રથમ એ છે કે, આજ્ઞાનું પાલન કરવું. અસ્તુ. મેં તમને જે કરવાનું કહ્યું છે તે જલદીથી અને હુંશિયારીથી કરો; આ નાની વાત તમે કેટલે દરજજે કરી શકો છો તે મને બતાવો; અને ધીમે ધીમે મહાન કાર્યો બનશે. તમારો **વિવેકાનંદ**

તા. ક.—કૃપા કરીને આ પત્ર બધાની આગળ વાંચી બતાવજો અને મને જણાવજો કે, એમાંની વાત અમલમાં મૂકવા જેવી છે કે કેમ ? કૃપા કરીને બી—ને કહેજો કે, જે દરેકનો સેવક છે, તેજ તેમનો ખરો શેઠ છે. જેના પ્રેમમાં ઉંચનીચનો ભેદ છે તે કદી ખરો આગેવાન બની શકતો નથી. જેનો પ્રેમ અનંત છે, અને આ ઉંચ છે કે નીચ છે તેનો વિચાર કરવાને જે કદી થોભતો નથી તેના ચરણોમાં સમસ્ત જગત પોતાનું મસ્તક ઝુકાવે છે.

વિવેકાનંદ

## पत्रांक १०८

પ્રિય એ—

ગયા અઠવાડીઆમાં મેં તમને બ્રહ્મવાદીન વિષે લખ્યું હતું; પણ ભક્તિનાં વ્યાખ્યાનો માટે લખવાનું હું ભૂલી ગયો. તે બધાં વ્યાખ્યાનો એકસાથે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થવાં જોઇએ. અમેરિકામાં જી—ને એમાંથી કેટલાંક પુસ્તકો મોકલી શકાશે. વીસેક દિવસમાં હું ઇંગ્લંડ માટે ઉપડી જઇશ. કર્મયોગ, રાજયોગ અને જ્ઞાનયોગ ઉપર મારી પાસે મોટાં પુસ્તકો છે. કર્મયોગ પરનું પુસ્તક તો પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે. રાજયોગનું પુસ્તક ઘણુંજ મોટું થશે અને તે પ્રેસમાં પણ જઇ ચૂક્યું છે. વળી મને લાગે છે કે, જ્ઞાનયોગનું પુસ્તક ઇંગ્લંડમાં છપાવવું પડશે.

બ્રહ્મવાદીનમાં તમે કે—નો જે પત્ર પ્રસિદ્ધ કર્યો છે તે ઠીક થયું નથી. ....એ જે ચાબકા કે—ને લગાવેલા છે તે તેને ચમચમી રહ્યા છે. એ પત્ર અસભ્ય અને દરેકને ખૂંચે એવો છે. બ્રહ્મવાદીનની જે પદ્ધતિ છે તેની સાથે તેનું સામ્ય નથી. આથી ભવિષ્યમાં જ્યારે જ્યારે કે— લખે ત્યારે એમાં ગમે તેવી આડકતરી રીતે અથવા બારીકીથી કોઇ પંથ કે સંપ્રદાય પર હુમલો કર્યો હોય તોપણ તેમાં સુધારો કરજો. કોઇ પણ પંથ કે સંપ્રદાયની વિરુદ્ધનું પછી તે સારૂં હોય કે નઠારૂં હોય તે બ્રહ્મવાદીનમાં આવવું જોઇએ નહિ. અલબત્ત, તેથી કંઈ આપણે દંભ કે જૂઠને ટેકો આપવાનો છે એમ તો નથીજ. વળી હું ફરીથી યાદ

ફેલાવું છું કે, એ છાપુ એટલું બધું તો પારિભાષિક છે કે અહીં આગળ તેના ગ્રાહકો થવાં મુશ્કેલ છે. પશ્ચિમના લોકોનો મોટો ભાગ જડબાંતોડ સંસ્કૃત શબ્દોને સમજતો નથી અને સમજવાની દરકાર પણ કરતો નથી. છાપુ હિંદુસ્તાનને માટે વધારે લાયક છે—હું તો એટલુંજ સમજી શકયો છું. તંત્રીના લખાણમાંથી ખાસ અપીલ(વિનંતિ)—નો દરેક શબ્દ કાઢી નાખવો જોઈએ; અને તમારે હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ કે, તમે એકલા હિંદુસ્તાનને માટે નહિ, પણ આખી દુનિયાને માટે લખો છો, અને આ દુનિયા તમારે જે કહેવાનું છે તેનાથી તદ્દન અજ્ઞાન છે. દરેક સંસ્કૃત શબ્દનો અનુવાદ બહુજ કાળજીપૂર્વક કરજો અને તમારાથી જેટલું બની શકે તેટલું સરળ અને સહેલું કરજો.

આ પત્ર તમને મળશે તે પહેલાં હું ઇંગ્લંડ પહોંચી ગયો હોઈશ. માટે ઈ. ટી. સ્ટર્ડી—એસ્કવાયરની મારફત હાઇવ્યુ—કેવરશામ, ઇંગ્લંડ એ સરનામા પ્રમાણે મને પત્ર લખજો.

તમારો વિવેકાનંદ

---

## पत्रांक १०९

૬૩ સ્ટ્રીટ, જ્યોર્જ રોડ, લંડન—મે ૧૮૯૬

પ્રિય ભગિની,

હું લંડનમાં આવી પહોંચ્યો છું, ઇંગ્લંડનાં હવાપાણી હાલમાં શીતળ અને સુંદર છે. હાલમાં આખો દિવસ સગડી સળગતી રાખવામાં આવે છે. તમને ખબર છે? આ વખતે આખુંયે મકાન અમને સોંપી દીધું છે. જો કે મકાન નાનું પણ સગવડતાભરેલું છે, અને તેને માટે અમેરિકામાં જેટલો ખર્ચ કરવો પડે છે તેટલો ઇંગ્લંડમાં કરવો પડતો નથી. તમારાં માતાને માટે હું કેવું ધારતો હતો તેની શું તમને ખબર નથી કે? મેં હમણાંજ તેમને એક પત્ર લખ્યો છે અને મનરો એન્ડ કું—૭ રૂ, સ્ક્રીબા, પારીસ એ સરનામે ટપાલમાં નાખ્યો છે. કેટલાક પુરાણા મિત્રો પણ અહીંઆં છે અને મિસ એમ— પણ બહારથી ઇંગ્લંડમાં આવી પહોંચ્યાં છે. તે સુવર્ણસમ સારાં અને પહેલાંના જેટલાંજ માયાળુ છે. હિંદુસ્તાનથી એક નવીન સાધુ

આવેલો છે. ઘરમાં એક નાનું સરખું સુંદર કુટુંબ હોય એવું બની રહ્યું છે. આ નવીન સાધુ તદ્દન સરળ છે. ભલો માણસ ! મારામાં જે સાહસ વગેરે છે તે બાદ કરતાં એ તાદ્દશ્ય હિંદુના નમુનારૂપ છે. હમેશાં નમ્ર, તેમજ મધુર રહે છે અને કલ્પનાસૃષ્ટિમાંજ વસી રહે છે. પણ તે કંઇ ચાલશે નહિ. મારે તેનામાં થોડીક પ્રવૃત્તિ દાખલ કરવી પડશે. અહીં બે વર્ગોનું કામ શરૂ થઇ ચુકયું છે, અને તે ચારપાંચ માસપર્યંત ચાલશે. પછી હું હિંદુસ્તાન આવીશ; પણ મારૂં મન તો અમેરિકા તરફજ ખેંચાય છે. અમેરિકા માટે મારા મનમાં પ્રેમ વસી ગયો છે. નવી વસ્તુઓ જાણવાનો મને શોખ છે. જરીપુરાણાં ખંડિયેરોમાં ભટકવાની અને જૂના ઇતિહાસો પાછળ આળસુ જીંદગી ગાળી પ્રાચીનને માટે નિસાસા નાખ્યા કરવાની મને જરા પણ ઇચ્છા નથી. એ કાર્યને માટે મારી નસોમાં જોઇએ તે કરતાં વધારે ગરમ લોહી વહે છે. અમેરિકાના લોકો, દરેકને ત્યાં મળતી તક, એ વગેરે કારણોને લઇને અમેરિકા એ એકજ દેશ લાયક છે. હું તદ્દન મૂળમાંથી સુધારો કરવા માગું છું. પ્રાચીનતામાં પડી રહેલા ગંદા છાણના પોદરા જેવા હિંદુસ્તાનના જનસમાજમાં હું કંઇ કરી શકીશ કે નહિ તે જોવાને માટેજ હું ત્યાં આવવાનો છું. તદ્દન નવેસરથીજ કામની શરૂઆત કરવાનો મારો વિચાર છે. × × × ×

અમર, અનંત, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક એ તો માત્ર એક નિયમ છે, એ કંઈ વ્યક્તિ નથી. હું, તમે અને બીજા બધા આ નિયમનાં મૂર્ત સ્વરૂપો છીએ, અને જે વ્યક્તિમાં આ નિયમોનું જેટલું વધારે પ્રમાણ એકઠું થયું છે તેટલી તે વ્યક્તિ મહાન છે. દરેક માણસ અંતે તો આ નિયમોનું સંપૂર્ણ મૂર્ત સ્વરૂપ બની રહેશે, અને જે પ્રમાણે અત્યારે મૂળમાં એક છે તે પ્રમાણે સર્વ વાતે એક બનશે. ધર્મનું રહસ્ય માત્ર આટલુંજ છે. અને તેને ક્રિયામાં મૂકવાનો એકજ રસ્તો છે અને તે રસ્તો એકતાની લાગણીદ્વારા અથવા જેને આપણે પ્રેમ કહીએ છીએ તે દ્વારાજ છે. અસલના દરેક અસ્પષ્ટ વિધિઓ એ તો માત્ર મૂઢ વિશ્વાસ છે. હવે એ મૂઢ વિશ્વાસથી ભરેલા વિધિઓને (એજ રૂપમાં વગર સમજ્યે, ચાલુ

રાખવાનો પ્રયત્ન શું કરવા કરવો ? જ્યારે સત્ય અને જીવનથી ભરેલી સરિતા પાસેથીજ વહેતી હોય તો તરસ્યા લોકોને શા માટે ખાબોચિયાનું પાણી પાવું જોઇએ ? એ તો માત્ર માણુસોની સ્વાર્થપરાયણુતાજ છે, બીજું કશું નથી. જીંદગી ટુંકી છે-કાળ સપાટાબંધ વહી જાય છે. જે દેશના લોકોમાં અને જે સ્થળમાં જેના વિચારો વધારે અનુકૂળ આવતા હોય તેજ તેનો દેશ છે, તેજ તેનું સ્થાન છે, અને તેજ લોકો તેના દેશબંધુઓ છે. પરંતુ શુદ્ધ, વિશાળ અને બહાદુર એવા થોડાક આત્માઓનેજ આ વાત લાગુ પડે છે.

હું સર્વ વાતે કુશળ છું, અને ઘણાજ આનંદમાં છું.

સદા તમારો સ્નેહાધીન વિવેકાનંદ

---

## पत्रांक ११०

હાઇ વ્યુ, જેવરશામ રીડીંગ ૧૮૯૬

પ્રિય—

આ લંડન શહેર માણુસોના સમુદ્ર જેવું છે. દશ પંદર કલકત્તાને ભેગાં કરીએ એટલું મોટું છે. લંડનના બારામાં ઉતરતી વખતે જો કોઈ લેવા આવનારની વ્યવસ્થા કરી ન હોય તો આ ધમાલમાં ભૂલા પડવાનો પૂરેપૂરો સંભવ છે. × × ગમે તેમ પણુ કે-ને ત્યાંથી એકદમ મોકલી દેજો. સ-ની પેઠે જો તે આવતાં મોડું કરે એમ હોય તો કોઇ ન આવે એજ વધારે સારૂં છે. ભટકયા કરવામાં અને મુલતવી રાખ્યા કરવામાં કશોજ ફાયદો નથી. આ કામ એવું છે, કે જેમાં રાજસવૃત્તિની (પ્રવૃત્તિની) પરાકાષ્ઠાની આવશ્યકતા છે.........આપણો આખો દેશ તામસવૃત્તિમાં ડૂબી ગયેલો છે અને સૌથી પ્રથમ આપણે બીજા કશાની નહિ પણુ રાજસ વૃત્તિની આવશ્યકતા છે. સત્ત્વ પછીથી આવશે, કે જે વસ્તુ હજુ ઘણીજ-ઘણીજ દૂર છે.

સ્નેહાધીન વિવેકાનંદ

# પત્રાંક ૧૧૧

સેંટ જ્યોર્જનો રસ્તો, ૩૦ મી મે ૧૮૯૬

પરમ દહાડે મારે પ્રૉફેસર મેકસમૂલરની સુંદર મુલાકાત થઈ હતી. તે એક સાધુપુરુષ છે અને તેનું વય ૭૦ વરસનું હોવા છતાં તે હજી જુવાનજોધ જણાય છે. એના ચહેરાપર હજી એક કરચલી સુદ્ધાં નથી. હું ઇચ્છું છું કે, હિંદભૂમિ અને વેદાંત માટેના એના પ્રેમનો અર્ધભાગ પણ ભાગ્યે મારામાં હોય. વળી તે યોગવિદ્યાનો હિમાયતી હોઇ તેને માને છે પણ ખરો. માત્ર ખોટાં ગપાષ્ટકોને તે સહન કરી શકતો નથી.

વિશેષમાં એ કે, શ્રીરામકૃષ્ણ પરમહંસ માટે તેમને અત્યંત આદરબુદ્ધિ છે અને તેઓશ્રીના જીવનપર તેમણે એક લેખ પણ 'નાઇન્ટીન્થ સેન્ચ્યુરી' નામના માસિકમાં લખ્યો છે. તેમણે મને સવાલ કર્યો કે "તેઓશ્રીનું નામ જગતને જાણીતું કરવા માટે તમે શું કરો છો ?" રામકૃષ્ણે તેમને ઘણાં વર્ષ થયાં મુગ્ધ કર્યા છે. આ શું શુભ સમાચાર ન કહેવાય ? * *

અહીંઆં કામ જરા મંદુ પણ મક્કમ ચાલે છે. આવતા રવિવારથી જાહેર વ્યાખ્યાનો શરૂ કરવાનો છું.

# પત્રાંક ૧૧૨

લંડન, ૫ મી જૂન ૧૮૯૬

'રાજયોગ' ગ્રંથ બહુ સારી રીતે ચાલે છે. શારદાનંદ થોડાજ સમયમાં અમેરિકા તરફ જવાનો છે.

મારા પ્રિયજનો પૈકી કોઇ પણ વકીલ બને એ મને પસંદ નથી, જો કે મારા પિતાશ્રી એક વકીલજ હતા. મારા ગુરુદેવ એની વિરુદ્ધ હતા, અને હું પોતે એમ માનું છું કે, જે કુટુંબમાં અનેક વકીલો હોય તે કુટુંબને મોડું વહેલું ખચીત પસ્તાવું પડે છે. આપણો દેશ વકીલ-બારિસ્ટરોથી ઉભરાઇ ગયો છે; વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટીઓ) પ્રતિવર્ષ સેંકડોની સંખ્યામાં વકીલો બનાવે છે. આપણા રાષ્ટ્રને—આપણી પ્રજાને—જેની ખરી જરૂર છે તે વ્યવહાર-ચાતુર્ય અને વૈજ્ઞાનિક બુદ્ધિની છે. તેથી મારો વિચાર મ—ને વિદ્યુતવિજ્ઞાન-અભિજ્ઞ (ઇલેકિટ્રશિયન) બનાવવાનો છે. જીવન-

વ્યવહારમાં તે નિષ્ફળ નીવડશે તોપણ મને એટલો તો સંતોષ થશે કે, તેણે મહાન બનવાનો અને પોતાના દેશને વાસ્તવિક રીતે ઉપયોગી થવાનો નિદાન પ્રયત્ન તો કર્યોજ. અમેરિકાની હવામાંજ કાંઇ એવો ચમત્કાર છે કે તે પ્રત્યેક મનુષ્યની અંદર રહેલા ઉત્તમોત્તમ ગુણોને બહાર કાઢે છે.... તે સાહસી અને ધીટ થાય તથા પોતાને માટે અને પોતાના રાષ્ટ્રને માટે એક નવો ચીલો પાડવાને મંથન કરે એવી મારી ઇચ્છા છે. ઇલેક્ટ્રિકલ ઇજીનિયરને હિંદમાં રોટલો તો મળીજ રહેશે.

તા. ક. અમેરિકામાં એક ચોપાનિયું કાઢવા સંબંધમાં ગુડવિન તમને આ મેલમાં કંઇક લખવાનો છે. હું ધારૂં છું કે, કામને એકત્રિત રાખવાને માટે આવી જાતના કશાકની જરૂર તો છે અને તેથી એની સૂચવેલી દિશાએ એ કામને મદદ કરવા હું મારૂં બનતું સઘળું કરીશ........ધાર્યા પ્રમાણે શારદાનંદ સાથે તેના આ તરફ આવવાનો પૂરો સંભવ છે.

---

## पत्रांक ११३

૬૩ સ્ટ્રીટ,જ્યોર્જરોડ,
લંડન તા. ૭ મી જૂન ૧૮૯૬

પ્રિય મિસ નોબલ,

મારો આદર્શ ખરેખર થોડાજ શબ્દોમાં મૂકી શકાય એમ છે, અને તે એજ કે, મનુષ્યોને તેમની દિવ્યતાનું ભાન કરાવવું અને જીવનની દરેક પ્રવૃત્તિમાં, દરેક કાર્યમાં તેનો શી રીતે અમલ કરવો તે શીખવવું.

આ આખું જગત મૂઢતાની સાંકળમાં જકડાયેલું છે. જે કોઈ સ્ત્રી કે પુરુષ છુંદાયેલાં છે તેમની મને દયા આવે છે અને છુંદનારની મને વધારે દયા આવે છે.

એક વિચાર જે મને દીવા જેવો સ્પષ્ટ દેખાય છે તે એ છે કે, બીજા કશાથી નહિ પણ અજ્ઞાનતાથીજ દુઃખનું કારણ ઉત્પન્ન થાય છે. આ જગતને પ્રકાશ કોણ આપશે? ભૂતકાળમાં તે પ્રકાશ આપવાને માટે એકજ નિયમ હતો અને તે આત્મભોગ. અરેરે! ભવિષ્યના કંઇ કંઇ અનેક યુગો માટે પણ એજ એક નિયમ કાયમ રહેશે. જગતના

ઉત્તમમાં ઉત્તમ અને બહાદુરમાં બહાદુરોએ ઘણાના કલ્યાણને માટે, દરેકના સુખને માટે આત્મભોગની વેદીમાં પોતાનું બલિદાન આપવું પડશે. અનંત પ્રેમ અને દયાથી ભરેલા એવા સેંકડો બુદ્ધની આવશ્યકતા છે.

દુનિયાના ધર્મો તો એક મશ્કરી જેવા અને પ્રાણહીન બની ગયા છે. જગતને જેની આવશ્યકતા છે તે માત્ર ચારિત્ર છે. જગતને તો તેમની જરૂર છે, કે જેમનાં જીવન પ્રેમના તપની એક જીવંત જ્યોતિ જેવાં હોય, જેઓ સ્વાર્થરહિત હોય. જગતપર વિજળીના વજ્રાઘાત જેવી અસર પ્રેમથીજ થશે.

તમારામાં અંધશ્રદ્ધા નથી; પણ તમારામાં કોઇ એવું તત્ત્વ છે, કે જેમાંથી જગતને હલાવી નાખે એવી શક્તિ ઉત્પન્ન થઈ શકે એમ છે. મને એ વાતની ખાતરી છે, અને બીજાઓ પણ આવશે. બહાદુર શબ્દોની અને તે કરતાં પણ વધારે બહાદુર કાર્યોની આપણને આવશ્યકતા છે. જાગ્રત થાઓ, જાગ્રત થાઓ! ઓ બહાદુરો! દુનિયા દુઃખથી સળગી રહી છે અને શું તમે નિદ્રા લઇ શકશો? જ્યાંસુધી દેવતાઓ જાગ્રત થાય નહિ ત્યાંસુધી તેમને બોલાવ્યાજ કરો; જ્યાંસુધી આપણી હાંકથી અંતરનો આત્મદેવ જવાબ ન આપે ત્યાંસુધી તેને બોલાવ્યાજ કરો. જીવનમાં એથી વધારે શું છે? એથી વધારે મહાન કાર્ય કયું છે? હું કદી પહેલેથી યોજનાઓ કરતો નથી. જેમ જેમ હું આગળ વધું છું, તેમ તેમ મને વિગતો મળતી જાય છે. યોજનાઓ પોતાની મેળે ઘડાતી જાય છે અને કાર્યો વધતાં જાય છે. હું તો માત્ર એટલુંજ કહું છું કે, જાગ્રત થાઓ, જાગ્રત થાઓ!

તમારૂં સદા સર્વદા કલ્યાણ થાઓ! તમારો સ્નેહાધીન

વિવેકાનંદ

## પત્રાંક ૧૧૪

લંડન, ૬ ઠ્ઠી જુલાઈ ૧૮૯૬

× × × ×

× × × ×

ઇંગ્લંડમાં મારો વ્યવહાર બહુ સારી રીતે ચાલે છે.

રવિવારનાં વ્યાખ્યાનો તેમજ વર્ગો બિલકુલ ફતેહમંદ નીવડયાં છે. સીઝન હવે ખલાસ થઇ છે અને હું પણ હવે થાકી ગયો છું. તેથી મિસ મૂલરની સાથે હું સ્વિટ્ઝર્લૅન્ડની મુસાફરીએ જવાનો છું. ગ– બહુજ માયાળુ થયા છે. જ–એ તેમને બહુ ખુબીભરી રીતે ઠેકાણે આણ્યા. અહા! શું એ જ–નું બુદ્ધિચાતુર્ય અને શું તેણીની શાંત રીત! એના ચાતુર્ય અને કામ કરવાની હથોટીપર ખરેખર હું ફીદા છું. તેણી એક રાજ્યકાર્યધુરંધર નારી છે. તે એક આખું રાજ્યતંત્ર ચલાવી શકે તેમ છે. એ બાઇનામાં છે તેવી જાતની સંગીન અને સારી બુદ્ધિ મનુષ્યમાં મેં ભાગ્યેજ જોઇ હશે. આવતી પાનખર ઋતુમાં હું અમેરિકા પાછો ફરીશ અને ત્યાંનું કામ સંભાળીશ.

વિશેષ કે, ઇંગ્લંડનું કામ શાંત પણ સંગીન રીતે વધતું જાય છે. ઘણાં સ્રીપુરુષો આવીને મારી સાથે તે સંબંધમાં વાતો કરે છે. આ બ્રિટિશ શહેનશાહત, ગમે તેટલા તેના દોષો છતાં, દુનિયામાં અત્યારસુધીમાં અસ્તિત્વમાં આવેલા કોઇ પણ રાજ્યતંત્ર કરતાં, વિચારોના ફેલાવા માટે બહુ જબરજસ્ત યંત્ર છે. એ યંત્રના કેન્દ્રમાં હું મારા વિચારો મૂકવા માગું છું, કે જેથી દુનિયાભરમાં તે પ્રસરે. અલબત્ત, સઘળાંજ મહાન કાર્યો ધીમાં હોય છે અને તેમની સિદ્ધિના માર્ગમાં વિટંબણાઓ ઘણી હોય છે. તેમાં પણ આપણા લોકના સંબંધમાં તો સવિશેષ તેમ હોય છે; કેમકે આપણે હિંદુઓ એક જીતાયેલી પ્રજા છીએ. પણ એથી તો ઉલટી કાર્ય કરવાની આપણી વિશેષ ફરજ છે. યાહૂદી લોકોએ રોમન સલ્તનતને તેમના આધ્યાત્મિક આદર્શોવડેજ મહાત કરી હતી. તમે જાણીને ખુશી થશો કે, હું પણ રોજ સહનશીલતા અને અનુકંપા(સહાનુભૂતિ)ના કંઇ ને કંઈ

પાઠ શીખું છું. ઉંચા [illegible] બળવાન અૅંગ્લો ઇંડિયનોમાં પણ હવે પ્રભુને નિહાળવા માંડતો હોઉં એમ મને લાગે છે. વળી એમ પણ લાગે છે કે, ધીરે ધીરે હું એવી સ્થિતિએ પહોંચવા લાગ્યો છું કે જ્યારે હું, જો "સેતાન" જેવી પણ કોઇ વિભૂતિ હયાત હશે તો તેને પણ ચાહી શકીશ.

મારી વીસ વર્ષની ઉંમરે હું છેકજ સમભાવરહિત, હઠીલો અને ઝનુની હતો; ત્યારે કલકત્તામાં હું થિયેટર બાજુના લત્તામાં ફૂટપાથ ઉપર કદી ચાલતો નહિ. પણ આજે તેત્રીસ વરસની ઉંમરે હું વેશ્યાઓની સાથે એકજ ઘરમાં રહી શકું; અને તેમને તિરસ્કાર કે ઠપકાનો એક પણ બોલ કહેવાનો વિચાર સુદ્ધાં મને નહિ આવે. આ શું અધોગતિનું પરિણામ છે કે પછી હું વિશ્વપ્રેમ કે જે સ્વયં પ્રભુ છે તેમાં વિકસિત થતો જાઉં છું તેનું પરિણામ છે? મેં એમ પણ સાંભળ્યું છે કે, મનુષ્યને જો પોતાની આસપાસ અનર્થ ન જણાય તો તે સુકૃત કરી શકતો નથી અને ક્રમે ક્રમે એક જાતના પ્રારબ્ધવાદને વશ થઇ જાય છે. મને તો તેવું નથી જણાતું. ઉલટી મારી કામ કરવાની શક્તિ વધતી જાય છે અને પરિણામે પણ તે બહુ અસરકારક થતી જાય છે. કોઈ કોઇ દહાડો હું એક પ્રકારના અત્યાનંદમાં ડબી જાઉં છું; ત્યારે મને એમ થઇ આવે છે કે જાણે હું પ્રત્યેક મનુષ્ય અને વસ્તુને આશીર્વાદ આપું. જાણે તે એકેએકને ચાહું અને ભેટું. ખરેખર તે વખતે મને એમજ લાગે છે કે, પાપ અને અનર્થ એ કેવળ ભ્રમ છે. વહાલા ફ્—! અત્યારે હું એવીજ એક અત્યાનંદની અવસ્થામાં હોઇ મારા પ્રત્યેના તમારા અને શ્રીમતી લ—ના સ્નેહ અને મમતાના વિચારથી મારી આંખો ખરેખર આનંદાશ્રુથી ઉભરાઇ જાય છે. મારા જન્મને હું કૃતાર્થ માનું છું. અહીંઆં હું અત્યંત સ્નેહ અને પ્રેમનો ભાગી થયો છું અને જે અનંત પ્રેમે, જે પ્રેમઘન પ્રભુએ મને જન્મ આપ્યો છે તેણે મારા એકેએક ભલા કિંવા બૂરા કૃત્યની સંભાળ લીધી છે (ચમકતા નહિ); કારણ કે હું તે કોણ માત્ર? જેની સેવા માટે—જેની પ્રીતિ અર્થે મેં મારાં પ્રિયજનો, મારા આનંદો, મારી જીંદગી વગેરે સર્વસ્વનો ભોગ આપ્યો છે તેના હાથમાંનો એકાદ

હથિયાર સિવાય બીજી સ્થિતિ મારી ક્યારે-ક્યી હતી ? એ લીલામય પ્રભુજ મારો પ્રાણપ્યારો છે અને હું તેનો સખા છું. વિશ્વમાં તાલ કે તંત જેવું કાંઇ નથી ! કયું તંત એને બાંધે છે ? એ અદ્ભુત ખેલાડીજ એનાં લીલાક્ષેત્રનાં સર્વ સ્થળોમાં આ હાસ્ય અને રુદનની રમત રમ્યા કરે છે-ઘડીમાં કોઇને રડાવે છે અને ઘડીમાં કોઇને હસાવે છે, એ કેવળ એની લીલાજ છે ! જ— કહે છે તેમ એ એક મોટી રમુજ છે.

આ દુનિયા બડી રમુજી છે અને તેમાં સૌથી રમુજી ભૂલકું જોવું હોય તો તે એ પોતે-એ પ્યારો પ્રાણસખા-એ અનંત પરમાત્માજ છે ! રમુજ નહિ તો બીજું શું ? ભ્રાતૃભાવ કહો કે સખાભાવ કહો, પણ જાણે મસ્તીખોર છોકરાંઓની એક મોટી શાળાને આ સંસારના ક્રીડાંગણમાં રમવા છોડી મૂકી હોય ને ! એના જેવો ખેલ છે ! કેમ નહિ વારૂ ? વખાણ કોનાં કરવાં ને દોષ કોને દેવો ? કેમકે એ બધી એનીજ લીલા છે. લોકો એના વિષે સમજૂતી અને ખુલાસા માગે છે, પણ એના વિષે તે શી સમજૂતી આપી શકાય ? તે જ્ઞાનરહિત (એટલે કે જ્ઞાનવાળો નહિ-પણ જ્ઞાનમય) છે. એને તર્કશક્તિ પણ નથી; છતાં એ નહિ જેવા જ્ઞાન અને તર્કવડે પણ તે આપણને કેવા મૂર્ખા બનાવે છે ! પરંતુ આ વખતે તે મને ઉંઘતો નહિ જુએ.

'પ્રેમ' એ તર્કબુદ્ધિ, લૌકિક ભણતર અને વાણીથી પર છે; અને એજ પ્યારો પરમાત્મા છે. આહા ! એ પ્રભુપ્રેમનો પ્યાલો પીને ચાલો આપણે તેમાં ચકચૂર થઇએ.

---

## પત્રાંક ૧૧૫

લંડન, તા. ૮ મી જુલાઇ ૧૮૯૬

અંગ્રેજ લોક કેવા ઉદાર ! આવતી શરદૠતુના કામ માટે નવા મકાનની સગવડ કરવા સારૂ એક સાંજે માત્ર ત્રણજ મિનિટમાં મારા વર્ગમાં દોઢસો પાઉન્ડ ભરાઇ ગયા ! મરજી હોત તો એજ સમયે લોકોએ પાંચસો પાઉન્ડ પણ ભરી આપ્યા હોત, પણ અમે ધીમે ધીમેજ ચાલવા માગી એકદમ ખર્ચમાં ઉતરવા ઇચ્છતા નથી. કામ માટે અહીંઆં

અનેક લાયક મનુષ્યો મળી આવશે, તેમજ અત્રેના લોકો 'ત્યાગભાવના' વિષે પણ કંઇક સમજે છે. આંગ્લ પ્રજાનું એ પણ એક ખાસ લક્ષણ છે.

## पत्रांक ११६

૧૪ મી જુલાઈ ૯૬

વહાલા ડૉકટર ન—

× × × ×

કોઈ પ્રકારની વિદેશી સહાય ઉપર તમે કદી આધાર રાખતા નહિ. વ્યક્તિઓની પેઠે પ્રજાઓએ પણ પોતાના બળ ઉપર આધાર રાખવો જોઇએ. એજ ખરેખરૂં સ્વદેશાભિમાન છે. જો કોઇ પ્રજા એમ ન કરી શકે, તો તેને માટે ઉન્નતિનો સમય નથી આવ્યો, એમ સમજીને તેણે થોભવું જોઈએ.... નવીન પ્રકાશ હિંદભૂમિ પર બધે અવશ્ય વિસ્તારવો જોઇએ. આવાજ ઉદ્દેશથી તમારે કાર્ય કરવાનું છે.

કમળ એ પુનરુદ્ધારનું ચિહ્ન છે. આપણે કલામાં અને ખાસ કરી ચિત્રકલામાં અતિશય પાછળ છીએ. ઉદાહરણ-તરીકે એક વન કરીને તેમાં વસંતઋતુ જાગ્રત થઇ હોય એવો થોડોક દેખાવ બતાવો, અને તેમાં પાંદડાં અને કળીઓ ફરી-થી કેવી રીતે દેખાવ દે છે તે બતાવો. ધીમે ધીમે આગળ વધો. આવા સેંકડો વિચારો આપણે બહાર મૂકવાના છે.

આવતા રવિવારે હું સ્વિટ્ઝર્લૅન્ડ જવાનો છું અને ત્યાંથી આવતી પાનખર ઋતુમાં લંડન પાછો ફરીશ અને આપણું આ કાર્ય પાછું હાથમાં લઈશ. તમે જાણો છો કે, મને વિશ્રાંતિની ઘણીજ જરૂર છે.

સર્વ આશીર્વાદ ઈત્યાદિ સાથે આપનો **વિવેકાનંદ**

## पत्रांक ११७

સાન્સગ્રેન્ડ, સ્વિટ્ઝર્લૅન્ડ, જુલાઇ ૨૫ મી ૧૮૯૬

આવતા બે મહિના માટે તો નિદાન હું દુનિયાને તદ્દન વિસારી મૂકીને ગાઢ તપ આચરવા માગું છું. એજ મારો આરામ છે........પહાડો અને બરફો મારાપર કંઇ અજબ જેવી પ્રશાંત અસર કરે છે અને અત્રે મને, આટલો સમય નહોતી આવતી એવી સરસ ઉંઘ આવે છે.

## પત્રાંક ૧૧૮

લંડન, ૫ મી ઑગસ્ટ ૧૮૯૬

વહાલા સાહેબજી—

આપની મમતાભરી મુબારકબાદી માટે અનેકશઃ ઉપકાર માનું છું. મારે એક તપાસ કરવાની છે. મારે જે હકીકતની જરૂર છે તે મોકલાવી આપવા કૃપા કરશો તો હું ઘણો ઉપકૃત થઇશ.

મારી મરજી આલ્મોરામાં કિંવા આલ્મોરાની નિકટમાં એક મઠ સ્થાપન કરવાની છે. સાંભળ્યા પ્રમાણે આલ્મોરાની નજીકના એક બંગલામાં રામ્સે નામનો એક ગૃહસ્થ રહેતો હતો અને તે બંગલાની આસપાસ ફરતો બગીચો પણ હતો. એ બંગલો આપણને વેચાણ ન મળે? એની કિંમત શું છે? જો વેચાણ મળે તેમ ન હોય તો નિદાન ભાડે મળી શકશે કે કેમ?

વિશેષ તમારી જાણમાં એવું કોઇ સ્થાન આલ્મોરા નજીક છે કે જ્યાં આગળ હું બગીચા વગેરેની સગવડ સાથે મારો મઠ બાંધી શકું? કોઇ આખી ટેકરીની ટેકરી આપણે મેળવી શકીએ તો વધારે સારૂં.

---

## પત્રાંક ૧૧૯

સ્વિટ્ઝર્લૅન્ડ, ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૮૯૬

વહાલા અ—

× × ભય રાખશો નહિ. મારા બાલક! મહાન કાર્યો કરવાનાં છે, ધૈર્ય રાખો. × ×

તે (મૅક્સમૂલર) ઘણા મજેના પત્રો મને લખે છે, અને શ્રીરામકૃષ્ણના જીવનચરિત્રપર એક પુસ્તક રચવા માટેનાં સાધનો મંગાવે છે. × ×

વર્તમાનપત્રમાં રંગીન ટીકાઓથી હદ વળી ગઇ છે. ગમે તેમ હોય, પણ હું તેનાથી બહુ કંટાળી ગયો છું. આપણે આપણા માર્ગ તરફ ચાલવું એજ ઉત્તમ છે. બાકી મૂર્ખાઓને બકવા દો. સત્યની સામે કોઇ પણ અટકાવ કરી શકે તેમ નથી.

હમણાં તમે જાણો છો કે, હું સ્વિટ્ઝર્લૅન્ડમાં છું, અને હમેશાં ગતિમાન રહ્યાંજ કરૂં છું. લેખ લખવા તેમજ બહુ

વાંચવાસંબંધે પણ હું કંઇ કરી શકું તેમ નથી. તેમ મારે કંઇ કરવું પણ નજ જોઇએ. આવતે મહિનેથી લંડનનું મહાન કાર્ય પાર પાડવાનું મારે માથે તૈયારજ પડેલું છે. શિયાળામાં હું હિંદ તરફ પાછો ફરવાનો છું ત્યારે તે કામ હું તેઓનાજ ઉપર નાખી શકીશ.

સર્વને મારો પ્રેમ આપજો. બહાદુર અંતઃકરણવાળાઓ ! તમે કાર્ય કર્યાજ કરો, નિષ્ફલ ન થાઓ. 'ના' એ શબ્દ કદી કહોજ નહિ; કાર્ય કર્યાજ કરો—પરમાત્મા આપણા કાર્યની સહાયમાંજ છે. મહાન શક્તિ તમારી સાથેજ છે.

પ્રેમ અને આશીર્વાદ સાથે આપનો **વિવેકાનંદ**

---

# पत्रांक १२०

૮ મી ઑગસ્ટ ૧૮૯૬

વહાલા અ—

× × × ×

ઘણી બાબતો થવાની જરૂર છે. પ્રથમ તો દૃઢ પ્રામાણિકતા હોવી જોઇએ. આથી એવી જરાપણ સૂચના હું કરવા માગતો નથી કે એવી પ્રામાણિકતા તમારામાંના કોઇમાં નથી, અથવા તેનાથી તમે વિમુખ છો. પણ કહેવાનું એ છે કે, સામાન્ય રીતે હિંદુઓજ એવા છે કે તેમનામાં વ્યાવહારિક કાર્યમાં કોઇ વિલક્ષણ જાતનું આલસ્ય રહેલું છે અને તેથી તેઓ હિસાબ રાખવા વગેરેમાં બરાબર પદ્ધતિસર અને દૃઢ રહેતા નથી.

બીજું, ઉદ્દિષ્ટ કાર્યમાં કેવળ નિષ્કામ ભક્તિ જોઇએ, અને તેથી તમારે જાણવું જોઇએ કે, બ— પત્રને એક વિજયી પત્ર બનાવવામાં તમારી મુક્તિનો આધાર રહેલો છે. એ પત્રને તમારો ઇષ્ટદેવ માનો, અને પછી જુઓ કે, વિજય આપોઆપજ તમારી પાસે આવે છે કે નહિ ! મેં હિંદમાંથી અભેદાનંદને ક્યારના બોલાવેલ છે........યાદ રાખો કે, સંપૂર્ણ પવિત્રતા અને ગુરુપ્રત્યે નિઃસ્વાર્થ આજ્ઞાધીનપણું એજ સર્વ વિજયની કુંચીરૂપ છે.

× × × ×

એક ધાર્મિક પત્રનો જબરો ફેલાવ વિદેશમાં થવો

અશક્ય છે. હિંદુઓમાં સદ્દગુણ અને પરોપકાર શી વસ્તુ છે, એ સંબંધી જો કંઇ પણ ભાવના રહી હોય તો તો તેઓએજ આ પત્રને ટેકો આપી નિભાવવું જોઇએ.

વેદાંતનો ઉપદેશ કરવા ઉપરાંત આ પત્રનો આદર્શ, ધર્મ ઉપરજ હિંદીઓની શોધકબુદ્ધિ અને વિદ્વત્તા બતાવનાર પત્રતરીકે બહાર પડવામાં છે.

ધીમે ધીમે, મિસિસ ઍની બિસેન્ટે મને તેણીના લૉજમાં 'ભક્તિ' ઉપર વ્યાખ્યાન કરવા આમંત્રણ આપ્યું હતું. મેં ત્યાં એક રાત્રે વ્યાખ્યાન આપ્યું ત્યારે કર્નલ ઑલ્કોટ પણ હતા. આ વ્યાખ્યાન આપવાનું કારણ મારી સર્વ સંપ્રદાયો પ્રત્યે સહાનુભૂતિ છે તે દર્શાવવાનું હતું..... આપણા સ્વદેશબંધુઓએ ખાસ લક્ષમાં રાખવાનું છે કે, આધ્યાત્મિક વિષયોમાં આપણે વિદેશીઓના શિક્ષકો છીએ અને વિદેશીઓ આપણા શિક્ષકો નથી; ત્યારે વ્યાવહારિક બાબતોમાં આપણે વિદેશીઓ પાસેથી શીખવાની જરૂર છે.

મેં મૅક્સમૂલરનો લેખ વાંચ્યો. તે તેણે છ મહિના પહેલાં લખ્યો છે અને તે વખતે તેની પાસે મજુમદારના નિબંધ સિવાય બીજું એકે સાધન ન હતું, છતાં તે લેખ તેમણે લખ્યો છે એ વાત જોતાં તે લેખ સારો છે. હવે તે મને એક લાંબો અને મજાનો પત્ર લખીને જણાવે છે કે, તે શ્રીરામકૃષ્ણપર એક પુસ્તક લખવા માગે છે. મેં તેને માટે ઘણું સાહિત્ય પૂરું પાડયું છે, પણ હજુ ઘણું વધારે સાહિત્ય હિંદમાંથી તેને મળવાની જરૂર છે.

કાર્ય કરો! વળગીજ રહો! બહાદૂર બનો! કોઇ પણ કાર્ય અને સર્વ કાર્ય કરવાની હિંમત બતાવો!

× × તમે જાણતા નથી કે, આ સંસાર દુઃખમાત્ર છે!

આશિષો અને પ્રેમસહિત આપનો **વિવેકાનંદ**

---

## पत्रांक १२१

સ્વિટ્ઝર્લૅન્ડ, ૨૬ મી ઑગસ્ટ ૧૮૯૬

વહાલા ન–

તમારો પત્ર મને હમણાંજ પ્રાપ્ત થયો. હું મુસાફરીમાં છું. આલ્પ્સ પર્વતમાં ગિરિપર ચઢવું, બરફના ઢગલા ઓળંગવા, વગેરે ઘણું કર્યું. હવે જર્મનીમાં જાઉં છું. કારણ કે પ્રૉફેસર ડ્યુસેન તરફનું કીલમાં મુલાકાત લેવાનું આમંત્રણ મળ્યું છે. ત્યાંથી પાછો ઇંગ્લંડ આવીશ; અને બનશે તો શિયાળામાં હિંદુસ્તાન આવીશ.

જે–ની ડિઝાઇન (રૂપરેખા) મોકલી, તે વિષે મારો વિરોધ તેની ક્ષુલ્લકતા માટે છે; એટલુંજ નહિ પણ તેમાં સંખ્યાબંધ પાત્રોનું વૃથા એકીકરણ કર્યું છે. ચિત્રરેખા હમેશાં સરળ, ચિહ્નસૂચક અને અનેક ભાવો પ્રકટાવનારી હોવી જોઈએ.

આપણું કાર્ય ઘણું સુંદર ચાલે છે, એમ કહેતાં મને આનંદ થાય છે.

× × છતાં હું એક શિખામણ તમને આપીશ. હિંદમાં જે બધા પ્રયત્નો છે, તેમાં એક મોટો દોષ એ છે કે, આપણામાં જે વ્યાવહારિક ધંધાદારી તત્ત્વો ખાસ હોવાં જોઇએ તેની ઘણી ઓછપ છે. 'ધંધો' એ બહુ ઉંચા અર્થમાં ધંધો હોવાથી તેમાં મિત્રતા કે જેને હિંદની કહેવતમાં 'આંખની શરમ' કહેવામાં આવે છે તે તો નજ હોવી જોઇએ. જેટલી વસ્તુઓ અને બાબતો પોતાના હવાલામાં હોય તેનો બરાબર ચોખ્ખો હિસાબ દરેકે રાખવો જોઇએ; અને એક બાબતનું ફંડ બીજી કોઇ પણ વપરાશમાં નજ લેવું જોઇએ. પછી તે લીધા વગર તે માણસ ભૂખે મરી જતો હોય તોપણ જે બાબતનું ફંડ છે તે તેમાંજ વપરાવું જોઇએ. આનું નામ તે ધંધાદારી પ્રામાણિકતા. બીજું એ કહેવાનું કે, આપણું બળ કદી પણ મહાત થવું જોઇએ નહિ. જે જે કાર્ય તમે કરો ત્યારે ત્યારે તેજ તમારી પૂજાનું પાત્ર હોવું જોઇએ. આ વખતે આ પત્ર તમારો ઈશ્વર બનો, અને તેમ થતાં અચૂક તમે વિજયવંતજ છો.

એ પત્ર ફતેહમંદ રીતે તમે ચલાવ્યું તો પછી તામિલ, તેલુગુ, કાનરી ઇત્યાદિ પ્રાંતિક ભાષાઓમાં પણ તેજ શ્રેણીપર પત્રો કાઢો. મદ્રાસીઓ ભલા અને ઉત્સાહી છે એ બધું ખરૂં, પણ શંકરાચાર્યની તે ભૂમિએ ત્યાગની ભાવના ગુમાવી હોય એમ જણાય છે.

મારાં બાલકોએ સેવા-સ્મરણરૂપી સરિતામાં સાહસથી કૂદી પડવું જોઇએ, આ જગતનો ત્યાગ કરવોજ જોઇએ-અને પછી જોઈ લ્યો કે આપણે દૃઢ પાયો નાખ્યો છે.

બહાદૂરીથી આગળ વધો-અત્યારે યોજનાઓ કે એવી બીજી બાબતોની પરવા ન રાખો-"ઘોડાની સાથે તેનું ચોકડું પણ આવશે." દેહાંતસુધી કાર્ય કરો, હું તમારી સાથેજ છું અને દેહ છૂટેથી પણ મારો આત્મા તમારી સાથે રહી કાર્ય કરશે. આ જીવન આવે ને જાય છે-સંપદા, કીર્તિ, ભોગવિલાસ ફક્ત થોડા દિવસો માટે છે. જગતમાં એકાદ ક્ષુદ્ર કીડાની માફક મરવા કરતાં સત્ય પાળતાં-પ્રચારતાં કર્તવ્યભૂમિ પર મરવું એ અત્યંત વધારે સારૂં હોવાથી એજ રસ્તે આગળ વધો!

પ્રેમ અને આશિષો સહિત આપનો વિવેકાનંદ

---

## પત્રાંક ૧૨૨

ઇંગ્લંડ, ૧૭ મી સપ્ટેમ્બર ૧૮૯૬

તમારા બહુ આવકારદાયક સમાચાર હમણાં સ્વિટ-ઝર્લેન્ડથી પાછા ફરતાં મળ્યા. "ઓલ્ડ મેઈડ્સ હોમ"(વૃદ્ધ કુમારિકાગૃહ)ના કલ્યાણ વિષે તમારો મત બદલવાનું અંતે તમે યોગ્ય ધાર્યું છે, એ જાણી મને બહુ આનંદ થયો છે. હવે તમે સર્વથા સાચા માર્ગપર વળ્યાં છો. લગ્ન એ માનવજાતિ પૈકી ૯૯ ટકાનું અતિ આકર્ષક લક્ષ્યબિંદુ છે. આપણે સહેવા અને માફ કરવા બંધાયેલાં છીએ, અને જીવન એ દરેક સમાધાનરૂપં હોવું જોઇએ; એ શાશ્વત પાઠને જાણી તથા સમજીને તેને અનુસરવા તૈયાર થતાંજ તેઓ સુખીમાં સુખી જીવન ગાળવા ભાગ્યશાળી થશે.

પ્રિય હ-! ખરૂં માનજે કે "સંપૂર્ણ જીવન" એ તો શબ્દોનો વિરોધાભાસ માત્ર છે. માટે બધી ચીજોને આપણે

પોતાના ઉત્તમ આદર્શ મુજબની જોવાની આશાજ ન રાખવી જોઇએ. આટલું જાણ્યા પછી પ્રત્યેક ચીજને તેના ઉત્તમ અંશરૂપે જોવાને અને તે ઉત્તમ અંશનો બને તેટલો વિશેષ લાભ ઉઠાવવાને આપણે બંધાયલાં છીએ. આ ટાંકણે અમારા એક ગ્રંથમાંથી થોડાંક વચન ટાંકવાં યોગ્ય થઇ પડશેઃ—"જે જે વસ્તુસ્થિતિ ઇષ્ટ હોય, તે મેળવવામાં પતિને સહાય કરતી થકી તું પતિનો અખંડિત પ્રેમ નિરંતર ભોગવ અને છોકરાંનાં છોકરાં જોતાં થકી જીવનનાટકના અંતભાગમાં તમો દંપતી, જ્ઞાનચેતન અને આનંદના અનંત સાગરરૂપ પરમાત્મા કે જેના દર્શનમાત્રથી સઘળા ભેદભાવ નાશ પામી જઇને આપણે સદા સર્વદા માટેની એકતા પ્રાપ્ત કરીએ છીએ, તેને પ્રાપ્ત કરવામાં એકબીજાને બને તેટલાં વધારે સહાયભૂત થાઓ."

મને તમારો જેટલો અનુભવ છે તે ઉપરથી કહી શકું છું કે, તમારામાં મોટે અંશે સહેવા અને દરગુજર કરવાની પ્રશાંત શક્તિ છે અને તેથી તમારૂં પરિણીત જીવન બહુ સુખી નીવડશે એવું ભવિષ્ય હું બેધડક ભાખી શકું છું.

તમો દંપતીનું સર્વ રીતે કલ્યાણ થાઓ!............ ...................દેવી ઉમાના જેવાં જીંદગીભર તમે પતિપરાયણ અને પવિત્ર થાઓ. ભગવાન શિવ કે જેનું જીવન ઉમામય છે તેના જેવા તમારા પતિ થાઓ.

---

## पत्रांक १२३

(અમેરિકાથી લખેલો)

× × × ×

ગુરુદેવની કૃપાથી કંઇ પણ છાનું રહી શકે તેમ નથી; તોપણ તેને સંપ્રદાય કરવો હોય તો છોને કરે, એમાં હાનિ જેવું શું છે? **शिवा वः सन्तु पन्थानः** (તમારો માર્ગ મંગળમય થાઓ.)

બીજું કે તમારા પત્રનો મર્મ હું બરાબર સમજી શકતો નથી. હું અર્થસંગ્રહ કરીને આપણો મઠ બાંધું તેમાં જો લોકો નિંદા કરે તો તેથી આપણને શી હાનિ થાય તેમ છે, તે વાત મને નથી સમજાતી. તમે તમારી બુદ્ધિ નિર્મળ અને સ્થિર રાખો, એટલે પછી કશીજ હાનિ થનાર નથી.

તમે તમારે માંહોમાંહે નિરતિશય પ્રેમ રાખો. અન્ય સર્વ-સાધારણ માટે તો ઉપેક્ષાજ રાખવી ઠીક છે. ક–બાબુ બહુ પ્રેમી અને મહાન વ્યક્તિ છે. એમને મારા સવિશેષ સ્નેહવંદન કહેજો. જ્યાંસુધી તમો પરસ્પરમાં ભેદબુદ્ધિ નહિ ધરો, ત્યાંસુધી પ્રભુકૃપાથી "रण वने पर्वतमस्तके वा" તમને કોઇ જાતનો ભય નથી. 'श्रेयांसि बहु विघ्नानि' યાને 'સારા કામમાં સો વિઘ્ન' એ પ્રકાર તો હોયજ. તમે તમારી બુદ્ધિ બહુ ગંભીર બનાવો. બાળકબુદ્ધિનાં જીવો તમારે માટે ગમે તેમ લવે તેની જરા-પણ પરવા ન કરો. ઉપેક્ષા, ઉપેક્ષા ને બસ ઉપેક્ષાવૃત્તિજ સેવો. આ વિષયમાં ....ને મેં આ પહેલાં સવિસ્તર લખ્યું છેજ. સમાચારપત્રો, પુસ્તકો વગેરે કંઇજ મોકલતા નહિ. બંગાળીમાં કહેવત છે કે "મૂશળ સ્વર્ગમાં જાય તો ત્યાં પણ ધાનજ છડયા કરવાનું" તેમ મારે ભાગ્ય તો અહીં પણ એનું એજ છે. ઉલટો કેટલોક પારકો બોજો ઉમેરાયો છે. આ દેશમાં લોકોનાં પુસ્તકોનાં ઘરાક હું કેવી રીતે મેળવી શકું વારૂ? હું અહીં એક સાધારણ મનુષ્ય છું, વિશેષ કંઇ નથી. આ દેશનાં છાપાંઓ વગેરેમાં મારે વિષે જે કંઈ લખાઇ આવે છે તે બધું હું અગ્નિનારાયણને હવાલે કરૂં છું. તમે પણ તેમજ કરો. એજ ખરી વ્યવસ્થા છે.

ગુરુશ્રીના કામને માટે એક હંગામાની જરૂર હતી તે થઇ ગયો છે અને તે ઠીક થઇ ગયું. હવે લોકો યદ્વા તદ્વા ગમે તેમ બકે તે તરફ તમે જરાયે લક્ષ આપતા નહિ. હું ધંધો માંડી બેઠો છું, કે હું ફલાણું કરૂં છું ને ઢીંકણું કરૂં છું, એવી રેંજીપેંજી લોકોની વાતો અને નિંદાઓથી શું હું તેઓશ્રીનું કામ પડતું મૂકી દઉં? ભાઇ! તું હજી બાળક છે અને મને તો પળિયાં આવવા માંડયાં છે. રેંજીપેંજી લોકોની વાતો તથા મતામતપર મને કેટલી આસ્થા છે તે આ ઉપરથીજ સમજી જજે. જ્યાંસુધી કેડ કસીને તું મારી પાછળ ઉભો છે ત્યાંસુધી આંખું જગત ભેગું થઇને સામે આવે તોપણ શો ભય છે? બાકી આટલું તો હું સમજી ગયો છું કે, મારે અતિ ઉચ્ચ આસન સ્વીકારવું જોઇશે. તારા સિવાય બીજાને પત્ર પણ મારે નહિ લખવો જોઇએ. કહે જોઇએ નિધિ ક્યાં છે? ખોળ કરીને તેને આદરપૂર્વક

મઠમાં લાવવા પ્રયત્ન કરજે. એ માણસ અત્યંત નિષ્કપટ (સરળ) અને ભારે વિદ્વાન છે. જમીનના બે ટુકડા મેળવવા પ્રયાસ જરૂર કરજે. લોકોને જેમ બોલવું હોય તેમ ભલે બોલે. છાપાંઓ આપણા વિષે અથવા સામાવાળાઓ વિષે જે કંઈ લખવું હોય તે ભલે લખે; એ પર જરા પણ લક્ષ આપતો નહિ. ભાઇ રે ! વારંવાર છાપાંઓના થોકડા મને મોકલતો નહિ. વિશ્રામની વાત હમણાં ક્યાં કરે છે ? વિશ્રામ તો આપણને આ શરીર છોડીશું ત્યારેજ મળશે; તે પહેલાં વિશ્રામની આશાજ કરવી નહિ. ભાઇ ! એક વાર એવો તો મહોત્સવ કરી બતાવો, કે જેથી દેશભરમાં વાહ વાહ થઈ રહે ને જ્યાં ત્યાં ઉત્સાહ ઉત્સાહ વ્યાપી રહે. હં ! શાબાશ છે ! રંગ છે ! ‘ પ્રેમનાં મોજાંવડે તો નિંદકો અને હાંસીખોરોનાં ઝુંડનાં ઝુંડ હશે તોપણ ક્યાંનાં ક્યાંય ઘસડાઇ જશે કે તેનો પત્તો પણ નહિ મળે. તમે તો હાથી જેવા છો, તમને વળી નાનીશી કીડીના ચટકાનો ભય કેવો !’

× × × ×

આ વાત મનમાં રાખજે કે, આંખો બે છે, કાન બે છે, પણ મુખ તો એકજ છે; તેથી ઉપેક્ષા, ઉપેક્ષા ને ઉપેક્ષા !

नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति ।

અર્થાત્ કલ્યાણ કરનાર કદીએ દુર્ગતિ પામતા નથી, એવું ગીતાવચન છે; તો પછી ભય શેનો ? રે ભાઇ ! કહે તો ખરો કે તને કોનો ભય લાગે છે ? અહીંઆં મિશનરી-ફિશનરીઓ ચેંચેં પેંપેં કરીને હવે ચૂપ થઈ ગયા છે; અને એવીજ રીતે આખું જગત પણ શાંત થઇ જશે.

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु शतान्तर वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥*

વિશેષ શું કહું ? એવા રેંજીપેંજી સાથે તારે ભળવાની

* નીતિનિપુણ લોકો ભલે નિંદા કરે કે વખાણ કરે; લક્ષ્મી આવે કિંવા એને જવું હોય ત્યાં જાય; મરણ આજ આવે કિંવા સેંકડો વર્ષ પછી આવે; પરંતુ ધીર જનો ન્યાયમાર્ગમાંથી એક ડગલું પણ ચળતા નથી. ભર્તૃહરિ

પણ જરૂર નથી. તેમની પાસે કશી યાચના પણ કરવી નહિ. ગુરુદેવે અત્યાર સુધી બધી જરૂરિયાતો પૂરી પાડી છે અને પાડશે. ભય શો છે ભાઇ ? બધાંય મોટાં કામોને એવી રીતે મોટાં વિઘ્નોમાંથી પસાર થવું પડે છે. હે વીર! कुरु पौरुषमात्मनः उपेक्षितव्याः जनाः सुकृपणाः कामकाञ्चनवशगाः। + હવે આ દેશમાં × × × × મને સહાયતાની કશી જરૂર નથી, કિંતુ સહાયતા માટે આવવા ભ્રાતૃસ્નેહને લીધે તમારામાં જે પુરુષાર્થ જાગી ઉઠયો છે તેને પ્રભુના કાર્યમાં યોજો, એવી તમો સર્વને વિનતિ છે. બોલવાથી વિશેષ ઉપકાર થાય તેવું છે એવી ખાત્રી જ્યાંસુધી થાય નહિ, ત્યાંસુધી મનોભાવ દર્શાવવા કરતાં કટ્ટા દુશ્મન સાથે પણ પ્રિય હિતકારી વચનજ વદવાં. હે ભાઇ! નામ, યશ, ધન અને ભોગની ઇચ્છા તો જીવમાત્રને સહજ હોય છેજ; અને તેથી જો સ્વાર્થ અને પરમાર્થ બંને સરતાં હોય તો તો પછી સર્વ કોઇ બંનેને આગ્રહપૂર્વક વળગી રહે. અર્થાત્ એ બંને એકસાથે સરવાં બહુ કઠિન છે. परगुणपरमाणुं पर्वतीकृत्य, अविच त्रिभुवनोपकारमात्रः* એવા ભાવથી તો મહાપુરુષોજ કાર્ય કરી શકે છે. માટે વિમૂઢમતિ, અનાત્મદર્શી અને તામસિક બુદ્ધિવાળાઓનેજ તેમની નાદાનીભરી બાળચેષ્ટા કરવા દો. તાપ ન સહેવાયાથી એવાઓ તો આપોઆપ ભાગી જશે! ચાંદા તરફ તેઓ થુ થુ કરતા હોય તો ભલે કરે! એમનું થુંક એમનાજ મોઢાપર પાછું આવી પડશે! “शुभं भवतु तेषाम्”—તેમનું ભલું થાઓ! તેઓમાં કંઇ પણ માલ જેવું હશે તો તેમને રોકી પણ કોણ શકનાર છે? જો ઇર્ષ્યાવશ થઇને માત્ર બખાળાજ કરતા હશે તો તે વૃથા જશે.

૬—એ માળા મોકલી આપી એ ઠીક થયું; પણ આ દેશમાં ત્યાંના જેવી ધર્મપ્રથા ચાલી શકે નહિ. અહીંના લોકોને ભાવે તેવુંજ જોઇએ. આ લોકોને જો હિંદુ થઇ

---

+ હે વીર! સ્વીય પૌરુષ પ્રકાશ કર; હીનબુદ્ધિ, કામકાંચનાસક્ત લોકોની ઉપેક્ષા કરવીજ ઉચિત છે.

* પારકાના પરમાણું જેવા અલ્પ ગુણને પણ પર્વત જેવો મોટો લેખીને, તથા ત્રિભુવનનું ભલું કરવાનીજ માત્ર દાનતથી વર્તવું.

જવાનું કહીએ તો તો તેઓ બધા પલાયન કરી જાય અને આપણે જેમ ખ્રિસ્તી મિશનરીઓને ધિક્કારીએ છીએ, તેમ તેઓ આપણા તરફ ધિક્કારપૂર્વક જુએ. હિંદુધર્મશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતો તેમને રૂચે છે એટલુંજ બસ છે; વિશેષ પંચાત ન કરવી. પુરુષો તો મોટે ભાગે ધર્મ બર્મની માથાકૂટમાં પડતાજ નથી. સ્ત્રીઓ પૈકી કોઇ કોઇ ધર્મની વાતોમાં કેટલોક રસ લે છે એટલુંજ; એથી વિશેષની વાતજ ન કરવી. એ ચાર હજાર મનુષ્યોની અદ્વૈતમતપર આસ્થા બંધાઇ છે; પરંતુ તેમની આગળ પણ જો તમે પોથી, જાતિ, સ્રીજન વગેરે સંબંધી વાતો કરવા માંડો તો તેઓ પણ તુરત તમારી પાસેથી પલાયન કરી જાય. આસ્તે આસ્તે સર્વ કંઇ થશે. ધૈર્ય, પવિત્રતા, પરિશ્રમ, એજ.

## पत्रांक १२४

વિમ્બલેડન, ઇંગ્લંડ-૨૨ મી સપ્ટેમ્બર ૧૮૯૬

વહાલા અ—

× × જર્મનીમાં પ્રૉ૦ ડયુસેન સાથે ગાળેલો વખત ઘણો સુંદર હતો. ત્યારપછી તે અને હું લંડન સાથે આવ્યા, અને અમો ક્યારના ખાસ મિત્રો બની રહ્યા છીએ.

× × હજુ એક વિશાળ અસ્પષ્ટ ક્ષેત્ર આપણે માટે છે; અને તે તુલસીદાસ, કબીર, નાનક અને દક્ષિણહિંદુસ્તાનના સર્વ સંતોનાં જીવનચરિત્રો અને કૃતિઓ લખી બહાર પાડવાનું છે. તે ઢંગધડા વગરની જેવી તેવી શૈલીમાં નહિ, પરંતુ બારીક ચોકસાઇથી સર્વભોગ્ય શૈલીમાં લખાવાં ઈષ્ટ છે.

+ + સર્વ કોઇ બળપૂર્વક કાર્ય કર્યા કરો,

સર્વપ્રત્યે પ્રેમસહિત આપનો **વિવેકાનંદ**

## पत्रांक १२५

વિમ્બલેડન, ઇંગ્લંડ-૭ મી ઑકટોબર ૧૮૯૬

× × × ×

મારી સ્વાભાવિક વૃત્તિ કોઇ ગિરિગહ્વરમાં જઇ શાંત જીવન ગાળવાની છે, પણ પ્રારબ્ધ મને આગળને આગળ ધકેલે છે ને હું ધકેલાઉં છું. હઠ પ્રારબ્ધને કોણ જીતી શક્યું છે?

માઉન્ટ ઉપરની પ્રાર્થનામાં ક્રાઈસ્ટે આવું કેમ ન કહ્યું હોય કે "જેઓ સર્વદા ખુશમિજાજી અને આશાવંત છે તેઓ ધન્ય છે, કેમકે સ્વર્ગનું રાજ્ય તેમનુંજ છે"? મારી ખાત્રી છે કે, તેણે એમજ કહેલું હોવું જોઈએ–તે કે જેના હૃદયમાં દુનિયાભરનાં દુઃખો ખટકતાં હતાં અને જે પવિત્ર આત્માને બાળકની સાથે સરખાવતો હતો તેણે જરૂર એમજ કહ્યું હશે, પણ તેની કોઇએ નોંધ નહિ લીધી હોય. હજારો વાતો ટપકાવી લેવામાં આ વાત કદાચ તેઓ વિસરી ગયા હશે!

× × × ×

---

# पत्रांक १२६

વિમ્બલેડન, ૮ મી ઑકટોબર ૧૮૯૬

× × જર્મનીમાં પ્રૉફેસર ડયુસેનને મળ્યો હતો. કીલમાં હું એમનો મહેમાન હતો અને ત્યાંથી લંડન સુધી અમે સાથેજ મુસાફરી કરી. અહીં આવ્યા પછી પણ અમારે કેટલીક બહુ મજેની મુલાકાતો થઈ છે........ધાર્મિક અને સામાજિક કાર્યની વિવિધ શાખાઓ પ્રતિ જો કે હું સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવું છું, તોપણ મને લાગે છે કે, કાર્યની વિશિષ્ટતા હોવાની ખાસ જરૂર છે. અમારી ખાસ શાખા વેદાંતનો ઉપદેશ કરવો તે છે. બીજા કાર્યમાં મદદ કરવી એ તો અમારા આ ધ્યેયને એક સાધનભૂતજ છે. આ સત્ય સ–ના મનમાં તમે બહુ મજબૂત રીતે ઠસાવશો એવી મને આશા છે.

શ્રીરામકૃષ્ણના જીવનપરનો પ્રૉફેસર મેકસમૂલરનો લેખ તમે વાંચ્યો?........અત્રે ઇંગ્લંડમાં કામ બહુજ અનુકૂળ રીતે ચાલે છે. અહીંનું કામ લોકપ્રિય થયું છે; એટલુંજ નહિ પણ તેની કદર પણ બૂઝાય છે.

---

# पत्रांक १२७

વિમ્બલેડન, ઑકટોબર ૧૮૯૬

* * * સ્વિટ્ઝર્લેન્ડમાં મને સરસ આરામ મળ્યો અને પ્રૉફેસર પૉલ ડ્યુસેન સાથે મારે બહુ સારી

મિત્રાચારી થઇ. મારૂં યુરોપનું કામ બીજા કોઇ પણ કામ કરતાં વસ્તુતઃ મને વધુ ને વધુ સંતોષકારક થતું જાય છે અને એની અસર હિંદુસ્થાનમાં ઘણી સારી થાય છે. લંડનના ક્લાસોનું કામ ફરી શરૂ થયું છે અને આજ એનું પહેલું વ્યાખ્યાન છે. હવે એ કામ સારૂ બસો અથવા તેથી કંઇક વધારે માણસો માઇ શકે તેવો હૉલ મને સોંપવામાં આવ્યો છે. × × ×

અંગ્રેજ લોકોની દઢતા અને મક્કમતા વિષે તો તમને ખબરજ છે. સઘળી પ્રજાઓમાં અંગ્રેજ પ્રજાજ માત્ર એક એવી છે કે જેના લોક પોતપોતાનામાં ઝાઝી ઇર્ષ્યા ધરાવતા નથી. તેઓ આખી દુનિયાપર સોટો ચલાવી શકે છે તેનું પણ એજ કારણ છે. ખુશામતરહિત આજ્ઞાધારકતાનું અને કાયદાપ્રતિ અપૂર્વ માનસહિત મહાન સ્વાતંત્ર્યનું રહસ્ય તેઓએજ અનુભવ્યું છે.

એ તરુણ ર— વિષે મને ઝાઝી માહિતી નથી..... .... મારો નિશ્ચિત સિદ્ધાંત તો તમે જાણોજ છો. 'કામ અને કાંચન'ની લોલુપતા જેણે નથી જીતી એવા કોઇનો પણ હું ભરોસો કરતો નથી. અનુમાનસિદ્ધ યાને સૈદ્ધાંતિક વિષયોમાં એને અજમાવી જોવો હોય તો ભલે અજમાવો, પણ રાજયોગના શિક્ષણમાંથી એને બાતલજ કરજો. નિયમિત પદ્ધતિપર કેળવાયલાંઓ સિવાય બીજાંઓને માટે એ રમત–એ કામ ભયાવહ છે. સ—ના સંબંધમાં એટલુંજ કહેવાનું કે, અર્વાચીન હિંદુસ્થાનના મોટામાં મોટા યોગીવરની એનાપર કૃપાદષ્ટિ છે, આશીર્વાદ છે–એને માટે કોઈજ ભય નથી. તમે શીખવવાનું શરૂ કેમ નથી કરતા ?........આ આજકાલના ર– કરતાં તો તમારામાં હજાર દરજ્જે વધારે જ્ઞાન છે. વર્ગના સભ્યોને જાહેરાત મોકલી આપી નિયમિત સંભાષણો અને વ્યાખ્યાનોનું કામ શરૂ કરો × × × ×

ઉજાસ કરો ! ઉજાસ કરો !

---

# पत्रांक १२८

લંડન, ૨૮ મી ઑક્ટોબર ૧૮૯૬

વહાલા અ—

× × કયા મહિનામાં હું હિંદમાં આવી પહોંચીશ તેને માટે હજુ સુધી હું અચોક્કસ છું. તે સંબંધે હું પછી લખી જણાવીશ. નવીન થયેલા સ્વામીએ એક મિત્ર-વર્ગની થયેલી સભામાં કાલે પોતાનું પહેલવહેલુંજ (કૌમાર) વ્યાખ્યાન આપ્યું હતું તે સારૂં હતું અને મને ગમ્યું હતું. મને ખાત્રી છે કે, તે એક સારા વ્યાખ્યાનકાર નીવડશે.

× ×—ને હજુ સુધી મેં છપાવી પ્રકટ કરેલ નથી. વળી હિંદમાં મોટું વેચાણ થાય તેને માટે પુસ્તકોની કિંમત બહુ સોંઘી હોવી જોઇએ; પ્રજા સંતોષ પામે તેવા મોટા કદના ટાઇપથી તે છપાવાં જોઇએ........તમે —ની સસ્તી આવૃત્તિ ઘણી સારી રીતે કઢાવી શકશો. તેને આથી વધુ વહેલાં છપાવી બહાર ન પાડવામાં તમે એક સારી તક ગુમાવી છે; પરંતુ આપણે હિંદુઓ એવા ધીમા છીએ કે જ્યારે આપણે કાર્ય પૂરૂં કરીએ તે અગાઉ ખરી તક ક્યારની ગુમાવેલી હોય છે, અને તેથી આપણે નુકસાન ખમીએ છીએ. તમારૂં ....એ નામનું પુસ્તક એક વરસ સુધી તે સંબંધે વાત-ચીત કર્યા પછી બહાર પડયું! શું તમે એવું ધારતા હતા કે, પશ્ચિમના લોકો ઠેઠ કયામતના દિવસ સુધી તેની રાહ જોઇને બેસી રહેશે ? આ વિલંબથી તમે ત્રણચતુર્થાંશ જેટલું વેચાણ ખોયું છે..... તે હ– એક મૂર્ખ છે અને તમારા કરતાં પણ ધીમો છે, અને તેનું પ્રિન્ટિંગ બહુ ખરાબ હોય છે. આવી રીતે પુસ્તકો પ્રગટ કરવાં નકામાં છે; તેથી લોકને છેતરવા જેવું થાય છે, તો તેમ ન થવું જોઇએ. ઘણું ખરૂં હું મિ. અને મિસિસ સેવિયર, મિસ મૂલર અને મિ. ગુડવિનને સાથે લઇને હિંદમાં આવીશ. મિ. અને મિસિસ સેવિયર ઓછામાં ઓછું થોડા વખતને માટે પણ આલ્મોરા-માં આવી વસવાનો સંભવ છે. ગુડવિન સંન્યાસી બન-વાના છે, આપણાં બધાં પુસ્તકો પ્રગટ થયાં છે તે તેને લીધે છે. તેણે મારાં વ્યાખ્યાનોની ટુંકાક્ષરી નોંધ લીધી હતી

તેથીજ હું તે પુસ્તકો પ્રગટ કરાવી શકયો. આ બધાં વ્યાખ્યાનો કશી પણ તૈયારી કર્યા વિના તુરતજ અપાયાં હતાં. ગુડવિનને મારી સાથે રહેવું પડશે. તે દૃઢાગ્રહી વેજીટેરિયન (અન્નાહારી) છે. સપ્રેમ આપનો ઈત્યાદિ

વિવેકાનંદ

---

## पत्रांक १२९

લંડન, ૧ લી નવેમ્બર ૧૮૯૬

" સુવર્ણ અને ચાંદી " પ્રિય મેરી ! " મારી પાસે નથી; પરંતુ મારી પાસે જે છે તે હું તને મુક્ત હસ્તે આપું છું." અને તે બીજું કંઇજ નહિ, પણ સુવર્ણની સુવર્ણતા, ચાંદીનું ચાંદીપણું, પુરુષનું પુરુષપણું, સ્રીનું સ્રી પણું–ટુંકમાં "પ્રત્યેક વસ્તુનું વસ્તુપણું યાને સત્ય સ્વરૂપ–કે જે પ્રભુ પોતે છે" એવું જ્ઞાન છે; અને એજ પ્રભુને આ સંસારમાં મેળવવાનો અનાદિકાળથી આપણે પ્રયત્ન કરીએ છીએ; અને એ પ્રયત્નમાં આપણે પુરુષ, સ્રી, બાળક, મન, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા, જગત, પ્રેમ, દ્વેષ, ધન, માલ તેમજ જીન, ખવીસ, ફિરસ્તા, દેવતાઓ, ઇશ્વર ઈત્યાદિની વિચિત્ર કલ્પના-સૃષ્ટિ પેદા કરીએ છીએ.

પ્રભુ આપણી અંદર છે તેથી આપણે તે છીએ, નિત્ય છીએ, અગોચર પરબ્રહ્મ છીએ. એને દૃશ્ય વિષયરૂપે બનાવવાની માથાફોડ કરવી એ સમય અને બુદ્ધિનો અપવ્યય કરવા સિવાય બીજું કંઇ નથી. પ્રાણીને જ્યારે આ બાબતનું ભાન થાય છે, ત્યારે તે એને દૃષ્ટિનો વિષય બનાવવાનો પ્રયત્ન મૂકી દઇ અંતરમાંજ એને અનુભવવાનો વધુ ને વધુ પ્રયાસ કરે છે. આનુંજ નામ ઉત્ક્રાન્તિ છે. સ્થૂળ વિષયોમાં ઘટતા જવું અને સૂક્ષ્મમાં વધતા જવું એનુંજ નામ ઉત્ક્રાન્તિ કિંવા વિકાસ છે. મનુષ્ય એ પ્રાણીઓમાં સૌથી ઉંચામાં ઉંચું પ્રાણી છે. સંસ્કૃતમાં એનો અર્થ માનસ ( વિચાર ) થાય છે–એટલે કે એવું પ્રાણી કે જે વિચારી શકે છે અને કેવળ ઈંદ્રિયજન્ય જ્ઞાનપર આધાર નથી રાખતું. વેદાન્તમાં જેને "ત્યાગ" કહે છે તે આ છે. સમાજબંધારણ, લગ્નવ્યવસ્થા, વાત્સલ્યભાવ, આપણાં શુભ કાર્યો, નીતિ

અને નૈતિક શાસ્ત્ર—એ બધાંય "ત્યાગ"નાંજ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. ....વાસના અથવા તો મિથ્યા અહંભાવ અને જાણે પોતાની અંદરથી બહાર કૂદી પડવાની ઈચ્છા—આભ્યંતર વિષયને દૃગ્ગોચર કરવા માટેનું હજી પણ મંથન—એનો અનિગ્રહ એજ માત્ર આ જગતમાં એક દૃશ્ય છે અને આ સર્વ સમાજો અને સામાજિક ઘટનાઓ તે એજ દૃશ્યના વિવિધ પ્રકારો અને ભૂમિકાઓ છે. 'આત્મનિગ્રહ' કિંવા 'વાસના'ના નિયંત્રણ માટે "પ્રેમ" એજ સૌથી સારામાં સારો અને સુગમમાં સુગમ રસ્તો છે અને "દ્વેષ" એ તેથી વિરુદ્ધ છે. સ્વર્ગ અને નરક તથા આકાશ ઉપરના અધિષ્ઠાતાઓની વિવિધ વાતો અને વહેમોથી ફોસલાવી ફોસલાવીને આત્મનિગ્રહના ઉપલા ધ્યેય તરફ અણસમજુ લોકોને વાળવામાં આવે છે. ફિલસૂફ યા તત્ત્વજ્ઞાની એજ બાબત, વિના વહેમે, વાસનાઓના પરિત્યાગ અને સમજણપૂર્વક કરે છે.

તેથી બાહ્ય સ્વર્ગ કિંવા નરકનું અસ્તિત્વ, માત્ર કલ્પનામાંજ છે; પરંતુ એનું માનસિક કિંવા આંતરિક અસ્તિત્વ તો છેજ. સુગંધને માટે આમતેમ મિથ્યા ફાંફાં માર્યા પછી કેસ્તૂરી મૃગને તે અંતે તો એની પોતાની અંદરજ ખોળવી પડશે.

ભૌતિક સમાજમાં હમેશાં સારા નરસાનું મિશ્રણ રહેશેજ. ભૌતિક જીવનની પાછળ તેના પડછાયારૂપ મૃત્યુ પણ આવવાનુંજ અને જીવન જેમ વધારે લાંબુ તેમ તેનો પડછાયો પણ વધારે લાંબો. સૂર્ય જ્યારે બરાબર આપણે માથે આવે છે, ત્યારેજ માત્ર પડછાયો હોતો નથી; તેમ જ્યારે સર્વ શુભનો સાગર સર્વાત્મા સર્વવ્યાપક પરમાત્મા કે જે આપણા પણ અણુઅણુમાં વ્યાપી રહ્યો છે, તેને જ્યારે આપણે આપણામાં રહેલો જાણીએ—અનુભવીએ છીએ, ત્યારે બાહ્યજગતમાં પણ આપણે માટે કોઈ જાતનો અનર્થ કે અપકાર હોઈ શકતો નથી. બાકી ભૌતિક જીવનમાં તો હરેક શુભની પૂંઠે અશુભ પણ પડછાયારૂપે રહેલુંજ હોય છે. આમ હોવાનું કારણ એ છે કે, શુભ અને અશુભ એ બે ભિન્ન વસ્તુઓ ન હોતાં એકજ છે. તફાવત માત્ર તેના આવિષ્કારમાંજ રહ્યો છે અને તે પણ અંશનો, નહિ કે જાતનો.

આપણાં પ્રત્યક્ષ જીવનો બીજાઓના મૃત્યુ ઉપરજ અવલંબેલાં છે-પછી કાં તો તે બીજાં જીવનો વનસ્પતિનાં હોય, પ્રાણીઓનાં હોય કે ઝીણાં સૂક્ષ્મ જંતુઓનાં હોય ! બીજી જે એક મોટી ચૂક આપણે ઘણી વાર કરીએ છીએ તે એ કે, 'શુભ'ને નિરંતર વધતી જતી ચીજતરીકે ગણુવામાં આવે છે, ત્યારે 'અશુભ'ને મર્યાદિત લેખવામાં આવે છે. એ પરથી એવી દલીલ ઉપજાવવામાં આવે છે કે, 'અશુભ'નું પ્રમાણુ દરરોજ ઘટતું જતું હોવાથી એક સમય એવો આવશે, કે જ્યારે એકલા 'શુભ'નુંજ માત્ર અસ્તિત્વ રહેશે. આ માત્ર ભ્રમ છે. શુભ જો વધતુંજ જાય છે તો અશુભ પણ તેવીજ રીતે વધ્યે જાય છે. મારી તૃષ્ણાઓ, મારી જાતિના સામાન્ય જનસમૂહની તૃષ્ણાઓ કરતાં બહુ વધારે છે. મારા આનંદો અને મારા હર્ષો તેમના આનંદ અને હર્ષ કરતાં મોટા છે. પરંતુ મારા ક્લેશો પણ તેમના કરતાં કંઇ લાખોગણા વધારે ગાઢા છે. જે શરીરદૃષ્ટિ તમને 'શુભ'ના મંદમાં મંદ સ્પર્શનું ભાન કરાવે છે, તેજ શરીરદૃષ્ટિ 'અશુભ'-ના પણ મંદમાં મંદજ સ્પર્શનું ભાન કરાવે છે. જે ધમનીઓ સુખની લાગણીઓનું વહન કરે છે, તેજ ધમનીઓ દુઃખની લાગણીઓનું પણ વહન કરે છે. અને એકજ મન એ બન્ને લાગણીઓ અનુભવે છે. દુનિયાની પ્રગતિનો અર્થ વધારે સુખ તેમ વધારે દુઃખ પણ થાય છે. આ જીવન–મૃત્યુ, શુભ–અશુભ, જ્ઞાન–અજ્ઞાનનું જે મિશ્રણ તેજ માયા અથવા વિશ્વવૈચિત્ર્ય. આ જાળની અંદર એકલા સુખનેજ માટે ફાંફાં મારતા તમે અનંતકાળ સુધી ચાલ્યા જાઓ તોપણુ એકલું સુખ તો તમારે હાથ નહિ આવે તે નહિજ આવે. સુખની સાથે દુઃખ પણ વધુ ને વધુજ આવતું જણાશે. સારૂં જોઇએ અને નરતુ ન જોઇએ, એમ કહેવું એ બાલિશતાભર્યો બકવાદ માત્ર છે. બે રસ્તા ખુલ્લા છે–એક તો એ કે, દુનિયાને જેવી છે તેવી સ્વીકારી લેવાની બધી આશા છોડી દઇને અવારનવાર સુખના ટુકડાની આશામાં દુઃખ અને ક્લેશો સહેવાં. બીજો એ કે, સુખ તે બીજા રૂપમાં દુઃખજ છે એમ જાણી સમજીને સુખને માટે બાથોડીઆં મારવાંજ છોડી દેવાં અને સત્યને શોધવું. જેઓ સત્યની ખોળ માટે પ્રયાસ કરવા હામ ભીડે

છે, તેઓને તે સત્ય સદાસર્વદા પોતામાંજ હસ્તી ધરાવતું અનુભવવાનું ભાગ્ય પ્રાપ્ત થાય છે; અને પછી તે એકજ સત્ય આપણા જ્ઞાન અને અજ્ઞાન બન્નેમાં કેવી રીતે આવિર્ભૂત થાય છે તે પણ આપણને સમજાય છે. વળી આપણને એમ પણ જણાય છે કે, તે સત્ય 'સુખ' પણ છે અને તે સત્યજ 'શુભ' અને 'અશુભ', સારા અને માઠામાં અવિર્ભાવ પામે છે અને તેની સાથે આપણને જીવન અને મૃત્યુ બંનેમાં ઓતપ્રોત રહેલું સત્ય અસ્તિત્વ (બ્રહ્મ) પણ સમજાય છે.

એ રીતે આપણી પ્રતીતિ થાય છે કે, આ બધાં દશ્યો, આ બધા પ્રપંચો તે એકજ અસ્તિત્વ યાને પરબ્રહ્મનાં ભિન્ન ભિન્ન કિંવા નાનાવિધ પ્રતિબિંબો છે અને તે સત્ય–તે આનંદ–તે ઐક્યજ–મારૂં તેમજ ચરાચર સર્વનું સત્ય સ્વરૂપ છે. આ અલૌકિક પ્રતીતિ થાય છે ત્યારેજ ભુંડાના પાશરહિત ભલું મેળવવાનું–અનુભવવાનું શક્ય બને છે. કેમકે ભલું અને ભૂંડું અથવા શુભ અને અશુભ એ જે પદાર્થનાં બનેલાં છે તે પદાર્થને એવા આત્માએ જાણ્યો હોય છે અને તેના ઉપર કાબુ પણ મેળવ્યો હોય છે. આવો શ્રેષ્ઠાત્માજ એક યા બીજી ચીજને પોતાની ઇચ્છાનુસાર વ્યક્ત કરી શકે છે અને તેજ કેવળ 'શુભ'નો આવિર્ભાવ–અનુભવ કરી શકે છે. આવો મનુષ્યજ જીવન્મુક્ત છે અને એવી જીવન્મુક્ત દશા પ્રાપ્ત કરવી એજ વેદાન્તનું તેમજ બીજી બધી ફિલસૂફીઓનું અંતિમ લક્ષ્યબિંદુ છે.

---

## पत्रांक १३०

૩૯ વિકટોરિયા સ્ટ્રીટ, લંડન એસ. ડબ્લ્યુ.
૨૦ મી નવેમ્બર ૯૬

વહાલા અ—

× × મિ. સેવિયર અને તેમની પત્ની હિમાલયમાં આવેલ આલ્મોરા પાસે એક સ્થાન બનાવવાનાં છે, અને હું તેને મારૂં હિમાલયમાંનું કાર્યસ્થાન કરનાર છું; એટલુંજ નહિ પરંતુ ત્યાં પશ્ચિમના મારા શિષ્યોને બ્રહ્મચારી અને સંન્યાસીતરીકે જીવન ગાળવા રાખીશ. ગુડવિન એક

અપરિણીત યુવક છે અને તે મારી સાથે પ્રવાસ કરવા તેમજ રહેવા માગે છે. તે ખરેખર એક સંન્યાસી જેવોજ છે.

શ્રીરામકૃષ્ણના જન્મોત્સવની તિથિ પહેલાં હું કલકત્તે આવી પહોંચું એવી બહુ ઇચ્છા રહે છે....કાર્ય કરવાની હમણાંની મારી યોજના, એક કલકત્તે અને બીજું મદ્રાસમાં એમ બે સેંટર (કેંદ્રસ્થાન)સ્થાપવાની છે, કે જ્યાં યુવાન ઉપદેશકોને શિક્ષણ આપી શકાય. કલકત્તા એ શ્રીરામકૃષ્ણના જીવનકાર્યની ભૂમિ હોવાથી ત્યાં આવું સ્થાન સ્થાપવા માટે મારૂં પ્રથમ લક્ષ ખેંચાય છે અને તેને પૂરતાં નાણાં મારી પાસે છે. મદ્રાસ માટે ફંડ મેળવવાની આશા હિંદ ઉપર રહે છે.

આ સેંટરોથી આપણે આપણા કાર્યનો આરંભ કરીશું અને સમય જતાં મુંબઇ અને અલ્લાહાબાદ સેંટર સ્થાપીશું. અને આ સીમાઓથી પ્રભુઇચ્છા તો આખા હિંદ પર હલ્લો લઇ જઇશું; એટલુંજ નહિ પણ જગતના સર્વ દેશોમાં આપણા ઉપદેશકોની ટુકડીઓ મોકલાવીશું. આ આપણું પ્રથમ કર્તવ્ય હોવું જોઇએ. ધૈર્યપૂર્વક કાર્ય કર્યા કરો.

× × હવે આપણુને અંગ્રેજી ભાષામાં ચાલતું એક હિંદી માસિક થઈ ગયું છે. વળી દેશીય ભાષામાં થોડાં પત્રો સ્થાપી શકીશું....આ પ્રકારનાં પત્રો આપણા અનુયાયીઓના નાના ભાગથી નભે છે.....હિંદી પત્રોનો નિભાવ હિંદીઓથી થવાનો છે. સર્વ પ્રજાઓને સરખી રીતે પ્રિય અને અનુકૂળ થાય તેવું પત્ર કરવા માટે સર્વ પ્રજાના લેખકો મેળવવા જોઈએ, અને તેમ કરતાં દર વર્ષે ઓછામાં ઓછા એક લાખ રૂપિયા જોઇએ.

× × તમારે ભૂલવું ન જોઇએ કે, હું જે લાભો જોઉં છું તે દરેક પ્રજા સંબંધી છે અને ફક્ત હિંદીઓ માટેનાજ નથી. * *

વિમ્બલેડનવાસી મિસ. એમ. નોબલ એક મહાન કાર્ય કરનાર છે. × ×

સમસ્ત પ્રેમ અને આશીર્વાદ સમેત વિવેકાનંદ

## પત્રાંક ૧૩૧

લંડન, ૨૮ મી નવેમ્બર ૧૮૯૬

× × હું હિંદુસ્થાન ઉપડી જાઉં તે પૂર્વે તમને કંઇક લખવાની મને અંતરસ્ફુરણા થતી લાગે છે. લંડનમાંની કામગીરી અત્યંત યશસ્વી નીવડી છે. અંગ્રેજ પ્રજા અમેરિકનોના જેટલી તેજ નથી, પણ એક વાર જો તેમના હૃદયને સ્પર્શી શકાય, તો તે હમેશને માટે તમારૂંજ થઇ રહે છે. અહીંઆં મારૂં કામ મંદ ગતિએ થયું છે અને તમને નવાઇ લાગશે કે, છ મહિનાની કામગીરીમાં મારો વર્ગ એકંદરે ૧૨૦ મનુષ્યોનો થવા જશે; આ સિવાય જાહેર વ્યાખ્યાનો જુદાં. અહીંઆં પ્રત્યેક જણ કામમાં મચેલું જણાય છે—કામવગરનું કોઈજ દેખાતું નથી—એવી અંગ્રેજ આલમ વ્યવહારદક્ષ છે. કેપ્ટન સેવિયર અને તેમનાં પત્ની તથા મિ. ગુડવિન મારી સાથે કામ કરવા હિંદ આવવાનાં છે અને તેની પાછળ પોતાનો પૈસો ખર્ચવાનાં છે! એવીજ ભાવનાવાળાં બીજાં પણ કોડીબંધ મનુષ્યો અહીં છે. અમુક આદર્શની એક વાર પ્રતીતિ થતાં તેને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપવાને તત્પર, એવાં અનેક ઉચ્ચ વર્ગનાં નરનારીઓ અત્રે છે; અને છેલ્લી—પણ મહત્ત્વની—વાત એ છે કે, હિંદુસ્તાનમાં 'કામ' શરૂ કરવાને દ્રવ્યરૂપમાં મદદ આવી ગઇ છે અને બીજી વધુ આવશે. અંગ્રેજોવિષેના મારા વિચારોમાં ભારે ફેરફાર થયો છે. હવે મને સમજાય છે કે, જગતની બીજી પ્રજાઓ કરતાં તેમના પર પ્રભુની મહેરબાની શા કારણથી વિશેષ છે? તેઓ દૃઢ, અત્યંત એકનિષ્ઠ અને બહુ લાગણીવાળી પ્રજા છે. માત્ર એ પ્રજાની સપાટીપર સ્ટોઇક સિદ્ધાંતનો કંઇક થર છે ખરો, પરંતુ તે દૂર થતાંજ ખરો મનુષ્ય બહાર પડે છે.

હવે એક કેન્દ્ર કલકત્તામાં અને બીજું એક હિમાલયમાં હું સ્થાપવા માગું છું. હિમાલયનું કેન્દ્ર આશરે ૭૦૦૦ ફીટની ઉંચાઇએ એક સ્વતંત્ર ટેકરીપર રહેશે. એ સ્થાન ઉન્હાળામાં શીતળ અને શિયાળામાં ઠંડુ હશે. સેવિયર દંપતી ત્યાં રહેશે અને યુરોપીયન કાર્યકર્તાઓનું તે મથક બનશે. કેમકે હું તેમને હિંદી ધાટીપર હિંદના ઉષ્ણ સપાટ

પ્રદેશમાં રહેવાની ફરજ પાડી મારી નાખવા નથી માગતો. મારી યોજના એવી છે કે, સભ્ય મુલકોમાં ઉપદેશ અર્થે સંખ્યાબંધ હિંદુ યુવકોને મોકલી આપવા અને બદલામાં હિંદુસ્થાનમાં કામ કરવા માટે પરદેશમાંથી સ્ત્રીપુરુષો મેળવવાં. આ બદલો બહુજ સારો થશે. આ કેન્દ્રો સ્થાપ્યા પછી 'બુક ઑફ જોબ'માં વર્ણવેલા ગૃહસ્થની માફક હું પણ આમ તેમ ઉપર નીચે વિચરીશ.

મેલને પકડવા માટે મારે અત્રે થોભવું જોઇએ, મારાં સ્વપ્નાંની સિદ્ધિનો માર્ગ ખુલતો જોઇ મને આનંદ થાય છે અને હું જાણું છું કે, તમને પણ ખુશી ઉપજશે.

---

## पत्रांक १३२

વિક્ટોરિયા સ્ટ્રીટ, ૯ મી ડિસેમ્બર ૧૮૯૬

આપના અત્યંત ઉદાર પ્રસ્તાવ માટે મારે આભાર પ્રદર્શિત કરવો બીનજરૂરી છે.

શરૂઆતમાંજ મોટી રકમની જુમ્મેદારી ઉઠાવવા હું નથી માગતો, પણ જેમ જેમ કાર્યની પ્રગતિ થતી જશે, તેમ તેમ તે રકમને હું બહુ ખુશીથી કામે લગાડીશ.*

મારો વિચાર બહુજ નાના પાયાપર શરૂઆત કરવાનો છે. હજી એ બાબત હું કંઇ પણ નક્કી કરી શકતો નથી. હિંદુસ્થાનમાં ગયા પછી ખરી પરિસ્થિતિનો અને મારી કાર્યદિશાનો મને બરાબર ખ્યાલ આવશે. મારી યોજનાઓ અને તેને પ્રત્યક્ષ કરવાના વ્યવહારૂ માર્ગ વિષેની વધુ વિગતો હું તમને હિંદથી લખી જણાવીશ.

---

* નાણાંની મોટી રકમ આપનાર મળવા છતાં, તેના સદુપયોગમાં જે અનેકગણું મહત્ત્વ અને જવાબદારી રહેલી છે, તેનો સ્વામી વિવેકાનંદજી જેવાને આવો ઉમદા ખ્યાલ હોવોજ જોઇએ. કોઈની કંઈક ખર્ચવા કરવાની વૃત્તિ જણાતાંજ તેને બક્ષીસ યા ટ્રસ્ટરૂપે ઝડપી લેનાર સ્થળોનો આ દેશમાં ટોટો નથી. એમાં પણ મૂળ રકમને જરા પણ અસર ન લાગવા દેતાં માત્ર વ્યાજનોજ ઉપયોગ કરવા કરાવવાની ગોઠવણમાં તો પરિણામ એજ હોઈ શકે કે, તે મૂળ રકમ કોઇએક ઉથલપાથલ જેવે વખતે બાતલજ જવાની !

સંપાદક

# પત્રાંક ૧૩૩

(એક અમેરિકન બાનુને લખેલ પત્ર)

લંડન ૧૩ મી ડિસેમ્બર ૧૮૯૬

પ્રિય શ્રીમતી,

નીતિના સંક્રમણનો વિચાર ફક્ત આપણે ગ્રહણ કરવાનો છે, અને તેમ થયે સર્વ આપોઆપ સ્પષ્ટ થશે.

ત્યાગ—અવિરોધ—નાશ નહિ કરવો તે—આ ભાવનાઓ, જેમ જેમ સંસારભાવના ઓછી કરીએ, જેમ જેમ વિરોધ કરવાનું દૂર કરીએ, અને જેટલો જેટલો નાશ ન કરીએ તેટલા તેટલા પ્રમાણમાં આપણને પ્રાપ્ત થાય છે. આ ભાવના દૃષ્ટિ સામી ખડી રાખો, અને તે પ્રત્યે શક્તિ સ્ફૂરાવ્યા કરો. વિરોધ વગર, નાશ વગર, તૃષ્ણા વગર, જગતમાં કોઇ રહી શકે તેમ નથી. જગતને હજુ તે સ્થિતિએ આવવાનું છે અને ત્યારેજ તે ભાવનામય આદર્શ, સમાજમાં પ્રાપ્ત થઈ શકશે.

જગતની તેનાં સર્વ દુઃખોમાંથી ઉન્નતિ, આ ભાવનામય આદર્શને માટે–જો કે ધીમેથી પરંતુ મક્કમપણે–તેને યોગ્ય બનાવવાથી થઇ શકે તેમ છે. જગતના મોટામાં મોટા ભાગને આ ધીમા વિકાસથી આગળ જવું પડશે–જે વિરલાઓ છે તેમને હાલની સ્થિતિમાં તે ભાવનામય આદર્શ પ્રતીત કરવો પડશે.

આ સમયનું કર્તવ્ય બજાવવું તે સરસમાં સરસ માર્ગ છે, અને તે ફક્ત એક કર્તવ્યતરીકે થશે તોપણ આપણે બીજામાં આસક્ત થઈશું નહિ.

સંગીત એ ઉચ્ચમાં ઉચ્ચ કલા છે, અને જેઓ તેને સમજે છે તેને મન તે ઉચ્ચમાં ઉચ્ચ પૂજા છે.

અજ્ઞાન અને અસત્‌નો નાશ કરવામાં આપણી સર્વ શક્તિઓનો ઉપયોગ કરવાની જરૂર છે. આપણે માત્ર એજ જાણવાનું છે કે, સત્‌ના વિકાસથી અસત્‌નો નાશ થાય છે.

આપનો પ્રેમનિષ્ઠ **વિવેકાનંદ**

## પત્ર ૧૨૪

વેસ્ટમિન્સ્ટર, લંડન ૧૮૯૬

વહાલા અ—

સ્વિટ્ઝર્લૅન્ડથી લગભગ ત્રણ અઠવાડિયાં થયાં અહીં પાછો ફર્યો છું........લંડનમાં ઉદ્દિષ્ટ કાર્ય અતિશય આગળ વધતું જાય છે, કાઢેલા વર્ગ પ્રતિદિન વધારે સંખ્યાવાળા થતા જાય છે....અમેરિકામાં વેદાંત અને યોગ ઉપર વ્યાખ્યાન આપનારા વીસ માણસને માટે અવકાશ છે....દૃઢ અને હૃદયપૂર્વક કાર્ય કરનારની પૂરતી સંખ્યા હોય તો યુનાઇટેડ સ્ટેટસનો અર્ધો ભાગ દશ વર્ષમાં જીતી શકાય; પણ તેવા કાર્ય કરનારા ક્યાં છે? તમે બધા અજ્ઞાન બચ્ચાં જેવા ત્યાં નીવડો તેમ છો. કારણ કે તમે સ્વાર્થી બાયલાઓ છો, અને જે કંઇ સ્વદેશપ્રેમની વાતો કહો છો તે બધી હોઠથી બહાર નીકળે છે એટલુંજ. અને જે ધાર્મિક લાગણીઓ બતાવો છો તે પણ સર્વ મિથ્યાપ્રલાપ માત્ર છે!! મદ્રાસીઓમાં આગળ વધવાપણું અને મક્કમપણું વધારે છે, પણ તેમાંના દરેક મૂર્ખ બનીને પરણેલા છે........અપરિગ્રહી ગૃહસ્થાશ્રમી થવાની મહત્ત્વાકાંક્ષા રાખવી એ ઘણું સારૂં છે; પણ મદ્રાસમાં આપણે જેની અત્યારે જરૂર છે તે એવા ગૃહસ્થાશ્રમીની નહિ પણ બ્રહ્મચારીની છે. × ×

મારા બાલક! જેની મારે જરૂર છે તે લોખંડ જેવા સ્નાયુ, અને પોલાદ જેવા જ્ઞાનતંતુઓની છે, કે જેની અંદર જે વસ્તુનું વજ્ર બનેલું છે તે વસ્તુનું બનેલું મન રહેલું હોય. બળ, પુરુષત્વ, ક્ષાત્રવીર્ય અને બ્રહ્મતેજ. આપણા સ્વરૂપવાન આશાવંત કુમારોમાં બધું ભરેલું છે, પણ તે ક્યારે કે જ્યારે તેઓ હાલમાં લગ્નને નામે ખરૂં કહેતાં પશુતત્ત્વના યજ્ઞમાં કરોડોને હોમી, તેઓની કતલ કરવામાં આવે છે તે કતલ ન થતી હોય તો. અરે ભગવાન! મારાં શોકરુદનો સાંભળ! જ્યારે મદ્રાસના ખરા જીગરના લોહીથી બનેલા ઓછામાં ઓછા એક સો સુશિક્ષિત યુવકજનો સંસારત્યાગ સેવીને પોતાની કમર કસશે અને સત્યનું યુદ્ધ એક દેશથી બીજા દેશમાં કૂચ કરીને લડવા

તત્પર રહેશે, ત્યારેજ મદ્રાસ નિદ્રામાંથી જાગ્રત થશે. ભારતની બહાર એક ઘા મારવામાં આવ્યો હોય તો તે તેની અંદર મારેલા એક લાખ ઘાની બરોબર છે. (એટલે કે હિંદમાં એક લાખ ઘા કરીને જેટલી અસર કરી શકીએ, તેટલી અસર હિંદની બહાર એકજ ઘા કરવાથી થાય છે. એટલે હિંદ અને હિંદની બહારના દેશમાં આટલું બધું મહદ્ અંતર છે.) ઠીક, પ્રભુની ઇચ્છા હશે ત્યારે બધું થઇ રહેશે.

મૅક્સમૂલર મારી સાથે મૈત્રીમાં વધુ આવતા જાય છે. ઑક્સફર્ડમાં હું બે વ્યાખ્યાનો તુરતમાં આપવાનો છું.

વેદાંત તત્ત્વજ્ઞાન ઉપર એક મહાન પુસ્તક લખવા હમણાં પ્રવૃત્ત થયેલો છું. જુદા જુદા વેદોમાંથી જે ઉલ્લેખો વેદાંતને તેની ત્રણે અવસ્થામાં લાગુ પડે છે તે ઉલ્લેખોનો સંગ્રહ કરવામાં હું રોકાયેલો રહું છું. પહેલો અદ્વૈતવાદ, બીજો વિશિષ્ટાદ્વૈતવાદ અને ત્રીજા દ્વૈતવાદને લગતા ફકરાઓ સંહિતા, બ્રાહ્મણો, ઉપનિષદો અને પુરાણોમાંથી એકઠા કરનાર કોઇ એકને મેળવી તમે મને સહાય કરી શકશો. આ ફકરાઓનું વર્ગીકરણ કરવું જોઈએ, અને તે દરેકને તે તે પુસ્તકના નામ અને પ્રકરણ સાથે સ્પષ્ટતાથી લખવા જોઈએ. ફિલસૂફીને કંઇક પુસ્તકાકારમાં આરૂઢ કર્યા સિવાય મારે પશ્ચિમને છોડી જવું એ અફસોસકારક લાગે છે.

મૈસુરમાં તામિલ ભાષામાં એવી એક ચોપડી પ્રસિદ્ધ થઇ છે કે જેમાં ૧૦૮ ઉપનિષદોનાં નામો આપ્યાં છે. મેં તેને પ્રૉફેસર ડયુસેનના પુસ્તકાલયમાં જોઈ હતી. દેવનાગરી લિપિમાં છપાવેલી એવી ચોપડી બહાર પડી છે? તેમ હોય તો એક પ્રત મને મોકલાવશો. તેમ ન હોય તો તામિલ ભાષામાંની એક પ્રત મોકલો અને તેની સાથે એક પાનામાં તામિલ લિપિના અક્ષરો અને જોડાક્ષરો લખી તેની સાથેજ તેને નાગરી લિપિમાં લખી મને મોકલો, કે જેથી હું તામિલ લિપિ શીખી લઉં.

× × મિ. સત્યન્ધનને લંડનમાં કાલે મળ્યો હતો. તેણે કહ્યું કે મદ્રાસના એક મુખ્ય એંગ્લો ઇંડિયન વર્તમાનપત્ર નામે 'મદ્રાસ મેલ'માં મારા રાજયોગ નામક પુસ્તકનું અવલોકન પ્રશંસા સાથે કરવામાં આવ્યું છે. અમેરિકાનો અગ્રણી

ભાષાશાસ્ત્રી મારા કલ્પનામય સિદ્ધાંતોથી મુગ્ધ બની ગયો છે. તેની સાથે ઇંગ્લંડમાં મેં એવા પણ જોયા છે, કે જેણે મારા વિચારોને હસી કાઢયા છે. વારૂ, મારાં તર્કો અલબત્ત બહુ હિંમતથી બહાર પાડયા છે, અને તેમાંનો ઘણો ભાગ હમેશ માટે અર્થહીન જેવો રહેશે; પરંતુ તેની અંદર એવી સૂચનાઓ છે કે જે અત્યાર પહેલાં ભાષાશાસ્ત્રીઓએ ઉપાડી લીધી હોત તો સારૂં હતું. છતાં પણ આનું જે પરિણામ જોઉં છું તેથી મને સંતોષ થયો છે. 'તેમને ગમે તો, ભલે તેઓ મારા વિષે ખરાબ બોલે, પણ તે બોલવા જેટલીજ હદે હોવું જોઇએ'—એ મારો મુદ્રાલેખ છે.

× × દૃઢાગ્રહી બની મારા બહાદુર પુત્રો ! વળગ્યા રહો. હજુ આપણે શરૂઆત હમણાંજ કરી છે. તો કદી પણ નિરાશાને વશ થશો નહિ. કદી પણ કહેશો નહિ કે 'આટલું બસ છે—પૂરતું છે !....કોઇ મનુષ્ય પશ્ચિમમાં આવે છે અને જુદી જુદી પ્રજાને જુએ છે કે તરતજ તેની આંખો ખુલી જાય છે. આ રીતે હું હિંદમાં આપણી પાસે શું છે અને શું નથી એ માત્ર બોલીનેજ નહિ, પણ બરાબર વ્યાવહારિક રીતે બતાવીને દૃઢ કાર્ય કરનારાઓ મેળવું છું. એક દશલાખ હિંદુઓએ આખી દુનિયાની મુસાફરી કરી હોય તો કેટલું બધું સારૂં ! હું ઓછામાં ઓછું એટલું તો ઇચ્છું છું !

સપ્રેમ સદાનો આપનો **વિવેકાનંદ**

---

## पत्रांक १३५

માનવસમાજ વારાફરતી ચાર વર્ણોથી શાસિત થાય છે—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. આ દરેક પ્રકારના અમલની પોતાની ખુબીઓ તેમજ ખામીઓ હોય છે. બ્રાહ્મણોના અમલમાં વંશપરંપરાગત કારણોને લીધે અન્ય જાતિઓપ્રત્યે પ્રતિબંધો અતિશય હોય છે; જેમકે બ્રાહ્મણો અને તેમના વંશવારસોને સર્વ જાતનાં સંરક્ષણોથી રક્ષિત કરવામાં આવે છે; બ્રાહ્મણો સિવાય જ્ઞાનપ્રાપ્તિનો અધિકાર કોઇને હોતો નથી; તે જ્ઞાન અન્યને આપવાનો અધિકાર પણ તેમના સિવાય કોઈને હોતો નથી. બીજા હાથપર બ્રાહ્મણ-અમલની મહત્તા એ છે કે, એમની કારકિર્દીમાં વિજ્ઞાન અને

શાસ્ત્રોના પાયા રચાય છે. તેઓ પોતાના મનને બહુ કેળવે છે; કેમકે માનસિક બળથીજ તેઓ સત્તા ભોગવે છે.

ક્ષત્રિય અમલ જુલમી અને ક્રૂર હોય છે, પરંતુ તેઓમાં બ્રાહ્મણો જેવી પ્રતિબંધક ભાવના બીજાઓ પ્રત્યે નથી હોતી અને તેમની કારકિર્દીમાં કલાકૌશલ્ય અને સમાજ-સંસ્કૃતિને પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે.

તે પછી વૈશ્યોનો અમલ આવે છે. એ અમલમાં મૂંગી રીતે શાંતિથી કચડી મારવાની તથા લોહી ચૂસી લેવાની શક્તિ બહુજ હોય છે. એનો ફાયદો એ છે કે, વેપારી પોતે સર્વત્ર જતો હોવાથી પહેલાંના બે શાસનના સમયમાં એકત્ર થયેલા વિચારોનો તે સર્વત્ર ફેલાવો કરે છે. પ્રતિબંધક ભાવના તેમનામાં ક્ષત્રિયો કરતાં પણ ઓછી હોય છે, પણ તેમના અમલમાં લોભવૃત્તિ વધીને ઉત્તમ સંસ્કૃતિ ઘટવા માંડે છે.

છેલ્લે શૂદ્રો અથવા મજૂરોનો અમલ આવે છે. એ અમલના ફાયદા એ છે કે, શારીરિક સુખાકારીનાં સાધનોની સરખી વહેંચણી થવી; અને એના ગેરફાયદા એ છે કે, કદાચ એ અમલમાં સંસ્કૃતિની વધારે અધોગતિ થાય. સામાન્ય શિક્ષણનો ફેલાવો બહુ મોટા પ્રમાણમાં થાય, પણ અસામાન્ય બુદ્ધિમત્તા ઓછી ને ઓછી થતી જાય.

હવે જો એવી કોઇ રાજ્યવ્યવસ્થા શક્ય હોય કે જેમાં બ્રાહ્મણઅમલનું જ્ઞાન, ક્ષત્રિયઅમલની સંસ્કૃતિ અને સમૃદ્ધિ, વૈશ્ય અમલનો પ્રચારનો ઉત્સાહ અને શૂદ્રઅમલની સમભાવવૃત્તિ–એ બધાંનું સંગઠન થાય યાને પ્રત્યેકના દોષોને ટાળી એ ચારેની એકત્ર જમાવટ થાય, તો તે અમલ–તે રાજ્યવ્યવસ્થા એક આદર્શરૂપજ નીવડે. પણ એમ થવું શું શક્ય છે ?

અત્યારસુધી પ્રથમના ત્રણ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ) અમલોના સમય આવી ગયો છે. હવે શૂદ્રોનો વારો આવ્યો છે. તંત્રો હવે તેમનાજ હાથમાં જવાં જોઇએ અને જશે. કોઇથી તે ખાળી શકાય તેમ નથી. સોના અને ચાંદીનાં ધોરણોની સર્વ મુશીબતો અને ઘુંચોની મને માહિતી નથી; પરંતુ એટલું તો જોઇ શકું છું કે, સોનાનું ધોરણ ગરીબને વધારે ગરીબ અને શ્રીમંતને વધારે શ્રીમંત બનાવતું ચાલે જાય છે; અને તે જોતાં "સોનાની શૂળીએ ચઢીને પ્રાણ

વિ. ૩૬

આપવાનું અમે નકારીએ છીએ" એવું કહેતી વખતે બ્રાયન સાવ સાચો હતો. ચાંદીનું ધોરણ ગરીબોમાટે ઠીક લાગે છે. હું સમાજવાદી છું પણ તે એક સંપૂર્ણ વ્યવસ્થા સમજીને નહિ, પણ ભૂખે મરવા કરતાં અર્ધો રોટલો પણ સારો, એવી ભાવનાથી.

બીજી વ્યવસ્થાઓની અજમાયશ અત્યારસુધીમાં લેવાઇ ચૂકી છે અને તે ખોડખાંપણભરી માલમ પડી છે. હવે આની અજમાયશ થવા દો. બીજા કશાને માટે નહિ તો એ ચીજની નવીનતામાટે પણ અજમાયશ થવા દો. એકનાં એકજ માણસો સુખ કે દુઃખ નિત્ય ભોગવ્યા કરે તેના કરતાં સુખદુઃખની હેરફેર થયા કરે એજ સારૂં છે. શુભ–અશુભનો સરવાળો તો દુનિયામાં સદા એકસરખોજ રહ્યા કરે છે. ફેર એટલો કે, નવી અને તાજી વ્યવસ્થાઓથી સુખદુઃખની ધુંસરી વહેવાની ખાંધ બદલાતી રહે છે.

આ દુનિયામાં પ્રત્યેક કૂતરાને પણ સારો દિવસ (સુખ અને ઉન્નતિના દહાડા) આવી જવા દો, કે જેથી આ કહેવાતા સુખના અનુભવ પછી તેઓ બધાય શ્રીહરિને શરણ આવે અને દુનિયા, રાજ્યવ્યવસ્થા, ખટપટ અને જંજાળોનો આ મિથ્યા ગર્વ છાંડે.

---

## पत्रांक १३६

કલકત્તા, ૨૬ મી ફેબ્રુઆરી ૧૮૯૭

હિંદુસ્થાનમાં દુષ્કાળસંકટનિવારણના કામમાં ઉપયોગમાં લેવા સ– ૨૦ પાઉંડની રકમ મોકલે છે; પરંતુ તેના પોતાના ઘરમાંજ દુકાળ હોવાથી, જૂની કહેવત છે તેમ, તેનેજ પ્રથમ નિવારવાનું મને ઉત્તમ લાગ્યું. તેથી તે રકમનો તેવો ઉપયોગ થયો છે.

લોકો કહે છે તેમ મને મરવાને પણ ફુરસદ નથી. દેશભરમાં સરઘસો, સભાઓ અને બીજી એવીજ સત્કારની વિધિઓમાં હું રોકાયલો રહું છું; તેથી મારી સ્થિતિ મરણતોલ થઇ રહી છે. 'જન્મોત્સવ' પૂરો થતાંજ હું ટેકરીઓપર ભાગી જઇશ.

× × × ×

હવે, મારે એક કલકત્તામાં અને એક મદ્રાસમાં એમ બે મઠો સ્થાપવા છે. મદ્રાસી લોકો વધારે ગહન અને વધારે સહૃદયી છે. અને મારી ખાત્રી છે કે, તે કામને માટે જોઇતાં નાણાં તેઓ મદ્રાસમાંથીજ ભેગાં કરી શકશે. કલકત્તાના જમીનદાર અને ધનવાન વર્ગને ઉદ્દેશી હું કહું છું કે બહુધા સ્વદેશાભિમાનના યોગેજ તે ઉત્સાહી છે અને તેમની સહાનુભૂતિ કાર્યનું રૂપ કદી નહિ લે. ત્યારે બીજી તરફ ખારીલા, દ્વેષીલા અને દયાહીન મનુષ્યો દેશમાં ભરપટ્ટે છે, જેઓ મારા કામનો તોડી ફોડીને ભૂકો કરી નાખવા માટે આકાશપાતાળ એક કરવા નહિ ચૂકે.

પણ તમને ખબર છે તેમ, મારી સામે વિરોધ જેમ વધારે ઉભો થાય છે તેમ મારી અંદરનો જુસ્સો વધારે ઉછળે છે. એક સંન્યાસીઓને માટે અને એક સાધ્વીઓને માટે એમ બે મઠ સ્થાપ્યા સિવાય જો હું મરી જાઉં તો મારૂં કર્તવ્ય અધુરૂંજ રહ્યું ગણાય.

*   *   *   *

---

## पत्रांक १३७×

દાર્જલિંગ, તા. ૧૯ મી માર્ચ ૧૮૯૭

ॐ नमो भगवते रामकृष्णाय।

તમારૂં શુભ થાઓ! આશીર્વાદ અને પ્રેમાલિંગનસહ આવતા આ પત્રથી તમને આનંદ થાઓ. પંચભૂતોથી બનેલું આ દેહપિંજર હાલમાં કંઇક ઠીક છે. જેને લોકો મૃતપ્રાય સમજે છે એવાને પણ, જેનાં શિખરો બરફથી ઢંકાયેલાં છે અને જે પર્વતોમાં મુખ્ય છે એવો આ હિમાલય પુનર્જીવન આપે છે એમ મને લાગે છે; અને પ્રવાસનો થાક પણ કંઇક અંશે દૂર થયો હોય એમ લાગે છે. મુક્ત થવાની ઇચ્છા કે જે હૃદયમાં ઉથલપાથલ કરી નાખે છે અને જે તમે અનુભવી રહ્યા છો એમ તમારા પત્રમાં જણાવો છો, તે હું અનુભવી ચૂકયો છું. અનંત બ્રહ્મપર

---

× શ્રી. શરત્ચંદ્ર ચક્રવર્તી બી. એ. ને સંસ્કૃતમાં લખેલા પત્રોનો અનુવાદ

ધીમે ધીમે મનની એકાગ્રતા કરાવનારી જે ભાવના છે તે આજ ભાવના છે; એ સિવાય એને માટે બીજો રસ્તો નથી. તમારાં ભૂતકાળનાં કર્મ અને ભવિષ્યની વૃત્તિઓનો તદ્દન નાશ ન થઇ જાય ત્યાંસુધી આ ભાવ તમારામાં વધારે ને વધારે પ્રજ્વલિત થાઓ. એ થશે કે તરતજ તમને બ્રહ્મ-દર્શન થશે, અને જગતની સર્વ લાલસાઓ નાશ પામશે. જીંદગીની આ સ્વતંત્રતા તમારા કલ્યાણને માટેજ તમને પ્રાપ્ત થાય છે. એનું અનુમાન તમારા ઉત્સાહના બળ-પરથી સહેજે થઇ શકે એમ છે. આખા વિશ્વના ઐકયનો ઉપદેશ કરનાર જગદ્‌ગુરુ શ્રીરામકૃષ્ણની હું પ્રાર્થના કરૂં છું કે, તમારા હૃદયપ્રદેશમાં તેમનો પ્રકાશ પડો, કે જેથી તમારી તૃષ્ણાઓ મટયા પછી આ ભયંકર મોહમાયાના સાગરમાં ફસાયેલા બીજા જીવોને બચાવવા તમે શૌર્યપૂર્વક તમારાથી બનતો બધો પ્રયત્ન કરો. તમે સદા ઓજસથી ભરપૂર બની રહો. વીર પુરુષો માટેજ મુક્તિ હસ્તકમલવત્ છે, કાયરોને માટે નથી. હે વીર! તું કમર કસીને તૈયાર થઈ જા. કારણ કે તારી સામે મહામોહાદિક શત્રુઓ ઉભેલા છે. श्रेयांसि बहुविघ्नानि (કલ્યાણનું કામ વિઘ્નોથી ભરેલું છે) એમાં કંઇજ શંકા નથી; છતાં પણ ધ્યેયની પ્રાપ્તિ અર્થે તમારે બનતું કરવાનું છે. જુઓ, મોહરૂપી મગરના મુખમાં લોકો કેવા જકડાઇ ગયા છે! અરે! તેમના હૃદયભેદક આર્તનાદો તમે સાંભળો. આગળ વધો! ઓ વીરાઓ! આગળ વધો. બંધનમાં જે બંધાયેલા છે, એવા ભારથી લદાયેલા દીનજનોનાં દુ:ખ ઓછાં કરવા માટે, અને જેમના હૃદયરૂપી કૂપો અંધકારથી ભરેલા છે તે અજ્ઞાનીઓને પ્રકાશ આપવા માટે તમે આગળ વધો! જુઓ, વેદાંત ડિમડિમ નાદ કરીને ઘોષણા કરે છે કે "નિર્ભય થાઓ." આ ગંભીર નિનાદથી જગતવાસીઓનાં હૃદયબંધન છૂટી જાઓ!

તમારો શુભેચ્છક **વિવેકાનંદ**

## पत्रांक १३८

ॐ तत् सत्।

રોઝ બેંક, બર્દવાનના મહારાજાનું ગૃહ,
દાર્જીલિંગ—૬ ઠ્ઠી એપ્રિલ ૧૮૯૭

'ભારતી'ની સંપાદિકા યોગ્ય—

માનનીય શ્રીમતિ,

આપે મોકલાવેલ 'ભારતી' માટે હું આપનો ઘણો આભારી થયો છું; અને જેને માટે મેં મારી આખી જીંદગી સમર્પણ કરેલી છે, તે કાર્ય આપના જેવી ઉચ્ચ વિદ્વાન સ્ત્રીઓ તરફથી પ્રશંસા મેળવી શક્યું છે, એ જાણી હું પોતાને ખરેખર ભાગ્યશાળી માનું છું.

જીવનના યુદ્ધમાં નવીન વિચારનો પ્રવેશ કરાવનારને ઉત્સાહ આપનારા જવલ્લેજ મળે છે, ત્યારે તેને ઉત્તેજન આપનાર સ્ત્રી મળવાની તો વાતજ શી? આ દુર્ભાગી દેશમાં તો ખાસ કરીને આવી વસ્તુસ્થિતિ હોવાથી અહીંના પુરુષોનાં મોટાં મોટાં વખાણો કરતાં સુશિક્ષિત બંગાળી સ્ત્રીની પ્રશંસા વધુ કિંમતી છે.

આપના જેવી ઘણી સ્ત્રીઓ આ દેશમાં જન્મો, અને તેઓ જન્મભૂમિની સુધારણામાટે જીવન સમર્પણ કરે, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

'ભારતી'માં આપે મારા વિષે જે લેખ લખ્યો છે તે વિષે મારે થોડું કહેવાનું છે કે, જે ધાર્મિક ઉપદેશ પશ્ચિમમાં આપવામાં આવ્યો છે અને હજુ આપવામાં આવશે તેમાં હિંદનું પણ હિત રહેલું છે. મારી હમેશાં પ્રતીતિ થઇ છે કે, જો પશ્ચિમના લોકો આપણી મદદે નહિ આવે તો આપણે ઉન્નતિ મેળવી શકવાના નથી. આ દેશમાં ગુણની કદર હજુસુધી થયેલી નથી, તેમ પૈસાનું બળ મેળવી શકયા નથી; અને સૌથી શોકકારક તો એ છે કે, વ્યવહારૂ કાર્ય કરવાની શક્તિઓનો અંશ પણ નથી.

ઘણાં કાર્યો કરવાનાં છે, પણ તે માટેનાં સાધનોની આ દેશમાં બહુ ખોટ છે. આપણામાં સારાં ભેજાં—વિચારકો—છે, પણ સારા હાથ—વ્યવહારૂ કાર્ય કરનારા—નથી. આપણી

પાસે વેદાંતના સિદ્ધાંતો છે, પણ તેને અમલમાં લાવવા જેટલી શક્તિ આપણી પાસે નથી. આપણાં પુસ્તકોમાં સમાનતાનો સર્વદેશીય સિદ્ધાંત છે, પણ આપણા આચારમાં મહાન ભેદો જણાય છે. હિંદમાં નિઃસ્વાર્થપણે પરોપકારાર્થે ઉચ્ચમાં ઉચ્ચ કોટિનાં કાર્ય કરવાનો ઉપદેશ અપાયો છે, પણ આચારમાં આપણે ભયંકર રીતે ક્રૂર થયા છીએ, ભયંકર રીતે હૃદયશૂન્યપણે વર્ત્યા છીએ અને તે એટલે સુધી કે, આપણાં શરીરોમાં માંસ ભરવા સિવાય બીજી બાબતનો વિચાર કરવા અશકત રહ્યા છીએ.

છતાં પણ વર્તમાન સ્થિતિમાંથીજ આપણે કાર્ય કરી આગળ વધવાનું છે, એ સિવાય બીજો રસ્તો નથી. દરેકને સારૂં શું અને ખોટું શું ? એ પારખવાની શક્તિ છે; પણ તેઓમાં જે મનુષ્ય ભૂલો, કપટ અને દુઃખથી ભરપૂર એવા સંસારના તરંગો સામે ધીરજ છોડયા વિના એક હાથે પોતાનાં આંસુ લૂછે છે, અને બીજા હાથવડે કાંઇ પણ થડકા વગર મુક્તિનો માર્ગ બતાવે છે, તેજ ખરો વીર છે. એક બાજુ પ્રાચીનજ સારૂં એમ ચૂસ્તપણે માનનાર અને વર્તનાર સમાજ જડ પદાર્થના ઢગલાની પેઠે પડી રહ્યો છે; બીજી બાજુએ અશ્રાંત, અધીરો અને ઉત્સાહ આપતો સુધારક ઉભો છે; જ્યારે ખરૂં કલ્યાણ આ બંનેની વચમાં રહેલું છે. મેં જાપાનમાં સાંભળ્યું કે, તે દેશની કન્યાઓમાં એવી માન્યતા છે કે તેઓની પૂતળીઓ-ઢિંગલીઓને પૂર્ણ હૃદયથી ચાહવામાં આવે તો તેઓમાં પણ પ્રાણ આવે. આથી જાપાનની કન્યાઓ પોતાની પૂતળીને કદી ભાગતી-તોડતી નથી. અરે મહાભાગ્યશાળી શ્રીમતિ ! હું પણ એમ માનું છું કે, કોઇ પણ પોતાના સંપૂર્ણ હૃદયથી ચાહશે તો હિંદ પણ ફરી વાર જાગશે; આંતરિક સંપત્તિ વગરના, ક્ષીણ ધનવાળા, જ્ઞાન વિનાના, દબાઇ રહેલા, હમેશાં ભૂખે મરતા, કજીઆ કરતા અને ઇર્ષ્યાખોર એવા હિંદના લોકો ફરી પાછા જરૂર જાગશે. પણ જ્યારે ઉદાર ચિત્તવાળાં સેંકડો સ્ત્રીપુરુષો મોજશોખ માણવાની સર્વ ઇચ્છાઓ તજી કરોડો નીચી કોમોના સ્વદેશબંધુઓ કે જે દિનપ્રતિદિન ધીમે ધીમે નિરાધાર અને અજ્ઞાની થતા જાય છે, તેઓના કલ્યાણ માટે

સર્વ કાંઇ કરવાને-સમર્પવાને કટિબદ્ધ થશે, ત્યારેજ આ ભારતની ઉન્નતિ થશે. મારા અલ્પ જીવનમાં પણ મેં અનુભવ્યું છે કે, શુભ ઉદ્દેશો, હૃદયનિષ્ઠા અને અનંત પ્રેમ જગતને જરૂર જીતી શકે છે. એકજ જીવમાં જો આ સદ્ગુણો હોય તો તે એક કરોડ મિથ્યાડંબરીઓ અને પિશાચ માનવોની ગુપ્ત યોજનાઓનો નાશ કરી શકે છે.

પશ્ચિમમાં મારે ફરીથી જવાનું હજુ અનિશ્ચિત છે. જો હું જઇશ તો તે પણ હિંદને માટેજ, એ ચોક્કસ સમજજો. આ દેશમાં માનવોનું બળ ક્યાં છે? ધનનું બળ ક્યાં છે? જ્યારે પશ્ચિમમાં પુષ્કળ સ્ત્રીપુરુષો, હિંદી પોશાકમાં રહીને, તથા હિંદના ધર્મનો ઉપદેશ આપીને, અને અધમમાં અધમ ચાંડાલોની પણ સેવા કરીને હિંદનું કલ્યાણ કરવા તૈયાર છે! આ દેશમાં આવા કેટલા છે? અને નાણાં જોઇએ તો?! (તે માટે તો અફસોસ છે.) મારો સત્કાર કરવાના ખર્ચ માટે કલકત્તાની પ્રજાએ મારી પાસે ભાષણ દેવડાવ્યું, અને ટિકિટો વેચી! આ માટે હું કોઇની નિંદા કરતો નથી, તેમ દોષ કાઢતો નથી; પણ એમ બતાવવા માગું છું કે, પશ્ચિમમાંથી માણસો અને ધન આવ્યા વિના આપણું કલ્યાણ અશક્ય છે.

આપનો હમેશનો આભારી, અને આપના કલ્યાણ માટે પ્રાર્થના કરતો— વિવેકાનંદ

---

## पत्रांक १३९

કે. એમ. એન. મુકરજીની મારફત
દાર્જીલિંગ, ૨૪ મી એપ્રિલ ૧૮૯૭

પ્રિય શ્રીમતી,

+ + + + +

કાર્ય કયી રીતે કરવું એ સંબંધી આપે પૂછ્યું, તે વિષે કહેવાનું કે, અગત્યમાં અગત્યનું એ છે કે, જે પરિણામો ધારી રાખ્યાં હોય તેને અનુકૂળ થાય તેવા પ્રમાણ ઉપર કાર્ય ચલાવવું જોઇએ. મારા મિત્ર મિસ મૂલર તરફથી આપના ઉદારચિત્ત, સ્વદેશાભિમાન અને દૃઢ કાર્યક્ષમતા વિષે મેં ઘણું સાંભળ્યું છે, અને આપની વિદ્વત્તા તો પ્રગટ રીતે જોઇ શકાય છે. આ અલ્પજીવ જે ક્ષુદ્ર આરંભ

કરી શકયો છે તે જાણવા આપ ઈચ્છાતુર છો, તે હું મોટા ભાગ્યની વાત સમજી બની શકશે તેટલું આ ટુંક પત્રમાં હું લખું છું. પણ પહેલાં તો મારી પુખ્ત પ્રતીતિઓ તમારી સમક્ષ મૂકીશ, કે જે પર તમે પાકો વિચાર કરી શકો. આપણે સદાને માટે ગુલામો છીએ, એટલે કે હિંદની પ્રજાને વારસામાં મળેલો આંતરિક પ્રકાશ પ્રકટાવવાનો અવકાશ કદી પણ આપવામાં આવ્યો નથી. છેલ્લાં થોડાં શતકોમાં પશ્ચિમ, સ્વતંત્રતા તરફ બહુ ઝડપથી આગળ વધ્યું જાય છે. હિંદમાં તો કુલીન કોણ છે, તે માણસે શું ખાવું અને શું ન ખાવું તે દરેક માટે નિયમો રાજા ઘડતો હતો. અને પશ્ચિમના દેશોમાં લોકો દરેક બાબત પોતેજ કરી લે છે.

હમણાં કોઇ પણ સાંસારિક બાબતપર કહેવાનું રાજાની પાસે કંઇ રહ્યું નથી. બીજી બાજુએ હિંદની પ્રજામાં પોતાના ઉપર થોડો પણ વિશ્વાસ હજુ આવ્યો નથી, ત્યાં આત્મ-શ્રદ્ધાની તો વાતજ શી કરવી ? આત્મશ્રદ્ધા કે જે વેદાંતનો પાયો છે, તે અમલમાં અંશમાત્ર પણ મૂકાયો નથી. આથીજ પશ્ચિમની રીતિ કે જેમાં પ્રથમ તો ઈષ્ટ ઉદ્દેશ ઉપર ખૂબ ચર્ચા ચલાવાય છે, અને પછી બધાં બળોને એકત્ર કરી તે બળોથી તે ઉદ્દેશ સાધવાના પ્રયત્નો થાય છે. એ પશ્ચિમની રીતિ આ દેશમાં હમણાં પણ કારગત થઇ શકે તેમ નથી. આથી-જ વિદેશીય રાજ્ય નીચે આપણે આટલા બધા પ્રાચીનમતા-વલંબી દેખાઇએ છીએ. આ કથન સત્ય હોય, તો પછી જાહેર રીતે લોકસંસ્થાદ્વારા ખૂબ ચર્ચા કરી કોઇ મહાન કાર્ય કરવું એ તો મિથ્યાજ પ્રયત્ન છે. 'જ્યાં માથુંજ ન હોય ત્યાં માથું દુ:ખવાનો પ્રસંગજ કયાંથી આવે ?' એની પેઠે આપણી પાસે લોકસંસ્થાજ કયાં છે ? (એટલે કે લોકસંસ્થા હોય તોજ તે સંસ્થાદ્વારા ચર્ચા થાયને ?) આ ઉપરાંત આપણે નિર્બળ પણ એટલા બધા છીએ કે, આપણે કોઇ બાબતની ચર્ચા કરવાનું માથે લઇએ તો આપણી બધી શક્તિ તેમાંજ ખાલી થઇ જાય છે, અને કાર્ય માટે શીલકમાં જરાપણ રહેતી નથી. હું ધારૂં છું કે, એજ કારણથી આપણા દેશમાં વાચાળપણું બહુ જણાય છે, અને કામ બહુજ ઓછું જણાય છે. બીજું એ કે, અગાઉ લખ્યા પ્રમાણે મને હિંદના

ધનવાન માણસો પાસેથી કંઈ પણ મળવાની આશા નથી. માટે જે યુવાનોમાં આપણી આશા છે તેઓમાંજ ધીરજથી, ચીવટાઇથી અને કશા દેખાવો કર્યા વિના મૌનપણે કાર્ય કરવું એજ સારામાં સારૂં છે.

× × × × અર્ધી સદીથી સામાજિક સુધારા વિષે બહુ ઘટાટોપ–ધાંધલ મચી રહ્યું છે. છેલ્લાં દશ વર્ષ હિંદમાં જુદે જુદે સ્થળે મુસાફરી કરતાં મેં જોયું તો આખો દેશ સંસારસુધારાની સભાઓથી ભરપૂર છે, પણ મેં એક પણ સભા કે સંસ્થા, જે લોકોનાં લોહી ચુસીને હાલના ગણાતા 'ગૃહસ્થ' પોતે 'ગૃહસ્થ' બન્યા છે, અને તેવા ચાલુ રહેવા માગે છે, તે લોકોને સુધારવા માટે થયેલી જોઈ નહિ. મુસલમાનો અહીં આવ્યા ત્યારે કેટલા સિપાઇઓ પોતાની સાથે લાવ્યા હતા? અત્યારે પણ કેટલા અંગ્રેજો અહીં છે? હિંદુસ્થાન સિવાય એવું બીજું કયું સ્થળ છે કે જ્યાં કરોડો મનુષ્યો હોય અને વળી તે પણ એવા કે માત્ર છ રૂપરડી માટે પોતાના બાપ અને ભાઇઓનાં ગળાં કાપે? મુસલમાની રાજ્યનાં સાતસો વર્ષમાં છ કરોડ મુસલમાનો થયા અને ખ્રિસ્તી રાજ્યનાં સો વર્ષમાં વીસ લાખ ખ્રિસ્તીઓ હિંદમાં થયા, તેનું કારણ શું? આર્યોનું મૂળ આર્યત્વ આ દેશને તદ્દન છોડી ગયું છે તેનું શું કારણ? કુશળ હસ્તથી કામ કરતા કારીગરો યુરોપીયનો સાથે હરિફાઇ કરવા અશક્ત બની દેશમાંથી નાશ પામતા જાય છે તે શા કારણથી? અંગ્રેજ મજૂરોએ પોતાની મજબૂતી ઘણા શતકોથી સ્થાપિત કરી હતી તેને તોડી નાખી જર્મન મજૂરો ફરીવાર કયી શક્તિથી ફતેહમંદ થયા?

કેળવણી, કેળવણી, માત્ર કેળવણીથીજ. યુરોપનાં ઘણાં શહેરોમાં મુસાફરી કરી તેઓમાં રહેલું સુખચેન, અને તેના ગરીબ માણસોમાં રહેલી કેળવણી જોઇને, મારા મનમાં આપણા ગરીબ લોકની સ્થિતિ હમેશાં તરી આવતી; અને હું તેથી આંસુ પાડતો. આ સંબંધમાં આટલો બધો ભેદ હોવાનું શું કારણ? એ વિચારતાં મને એજ ઉત્તર મળતો કે 'કેળવણી'–શિક્ષણથી, આત્મામાં શ્રદ્ધા રાખવાથી અને આત્મશ્રદ્ધાથીજ (તેમનામાં રહેલ) બ્રહ્મન્ જાગી ઉઠે છે; ત્યારે

આપણામાં રહેલો બ્રહ્મન્ ધીમે ધીમે સુષુપ્ત થતો જાય છે. ન્યુયોર્કમાં આઇરિશ સંસ્થાનવાસીઓ આવતા તેમને જોતો ત્યારે મને એવું જણાતું કે, તેઓ ખરાબ સ્થિતિ નીચે કચડાયેલા માયકાંગલા જેવા, પોતાના દેશમાં તદ્દન નિરાધાર થયેલા, તથા દરિદ્ર અને કઠોર મગજવાળા છે; એટલુંજ નહિ પરંતુ તેઓની પાસે મુડીમાં એક માત્ર લાકડી અને તેને છેડે વળગાડેલું ચીંથરાંનું પોટકું હતું. તેઓ પગલાં બ્હી બ્હીને ભરતા, અને આંખોમાં પણ ભય ભરેલો જણાતો હતો. પણ એઓ ત્યાં છ મહિના રહેતા, અને પછી જોઇ લ્યો તેઓમાં તફાવત! પછી તો તેઓ ટટાર ચાલતા, તેઓનો પહેરવેશ પણ જુદીજ ઢબનો થતો. તેઓની આંખ અને ગતિમાં ભય જેવું નામ પણ નહોતું. આનું શું કારણ? આપણું વેદાંત કહે છે કે, તે આયર્લેન્ડનો રહેવાસી પોતાના દેશમાં તિરસ્કારથી ઘેરાયેલો રહેતો, અને ત્યાં આખી કુદરત તેને એમજ કહેતી હોય નહિ કે 'ભલા આદમી! તારે માટે સારી આશા છેજ નહિ, તું ગુલામતરીકે જન્મેલો હોઈ ગુલામ-તરીકેજ રહેવાનો' એમ જણાતું. આવું જન્મથીજ તેને કહેવામાં આવતું, તેથી તે બિચારો તેમાં શ્રદ્ધા રાખી પોતાને એવો મંત્રમુગ્ધ કરી નાખતો કે 'તે ઘણો અધમ છે, અને તેનામાં રહેલ બ્રહ્મન્ તેનાથી દૂર છે' એમ માનતો. પણ અમેરિકામાં પગ મૂકયો કે તરતજ તેની ચોતરફ એજ ધ્વનિ ચાલતો કે "ભલા આદમી! જેમ અમે મનુષ્યો છીએ, તેમ તું પણ મનુષ્ય છે; અને જો મનુષ્યેજ બધું કર્યું છે, તો પછી મારા અને તારા જેવા માણસો પણ બધું કરી શકશે, માટે હિંમત ધર." આથી આ માણસ પોતાનું માથું ઉન્નત કરી જોઇ શકતો કે તે ખરી વાત છે, અને તેનામાં રહેલ બ્રહ્મન્ જાગ્રત થયેલ છે. કુદરત જાણે પોતેજ કહેતી હોય નહિ તેમ બોલી ઉઠતી કે 'ઉભો થા, જાગ્રત થા.—**उत्तिष्ठत जाग्रत** ઇત્યાદિ (કઠોપનિષદ્ ૧–૩,૪)

એજ પ્રમાણે આપણાં બાળકો જે જાતનું શિક્ષણ મેળવે છે તેવું પણ ક્યાંય નથી. શાળામાં જતો વિદ્યાર્થી કંઇ શીખતો તો નથીજ; પણ તેનામાં જે જે શક્તિઓ હોય છે, તે પણ જતી રહી પરિણામે અશ્રદ્ધા આવે છે. વેદ અને વેદાંતની

કુંચીરૂપ શ્રદ્ધા કે જેણે નચિકેતાને યમની સામે થઇ તેની સત્તાનો નિષેધ કરવા શક્તિવાન કર્યો; તે શ્રદ્ધા કે જે આખા જગતને ગતિમાન કરે છે, તે શ્રદ્ધાનો અરે નાશ! अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति (ગીતા)–અજ્ઞાની અને અશ્રદ્ધાવાળો તેમજ જેનો આત્મા સંશયવાળો બન્યો છે તે નાશ પામે છે! આથીજ આપણે શ્રદ્ધારહિત અને નાશની સંમુખ થયા છીએ. હવે ઉપાય એ છે કે, કેળવણીનો પ્રસાર કરો. એમાં સૌથી પહેલું આત્મશિક્ષણ છે. આત્મશિક્ષણનો અર્થ માથે જટા, હાથમાં દંડ–કમંડલુ રાખવાં અને ગુફામાં રહેવું એ નથી. ત્યારે શું?–તેનો જે અર્થ હું કરૂં છું તે એ છે કે, જે જ્ઞાનથી આ સંસારી અવસ્થાના બંધનથી મુક્તિ મેળવાય છે. એ જ્ઞાન શું સામાન્ય ઐહિક સંપત્તિ આપી શકતું નથી? ચોક્કસ રીતે તે આપી શકે છે. સ્વતંત્રતા, રાગદ્વેષનો અભાવ અને ત્યાગ–આ બધા બહુજ ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો છે, પણ स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥ આ ધર્મનું સ્વલ્પ પણ પાલન મહાભયને નિવારે છે. દ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈતવાદી, અદ્વૈતવાદી, શૈવ, વૈષ્ણવ, શાક્ત અરે બૌદ્ધ, જૈન અને બીજા પણ–ટુંકામાં જે જે સંપ્રદાયો હિંદમાં થયા છે, તે બધા આ બાબતોમાં એકજ માન્યતા ધરાવે છે કે, આ જીવાત્મામાં અનંતશક્તિ ગુપ્ત રહેલી છે; પછી તે કીડીનો જીવ હોય કે સંપૂર્ણતા પામેલા મનુષ્યનો જીવ હોય, પણ દરેકમાં એકજ આત્મા રહેલો છે. ભેદ માત્ર એટલોજ કે, તેનું પ્રકટીકરણ જુદી જુદી રીતે છે. તે કોની પેઠે? જેવી રીતે (પાણીના માર્ગમાં) આવતી અડચણો ખેડુત તોડી નાખે છે તેવી રીતે. (પાતંજલ યોગસૂત્ર કૈવલ્યપાદ ૩) આત્મશક્તિ તો યોગ્યતા સમય અને સ્થાન જ્યાં પણ મળે ત્યાં પ્રકટ થાય છે. ઉચ્ચમાં ઉચ્ચ દેવતાથી તે ક્ષુદ્રમાં ક્ષુદ્ર તૃણસુધી–દરેકમાં એકજ જાતની શક્તિ વિદ્યમાન છે–પછી તે પ્રકટ હો કે અપ્રકટ હો. આપણે આજ શક્તિ ઘેરેઘેર જઇને બહાર લાવવી જોઇશે.

આ સાથે બીજું એક શિક્ષણ હજુ આપવાનું છે. શિક્ષણ આપવાનું કહેવું તો બહુ સહેલું છે, પણ તે આપવાનું અમલમાં લાવવું બહુ મુશ્કેલ છે. આપણા દેશમાં જેણે

સઘળું તજી દીધું છે એવા નિઃસ્વાર્થી, માયાળુ પુરુષો હજારો છે. જેમ તેઓ મુસાફરી કરતાં કરતાં કંઇ પણ બદલો લીધા વગર ધર્મોપદેશ આપતા જાય છે; તેઓમાંના ઓછામાં ઓછા અડધા જણાઓને જે શિક્ષણની આપણે સૌથી વધારે જરૂર છે તે શિક્ષણ આપનારા શિક્ષકોતરીકે કેળવવાના છે. તેને માટે આપણે સૌથી પહેલાં દરેક ઈલાકાની રાજધાનીમાં એક કેંદ્રસ્થાન સ્થાપવું, કે જ્યાંથી ધીમે ધીમે આખા હિંદુસ્થાનમાં એવા ઉપદેશકોને ફેલાવી શકાય. આવાં કેંદ્રસ્થાનો હમણાંજ મદ્રાસ અને કલકત્તામાં સ્થાપવામાં આવ્યાં છે, અને બીજાં થોડાં તુરતમાં સ્થપાવા સંભવ છે. પછી ઘણુંખરૂં શિક્ષણ ગરીબોને મોઢેથી આપવું જોઇએ, કારણ કે નિશાળો સ્થાપવાનો હજુ વખત પરિપક્વ થયો નથી. આ મુખ્ય સેંટરોમાં ધીમે ધીમે ખેતીવાડી, ઉદ્યોગકળા વગેરે શીખવવામાં આવશે, અને કળા ખીલવવા માટે કળાભવનો સ્થાપવામાં આવશે. આ કળાગૃહોમાં બનેલી વસ્તુઓ યુરોપ અને અમેરિકામાં વેચવાને હમણાં જે એસોસીએશન છે તેના જેવી એસોસીએશનો સ્થાપવામાં આવશે. પુરુષોને માટે છે તેવાંજ સ્ત્રીઓને માટે પણ કેંદ્રસ્થાનો સ્થાપવાનું જરૂરી થઇ પડશે. પણ તમે જાણો છો કે, આ બધું આપણા દેશમાં કરવું કેટલું બધું મુશ્કેલ છે? વળી 'જે સર્પ કરડે છે તે સર્પનું ઝેરજ કાઢી નાખવું જોઇએ'–એવું કરવાની મારી દૃઢ પ્રતીતિ થતી જાય છે. આ કાર્યો માટે જોઇતાં નાણાં પશ્ચિમમાંથી આવવાં જોઇએ; અને તેથી પણ યુરોપ અને અમેરિકામાં આપણે ધર્મનો ઉપદેશ આપવો જોઇએ. ખ્રિસ્તી ધર્મના પાયા પણ હાલના વિજ્ઞાનશાસ્ત્રે તોડી પાડયા છે. આ ઉપરાંત મોજશોખને લીધે પણ ધાર્મિક પ્રેરણા આપોઆપ નાશ પામતી જાય છે, તેથી યુરોપ અને અમેરિકા આશાપૂર્ણ દૃષ્ટિથી હિંદ તરફ જુએ છે. માટે આજ પરોપકાર કરવાનો સમય છે–શત્રુના કિલ્લા જીતવાનો આજ રૂડો પ્રસંગ છે.

પશ્ચિમમાં સ્ત્રીઓ રાજ્ય ભોગવે છે. તેઓની પાસે બધી સત્તા અને અધિકાર રહેલાં છે. જો તમારા જેવી ધૈર્યવાન અને વિદ્વાન સ્ત્રીઓ વેદાંતમાં નિષ્ણાત થઇને ઇંગ્લંડમાં

ધર્મોપદેશ કરવા જાય, તો મને ખાત્રી છે કે, દર વર્ષે સેંકડો સ્ત્રીપુરુષો ભારતભૂમિનો ધર્મ સ્વીકારી સુખી થશે. જે એક સ્ત્રી આપણા દેશમાંથી ત્યાં ગઇ છે તે રમાબાઈ છે. તેણીનું અંગ્રેજી ભાષાનું, પશ્ચિમના વિજ્ઞાનશાસ્ત્ર અને કળાનું જ્ઞાન મર્યાદિત હતું; છતાં પણ તેણીએ બધાને ચકિત કરી નાખ્યા છે; તો પછી જો તમારા જેવી એક પણ શ્રીમતી ઇંગ્લંડમાં જાય તો તો ઇંગ્લંડ આખુંજ બની જાય; તો પછી અમેરિકાનું તો શું કહેવું? હિંદી પોશાકમાં સજ્જ થઇ કોઇ હિંદી સ્ત્રી, જે ધર્મ હિંદના ઋષિઓના મુખમાંથી નીકળ્યો છે તેનો ઉપદેશ કરે તો—આવું બને એવું ભવિષ્ય હું જોઇ શકું છું કે, એવું મહાન મોજું ઉછળશે કે જે આખી પશ્ચિમની ભૂમિને પાણી પાણી કરી નાખશે. શું મૈત્રેયી, ખન્ના, લીલાવતી, સાવિત્રી અને ઉભયભારતિની ભૂમિમાં આવા કાર્યની હિંમત ધરાવનાર કોઈ સ્ત્રી નહિજ જાગે? પ્રભુ જાણે છે કે, આપણે ઇંગ્લંડને જીતીશું. ઇંગ્લંડને ધાર્મિક તત્ત્વથી આપણે હાથમાં લઇ શકીશું—नान्यः पन्था विद्यते-यनाय—મોક્ષનો આ સિવાય બીજો કોઇ માર્ગ નથી. શું સભાઓ અને મિટિંગો ભર્યા કરવાથી મુક્તિ કદી મળી જવાની કે? આપણને જીતનારાઓને આપણા ધાર્મિક તત્ત્વવડે દેવ જેવા બનાવી દેવા જોઈએ. હું તો એક નમ્ર ભિક્ષુક છું, ભમતો સાધુ છું. હું અસહાય અને એકલો છું. પરંતુ તમારી પાસે તો લક્ષ્મી, બુદ્ધિ અને કેળવણીની સત્તા છે. શું તમે પણ આ તક ગુમાવશો? ઇંગ્લંડ, યુરોપ અને અમેરિકાપર જીત મેળવવી—એ તો આપણો અંત્યારે મહાન મંત્ર હોવો જોઇએ. એ મંત્રમાં આપણા દેશનું કલ્યાણ છે. વૃદ્ધિ એ જીવનનું ચિહ્‌ન છે, અને આપણે પૃથ્વીતલ ઉપર આપણી ધાર્મિક ભાવનાઓથી વધવું જોઇએ. અફસોસ! આ દેહ ગરીબીમાં છે, ઉપરાંત એક બંગાળીનું શરીરબળ છે. વળી આ પરિશ્રમના અસાધ્ય દરદે આ શરીરપર હુમલો પણ કર્યો છે, પણ એ આશા જ્વલંત છે કે—

संपत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा।
कालोह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥ (ભવભૂતિ)

‘ મારા જેવો સમાનધર્મી આ છેડાવગરના કાળમાં અને વિશાળ પૃથ્વીમાં કોઈ પણ આ કાર્ય સાધવાને જાગશે.’

× × × ×

શ્રીમતી સરલા ઘોસલ બી. એ. યોગ્ય વિવેકાનંદ

---

## पत्रांक १४०

દાર્જીલિંગ, ૨૮ મી એપ્રિલ ૧૮૯૭

× × મારો સત્કાર કરવાને આખો દેશ એક માણુસની માફક તૈયાર થયો હતો. જ્યાં ત્યાં વધાઈની બૂમો પાડતા અને જયજયકાર કરતા લક્ષાવધિ લોકો, મારી ગાડી ખેંચતા રાજાઓ, નગરોના રાજમાર્ગોમાં ઠેરઠેર ઉત્તમોત્તમ મુદ્રાલેખોવાળી કમાનો, ઈત્યાદિ!!! એ વિષેની બધી હકીકત થોડા વખતમાં પુસ્તકરૂપે બહાર આવશે અને તેની નકલ તમને તુરત મળશે. પરંતુ ઇંગ્લંડની સખત કામગીરીથી દુર્ભાગ્યવશાત હું બિલકુલ શ્રમિત થઇ ગયો હતો. તેમાં દક્ષિણ હિંદની સખ્ત ગરમીમાં આ બહોળા પરિશ્રમે મને બિલકુલ પથારીવશ બનાવ્યો. હિંદના બીજા ભાગોની મુલાકાત લેવાનો વિચાર મારે અલબત ત્યાગી દેવો પડયો, અને અત્યારે હું દાર્જીલિંગની શીતળ ટેકરીપર ભાગી આવ્યો છું. હવે તબિયત ઘણી સુધરતી જાય છે અને બીજો એક મહિનો આલ્મોરામાં રહેવાથી બરાબર ઠેકાણે આવી જશે. સહજ જાણુવા ખાતર લખું છું કે, યુરોપ આવવાનો એક લાગ મેં હમણાંજ ગુમાવ્યો છે. રાજા અજિતસિંહ અને બીજા રાજાઓ આવતા શનિવારે ઇંગ્લંડ આવવા ઉપડે છે. તેમની મરજી મને પોતાની સાથે તેડી જવાની બહુજ હતી; પણ ડૉક્ટરોએ હમણાં મને કોઈ પણ જાતનો શારીરિક કે માનસિક પરિશ્રમ લેવા દેવાની ચોખ્ખી ના પાડી, તેથી ઘણી નાખુશી અને ખીજવટ સાથે મારે તે વિચાર છોડી દેવો પડયો છે અને નજીકના ભવિષ્ય માટે તેને મુલતવી રાખવો પડયો છે.

આશા રાખું છું કે............હવે અમેરિકા આવી પહોંચ્યા હશે. ગરીબ બિચારો! તે અહીંઆં ધર્માંધ

ક્રિશ્ચિયાનિટિનો ઉપદેશ કરવા આવ્યો અને તેનું પરિણામ હમેશાં બને છે તેમ એ થયું કે, કોઇએ તેને સાંભળ્યોજ નહિ. અલબત, લોકોએ તેનો સત્કાર બહુ મમતાથી કર્યો હતો; પણ તે તો મારા કાગળને લીધેજ એમ થયું હતું. તેની અંદર મગજશક્તિ હું મૂકી શકયો નહિ. વળી તે વિચિત્ર પ્રકારનો મનુષ્ય લાગે છે. સ્વદેશ પાછો ફરતાં મારું જે પ્રજાકીય રીતે સન્માન થયું તે જોઈને તો એ ગાંડોજ બની ગયો લાગે છે. ગમે તેમ હોય, પણ તમારે જરા વધારે ચોક્કસ ભેજાના માણસને મોકલવો જોઇતો હતો. કારણ કે ધર્મમહાપરિષદને........એણે હિંદુઓના મનમાં ફારસરૂપ ઠસાવી દીધી છે. આધ્યાત્મિક વિષયોમાં પૃથ્વીની કોઇ પણ પ્રજા હિંદુઓના ગુરુતરીકેનું માન ખાટી શકે તેમ નથી; અને વળી વિચિત્ર વાત તો એ છે કે, ખ્રિસ્તી મુલકમાંથી અત્યારસુધી અહીં જે જે પ્રચારકો આવ્યા છે તે બધાય એક એવી મૂર્ખાઈભરેલી દલીલ કરતા આવ્યા છે કે, ખ્રિસ્તીઓ શક્તિશાળી અને શ્રીમંત છે અને હિંદુઓ તેમ નથી, તેથી ખ્રિસ્તીધર્મ હિંદુધર્મ કરતાં સારોજ હોવો જોઈએ. આ દલીલનો બરાબર જવાબ આપતાં હિંદુઓ કહે છે કે "તેથીજ તો હિંદુધર્મ તે ધર્મ છે અને ક્રિશ્ચિયાનિટી ધર્મ નથી." કારણ કે આ પાશવ દુનિયામાં પાજીપણુંજ તરત ફાવી જાય છે અને સદ્‌ગુણને શોષવું પડે છે. વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પાશ્ચાત્ય પ્રજાઓ ગમે તેટલી આગળ વધી હોય; પણ આધિભૌતિક અને આધ્યાત્મિક વિદ્યામાં તો તેઓ હજી કેવળ બાળક જેવીજ લાગે છે. ભૌતિક શાસ્ત્રો માત્ર સાંસારિક બરકતજ આપી શકે છે, ત્યારે આધ્યાત્મિક શાસ્ત્ર શાશ્વત જીવન આપે છે. શાશ્વત જીવન જેવું કંઇ ન હોય તોપણ આદર્શતરીકે આધ્યાત્મિક વિચારોનો ઉપભોગ અને આનંદ બહુ વધારે સતેજ હોઈ મનુષ્યને વધારે સુખીયો બનાવે છે; ત્યારે ભૌતિકવાદની વિડંબના હરિફાઈ અને અમર્યાદ લોભને જન્મ આપી પરિણામે વૈયક્તિક તેમજ રાષ્ટ્રીય મૃત્યુ નીપજાવે છે.

આ દાર્જીલિંગ અતિ રમ્ય સ્થાન છે. વાદળાં કે ધુમસ ન હોય ત્યારે અહીંથી ૨૭૫૭૯ ફીટની ઉંચાઇએ આવેલી

પવિત્ર કાંચનગંગાનો ભવ્ય દેખાવ ચક્ષુને અવારનવાર આનંદ આપે છે; તેમજ નજદીકની ટેકરી ઉપરથી ૨૯૭૦૦ ફીટની ઉંચાઇવાળા ભવ્ય „ગૌરીશંકરનો દેખાવ પણ બહુ ચક્ષુપ્રિય લાગે છે. વળી અહીંની વસ્તી પણ બહુ ચિત્રવિચિત્ર છે. ટિબેટીઓ, નેપાલીઓ અને વિશેષતઃ સુંદર પંચાંગનાઓ હરકોઇનું ધ્યાન ખેંચે છે. × × × × × × ×

× × × ×

મને હવે ઝપાટાબંધ પળિયાં આવવા માંડયાં છે, આખા ચહેરા ઉપર કરચલીઓ પસરતી જાય છે. × × હું એક બ્રાહ્મણ કુટુંબ ભેળો રહું છું. વાંદરાની માફક એક ખડકપરથી બીજા ખડક ઉપર કૂદતાં અથવા તો પહાડી રસ્તાઓ પર સઘળા જોરથી ઉપર નીચે ફાળ ભરતાં જો તમે મને જુઓ તો તમે એક વાર તો ખરેખરા આશ્ચર્યમગ્ન થઈ જાઓ!

મને અહીં ઘણું સારૂં ફાવે છે અને તબિયત પણ મઝાની રહે છે. કારણ કે નીચે સપાટ પ્રદેશનું જીવન મારે માટે ત્રાસદાયક થઇ પડયું છે. બહાર મહોલ્લાઓમાં તો નિરાંતે મારાથી ફરી શકાયજ નહિ, કુતૂહલપૂર્ણ ટોળું તુરત મારી આસપાસ ફરી વળે છે!! લોકકીર્તિમાં પણ કંઇ લાડવો ખાવાનો નથી!! હવે હું લાંબી દાઢી રાખવાનો છું, વાળ તો સફેદ થયેલાજ છે. એનાથી પૂજ્ય દેખાવ પ્રાપ્ત થાય છે અને અમેરિકન કુથલીખોરોથી રક્ષણ મળે છે. અહોહો! પળિયાં, શો તારો પ્રતાપ! × ×

ટપાલનો વખત થઈ જવા આવ્યો છે, તેથી હું અત્રેજ સમાપ્ત કરૂં છું. શુભ વિચારો, શુભ આરોગ્ય અને સર્વ સુખો તમને પ્રાપ્ત થાઓ!

---

## पत्रांक १४१

આલમબજાર મઠ, કલકત્તા—તા.૫-૫-૯૭

પ્રિય—

તંદુરસ્તી સુધારવાને એક માસથી હું દાર્જીલિંગમાં હતો. હવે તબિયત સુધરી જઈ રોગ ગયો છે. હવાફેરનું બીજું પહાડી મથક આલ્મોરા હોઈ સંપૂર્ણ સુધારા માટે ત્યાં જાઉં છું.

જો કે આખી પ્રજાએ એકજ વ્યક્તિ હોય તેમ મારો સત્કાર કર્યો અને લોકો લગભગ ગાંડા જેવા બનતા હતા, તે છતાં મેં તમને લખ્યું છે તેમ વસ્તુસ્થિતિ બહુ આશાજનક જણાતી નથી. અમલમાં મૂકાય એવું કાર્ય હિંદુસ્તાનમાં થવું મુશ્કેલ છે. તે ઉપરાંત કલકત્તાની નજદીકમાં જમીનના ભાવ ઘણા વધી ગયા છે. હાલ તુરતમાં મારો વિચાર એવો છે કે, હિંદુસ્તાનનાં ત્રણ મુખ્ય શહેરોમાં ત્રણ ઠેકાણે આપણે સંસ્થા ખોલવી. આ આપણી સામાન્ય શાળાઓ થશે. તે ઠેકાણે રહીને આપણે હિંદુસ્તાનપર હુમલો કરવો.

હું થોડાંક વર્ષો વધારે જીવું કે ન જીવું, છતાં પણ હિંદુસ્તાન એ તો રામકૃષ્ણનુંજ છે.

પ્રૉ. જેમ્સનો ઘણોજ માયાળુ પત્ર આવ્યો તેમાં તેમણે અધોગતિ પામેલા બુદ્ધધર્મ વિષે મેં જે ટીકા કરી હતી તે બાબત મારૂં ધ્યાન ખેંચ્યું છે. ડી– પણ એથી ઘણા ગુસ્સે થવાનું તમે પણ લખ્યું હતું. મિ. ડી— ઘણા સારા માણસ છે અને હું તેમને ચાહું પણ છું; પરંતુ હિંદુસ્તાનની દરેક વસ્તુ માટે ખેંચી પકડવું એ તેમને માટે વાજબી નથી.

મારી સંપૂર્ણ ખાત્રી થઇ ગઈ છે કે, જેને એ લોકો હિંદુધર્મ કહે છે તે પોતાની બધી ખામીઓ અને દોષો સહિત ભ્રષ્ટ થયેલા બૌદ્ધધર્મ સિવાય બીજું કશુંજ નથી. જો હિંદુ લોકો આટલી વાત સ્પષ્ટપણે સમજી જાય તો કંઇ પણ બડબડાટ વગર તજી દેવાનું તેમને સહેલું થઈ પડે. બુદ્ધ ભગવાને પોતે અસલ જે બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો હતો તેને માટે મને ઘણુંજ માન છે, તેમજ તેમની જાત માટે પણ ઘણુંજ માન છે. અને તમે એ વાત પણ સારી પેઠે જાણો છો કે, અમે હિંદુઓ તેમને પ્રભુના એક અવતારતરીકે માનીએ છીએ. સીલોનમાં જે બૌદ્ધધર્મ ચાલી રહ્યો છે તેમાં પણ કશો ભલીવાર નથી. સીલોનના મારા પ્રવાસથી તે બાબત વિષે મારી આંખો ખુલી ગઇ છે. અને ત્યાં જો કોઇ પણ જીવંત પ્રજા હોય તો તે માત્ર હિંદુઓજ છે. બધાજ બૌદ્ધો લગભગ યુરોપીયનો બની ગયા છે. મિ. ડી– અને તેમના પિતાનાં નામ પણ યુરોપીયન હતાં, કે જે તેમણે ત્યારથી બદલેલાં છે. તેમનો મોટામાં મોટો સિદ્ધાંત

જે અહિંસાનો છે તેને તો તે લોકો ઠેકાણે ઠેકાણે કસાઇની દુકાનો ઉઘાડીને માન આપે છે, એટલુ જ નહિ પણ એ કાર્યમાં સાધુઓ તેમને ઉત્તેજન આપે છે! મને એક વખત એમ લાગ્યું હતું કે, કદાચ ખરેખરા બૌદ્ધધર્મથી આપણને ઘણો ફાયદો થશે; પણ એ વિચારનો હવે મેં તદ્દન ત્યાગ કર્યો છે. વળી હું એ પણ સ્પષ્ટ જોઈ શકયો છું કે, શામાટે બૌદ્ધધર્મને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યો. જો સીલોનવાસીઓ તેમની બેડોળ અને ભયંકર મૂર્તિઓ તેમજ બીભત્સ વિધિઓ સાથે બાકી રહેલાં ધર્મનાં અવશેષો અહીંથી લઇ જશે તો વળી અમને ઘણોજ આનંદ થશે.

સ– અને બૌદ્ધો વિષે તમારે એ વાત યાદ રાખવાની છે કે, હિંદુસ્તાનમાં તેઓ માત્ર શૂન્યવત્ છે. તેઓ માત્ર થોડાંક છાપાંઓ બહાર પાડે છે અને કીલબીલાટ કરીને પશ્ચિમના લોકોનું ધ્યાન ખેંચવા મથે છે. × × × × ×

હું અમેરિકામાં એક માણસ હતો અને અહીંઆં બીજો માણસ છું. અહીં આખી પ્રજા મને તેના એક પ્રતિનિધિતરીકે ગણે છે, જ્યારે ત્યાં અમેરિકામાં હું એક ઉપદેશક માત્ર હતો, જેની પુષ્કળ નિંદા થતી હતી. અહીં રાજકુમારો મારી ગાડી ખેંચે છે, જ્યારે ત્યાં આગળ કોઇ સારી હૉટેલમાં પણ મને દાખલ કરવામાં આવતો ન હતો. માટે અહીં આગળ મારા ઉદ્‌ગારો મારા લોકના અને મારી જાતિના ભલાને માટેજ હોવા જોઇએ. પછી બીજા થોડાક માણસોને ભલે તે ગમે તેટલા કડવા અને અપ્રિય લાગે. સ્વીકાર, સહિષ્ણુતા અને પ્રેમ, એ દરેક પ્રમાણિક અને સાચી વસ્તુને માટે હોઇ શકે; પણ દંભ અને અસત્યને માટે તો કદીજ નહિ. સ–એ મારી ખુશામત કરીને મને સારૂં લગાડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ અત્યારે હું હિંદુસ્તાનમાં એક પ્રમાણભૂત વ્યક્તિ હોવાથી મારા કાર્યથી તેમના કંઇ પણ દંભ અને અસત્યને ઉત્તેજન ન મળે તેટલા માટે થોડાક સ્પષ્ટ અને નિડર શબ્દોની આવશ્યકતા હતી, અને તે પ્રમાણે કરવામાં આવ્યું છે; તેથી મને ઘણોજ આનંદ થયો છે. જો મારી તંદુરસ્તી બરાબર સારી હોત તો આ નવા ધતીંગ અને ઢંગમાંથી હિંદુસ્તાનને અત્યારસુધીમાં

મેં મુક્ત કરી દીધું હોત. કંઇ નહિ તો મેં મારૂં બનતું બધું કર્યું હોત. × × × તેમને કહેવા દો કે, હિંદુસ્તાન એ તો રામકૃષ્ણનુંજ છે અને શુદ્ધ હિંદુ ધર્મના પ્રચારમાટે અહીં મેં મારા કામની થોડીક યોજના અને વ્યવસ્થા કરી છે.

તમારો વિવેકાનંદ

---

# પત્રાંક ૧૪૨

આલ્મોરા, ૩૦ મી મે ૧૮૯૭

સાંભળ્યું છે કે, આપના ઉપર એક અનિવાર્ય સાંસારિક દુઃખ આવી પડયું છે. આપ પોતે જ્ઞાનવાન છો, તેથી દુઃખ આપને શી રીતે સ્પર્શી શકે ? માટે માત્ર વ્યાવહારિક કર્તવ્ય અનુસારજ એ વિષે કંઇક ઉલ્લેખ કરૂં છું. આવા વિવિધ પ્રસંગો અનેક વાર ઉચ્ચ અધ્યાત્મજ્ઞાન આપનારા બને છે અને ત્યારે થોડાક સમયને માટે તો જાણે વાદળ સરકી જઇને સત્યરૂપી સૂર્યનો પ્રકાશ નીકળ્યો હોય તેવુંજ થાય છે. કેટલાંકનાં તો વળી અડધાં પડધાં બંધનો પણ એથી કરીને ખુલી જાય છે. બધાં બંધનો કરતાં મનનું બંધન બહુ જબરૂં છે—લોકાપવાદનો ભય યમરાજના ભય કરતાં પણ માનવહૃદયપર ઘણો વધારે છે; પરંતુ થોડી વારને માટે તો તે ભય પણ એથી શિથિલ થઈ જાય છે. અને જાણે એમજ જણાય છે કે, લોકોની વાતો અને વિચારો કરતાં અંતર્યામી પ્રભુનીજ વાત સાંભળવી બહેતર છે. પણ વળી પાછાં વાદળ ફરી વળીને હતું તેમજ થઇ રહે છે. માયા આનુંજ નામ છે.

જોકે લાંબા વખતથી આપ મહાશયની સાથે મારો પ્રત્યક્ષ પત્રવ્યવહાર નથી, તોપણ બીજાઓની પાસેથી આપની ખબરો મને વખતોવખત મળતીજ રહી છે. વચમાં મહાશયે કૃપા કરીને ગીતાજીનો એક અંગ્રેજી અનુવાદ મને ઇગ્લંડ મોકલી આપ્યો હતો. તેના પૂંઠા ઉપર મહાશયના હસ્તની માત્ર એક લીટી હતી. તેના પ્રત્યુત્તરમાં મેં પણ થોડુંકજ લખ્યું હતું. તેથી મહાશયના મનમાં આપ પ્રત્યેના મારા અનુરાગ વિષે કંઇક સંદેહ આવ્યો હતો, એમ મારા સાંભળ્યામાં આવ્યું છે.

પરંતુ મહાશય! એ સંદેહ બીનપાયાદાર માનજો.

થોડુંકજ લખવાનું કારણ એ કે, ચાર પાંચ વરસના અરસામાં ગીતાજીના અંગ્રેજી અનુવાદના પૂંઠાપર આપ મહાશયના હસ્તની માત્ર એકજ લીટી મારા જોવામાં આવી; તેથી મને એમ લાગ્યું કે, અધિક લખવાનો જ્યારે આપને અવકાશ નથી તો પછી અધિક વાંચવાનો અવકાશ તો ક્યાંથીજ હશે? બીજું એમ સાંભળ્યું છે કે, ગોરી ચામડીવાળા હિંદુ ધર્મપ્રચારકોને આપ પ્રેમભાવે જુઓ છો અને કાળી ચામડીવાળા દેશી પ્રચારકોની આપને સૂગ છે; તેથી એ પણ વધુ લંબાણુથી ન લખવાનું એક કારણ હતું. ત્રીજું એ કે, હું મ્લેચ્છ છું, શૂદ્ર છું, અહીં તહીં ગમે તેનું ખાઇ લઉં છું અને તે પણ ખુલ્લી રીતે, છાનેમાને નહિ. વળી એ વાત બાજુ રખાય તોપણ હું નિર્ગુણ બ્રહ્મને પણ માનનારો હોઇ જગતમાં જે કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓમાં તેનો વિશેષ પ્રકાશ જોઉં છું તે વ્યક્તિઓનું નામ જો ઇશ્વર કહેવાતું હોય તો તે વાત પણ મારી સમજમાં બરાબર ઉતરે છે. × × ×

એવા પ્રકારનો ઈશ્વર, જીવનમાં મેં જોયો છે અને તેનાજ આદેશાનુસાર હું ચાલું છું. સ્મૃતિપુરાણાદિ ગ્રંથો × × × માં જે કાંઇ ઘણું ઉદાર અને પ્રીતિપૂર્ણ હોય તેજ માત્ર ગ્રાહ્ય હોઇ બાકીનું બધું ત્યાજ્ય છે. ઉપનિષદ અને ગીતા એ યથાર્થ શાસ્ત્રો છે; અને રામકૃષ્ણ, બુદ્ધ, ચૈતન્ય, નાનક, કબીર વગેરે યથાર્થ અવતાર છે. કારણ એમનાં હૃદયો આકાશ જેવાં વિશાળ-અનંત હતાં. × × × × ×

બીજો એક મોટો વિરોધ એ છે કે, દિવસાનુદિવસ મારી એવી દૃઢ ધારણા થતી જાય છે કે, જાતિભેદની બુદ્ધિ બહુ વધારે પડતો ભેદ ઉત્પન્ન કરનારી છે. કોઇ કોઈ બંધુ સલાહ આપે છે કે "મનની અંદર ભલે અભેદભાવ રાખો, પણ વ્યવહારમાં તો એવો ભેદ વગેરે આવશ્યકજ છે." * *

વાહ, કેવી સલાહ! અંતરમાં અભેદબુદ્ધિ અને બહાર પિશાચ નૃત્ય! એક તરફ ગરીબ અને અજ્ઞ વર્ગોપર અત્યાચાર, ઉત્પીડન, ગરીબોનો ઘાણ કાઢવો અને બીજી તરફ જો ચાંડાલ પણ પૈસો કે સત્તાવાળો હોય તો તે ધર્મનો સ્તંભ....રક્ષક!!

તેમાં વળી મેં એમ પણ સાંભળ્યું છે, વાંચ્યું છે અને

વ્યવહારમાં જોયું છે કે, ધર્મકર્મ એ શૂદ્રોને માટે નથી. તે જો ખાવાપીવાના સંબંધમાં કિંવા પરદેશગમનાદિના સંબંધમાં વિચાર કરે તો તેનું કંઇ ફળ નહિ હોઇ માત્ર વૃથા પરિશ્રમજ છે! હું શૂદ્ર છું-મ્લેચ્છ છું-મને એ બધી નાહકની માથાકૂટ શી? મારે મ્લેચ્છોનું અન્ન હોય તોયે શું અને ચાંડાળનું હોય તોયે શું? વિશેષ એ કે, જાતિ ઇત્યાદિનું ગાંડપણ બ્રાહ્મણોના લખેલા ગ્રંથોમાંજ મળી આવે છે; ઇશ્વરપ્રણીત ગ્રંથમાં તેનું નામ નથી. બ્રાહ્મણોના પૂર્વજોની કીર્તિ બ્રાહ્મણો ભલે ભોગવે, હું તો મારે ઇશ્વરની વાણીનુંજ અનુસરણ કરીશ; એનાથીજ મારૂં કલ્યાણ થશે.

બીજી એક વાત મારી બુદ્ધિમાં ખુંપી ગઇ છે. તે એ કે, "પરોપકાર" એજ ખરો ધર્મ છે, બાકી યાગ-યજ્ઞ સઘળું તૂત છે. પરોપકારવૃત્તિ આવ્યા અગાઉ પોતાની મુક્તિની ઇચ્છા રાખવી એજ અઘટિત છે. પરને અર્થે જેણે સર્વસ્વ અર્પી દીધું છે તેજ મુક્ત થઇ શકે છે. બાકી જેઓ "મારી મુક્તિ" "મારી મુક્તિ" એમ કરતાં દિનરાત માથાફોડ કર્યા કરે છે તેઓની સ્થિતિ તો "इतो नष्टस्ततो भ्रष्टः" જેવી થાય છે અને તે અનેક વાર મેં અનુભવ્યું છે.

આ પાંચ મતભેદની બાબતોને લીધે પણ આપ તરફ પત્ર લખવાની હિંમત નહોતી થતી. એ સઘળી વિરોધી વાતો છતાં પણ જો આપની પ્રીતિ મારા ઉપર કાયમ રહેશે તો તેથી મને ઘણો આનંદ થશે. એજ.

---

## पत्रांक १४३

આલ્મોરા, ૧ લી જૂન ૧૮૯૭

વહાલા મિ.—

વેદો વિષે તમે જે વાંધા બતાવો છો તે જો વેદોનો અર્થ સંહિતા થતો હોય તો સત્ય છે. વેદ એ શબ્દમાં ત્રણ ભાગો એટલે સંહિતા, બ્રાહ્મણો અને ઉપનિષદોનો સમાવેશ થાય છે, એમ હિંદમાં સર્વેએ માન્ય રાખેલો મત છે. આમાંના પહેલા બે ભાગમાં વિધિઆચાર હોવાથી લગભગ તેમને ઉપેક્ષવામાં આવેલા છે. ફક્ત ઉપનિષદોનેજ આપણા સર્વ તત્ત્વજ્ઞાનીઓ, અને ધર્મસ્થાપકોએ સ્વીકારેલાં છે,

સંહિતા એજ વેદ છે, એ ખ્યાલ તો હમણાંજ ઉત્પન્ન થયેલો હોઇને તે સ્વામી દયાનંદ સરસ્વતીએ પ્રતિપાદિત કરેલ છે. આ મતે પ્રાચીન મતાવલંબીઓના અભિપ્રાય ઉપર બિલકુલ અસર કરી નથી.

આ મતનું કારણ એ હતું કે, સ્વામી દયાનંદે એમ વિચાર્યું કે તેથી સંહિતાનો નવો અર્થ કરી તેના મંડાણ ઉપર સમગ્ર વેદ સંગત કરી શકાશે; પણ તેમ કરવામાં પણ મુશ્કેલીઓ તો તેજ ઉભી રહી, તેથી તેઓને બ્રાહ્મણ નામના વેદના ભાગનો આશ્રય લેવો પડયો અને નવીન અર્થ અથવા ક્ષેપક કરેલ છે એવા સિદ્ધાંત કાઢવા છતાં પણ હજુ ઘણું બાકી રહે છે.

હવે જો સંહિતા ઉપર એકસંગત ધર્મ રચવો શકય હોય તો ઉપનિષદોનો પાયો રાખી ઘણોજ એકસંગત અને એક ધ્વનિવાળો ધર્મ રચવો એ તેના કરતાં હજારગણું ચોક્કસ છે; અને તે ઉપરાંત તેમ કરતાં, આખી પ્રજામાં જે મત સ્વીકારાયો છે તેની વિરુદ્ધ પણ જવું પડતું નથી. આમ કરવાથી પૂર્વના સર્વ આચાર્યો તમારી તરફેણમાં લઈ શકાશે, અને નવીન પ્રગતિ કરવાને વિશાળ સ્થાન તમને મળશે.

એ તો ચોક્કસ છે કે, ગીતા હિંદુધર્મના બાઇબલતરીકે કયારની પ્રસિદ્ધ થઈ ચૂકી છે, અને તેવી થવાને તે સંપૂર્ણ લાયક છે; પરંતુ કૃષ્ણનું વ્યક્તિત્વ એટલા બધા અનિર્ણીત તત્ત્વથી ઢંકાયલું છે કે તેના જીવનમાંથી જીવનને રસાયનરૂપ અંતઃપ્રેરણા હમણાં મેળવવી અશકય છે. એ ઉપરાંત હમણાંનો જમાનો નવીન વિચાર, રીતિઓ અને નવીન જીવન માગે છે. આ શ્રેણીપર વિચાર કરવામાં તમને કંઇ પણ સહાય આ પત્ર આપશે એમ ઇચ્છી

આશીર્વાદ સમેત સદા આપનો **વિવેકાનંદ**

---

## पत्रांक १४४

આલ્મોરા, તા. ૩ જી જૂન ૧૮૯૭

× × × ×

મારા પોતાના વિષે તો હું કહીશ કે, મને બિલકુલ સંતોષ છે. મેં આપણા લોકમાંથી ઘણાં જણને જાગ્રત કર્યાં છે અને એટલુંજ મારે જોઇતું હતું. વસ્તુઓને એમને

પોતાને રસ્તે જવા દો અને કર્મને પોતાનો અધિકાર હોવા દો. મારે આ જગતમાં કોઇ બંધન નથી. જીંદગીઓ મેં ઘણુઓની જોઇ છે અને તે બધી સ્વાર્થનેજ માટે જણાઈ છે. આયુષ્ય, પ્રેમ, માન, આબરૂ—એ બધું માત્ર સ્વાર્થ માટેજ છે. હું મારૂં પાછલું જીવન તપાસું છું તો કોઇ પણ કાર્ય મેં પોતાના સ્વાર્થને કાજે કર્યું હોય એવું મને ભાગ્યે લાગે છે. મારાં નિષ્ફળ ગયેલાં કૃત્યો પણ મારા સ્વાર્થને માટે નહોતાં, તેથીજ મને સંતોષ છે; નહિ કે મેં કંઇ ખાસ સારૂં કે મહાન કાર્ય કર્યું તેટલા માટે થાય છે. દુનિયા એટલી નાની છે, જીંદગી એવી ક્ષુલ્લક વસ્તુ છે અને હયાતિ એટલી બધી બંધનરૂપ છે કે મનુષ્યોરૂપી બુદ્ધિમાન પ્રાણીઓ આ સ્વાર્થની પાછળ—આ નીચ અને ધિક્કારવાજોગ સ્વાર્થની પાછળ—આમ દોડાદોડ કર્યા કરે છે, તે જોઈને મને બહુ આશ્ચર્ય થાય છે અને હસવું આવે છે.

આજ ખરૂં સત્ય છે. આપણે ફંદામાં ફસાયા છીએ અને તેમાંથી જેમ જલદી બહાર નીકળી શકાય તેમ વધારે સારૂં છે. મેં તે સત્ય જોયું છે. શરીર ભલે ઉપર તરે કે નીચે ડૂબે તેની પરવાજ કોને છે?

હું હાલમાં જ્યાં રહું છું તે એક રમણીય પહાડી બગીચો છે. ઉત્તર દિશામાં દૃષ્ટિમર્યાદા સુધી પથરાયલાં હિમગિરિનાં ઉત્તમ હિમમય શિખરો અને પુષ્કળ ગહન અરણ્યો આવેલાં છે. અહીંની હવા બહુ શીત નથી, તેમ બહુ ઉષ્ણ પણ નથી. પ્રભાત અને સંધ્યાના સમય ખરેખર બહુ મનોહર હોય છે. આ આખો ઉન્હાળો હું અહીંજ રહીશ અને ચોમાસું બેસતાં નીચેના પ્રદેશમાં કામ કરવા જઈશ.

મારો જન્મ વિદ્યાર્થીતરીકેનું એકાકી, શાંત અને પુસ્તકોમાં મશગુલ રહેવાનું જીવન ગાળવાને થયો હતો. પરંતુ માતાજી તેને બીજીજ દિશામાં વાળે છે; બાકી મારૂં વલણ તો હજી પણ તે તરફ છે.

---

## पत्रांक १४५

આલ્મોરા, ૨૦ મી જૂન ૧૮૯૭

શુ–એ લખ્યું છે કે, અભ્યાસમાં "રૂડમેંકસ પ્રેક્ટિસ ઑફ્ મેડીસીન" ચાલે છે. એ બધું કેવું 'નોનસેન્સ (અસાર બાબતો) કલાસમાં શીખવાય છે ? એક સેટ 'પદાર્થવિદ્યા' તથા 'રસાયન'નાં સાધારણ યંત્રો, એક 'દૂરબીન' તથા એક 'સૂક્ષ્મદર્શક' ૧૯૦ થી ૨૦૦ રૂપિયાની અંદર એ સઘળું આવી શકે. શ–બાબુ અઠવાડિયામાં એક દહાડો આવી " કેમીસ્ટ્રી પ્રેકટીકલ " (ફલિત રસાયન) ઉપર લેકચર આપી શકે તથા હ– ફીઝીકસ વગેરે ઉપર આપી શકે. આ સિવાય, બંગાળી ભાષામાં જે જે ઉત્તમ વિજ્ઞાનવિષયક પુસ્તકો છે તે બધાંય ભણાવવાં. એજ.

## पत्रांक १४६

આલ્મોરા, ૯ મી જુલાઇ ૧૮૯૭

× × × ×

અમેરિકન સ્ત્રીઓવિષેના મારા ઉદ્ગારોપર આડી ને અવળી ટીકા કરનારાં જુદાં જુદાં અમેરિકન છાપાંઓની અનેક કાપલીઓ (કટિંગ્સ) પણ મને મળી છે. તેમાં વળી એવી પણ વિચિત્ર ખબર છપાઇ છે કે, મને જ્ઞાતિબહાર કરવામાં આવ્યો છે! જાણે કેમ મારે સંન્યાસીને કોઈ જ્ઞાતિબાતિ હોય!!

મારા પશ્ચિમના પ્રવાસથી જ્ઞાતિને કંઇ ધકો પહોંચ્યો નથી, એટલુંજ નહિ પણ ઉલટી સમુદ્રયાન સામેની વિરુદ્ધતા બહુ પાંગળી થઇ ગઇ છે. મને જો જ્ઞાતિબહાર કરવામાં આવે તો મારી સાથે હિંદના અડધોઅડધ દેશી રાજ્યકર્તાઓ અને લગભગ આખા શિક્ષિતવર્ગનો પણ એવો બહિષ્કાર કરવો પડે. એમાંનું કંઇજ થયું નથી. ઉલટું મારા પૂર્વાશ્રમની જ્ઞાતિના એક આગળ પડતા રાજાએ મારા માનમાં એક ખાણું આપ્યું હતું, અને તેમાં તે જ્ઞાતિના ઘણા ખરા બડેખાંઓએ ભાગ લીધો હતો. × × × × ×

એટલુંજ કહેવું બસ થશે કે, હું જ્યારે બહાર રસ્તામાં નીકળું છું ત્યારે બંદોબસ્ત જાળવવા પોલીસની જરૂર

પડે છે ! (એટલી બધી લોકની ઠઠ જામે છે.) જ્ઞાતિબહિષ્કાર એ આનુંજ નામ હોય તો કોણ જાણે !! અલબત, આથી મિશનરીઓના પેટમાં દુઃખી આવ્યું છે, પણ અહીંઆં તેમને કોણ ગણે છે ? તેમની અહીં કંઇજ વિસાત નથી. અહીં તો એ વર્ગના અસ્તિત્વનો ખ્યાલ સુદ્ધાં નથી એટલા અમે સુખીઆ છીએ. મારા એક ભાષણમાં હું મિશનરીઓ વિષે તથા 'ઇંગ્લીશ ચર્ચ જેન્ટલમેન'ના અપવાદપૂર્વક એ વર્ગના મૂળ વિષે કંઇક બોલ્યો હતો અને તે દરમિયાન અમેરિકાની ધર્માંધ સાધુડીઓ તથા દૂષણ ખોળી કાઢવાની તેમની શક્તિ વિષે મેં ઉલ્લેખ કર્યો હતો. એ વાતને આ મિશનરીઓ અમેરિકન સ્રીસમાજપરના હુમલાતરીકે જણાવી ઢોલકી કૂટે છે અને એ રીતે અમેરિકામાંના મારા કામને ઉતારી પાડવાનો તેઓ પ્રયાસ આદરે છે; પણ તેમને પ્રતીતિ થશે કે, તેમના પોતાના વિરુદ્ધના કથનથી અમેરિકન લોકને ઉલટી ખુશીજ ઉપજે છે. પ્રિય મ–! ધારો કે એ લોકો કહે છે તેવી બધીજ ભયંકર વાતો તેમના વિરુદ્ધ મેં કહી હોય, તોપણ અમારી મા–બહેનો વિષે એ લોકો જે યદ્રા તદ્રા બકે છે તેના એક દશલાખમા ભાગ જેટલું પણ તેથી વળી રહેતું નથી. બન્ને જાતિનાં ક્રિશ્ચિયન સાધુડાંઓ અમારી સામે–એમના પોતાના શબ્દોમાં કહીએ તો "હિંદી કાફરો–મૂર્તિપૂજકો" પ્રત્યે ધિક્કાર અને દ્વેષની જે લાગણી ધરાવે છે તે 'વરુણદેવના જળ'થી પણ ધોઇ ધોવાય તેમ નથી. અમે એમના બાપનું શું બગાડયું છે ? એ લોકો સામાની ટીકા કરવા નીકળે તે પહેલાં પોતાપર થતી ટીકા સહેતાં શીખે એજ મારૂં તેમને કહેવું છે. માનસશાસ્રનો એ તો એક જાણીતો સિદ્ધાંત છે કે, જે લોકો બીજાને ગાળો ભાંડવાને અને સામાની નિંદા–કુથલી કરવાને સદા સર્વદા તૈયાર હોય છે, તેઓ બીજાંઓના મોઢે થતી પોતાની લેશ પણ ટીકા સહી શકતા નથી. વળી મારે એમનું શું ઋણ છે ? તમારૂં કુટુંબ, શ્રીમતી બ–, લેગેટો અને બીજા થોડાકો સિવાય મારા પ્રતિ માયામમતા પણ કોણે દાખવી છે ? મારા વિચારોને કૃતિનું રૂપ આપવાના કામમાં મને મદદ આપવા કોણ બહાર આવ્યું હતું ? મરણ-

તોલ સ્થિતિને પ્રાપ્ત થયો ત્યાંસુધી મારે કામ કરવું પડયું અને તે પણ લગભગ બધોજ સમય અમેરિકામાં, તે શા સારૂ? એટલાજ માટે કે, તેઓ વધારે વિશાળ હૃદયના અને વધારે ઉન્નત વિચારના થાય. ઇંગ્લંડમાં ફક્ત છજ મહિના મેં કામ કર્યું; તેમાં એક અપવાદ સિવાય ત્યાં મારાપ્રત્યે દૂષણ કે નિંદાનો શબ્દ સુદ્ધાં નહોતો નીકળ્યો અને જે એક નીકળ્યો હતો તે એક અમેરિકન સાધુડીની ભંભેરણીનુંજ પરિણામ હતું. મારાપર કોઇ જાતના ત્યાં હુમલા ન થયા; એટલુંજ નહિ પણ અંગ્રેજી દેવળના સારામાં સારા અનેક પાદરીઓ મારા મોટા મિત્રો બન્યા. વળી મારા કાર્યને અંગે વગરમાગ્યે મને ત્યાંથી પુષ્કળ મદદ મળી છે અને હજી બીજી વધુ મળવાની મને ખાત્રી છે. આ સિવાય મારા કાર્યની તપાસ રાખવાને ત્યાં એક મંડળ સ્થપાયું છે. તે કાર્યની દેખરેખ રાખવા ઉપરાંત તેને માટે મદદ પણ મેળવે છે. તે ઉપરાંત મારા કાર્યમાં મદદ કરવા સારૂ ચાર પ્રતિ-ષ્ઠિત સ્ત્રીપુરુષો મારી પૂંઠે હિંદુસ્થાન આવ્યાં છે, બીજાં ડઝન-બંધ આવવાને તૈયાર છે અને જ્યારે બીજી વાર હું ત્યાં જઈશ ત્યારે સેંકડો બીજાં તૈયાર થશે.

વહાલા મ—! મારે માટે તું જરાકે ધાસ્તી રાખતો ના. × × × દુનિયા મોટી છે, બહુજ મોટી છે અને તેથી અમેરિકન મિશનરીઓની ગમે તેટલી હાયવરાળ છતાં મને કોઇ ને કોઈ સ્થાન તો અવશ્ય મળશેજ. એ ગમે તેમ હોય પણ મને તો મારા કામથી બિલકુલ સંતોષ થયો છે. મેં કોઈ પણ કામની પહેલેથી યોજના કદી ઘડીજ નહોતી. દરેક વાત જેમ જેમ આવી, તેમ તેમ મેં હાથ ધરી હતી. ફક્ત એકજ વિચાર મારા મગજમાં ગુંચવાયા કરતો હતો, તે એ કે, હિંદભૂમિની જનતાના ઉદ્ધાર માટેનું યંત્ર ઉભું કરવું; અને એમાં અમુક અંશે મને યશ પણ મળ્યો છે. દુષ્કાળ, વ્યાધિ અને દુઃખોની મધ્યમાં રહી 'પઠ્ઠાઓ' કેવું કામ કરી રહ્યા છે, એ જોઇને તમારા હૃદયને ખરેખાત હર્ષજ થાય. કૉલેરાથી પટકાયલા અંત્યજની પથારી પાસે બેસીને સારવાર કરતા, કે ભૂખે પીડાતા ચાંડાલોને ભોજન કરાવતા, નૂતન હિંદના નવયુવકોને જોઇ તમોને ખચિતજ

હર્ષ થશે. પ્રભુજી પોતે મને તેમજ તેમને બધાયને સહાય મોકલી રહ્યો છે. "મનુષ્યો તે કોણ માત્ર ?" તે મારો પ્રાણ-પ્યારો મારી પડખે છે. અમેરિકામાં પણ તે મારી સાથેજ હતો. હિંદમાં અપ્રસિદ્ધ સ્થિતિમાં હું એક સ્થાને-થી બીજે સ્થાને ભટકતો હતો ત્યારે પણ તે મારી સાથે-નો સાથેજ હતો. તેઓ જે બકવાદ કરે છે તેની મને શી પરવા છે ? તેઓ માત્ર બચ્ચાંજ છે, બચ્ચાં કરતાં કોઈ પણ રીતે તેમની સ્થિતિ ચઢતી નથી. તો પછી હું કે જેણે પાર્થિવ પ્રપંચના મિથ્યાત્વની ખાત્રી કરી આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તે બાળકોના બકવાદથી માર્ગભ્રષ્ટ થઇશ ? શું હું એવો નબળો છું ?

મારા પોતાવિષે મારે આટલી બધી વાત લખવી પડી; કારણ મારે એટલું તમારૂં ઋણ હતું. મને લાગે છે કે, કાર્ય પૂરૂં થયું છે— હવે બહુ બહુ તો ત્રણ ચાર વર્ષ જેટલું મારૂં આયુષ્ય બાકી રહ્યું છે. મોક્ષ માટેની બધી ઇચ્છા લય પામી ગઈ છે. પાર્થિવ ભોગોની સ્પૃહા તો મેં કરીજ નથી. મારા કાર્યયંત્રને દઢ રીતે કામ કરતું જોવું એજ મારી ઇચ્છા છે; અને પછી જનસમાજના કલ્યાણ માટે— આખી દુનિયાના નહિ તો નિદાન હિંદુસ્થાન-ના મનુષ્યોના કલ્યાણ માટેનું યોગ્ય ઉચ્ચાલન (લીવર) સ્થાપન કર્યું છે અને કોઈ પણ શક્તિ–કોઈ પણ બળ તેને ચલાયમાન શકે તેમ નથી, એવી ખાત્રી થયા પછી હું નિરાંતે સૂઇશ. ભવિષ્યમાં શું થશે તેની દરકાર કર્યા વિના હું સુખેથી સોડ તાણીશ; અને હું ઇચ્છું છું કે, મારો ફરી ને ફરી જન્મ થાય અને મારે હજારો દુઃખો સહેવાં પડે, કે જેથી મારી જેમાં શ્રદ્ધા છે એવા એકમાત્ર ઈશ્વર-નીજ હું પૂજા કરી શકું, સર્વ આત્માઓનો સરવાળો જે "પરબ્રહ્મ" તેનેજ પૂજી શકું. અને તેમાંયે "સકળ જાત અને વર્ગના દુષ્ટ, દુઃખી અને દરિદ્રીઓ તો મારી પૂજાનાં ખાસ પાત્રો છે."

"જે ઉચ્ચ અને નીચ, સાધુ અને પાપી, દેવ અને કીટ બધુંજ છે; તેમજ જે દૃશ્ય, જ્ઞેય, સત્ય અને સર્વ-વ્યાપક છે એનેજ પૂજો; બીજી બાબતો જવા દો."

"જેને ભૂત જીવન નથી કે ભાવિ જન્મ નથી, જેને મૃત્યુ નથી કે જવા આવવાનું નથી, જેમાં આપણે નિરંતર છીએ અને હોઇશું, તેનેજ પૂજો. બીજી બાબતો જવા દો."

વખત થોડો છે. બીજાંઓને ચણુચણાટ ઉપજશે કે ખીજવાટ થશે તેની પરવા વગર જે જે કહેવાનું છે તે કહી નાખી મારે હૃદય ખાલી કરવાનું છે. માટે પ્રિય મ—! મારા મુખમાંથી જે જે નીકળે તેથી ગભરાઇશ નહિ. કેમકે મારી પાછળની સત્તા તે વિવેકાનંદ નથી પણ પરમાત્મા પોતે છે, કે જેને બધી વાતોની સૌ કરતાં વધુમાં વધુ અને સાચામાં સાચી ખબર છે. મારે જો દુનિયાને ખુશ કરવાની હોય તો દુનિયાને તેથી નુકસાનજ થાય. દુનિયામાં બહુમતી-નો અમલ ચાલવા છતાંએ દુનિયાની સ્થિતિ શોચનીય છે, તે જોતાં તો એ બહુમતીનો અવાજ પણ ખોટો છે. દરેક નવીન વિચારની સામે વિરુદ્ધતા તો જાગવાનીજ—સભ્ય લોકો નારાજીદર્શક નસ્કોરાં ફૂલાવવાની સભ્ય રીતિથી અને અસભ્ય લોકો ઘુરકાઘુરકી અને ગાળગલીચથી; પરંતુ વિરુદ્ધ-તા તો નવા વિચાર સામે જાગવાનીજ.

× × × ×

× × × ×

---

## पत्रांक १४७

આલ્મોરા, તા.૧૧ મી જુલાઈ ૧૮૯૭

પ્રિય સ—

તમારો છેલ્લો મોકલેલો રિપોર્ટ વાંચીને મને ઘણોજ આનંદ થયો છે. તમારે અક્ષરો આથી જરા વધારે સ્પષ્ટ કાઢવા જોઇએ. એ સિવાય મારે બીજી કશી ખાસ ટીકા કરવાની નથી.

અત્યારસુધીમાં જે કાર્ય થયું છે તેનાથી મને સંપૂર્ણ સંતોષ થયો છે; પણ હવે આપણે એ કાર્યને આગળ વધા-રવું જોઇએ. રાસાયણીક (કેમીકલ) અને પદાર્થવિજ્ઞાન (ફીઝીકલ) માટે જોઇતાં સાધનો એકઠાં કરીને રસાયણ તેમજ પદાર્થવિજ્ઞાન અને ખાસ કરીને પ્રાણીવિજ્ઞાન(ફીઝિયો-લોજી)ના કેટલાક પ્રયોગના વર્ગો શરૂ કરવાની મેં સૂચના કરી

હતી, તે બાબતનું શું થયું એ કંઇ હજુ મારા જાણવામાં આવ્યું નથી.

જે જે વિજ્ઞાનનાં પુસ્તકોનો બંગાળીમાં અનુવાદ થયો હોય તે દરેક પુસ્તકો ખરીદવાની મેં એક બીજી સૂચના કરી હતી તે બાબતમાં તમે શું કર્યું ?

મને હવે એમ લાગે છે કે, ત્રણ જુદાં જુદાં ખાતાં ચલાવવાને માટે ઓછામાં ઓછા ત્રણ મહંતની એકસાથે ચુંટણી થવી આવશ્યક છે. એક ઉદ્યોગ ખાતાની સંભાળ રાખે, બીજો પ્રયોગશાળાની સંભાળ રાખે અને ત્રીજો બુદ્ધિવિષયક ખાતાની સંભાળ રાખે.

પણ કેળવણી ખાતાને માટે મંત્રી મેળવવાની મુશ્કેલી છે. બી— અને ટી- બીજાં બે ખાતાં ભલે સંભાળે. હું સાંભળીને દિલગીર છું કે, મુલાકાતને માટે માત્ર કલકત્તાના બાબુઓજ આવે છે. " એ લોકો કશાજ કામના નથી. " આપણે જરૂર છે તે બહાદુર યુવાનોની છે કે જે લોકો કાર્ય કરે છે, અને નહિ કે બેવકુફોની.

બી—ને કહેજો કે, તે એ- અને સ—ને લખી જણાવે કે, તેમણે નિયમિતપણે પોતાનો અઠવાડીક રિપોર્ટ મઠપર મોકલી આપવો. અને જે પેપર પ્રસિદ્ધ થવાનું છે તેને માટે બંગાળી લેખો અને બીજી વસ્તુઓ પણ મોકલી આપે. જી. સી. ઘોષે પેપરને માટે વસ્તુઓ એકઠી કરવા માંડી છે? ઉત્સાહ અને ઉમંગથી કામ કરો અને તૈયાર રહો.

મહુલામાં એ અદ્ભુત કામ કરી રહેલ છે; પણ તે જે પદ્ધતિથી કામ કરે છે તે ઠીક નથી. એમ લાગે છે કે, તેઓ પોતાની શક્તિ માત્ર એક નાના સરખા ગામડામાં વ્યર્થ વેરી રહ્યા છે અને તે પણ માત્ર ચોખા વહેંચવામાંજ. એવી મદદ આપવાની સાથે સાથે કંઇ ઉપદેશકાર્ય પણ થયું હોય એવું સાંભળ્યું નથી. જો એ નાના ગામડાને પોતાના પગ પર ઉભું રહેતાં શીખવાય નહિ, તો આખા જગતની દોલત પણ એ ગામને ખરી મદદ કરી શકશે નહિ. આપણું કામ તો મુખ્યત્વે શિક્ષણવિષયક હોવું જોઇએ. નીતિનું અને બુદ્ધિનું બન્ને શિક્ષણ. આ બાબતમાં મને કશાજ સમાચાર મળ્યા નથી-માત્ર આટલા ભિખારીઓને અનાજની મદદ

આપવામાં આવી છે એટલુંજ ! બી—ને કહેજો કે, જુદા જુદા જીલ્લાઓમાં એવી શાખાઓ ઉઘાડે કે જેથી આપણાં થોડાં સાધનોથી પણ વધારેમાં વધારે કાર્ય કરી શકાય.

અમુક પ્રમાણમાં તેમનું કાર્ય નિષ્ફળ ગયું છે, કારણ કે તે સ્થળના લોકોને જાગ્રત કરી તેમની પાસે લોકોને કેળવણી અપાવવાને માટે સંસ્થાઓ સ્થાપન કરવામાં તેમને સફળતા મળી નથી, કે જે કેળવણીથી લોકો સ્વાશ્રયી અને કરકસરીઆ થતાં શીખે, લગ્ન કરતાં અટકે, અને એવી રીતે તેઓ પોતાની જાતને ભવિષ્યમાં દુષ્કાળમાંથી બચાવી શકે. દાન કરવાથી અંતઃકરણ ખુલે છે, પણ આપણે કાંઇ એટલેજ અટકવાનું નથી. આપણે તો તે દ્વારા આગળ મજબૂત કામ કરવાનું છે.

સહેલામાં સહેલો રસ્તો એ છે કે, એક ઝુંપડી લેવી અને તેને ગુરુદેવનું મંદિર બનાવવું. અહીં આગળ ગરીબોને મદદને માટે તેમજ પૂજા કરવાને માટે આવવા દેવાં. ત્યાં આગળ સવાર—સાંજ કથા કરવાનો પણ રિવાજ રાખવો. એ દ્વારા તમારે લોકોને જે ઉપદેશ આપવાનો હશે તે આપી શકશો; ધીમે ધીમે લોકો તેમાં રસ લેતા થઇ જશે; અને મંદિરનો નિભાવ લોકોજ પોતાની મેળે કરશે. વળી સંભવ છે કે, એ ઝુંપડીનું મંદિર થોડાં વર્ષોમાં એક મોટી સંસ્થારૂપે વિકાસ પામે. જે કોઇ દુઃખનિવારણના કાર્યમાં જાય તેમને પ્રથમ એક મધ્યસ્થળ નક્કી કરવાનું કહેજો. આ પ્રમાણે દરેક જીલ્લામાં મધ્યસ્થળ નક્કી થાય; ત્યાં એક ઝુંપડીમાં મંદિરની સ્થાપના કરવામાં આવે; અને એ મંદિરમાંથીજ આપણા દરેક કાર્યની શરૂઆત થાય.

મૂર્ખમાં મૂર્ખ માણસ પણ પોતાને ગમતું હોય તે કાર્ય પાર ઉતારી શકે છે; પણ બુદ્ધિશાળી માણસ તો તેજ છે, કે જે દરેક કાર્યને પોતાના મનપસંદ કાર્યમાં ફેરફાર કરી શકે છે. કોઈ પણ કાર્ય નજીવું નથી. જગતમાં દરેક વસ્તુ વડના બીજ જેવી છે. તે જો કે રાઇના દાણા જેવડું ઝીણું હોય છે, છતાં તેના અંતરમાં વિશાળ વડનું ઝાડ છુપાયેલું હોય છે. એજ માણસ બુદ્ધિશાળી છે, કે જે આ વસ્તુ જોઈ શકે છે અને દરેક કાર્યને મહાન બનાવવામાં સફળતા પ્રાપ્ત કરે છે.

એ ઉપરાંત તેમણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, લુચ્ચા લોકો ગરીબોનો ખોરાક લઈ જાય નહિ. એવી બદમાસોથી હિંદુસ્તાન ભરપૂર ભરેલું છે અને નવાઇ તો એ છે કે, તે લોકો ભૂખથી મરી પણ જતા નથી. એ લોકો હમેશાં કંઇ નહિ ને કંઇ મેળવી શકે છે. બી–ને કહેજો કે, સંકટનિવારણના કાર્યમાં ગયેલા દરેકને આ હકીકત લખી જણાવે. માલવગરના માણસો માટે તેમને કદી પૈસા ખર્ચવા દેવા જોઇએ નહિ. થોડામાં થોડું રોકાણ કરીને કાયમને માટે વધારેમાં વધારે સારૂં કામ કરવાની આપણી ઇચ્છા છે.

તમે હવે સમજી શક્યા હશો કે, તમારે હવે નવા નવા વિચારો કરવાનો પ્રયત્ન કરવોજ જોઇએ; નહિ તો જે ક્ષણે હું આ લોકમાં નહિ હોઉં તેજ ક્ષણે દરેક વસ્તુ માટીમાં મળી જશે. ઉદાહરણતરીકે તમે એક મિટિંગ ભરજો અને તેમાં "થોડામાં થોડું રોકાણ કરીને કાયમને માટે વધારેમાં વધારે સારૂં પરિણામ શી રીતે લાવી શકીએ" તેનો વિચાર કરજો. દરેકને થોડાક દિવસ આ વાતનો વિચાર કરવાની મુદત આપજો. પછી દરેક જણને સૂચના કરવાનું કહેજો. તે પર ચર્ચા ચલાવજો, ટીકા કરજો અને પછી મને તેનો વિગતે રિપોર્ટ મોકલજો.

અંતે એટલુંજ કહેવાનું કે, તમે એક વાત ખાસ ધ્યાનમાં રાખજો કે, મારા ભાઈઓ કરતાં મારાં બાળકો પાસેથી હું વધારે આશા રાખું છું. હું કદીએ જેટલો મહાન થઈ શકું તેના કરતાં મારાં દરેક બાળકો હજારોગણાં મહાન થાય એવી હું આશા રાખું છું. તમારામાંના દરેકે મહાન વ્યક્તિ બનવુંજ જોઇએ–જોઇએજ, એ મારા શબ્દો છે તે યાદ રાખજો. આજ્ઞાપાલન, તૈયારી અને ધ્યેયને માટે પ્રેમ–આ ત્રણ વાનાં જો તમારામાં હશે તો કોઇ પણ તમને અટકાવી શકે એમ નથી. પ્રેમ અને આશીર્વાદ સાથે

વિવેકાનંદ

## पत्रांक १४८

આલ્મોરા, તા. ૨૩ મી જુલાઇ ૧૮૯૭

પ્રિય મિસ નોબલ,

× × × પૂર્વદેશીય વિવેકની મારામાં રહીસહી અસરને નાબુદ કરીને એક કુદરતના બાળકતરીકે બોલી શકું તેને માટે હું ગમે તે કિંમત ભરવાને તૈયાર છું. અરે! એક દિવસ માટે પણ સ્વતંત્રતાના પૂર્ણ પ્રકાશમાં રહેવું! સરળતા અને સાદાઇની સ્વતંત્ર હવાનો શ્વાસોચ્છ્વાસ લેવો એ શું ઉત્તમ પવિત્રતા નથી?

આ દુનિયામાં આપણે હમેશાં બીજાના ભયમાં રહીને કાર્ય કરીએ છીએ; વાત પણ ભયમાં ને ભયમાં કરીએ છીએ અને વિચારો પણ ભયમાં ને ભયમાં કરીએ છીએ. અફસોસ! આપણે દુશ્મનનીજ દુનિયામાં જન્મ ધારણ કર્યો છે. જાણે દરેક માણસ તેનાપર ખાસ દેખરેખ રાખવાને જાસુસ મુકાયો હોય ને! એવી ભયની લાગણીમાંથી સદંતર કોણ છૂટી શક્યું છે? અને જે માણસ આગળ વધવા મથે છે તેના ઉપર તો દુઃખ, આપત્તિ અને ઇર્ષ્યાનો સાગરજ બસ ઉલટી પડે છે! શું કદી પણ આ દુનિયા મિત્રોથી ભરેલી બની શકશે? એ વાત કોણ કહી શકે એમ છે? આપણે તો માત્ર પ્રયત્નજ કરવો રહ્યો.

કાર્યની શરૂઆત થઇ ચૂકી અને હાલમાં દુષ્કાળ-સંકટ-નિવારણનું કાર્ય ચાલુ કરવામાં આવ્યું છે. કેટલાંક મધ્યસ્થળો ખોલવામાં આવ્યાં છે અને ત્યાંથી કામની શરૂઆત કરવામાં આવી છે. દુષ્કાળ-સંકટનિવારણ, ઉપદેશ અને થોડુંક શિક્ષણનું કાર્ય કરવામાં આવે છે. અલબત્ત, જો કે કામ હજુ છેક સાધારણજ ચાલે છે એમ કહેવાય. જે છોકરાઓ તાલીમ લઇ રહ્યા છે તેમને જેમ જેમ તક મળે છે, તેમ તેમ બહાર લેવામાં આવે છે. હાલ તુરતને માટે મદ્રાસ અને કલકત્તાને કાર્યપ્રદેશતરીકે નક્કી કરવામાં આવ્યાં છે. મિ. ગુડવીન મદ્રાસમાં કાર્ય કરી રહ્યા છે. એક જણ કોલંબો પણ ગયો છે. જો તમને પહોંચી ચૂકયો નહિ હોય તો આવતા અઠવાડીઆથી એક માસિક હેવાલ તમને નિયમિત

મોકલાતો રહેશે. કાર્યના મધ્યસ્થળથી હું દૂર ગયો છું, તેથી કાર્ય જરા ધીમું ચાલે છે; છતાં પણ તમે જોઈ શકશો કે, એકંદરે કામ સંતોષકારક રીતે થયે જાય છે.

અહીં આવવા કરતાં ઇંગ્લાંડમાંજ રહીને તમે અમારે માટે ઘણું કાર્ય કરી શકશો. ગરીબ હિંદુઓને માટે તમે જે ભોગ આપ્યો છે તે બદલ ઈશ્વર તમારૂં કલ્યાણ કરો.

હું ઇંગ્લંડમાં રહું તો કામ વધારે દીપી નીકળશે, એવા તમારા મત સાથે હું તદ્દન મળતો થાઉં છું; પણ તે છતાં જ્યાંસુધી અહીંનું કાર્ય ઠીકઠીક ચીલે પડયું નથી તે પહેલાં હિંદુસ્તાનથી મારે છેટે ખસવું એ ઠીક લાગતું નથી. મારી એટલી તો ખાત્રી છેજ કે, કાર્યની બરોબર વ્યવસ્થા થઇ ગયા પછી તેની સંભાળ રાખી આગળ દોરવનાર ઘણા માણસો મળી રહેશે. × × × ×

અનંત પ્રેમ અને આશીર્વાદસહ

તમારો **વિવેકાનંદ**

---

## पत्रांक १४९

આલ્મોરા, તા. ૨૯ મી જુલાઇ ૧૮૯૭

પ્રિય મિસ નોબલ,

મને સ—નો કાગળ ગઈ કાલે મળ્યો. તેમાં તે જણાવે છે કે, હિંદુસ્થાન આવીને અહીંની પરિસ્થિતિ નજરે જોવાનો તમે નિર્ણય કર્યો છે. તેનો જવાબ મેં ગઈ કાલે આપી દીધો છે; પણ તમારી યોજના બાબત મિસ........ તરફથી મને જે ખબર મળી છે તેથી આ બીજો પત્ર લખવાની આવશ્યકતા ઉભી થઈ છે, અને એ પત્ર સીધો તમને લખવો એજ વધારે વાજબી છે.

મને સ્પષ્ટપણે જણાવવા દો કે, હવે મારી ખાત્રી થઇ ચૂકી છે કે, હિંદુસ્તાનને માટે કાર્ય કરવામાં તમારે માટે બહુજ ઉંચું ભાગ્ય સરજાયેલું છે. જો કશાની પણ આવશ્યકતા હતી તો તે પુરુષની નહિ પણ સ્ત્રીનીજ હતી. ખાસ કરીને હિંદુસ્તાનની સ્ત્રીજાતિ માટે કાર્ય કરવાને એક શુદ્ધ વીરાંગનાની આવશ્યકતા હતી.

હજુ હિંદુસ્થાન મહાન સ્ત્રીઓ ઉત્પન્ન કરી શકે એમ

નથી; તેથી તેણે બીજી પ્રજાઓમાંથી તે વસ્તુ પ્રાપ્ત કરી લેવી જોઈએ. તમારૂં શિક્ષણ, શુદ્ધ નિષ્ઠા, પવિત્રતા, અત્યંત પ્રેમ, દૃઢ નિશ્ચયાત્મકતા અને સૌથી વધારે તમારી નસોમાં વહેતું સેલ્ટીક× રક્ત એ સર્વ જોતાં તમેજ આ કામને માટે વધારેમાં વધારે યોગ્ય સ્ત્રી છો, અને તમારા જેવીજ સ્ત્રીની આવશ્યકતા હતી.

છતાં મુશ્કેલીઓ અનેક છે. અહીં આગળ જે દુઃખો, જે વહેમો, જે ગુલામી છે તેનો તમને ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. તમે અહીં આગળ ન્યાતજાતના અદ્ભુત ખ્યાલોવાળાં, અને સ્પર્શ્યાસ્પર્શની વિચિત્ર ભાવનાવાળાં અર્ધનગ્ન સ્ત્રીપુરુષોનાં ટોળાંની વચ્ચે આવી પડશો. આ લોકો સફેદ ચામડી તરફના ભય અથવા તિરસ્કારને લીધે તેમનાથી દૂર નાસે છે અને તેમના તરફથી અત્યંત ધિક્કારાય છે. બીજી બાજુએ ગોરા લોકો તમને મૂર્ખ ગણશે અને શંકાથી તમારી દરેક હિલચાલપર દેખરેખ રાખવામાં આવશે.

એ ઉપરાંત અહીંની આબોહવા ઘણીજ ગરમ છે. અમારે અહીંનો શિયાળો ઘણાં સ્થળોમાં લગભગ તમારે ત્યાંના ઉનાળા જેવોજ હોય છે, અને દક્ષિણમાં હમેશાં ભડકાજ બળતા હોય છે.

મોટાં શહેરોની બહાર યુરોપના જેવાં આરામનાં કોઇ પણ સાધનો મળતાં નથી. આવી સર્વ મુશ્કેલીઓ અને આફતો હોવા છતાં પણ જો તમે અહીં આગળ કાર્ય કરવા જેટલું સાહસ કરી શકતાં હો તો તે ઘણાજ આનંદની વાત છે. જેમ બીજે ઠેકાણે તેમ અહીં પણ હું કશી ગણતરીમાં નથી, માત્ર એક સામાન્ય સંન્યાસી છું; છતાં પણ મારી જે થોડી ઘણી લાગવગ છે તેનો તમારે માટે સંપૂર્ણ ઉપયોગ કરવામાં આવશે.

તમે આ કાર્ય હાથમાં લો અને તેમાં પડો તે પહેલાં તમારે સંપૂર્ણ વિચાર કરી લેવો ઘટે છે. તમે આ કાર્યમાં નિષ્ફળ જાઓ કે તેનાથી કંટાળી જાઓ, તમે હિંદુસ્તાનને માટે કંઇ કરો કે ન કરો, તમે વેદાંતમાં રહો કે તેનો ત્યાગ

× એક પ્રાચીન પ્રજા કે જેમાંથી આઇરીશ, વેલ્સ, બ્રીટન્સ વગેરે પ્રજાઓ ઉત્પન્ન થઈ છે.

કરો, છતાં પણ મારા તરફથી હું તમને વચન આપું છું કે, મરણાંતે પણ હું તમારી પડખે ઉભો રહીશ. “હાથીનાં દંતશૂળો બહાર આવે છે, પણ પછી અંદર પાછાં કદી જતાં નથી” તેજ પ્રમાણે પુરુષનું વચન કદી પાછું ફરતું નથી, એ વાતની હું તમને ખાત્રી આપું છું. વળી મારે તમને એક બીજી પણ સૂચના કરવાની છે કે, તમારે તમારાજ પગપર ઉભા રહેતાં શીખવું જોઇએ, અને તમારા ....ના કે કોઇના પણ આશરા હેઠળ રહેવું ન જોઇએ. ....એક રીતે ભલી બાઇ છે, પણ કમનસીબે તે જયારે બાળક હતી ત્યારથી તેના મગજમાં એક એવો ખ્યાલ ઘૂસી ગયો છે કે તે એક જન્મ સિદ્ધ લોકનેતા છે; અને દુનિયામા પૈસાથી સર્વ કંઇ કરી શકાય છે; પરંતુ દુનિયાને હલાવી મૂકવામાટે પૈસા ઉપરાંત પણ બીજી કેટલાક વાતો આવશ્યક છે, એ વાતનો તેને ખ્યાલ નથી. તેના સઘળા પ્રયત્નો છતાં પણ આ વાત ઘણી વાર સ્પષ્ટ થઇ જાય છે અને તેથી તેની સાથે લાંબા વખત સુધી નિભાવ કરવો તે તદ્દન અશકય છે, એમ તમને થોડાજ દિવસોમાં જણાઇ આવશે. પોતાને માટે, તમારે માટે અને બીજા જે જે અમેરિકન મિત્રો આવે તેને માટે કલકત્તામાં એક મકાન લેવાનો તેનો ઇરાદો છે.

તેમનો આ વિચાર ઘણોજ સારો અને માયાળુ છે; પણ બે કારણોને લઇને તેમની યોજના કદી અમલમાં મૂકી શકાવાની નથી. પ્રથમ તો તેમનો આકળો સ્વભાવ અને અભિમાની પ્રકૃતિ, અને બીજું તેમના મનની ભયંકર અસ્થિરતા. કેટલાક સાથેની મિત્રતા દૂરથીજ સારી હોય છે અને જે માણસ સદા પોતાના પગપર ઉભો રહે છે તેનું હમેશાં ભલું થાય છે.

મિસિસ.... એ તો સ્ત્રીજાતિમાં એક રત્નસમાન છે. તે એટલાં ભલાં અને દયાળુ છે કે ન પૂછો વાત. સ— એ એકજ એવા અંગ્રેજ છે, કે જે દેશીઓને ધિક્કારતા નથી..... સ્વીકાર થયો નથી–માત્ર મિ.... અને મિસિસ....જ અમને મદદગાર થવાને આવ્યાં નથી; પણ હજુ તેમણે પોતાની યોજના નક્કી કરી નથી. જયારે તમે આવો ત્યારે તમારી સાથે તેઓ કામ કરે એવું કરજો. આથી તમને અને તેમને ઘણીજ સારી અને ઉપયોગી મદદ થશે; પણ અંતે પોતાનાજ

પગ ઉપર ઉભાં રહેતાં શીખવું એ અતિશય આવશ્યક છે.

મને સમાચાર મળ્યા છે કે, અમેરિકાથી મારાં બે મિત્રો બોસ્ટનવાળાં મિસિસ....અને મિસ....શિયાળામાં હિંદુસ્તાનની મુલાકાત લેવાને આવનાર છે. મિસ ....ને તમે ઓળખોજ છો. પારીસની ફેશનનાં કપડાંમાં સજ્જ થયેલી જે અમેરિકન સ્ત્રી તમને લંડનમાં મળી હતી તેજ મિસિસ.... ની ઉંમર આશરે પચાસ વરસની છે; અને જ્યારે હું અમેરિકામાં હતો ત્યારે તેમણે મારા એક અત્યંત માયાળુ મિત્રની ગરજ સારી હતી.

એ લોકો પણ યુરોપને રસ્તેથી આવનાર છે; તેથી મને લાગે છે કે, જો તમે તે લોકો સાથે જોડાશો તો મુસાફરીનો કંટાળાભરેલો વખત કંઇક વધારે જલદીથી પસાર થશે.

આખરે આટલા લાંબા સમયે મને સ–તરફથી પત્ર મળ્યો છે અને તેથી આનંદ થયો છે. એ પત્ર ઘણોજ અતડો અને ઠંડો હતો; તેથી મને લાગે છે કે, લંડનનું કાર્ય અટકી પડયું છે અને તે નિરાશ બની ગયો છે.

અમર સ્નેહ સાથે સદા તમારો વિવેકાનંદ

---

## પત્રાંક ૧૫૦

લાહોર, તા. ૧૫ મી નવેમ્બર ૧૮૯૭

× × × × × × × ×

મારી તબિયત હવે લથડી ગયેલી હોવાથી હવે મારા જીવનનો ભરોસો નથી. કલકત્તામાં એક મઠ સ્થાપવાનો મારો ઉદ્દેશ હજી પણ હું સિદ્ધ કરી શકયો નથી. વળી દેશના લોક અમારા મઠને પૂર્વે જે મદદ આપતા હતા તે પણ બંધ પડી છે. તેમની ધારણા એવી છે કે, હું ઇંગ્લંડથી પુષ્કળ દ્રવ્ય લાવ્યો છું !! અધુરામાં પૂરૂં વળી આ વખત મહોત્સવ થવો પણ અસંભવ છે; કારણ રાસમણિના મંદિરવાળા મને વિલાયત જઇ આવેલો કહી ઉદ્યાનમાં પેસવાની મના કરે છે !! તેથી મારૂં પ્રથમ કર્તવ્ય એ છે કે, રાજપૂતાના વગેરે સ્થળોમાં જે બે ચાર મિત્રો છે તેમને મળી કરી કલકત્તામાં એક સ્થાન ઉભું કરવાનો જીવતોડ પ્રયાસ કરવો. આ બધાં કારણોને લઈને અત્યંત દુઃખની લાગણી

સાથે મારે સિંધની મુસાફરી પડતી મૂકવી પડી છે. રાજપૂતાના તથા કાઠિયાવાડ થઇને તે તરફ આવવાની ખાસ ચેષ્ટા કરીશ. તમે માઠું લગાડશો મા. એક દહાડો પણ હું તમને ભૂલી શકતો નથી; તોપણ કર્તવ્યને પ્રથમ સ્થાન આપવું ઉચિત છે. કલકત્તામાં એક મઠ થઇ જાય એટલે પછી હું નિશ્ચિંત થઇશ. × × ×

## पत्रांक १५१

(રામકૃષ્ણની ગીતાનાં પૃષ્ઠોસંબંધે મ—ને લખેલ પત્ર)

દેહેરાદૂન, ૨૪ મી ડિસેમ્બર ૧૮૯૭

મારા પ્રિય મ—

તમારા બીજા નિબંધ માટે ઘણા ઘણા આભાર દર્શાવું છું. તે ખરેખર આશ્ચર્યજનક છે. તે સંબંધે તમે જે વલણ લીધું છે તે તદ્દન પ્રતિભાશાળી છે, અને મહાન ગુરુનું આવું જીવનવૃત્તાંત આજકાલ જે લેખક પોતાની બુદ્ધિ પ્રમાણે લખે છે અને તેથી જે દોષો આવે છે, તે દોષથી વેગળું તમે જે લખ્યું છે તેવું જીવનવૃત્તાંત જનસમાજ આગળ કદી પણ રજુ થયું નથી, તેની ભાષા પણ સર્વથા પ્રશંસનીય છે; અને એવી નૂતન, એવી અણીશુદ્ધ અને તે ઉપરાંત વળી એવી સરળ અને સ્પષ્ટ છે કે કંઇ પૂછોજ નહિ.

મને તે વાંચીને જે આનંદ થયો છે તેને પૂરતા શબ્દોમાં હું દર્શાવી શકું તેમ નથી. જ્યારે જ્યારે તે વાંચું છું ત્યારે ત્યારે આ લોકથી કોઇ અન્ય દિવ્ય લોકમાં હોઉં એમ મને લાગે છે. તમને એમ નથી લાગતું કે, આ બધું વિલક્ષણ થાય છે? આપણા ગુરુદેવ, પરમાત્માના અંશી, એવા પ્રતિભાશાળી હતા કે તેમના જેવા આપણામાંના દરેકે પ્રતિભાશાળી થવું પડશે, અને જો તેવા નહિ થઇએ તો આપણામાં કંઇ નથી. અત્યાર અગાઉ આપણામાંના કોઇએ તેમનું જીવનચરિત્ર લખવાનો પ્રયત્ન નહિ કર્યો તેનું કારણ હવે હું સમજી શકું છું. આ મહાન કાર્ય ઇશ્વરે તમારા માટેજ ખાસ રાખેલું હતું.

સર્વ પ્રેમ અને નમસ્કારસહિત

વિવેકાનંદ

તા. ક. સૉક્રેટીસના સંવાદોમાં સર્વત્ર પ્લેટોજ પ્રત્યક્ષ રહેલો ભાસે છે, જ્યારે તમે (ઉપલા જીવનવૃત્તાંતમાં) તદ્દન ગુપ્ત રહ્યા છો; તે છતાં નાટ્યરસ આપનાર ભાગ અતિશય સુંદર છે. અહીં તેમજ પશ્ચિમમાં દરેકને તે ગમે છે.

## પત્રાંક ૧૫૨

(નૈનિતાલના એક મુસલમાન ગૃહસ્થને લખેલો)

આલ્મોરા, તા. ૧૦ જૂન ૧૮૯૮

તમારા પત્રની હું બહુ કદર કરૂં છું અને આપણી માતૃભૂમિ માટે ખુદાતાલા અજબ સામગ્રી ગુપચુપ રીતે તૈયાર કરે છે તે જાણી બહુ આનંદ થયો છે.

આપણે એને વેદાન્તવાદ કે ગમે તે વાદના નામથી ઓળખીએ, પણ ખરી વાતજ એ છે કે, અદ્વૈતવાદ એજ ધર્મનો અને વિચારનો છેલ્લો શબ્દ છે અને એજ માત્ર એક એવી હકીકત છે, કે જેમાં રહીને મનુષ્ય સર્વ ધર્મો અને પંથોને પ્રેમપૂર્વક નિહાળી શકે. અમારૂં માનવું છે કે, તે ભવિષ્યની પ્રબુદ્ધ માનવસૃષ્ટિનો ધર્મ, હિંદુજાત અને હીબ્રુ કિંવા આરબ જાતિ કરતાં વધારે પ્રાચીન હોવાથી બીજી જાતિઓ કરતાં એ અદ્વૈતભાવને વહેલો પ્રાપ્ત કરવાનું માન હિંદુઓ ભલે ખાટે; તોપણ વ્યવહારૂ અદ્વૈતભાવ કે જે સમગ્ર માનવજાતિને પોતાનો આત્મા ગણે છે યાને પોતારૂપ લેખે છે અને તદનુસાર વર્તે છે, તે ભાવ તો હજી હિંદુઓમાં પણ સામાન્ય રીતે ખીલવવાનો બાકીજ છે.

બીજા હાથપર અમારો અનુભવ અમને એમ કહે છે કે, વ્યાવહારિક આચરણના ક્ષેત્રમાં કંઇ પણ ગણી શકાય એટલે અંશે આ સમભાવને જો બીજા કોઇ પણ ધર્મના અનુયાયીઓ પ્રાપ્ત થઇ શકે તેમ હોય તો તે કેવળ ઇસ્લામ અને ઇસ્લામનાજ અનુયાયીઓ છે—ભલે પછી આવી જાતના વર્તનનો ગૂઢ અર્થ અને અંદરનો સિદ્ધાંત કે જે હિંદુઓ એક સામાન્ય નિયમતરીકે સ્પષ્ટ જોઇ-સમજી શકે છે તેનાથી તેઓ છેક અજાણ્યા પણ હોય.

આથી અમારી એવી દૃઢ સમજ છે કે, વેદાન્તના સિદ્ધાન્તો ગમે તેવા સરસ અને અજબ હોય તોપણ ઇસ્લામની

વ્યવહારૂ મદદ વગર તેઓ વિશાળ જનસમૂહને ઉપયોગી નહિ થાય. આપણે માનવપ્રજાને એવે સ્થળે લઇ જવા માગીએ છીએ કે જ્યાં નથી વેદો, નથી બાઇબલ કે નથી કુરાન; છતાં એ કામ આપણે વેદ, બાઇબલ અને કુરાનનો એકરાગ સાધીનેજ કરવાનું છે. માનવીમાત્રને શીખવાડવું જોઇએ કે, આ બધા જુદા જુદા ધર્મો છે, તે એકતારૂપી ખરા ધર્મના વિવિધ આવિર્ભાવોજ માત્ર છે અને તેથી દરેક જણ ભલે પોતાને મનગમતો માર્ગ પસંદ કરે.

આપણી માતૃભૂમિમાટે તો હિંદુ અને ઇસ્લામ એ બે મહાન ધર્મપંથોનું–વેદાંતરૂપી મગજ અને ઇસ્લામરૂપી શરીર–નું સંધાન થવામાંજ આશા છે, તેમાંજ ભલીવાર છે.

વેદાંતરૂપી મગજ અને ઇસ્લામરૂપી શરીરની સહાયથી વર્તમાન અસ્તવ્યસ્તતા અને ધમસાણુમાંથી કીર્તિમંત, અજીત્ય અને સંપૂર્ણ એવા ભાવિ ભારતની મૂર્તિને ઉદય પામતી હું મારા દષ્ટિપથમાં જોઉં છું.

સમસ્ત માનવજાતિ અને ખાસ કરીને આપણી ગરીબડી માતૃભૂમિના ઉદ્ધારના કામમાં તમો એક મહાન હથિયારરૂપ બનો, એજ સર્વેશ્વર પ્રત્યે પ્રાર્થના.

---

## पत्रांक १५३

બેલૂર મઠ, તા. ૧૬ મી એપ્રિલ ૧૮૯૯

શ્રીમતિ–

તમારો પત્ર મળ્યો છે અને વાંચીને ઘણોજ આનંદ થયો છે. જો મારા અથવા મારા શિષ્ય–બંધુઓના કોઇ પણ પ્રિય ઉદ્દેશનો ભોગ આપવાથી શુદ્ધ અને સાચા એવા ઘણા દેશભકતો અમારા કાર્યમાં મદદ કરવાને આવી શકે એમ હશે તો તમે ખાત્રી રાખજો કે, જરા પણ આનાકાની વગર કે આંસુનું એક પણ ટીપું પાડયા વગર અમે તે ભોગ આપી શકીશું. આ વાત માત્ર શબ્દોમાંજ નહિ પણ કાર્યમાં પરિણામ પામેલી તમે જોઇ શકશો. પણ આ રીતે અત્યાર સુધીમાં અમને મદદ કરવાને કોઇ બહાર આવેલું અમે દીઠું નથી. માત્ર કેટલાકોએ અમારે બદલે પોતાનીજ ધૂન ઠસાવવા માગેલી એટલુંજ. જો

ખરેખરી રીતે અમારા દેશને અથવા મનુષ્યજાતિને કંઇ પણ લાભ થતો હોય, તો તમે ખાત્રીથી માનજો કે, ગુરુપૂજા મૂકી દેવાની વાત તો એક બાજુ રહી, પણ અમે ગમે તેવી ભયંકર દુષ્ટતા કરવાને અને ખ્રિસ્તી લોકોના શાસ્ત્રમાં જણાવેલી અનંત આગની ભયંકર સજા સહન કરવાને પણ તૈયાર છીએ.

પણ માનવસ્વભાવનો અભ્યાસ કરતાં કરતાં મારા વાળ ધોળા થવા આવ્યા છે. આ જગત એક સખત સ્થાન છે અને ગ્રીસના તત્ત્વજ્ઞાનીની પેઠે હાથમાં ફાનસ લઇને હું ભટક્યા કરૂં છું. મારા ગુરુદેવ એક લોકપ્રિય ગીત ગાતા હતા તે મને અત્યારે યાદ આવે છે.

(ગીત)

મનેર માનુષ હય જે જના*
નયને તાર જાય ગો જાના,
સે દુઈ એક જાના,
સે રસેર માનુષ ઉજાન પથે કરે આનાગોના.

મારે આટલુંજ કહેવાનું છે. તમે ખાત્રીથી માનજો કે, આમાં એક પણ શબ્દની અતિશયોક્તિ કરેલી નથી. ....કે જે હકીકત તદ્દન સાચી છે એમ તમને તરતજ માલમ પડી આવશે.

પણ જે દેશભકતો એમ કહે છે કે, જો અમે ગુરુપૂજા કરવી છોડી દઇએ તો તે લોકો અમારી સાથે જોડાઇ શકે; તે દેશભકતોને માટે મારા મનમાં થોડીક શંકા છે. ઠીક, દેશસેવા કરવા તેમનો પ્રાણ એટલો બધો તલપાપડ થઇ રહ્યો છે, કે જાણે તેમના શરીરમાંથી આત્મા નીકળી જશે, એવો એ લોકો દાવો કરે છે; તે વાત જો સાચીજ હોય તો ગુરુપૂજા જેવો એકાદ નજીવો પ્રસંગ તેમને દેશસેવા કરતાં શી રીતે અટકાવી શકે છે, તે મને જરાએ સમજાતું નથી.

ધસમસતાં મોટાં મોજાંવાળી આ પ્રચંડ સરિતા, કે જે મોટા મોટા પહાડો અને પર્વતોને પણ પૂરમાં ખેંચી જઇ શકે એમ છે; તેને શું ગુરુભક્તિ જેવું એકાદ નાનું

* જે માણસો મરજીવા હોય છે, તેમની આંખોમાં એક એવો પ્રકાશ હોય છે કે તે લોકો ઓળખાઇ આવે છે; પરંતુ આવા માણસો બહુ વિરલ હોય છે. એ રસિક લોકો વેરાન માર્ગેજ વિચરે છે.

જેવું તણખલું હિમાલયમાં પાછી મોકલી શકે, એ સંભવિત છે ? હું તમનેજ આ વાત પૂછું છું.

શું તમને એમ લાગે છે કે, આ પ્રકારની દેશભક્તિમાંથી કંઇ પણ મહાન પરિણામ લાવી શકાય, અથવા આવી મદદથી કંઇ પણ સંગીન શુભ કાર્ય નીપજી શકે ? તમેજ આનો જવાબ આપો. હું તો આમાં કંઈજ સમજી શકતો નથી. જો માણુસ ભૂખે મરવા પડયો હોય, અને તેને ખોરાક આપવામાં આવે ત્યારે તે સારો છે અને નઠારો છે એમ વિચાર કરવો, મોઢું મરડવું, અથવા જે માણુસનો તરસથી પ્રાણ જતો હોય અને તેને પાણી આપતાં આ સ્વચ્છ છે અને આ અસ્વચ્છ છે એમ વિચાર કરવા બેસવું, એ ઠીક નથી. અસ્તુ. કપાળે કપાળે જુદી મતિ. પણ મને તો લાગે છે કે, આવાં માણુસોને કાચના કબાટમાં મૂકીને પ્રદર્શનમાં ગોઠવવાં એજ વધારે ઠીક છે. કાર્યના પ્રદેશથી એ લોકો જેટલા છેટા રહે તેટલુંજ વધારે સારૂં છે.

"કયી જાતમાં જન્મ થયો છે એ પૂછવાની વાટ પ્રેમ જોતો નથી; તેજ પ્રમાણે ભૂખ 'આ ખોરાક સારો છે કે નઠારો છે' એમ પૂછવાને રોકતી નથી."

હું તો આટલુંજ સમજ્યો છું, પણ સંભવ છે કે, મારી ભૂલ પણ થતી હોય. જો આ ગુરુભક્તિથી કોઇનો પ્રાણુજ જતો હોય તો તેને તેમાંથી મુક્ત કરવો એ વધારે સારૂં છે.

આ બાબત ઉપર તમારી સાથે વિગતે વાત કરવાની મને ઘણીજ ઇચ્છા છે.

આ વિષે વાતચીત કરી લેવાને માટેજ રોગ, પીડા અને મૃત્યુએ મને અત્યારસુધી મુક્ત રાખ્યો છે; અને મને આશા છે કે, હજુ પણ જ્યાંસુધી હું એનાપર વિગતે ખુલાસો ન મેળવી શકું ત્યાંસુધી મને મુક્ત રાખશે.

આ નૂતન વર્ષે તમારી સર્વ અભિલાષાઓ પૂર્ણ થાઓ !

તમારો **વિવેકાનંદ**

---

## पत्रांक १५४

રિજલી, ૨ જી સપ્ટેમ્બર ૧૮૯૯

× × × ×

જીંદગી એ કલહ અને માયાવિમોચનોની પરંપરા છે.

× × સુખોપભોગ એ જીવનનું ખરૂં રહસ્ય નથી, કિંતુ અનુભવદ્વારા મેળવેલું શિક્ષણ એજ ખરૂં જીવન-રહસ્ય છે. × ×

કોઇ પણ કાર્યને માથે એક વખત ઝંઝાવાત આવી જાય એ સર્વત્ર સારૂંજ છે. એથી કરી વાતાવરણ સ્વચ્છ બને છે અને ખરી પરિસ્થિતિથી યથાર્થ વાકેફ થવાનું બની આવે છે. એથી આપણને નવેસરથી મંડાણ કરવું પડે છે; પણ તે મંડાણ વજ્ર જેવા મજબૂત પાયાપર થાય છે.

× × × ×

## पत्रांक १५५

રિજલી, તા. ૧૮ મી નવેમ્બર ૧૮૯૯

× × × ×

× × દુઃખ એ તો જગતના સારામાં સારા અને બહાદુરમાં બહાદુર મનુષ્યોના નસીબમાં પણ લખાયલું હોય છે.

× × × ×

નિદાન એ એક એવું નિયમન છે, કે જે સ્વપ્ન અથવા ભ્રમણાને તોડે છે. મારે વેઠવાં પડેલાં દુઃખો માટે મને તો આનંદજ થાય છે. જગતમાં કોઈએ તો દુઃખ ભોગવવું-જ જોઈએ; અને કુદરતનાં એવાં બલિદાનો પૈકી હું પણ એક છું એ જોઇ મને આનંદ થાય છે.

## पत्रांक १५६

લૉસ એન્જેલેસ, તા. ૬ઠ્ઠી ડિસેમ્બર ૧૮૯૯

પ્રિય મ–

તમારી તા. ૬ ઠ્ઠી આવી પહોંચી, પણ તે છતાંએ હજુ મારા તકદીરમાં કંઈ ફેરફાર થયો નથી. શું તમને એમ લાગે છે કે, ફેરફારથી કંઇ સારૂં પરિણામ આવી શકશે? કેટલાક માણસોની પ્રકૃતિજ એવી હોય છે કે, દુઃખી થઇને ચાહવું.

જે લોકોમાં હું જન્મ્યો છું તેમને ખાતર જો હું મારા પ્રાણ પાથરતો ન હોત તો કોઈ બીજાનેજ માટે પાથરત, એ વાતમાં મને જરા પણ શંકા નથી. કેટલાકના તકદીરમાંજ એવું હોય છે, એ વાત હું સમજવા લાગ્યો છું. આપણે દરેક જણ સુખની પાછળ લાગેલા છીએ, એ વાત ખરી; પણ કેટલાકને દુઃખી થવામાંજ સુખ મળે છે.... વિચિત્ર, ખરૂંને? પણ જો દુઃખ અને સુખ એ બે વસ્તુઓ ચેપી ન હોત તો તેમાં કંઇજ હરકત ન હતી. ઇંગરસોલે એક વખતે પોતાના વ્યાખ્યાનમાં કહ્યું હતું કે "જો હું ઇશ્વર હોત તો રોગોને ચેપી બનાવવાને બદલે તંદુરસ્તીનેજ ચેપી બનાવત." પણ તેને ખબર ન હતી કે, વધારે નહિ તો રોગ જેટલી તો તંદુરસ્તી પણ ચેપી છેજ. માત્ર આજ ભયનું કારણ છે. હું સુખી હોઉં અથવા દુઃખી હોઉં, પણ જો તે વસ્તુઓ ચેપી ન હોય તો દુનિયાને તેથી કશુંજ નુકસાન નથી. આ વસ્તુમાંજ ખરૂં મહત્ત્વ રહેલું છે. × × ×

× × × × જો જગતનો બોજો પોતાને માથે લેવો હોય તો ખુશીથી લો; પણ તમારા નિસાસા અને શાપો અમને સંભળાવશો નહિ. × × × × જે માણસ ખરી રીતે જગતનો બોજો ઉઠાવી લે છે, તે તો જગતને આશીર્વાદ આપતો થકો પોતાને રસ્તે ગુપચુપ ચાલ્યો જાય છે. તે કોઇને ધિક્કારતો નથી કે કોઇની ટીકા કરતો નથી. જગતમાં દુષ્ટતા ન હતી તેટલા માટે તે એવું તેવું નથી કરતો, પણ એણે જગતનો બોજો રાજીખુશીથી ઉઠાવી લીધો હોય છે. અલબત્ત, આનંદ કરતા કરતા પોતાને માર્ગે જવું એ તો ઉદ્ધારકને માટેજ હોય છે; નહિ કે સાધકને માટે.

આજે સવારે મને આટલો પ્રકાશ પ્રાપ્ત થયો છે અને જો તે કાયમને માટે રહે અને મારા જીવનમાં ઓતપ્રોત થાય તો તેટલું બસ છે.

અરે! તમે જે ભારે બોજાથી લદાયલાં હો તે સૌ મારી પાસે આવો અને તમારો સઘળો બોજો મારે માથે મૂકી જઈને આનંદ કરો અને હું આ જગતમાં કદીએ હતો એ વાતને ભૂલી જાઓ. સદા સ્નેહ સાથે તારો પિતા

વિવેકાનંદ

## पत्रांक १५७

૧૨ મી ડિસેમ્બર ૧૮૯૯

× × વિદ્યાર્થીઓ પ્રત્યે મારાથી કડક ભાષા વપરાઇ જાય છે તેને માટે હું બહુ દિલગીર છું, કિંતુ તેઓ એ પણ સારી પેઠે જાણે છે કે, મારા જેટલું તેમને આ પૃથ્વીપર બીજું કોઇ ચાહનાર પણ નથી. ગેબી મદદ મને ભલે મળી પણ હોય; પણ આહ ! એ ગેબી મદદ મને કેવી વિઘાતક નીવડી છે ! એવી મદદ વગર હું વધારે સુખીયો અને વધારે સારો થયો હોત. વર્તમાન ખરેખર બહુ અંધકારમય ભાસે છે, પણ હું એક લડવૈયો છું અને લડવૈયાને છાજે તેવીજ રીતે મારે મરણુશરણુ થવું જોઇએ-પાછા પગ ભરવાની કે આધીન થવાની વાત નહિ-અને તેથીજ હું છોકરાઓ સામે ખીજવાઇ જાઉં છું. એમને હું કાંઇ લડવાનું કહેતો નથી, પણ માત્ર મારા માર્ગમાં અંતરાયરૂપ ન થવાનું કહું છું. × × ×

× × એ રસ્તે હિંદ પહોંચતાં એક મહિનો લાગશે. હિંદની પ્રવૃત્તિઓને સરળ રીતે ચલાવવાને કિંવા વધારે સારા પાયાપર લાવવાને કાજે-નિદાન જ્યાં હાલ સુસ્તી અને નફ્ફકરાપણું છે તેને દૂર કરી જાગૃતિ લાવવાને કાજે કંઇક રકમ તો હું હિંદમાંથી ઉભી કરી શકીશ, એમ મને લાગે છે. શેષભાગ બહુ અંધકારમય અને ગોટાળાભર્યો થતો જાય છે; એમ થશે એ મેં પહેલેથી ધારેલુંજ હતું. હું એક ક્ષણભર પણ પરવશ થઇશ એમ તો તમે ધારતાજ ના. પ્રભુ તમારૂં કલ્યાણ કરો;-પ્રભુની જો એવી મરજી હોય કે મારે એના એક વૈતરાતરીકે કામ કરતાં રસ્તામાંજ મરવું, તો ભલે તેમ થાઓ. તમારો કાગળ મળ્યા પછી અત્યારે હું પૂર્વે કદી નહોતો એટલો ખુશમિજાજમાં છું-**वाह गुरुकी फतेह** ! ગુરુજીની જય હો ! વાહ મહારાજ, વાહ ! ! બસ હવે તો એજ, ભલેને આખું જગત સામે આવે, નરક આવે, દેવતાઓ આવે કે સ્વયં જગદંબાજી આવે, પણ હું તો હવે લડવાનો તે લડવાનોજ; પાછો પગ કદી નહિ ભરવાનો. સ્વયં પરમાત્મા સાથે લડતાં રાવણને ત્રણજ જન્મમાં મુક્તિલાભ

થયો હતો! માતાજી સાથે લડવું એ પણ કીર્તિભર્યુંજ છે.

તમારૂં અને તમારા આપ્તવર્ગનું સદા સર્વદા કલ્યાણ હો! તમે મારે માટે મારી યોગ્યતા કરતાં ઘણું, ઘણુંજ વધારે કર્યું છે.

## पत्रांक १५८

કેલિફોર્નિયા, તા. ૨૪ મી જાન્યુઆરી ૧૯૦૦

મને ડર રહે છે કે, જે આરામ અને શાંતિને હું ઢુંઢું છું તે મને કદી પ્રાપ્ત નહિ થાય. પરંતુ માતાજી મારા-દ્વારા બીજાંઓનું-નિદાન મારી માતૃભૂમિનું-કંઇક કલ્યાણ કરે છે; તે જોતાં મારા પોતાના ભાગ્ય માટે મનને કંઇક દિલાસો મળી શકે તેમ છે. આપણે બધાંય પોતપોતાની રીતે યાજકો છીએ. મહાન્ પૂજા ચાલીજ રહી છે—એનો મર્મ કોઇથી સમજાતો નથી, સિવાય કે તે એક મહાન યજ્ઞ છે. જેઓ તેમાં રાજીખુશીથી સામેલ થાય છે, તેઓ ઘણાં દુઃખમાંથી બચી જાય છે, અને જેઓ સામે થાય છે તેમને તાબે થવાની ફરજ પડી વધારે સહેવું પડે છે; તેથી મેં તો હવે રાજીખુશીથી તાબે થવાનોજ નિશ્ચય કર્યો છે.

## पत्रांक १५९

સાન ફ્રાન્સિસ્કો, ૪ થી માર્ચ ૧૯૦૦

હું કામ કરવા નથી માગતો, મારે આરામ અને શાંતિ જોઇએ છે. એ સંબંધી દેશકાળની પણ મને ખબર છે, પણ પ્રબળ પ્રારબ્ધ મને કાર્ય તરફજ ઘસડી જતું લાગે છે. કસાઇ-ખાના તરફ હંકારાઇ જતાં ઢોરોના જેવાં આપણે છીએ—તેઓ જેમ ઉપરથી ચાબખાનો માર ખાતાં જાય ને આગળ ચાલતાં જાય, ને વળી રસ્તાની બાજુએ ઉગેલા ઘાસમાં મોઢું પણ મારતાં જાય; તેવી આપણી પણ સ્થિતિ છે. અને × × એમાંજ કલેશ, રોગ વગેરેની શરૂઆત છે. × × × × ×

આપણી આસપાસ આપણે કેટલાં બધાં નીરસ તૂતો ઉભાં કરીએ છીએ! તેથીજ દુઃખ કલેશાદિને આપણે ટાળવા મથીએ છીએ તે તરફ આપણને તે વધારે ઘસડી લઈ જાય છે.

અહા! નિર્ભય થવું, સાહસી થવું અને બધી વાતમાં નિઃસ્પૃહ થવું એ કેટલું સારૂં છે! × ×

## पत्रांक १६०

સાન ફ્રાન્સિસ્કો, ૨૫ મી માર્ચ ૧૯૦૦

× × છેલ્લાં બે વર્ષનાં કષ્ટો ઘણી રીતે ઘડારૂપ નીવડયાં છે. વ્યાધિ અને આફત જ્યારે આવે છે ત્યારે તો આપણને એમજ લાગે છે કે, જાણે એના ભાર તળે આપણે સદાને માટે ચગદાઈ જવાના; પરંતુ અંતે તો તે આપણાં હિતકારીજ નીવડે છે. હું આ અનંત આકાશ છું; વાદળાં મારાપર ભલેને ફરી વળે, પણ હું તો છું તેવો ને તેવોજ અનંત રહેવાનો.

શાંતિ કે જે મારો તેમજ બીજાં બધાંનો સહજભાવ છે, તેનો આસ્વાદ લેવા હું મથું છું. આ હાડચામનાં પૂતળાં અને સુખદુઃખનાં મૂર્ખાઇભર્યાં સ્વપ્નાં એ શું છે? એમની ઉપયોગિતા ને વિસાત્ કેટલી?

મારાં એ સ્વપ્નાંનો ભંગ થતો જાય છે. ॐ तत् सत्

## पत्रांक १६१

કેલિફોર્નિયા, ૧૮ મી એપ્રિલ ૧૯૦૦

× × × ×

મિ.—એ અધ્યક્ષના હોદ્દાનું રાજીનામું આપ્યાની વાત જાણી મને બહુ દિલગીરી થઇ છે.

પણ રખેને એને વધુ કષ્ટ થાય, એ ડરથી હું ચૂપ રહું છું. મારી રીતો અત્યંત કડક છે, એ તો તમને ખબરજ છે. અને તેથી હું કહેવા બેઠો એટલે પછી મારાથી એટલું બધું કહેવાઈ જાય કે તે બિચારાની શાંતિમાટે બહુ ભારે થઇ પડે.

મેં ફક્ત એને એટલુંજ લખ્યું છે કે —ના વિષેના એના વિચારો સાવ ખોટા છે.

માનસિક આરોગ્યની દૃષ્ટિએ તો હું બહુજ સારો છું. શરીર કરતાં આત્માનો આરામ હું વિશેષ અનુભવું છું. જીંદગીના રણક્ષેત્રમાં મેં જય મેળવ્યા છે તેમ હાર પણ ખાધી છે. હવે મારાં ગાંસડાં પોટલાં બંધાઇ ગયાં છે અને હું એ મહાન ઉદ્ધારક(મોત)ની માર્ગપ્રતીક્ષા કરૂં છું.

"ભગવાન શિવ! મારા નાવને સામે કિનારે લઇ જજો."

ગમે તેમ પણ, હજી હું એક વિદ્યાર્થીજ છું. દક્ષિણેશ્વરના વટવૃક્ષ તળે બિરાજેલા ગુરુદેવ શ્રીરામકૃષ્ણના મુખમાંથી ઝરતા અદ્ભુત વચનામૃતનું પાન જેવા વિસ્મિત ચિત્તે હું કરતો હતો, તેવીજ સ્થિતિમાં અત્યારે પણ હું છું. એજ મારો ખરો સ્વભાવ છે. કાર્યો અને પ્રવૃત્તિઓ, હિત કરવું વગેરે સઘળી વાતો જગતને ઠગવાની બાજી છે. અત્યારે પાછો તેઓશ્રીનો સૂર મારે કાને આવે છે; એ અસલ અવાજ મારા આત્માને વ્યાપી કાઢે છે. બંધનો તૂટતાં જાય છે, મોહ ક્ષીણ થતો જાય છે, કામ નીરસ બનતું જાય છે, જીવનપ્રકાશ ઝાંખો થતો જાય છે. ગુરુશ્રીની હાકલનો ધ્વનિજ માત્ર કર્ણપટપર અથડાય છે—"આવ્યો પ્રભુ! હું આવ્યો."—"મૂવેલાંને મુડદાં દાટવાનું સોંપી તું તારે મારી પૂંઠે ચાલ્યો આવ." "આવ્યો, મારા વહાલા! આવ્યો."

ને ખરે! હું આવુંજ છું. નિર્વાણ મારી સમક્ષ છે. તરંગ કે ઉચ્છ્‌વાસરહિત શાંતિના અનંત મહાસાગરતરીકે કોઈ કોઇ વાર હું તેને અનુભવું છું—તન્મય બનું છું.

ધન્ય કે હું આ જગતમાં જન્મ્યો, ધન્ય કે મેં કષ્ટો વેઠયાં, ધન્ય કે મેં ભૂલો કરી ને ધન્ય કે હું શાંતિના સામ્રાજ્યમાં પ્રવેશું છું. કોઇને હું બંધન આપી જતો નથી, કે સાથે હું કોઇ જાતનાં બંધનો લઇ જતો નથી. આ દેહનું પતન થયે હું મુક્ત બનીશ કે પછી સદેહેજ મુક્ત બની ચૂકયો હોઇશ. પણ પહેલાંનો માણસ તો હું મટીજ ગયો; ગયો તે ગયોજ, ફરી તેનું પુનરાગમન નહિજ થવાનું!

માર્ગદર્શક કહો, ગુરુજી કહો, નેતા કહો કે આચાર્યદેવ કહો, જે કહો તે જતા રહ્યા છે; ને બાળક, શિષ્ય, દાસ એવો જે હું તે પાછળ રહ્યો છું.

× × × × ના કામમાં હું માથું મારવા કેમ નથી માગતો તે તો તમે સમજો છો; અને કોઇના કામમાં માથું મારનાર હું તે કોણ? નેતાતરીકેનું સ્થાન તો મેં ક્યારનુંયે છોડી દીધું છે. અવાજ ઉઠાવવાનો મને કોઇ પણ જાતનો હક નથી. આ વર્ષના આરંભથીજ મેં હિંદુસ્તાનમાં કોઇને કંઈ પણ કરવાનું અધિકારપૂર્વક કહ્યું નથી. તમને એ વાતની ખબર પણ છે. ભૂતસમયમાં તમે અને શ્રીમતી

બ—એ મારે માટે જે જે કંઇ કર્યું છે તેને માટે હું તમો બંનેને અનેક ધન્યવાદ આપું છું. તમારૂં સર્વત્ર સર્વ રીતે શુભ થાઓ ! તરવાની મોજ એ મારા જીવનની સુખીમાં સુખી પળો હતી; અત્યારે પણ હું એ મોજ ફરીથી માણી રહ્યો છું. માથાપર સૂર્યનારાયણ તપી રહ્યો છે, આસપાસ ભાતભાતની હરિયાળી વનસ્પતિ ખીલી રહી છે અને ચોગરદમ એવું તો શાંત અને સ્થિર છે કે જાણે સઘળી સૃષ્ટિ નિર્જીવ ન હોય ! આવી શાંતતામાં, આવી સ્થિરતામાં, સૂર્યનારાયણના સુંદર તડકામાં નદીના હુંફાળા હૃત્પ્રદેશપર હું લહેરથી તરી રહ્યો છું. આ અજબ શાંતિ, જેને અનુભવતાં તમને ખચિતજ લાગે કે આ જગત કેવળ પ્રપંચ છે–માયા છે, તેનો રખેને ભંગ થાય એ બીકથી પાણીમાં મારા હાથ-પગ પછાડવાની પણ હું હિંમત કરી શકતો નથી !

મારા કાર્યની પાછળ લોભ હતો, મારા પ્રેમની પાછળ વ્યક્તિત્વ હતું, મારી પવિત્રતાની પાછળ ભય હતો, મારા નેતૃત્વની પાછળ સત્તાની લોલુપતા હતી. હવે તે સર્વ અદૃશ્ય થતાં જાય છે ને હું તરૂં છું. આવ્યો, માતાજી ! આવ્યો; તારી હુંફાળી સોડમાં લપાવા હું આ આવ્યો. નિઃસ્તબ્ધ, અજાણ્યા, અલૌકિક સ્થાનમાં જ્યાં તું મને લઇ જઇશ ત્યાં હું એક પ્રેક્ષકતરીકે—નાયકતરીકે નહિ હો !—તરતો તરતો આવીશ.

અહોહો ! શું એ શાંતિ ! શું એ નીરવતા ! મારા વિચારો, મારા સંકલ્પો, મારા પોતાના હૃદયના છેક ઉંડાણમાંથી, બહુ આઘેથી આવતા હોય એમ લાગે છે. તેઓ આઘેથી આવતા મંદ ધ્વનિ જેવા ભાસે છે અને સર્વ કંઇ શાંતિનું—એ મીઠી મધુરી શાંતિનું આચ્છાદન આવી ગયું છે. એ શાંતિનો હું તમને કેવી રીતે ખ્યાલ આપું ? પણ–પણ નિદ્રાવશ થતાં પહેલાંની થોડીક પળોમાં કે જ્યારે બધી વસ્તુઓ જાણે અદૃશ્ય થઈ જઇ માત્ર છાયારૂપ જણાય છે તથા ભય, પ્રેમ વગેરે લાગણીઓ અસ્તંગત થઈ જાય છે ને તે વખતે જે શાંતિનો અનુભવ થાય છે તેના જેવીજ કંઇક આ શાંતિ છે. આજુબાજુ ચિત્રો ને પૂતળાં હોવા છતાં એ શાંતિ પોતે એકલોજ અનુભવે છે.–આવ્યો, મારા નાથ ! હું આ આવ્યો.

જગત છે ખરૂં, પણ તે નથી સુંદર કે નથી કદ્રૂપું. વિકાર હોવા છતાં લાગણી ન ઉશ્કેરાય તેના જેવી જગતની સ્થિતિ છે. આહ ! એ સુખ તે હું તમને શું કહું ! મને એકેએક વસ્તુ સારી અને સુંદર જણાય છે; વસ્તુઓનું સારાસાર પ્રમાણ મારે માટે નાશ પામતું જાય છે–તેમાં સૌથી પ્રથમ મારા શરીરનું. ॐतत्सत्.

લંડન અને પારિસમાં તમને બધાંને મહદ્ યશ મળો, એમ હું ઈચ્છું છું. નવા નવા આનંદો અને નવા નવા શારીરિક–માનસિક આરોગ્યના લાભો તમને પ્રાપ્ત થતા રહો!

## पत्रांक १६२

ન્યુયૉર્ક, ૨ જી જુલાઈ ૧૯૦૦

* * * *

હું હમેશાં કહેતો આવ્યો છું તેમ જગદંબા સઘળું જાણે છે. માજીને પ્રાર્થો. નેતા થવાનું કામ બહુ કપરૂં છે–પોતાના અંગત સ્વાર્થને પ્રથમ જનતાના પગતળે કચડી નાખવો જોઇએ.

× × × ×

## पत्रांक १६३

પારિસ, તા. ૨૮ મી ઑગસ્ટ ૧૯૦૦

જીંદગી એવીજ છે–હળ્યેજ જાઓ; અને બીજું આપણે કરવાના પણ શું હતા ? હળો, બસ હળો ! કંઈક પણ નિષ્પન્ન થશે—કોઇક માર્ગ ઉઘડશે. જો તેમ નહિ થાય–કે જે કદાચ કદીયે નહિ થાય—તો પછી ? તો પછી શું ? આપણા બધાજ પ્રયત્નો મૃત્યુને દૂર કરવા માટેજ છે ! પણ ઓ મૃત્યુદેવ! તું ના હોત તો આ દુનિયાની શી વલે થાત ! તું તો દુનિયાઇ દર્દોનો મહાન ધન્વંતરી છે !

* * * *

સ્વપ્નાં, અહા ! સ્વપ્નાં ! મધુરાં સ્વપ્નાં અનુભવો ! સ્વપ્ન, સ્વપ્નનો જાદુ એજ આ જીંદગીનું–આ જન્મમરણનું કારણ છે, અને વળી તેના નિવારણનો ઉપાય પણ તેજ છે ! અનુભવો, બસ સ્વપ્નો અનુભવો ! સ્વપ્નને સ્વપ્નથીજ વિદારો!

હું ફ્રેન્ચ શીખવાનો પ્રયત્ન કરૂં છું.....ની સાથે અહીં વાતો કરૂં છું. એમાંના કોઇ કોઈ તો એ વાતોની બહુ કદર કરતા થઇ ગયા છે. એ શાશ્વત કોયડા વિષે, પ્રારબ્ધની એ શાશ્વત ફીરકી વિષે આખા જગતને કહો. એ પ્રારબ્ધ કિંવા નસીબની ફીરકીના દોરાનો છેડો ખરી રીતે કોઈને પણ જડતો નથી, છતાં પ્રત્યેક જણ પોતાને તે જડયો હોય એમ માને છે અને એ માન્યાતાથી નિદાન એક વાર તો સંતોષસૂચક "હાશ"નો ઉદ્ગાર કાઢે છે, પણ બીજીજ પળે પોતાને બની ગયેલો જુએ છે. કેમ ખરૂં ને?

× × × ×

આ શરીર વિષે વિચાર કરવાનો મને ઝાઝો વખત નહોતો. એટલે તે સારૂંજ હોવું જોઈએ. વસ્તુતઃ તો પ્રભુ સિવાય કશું પણ બરાબર સારૂં કદી હોતું નથી; માટે આપણે કોઇ કોઇવાર એ પૂર્ણ શુભને માટે આ અલ્પ શુભને વીસરી જઈએ છીએ, એ રીતનું વિસ્મરણ થવું એનુંજ નામ સારા થવું, સારૂં હોવું, અને સારૂં કરવું છે!

* * *

દુનિયામાં આવી આપણે આપણો ભાગ ભજવીએ છીએ-પછી તે સારો હોય કે નરસો હોય. સ્વપ્નું જ્યારે ખલાસ થશે ને આપણે રંગભૂમિને છોડી જઇશું ત્યારે એ બધા પ્રતિ આપણે પેટ ભરીને હસીશું. મને કોઇ વાતની જો ખાત્રી હોય તો તે બસ આની.

---

## पत्रांक १६४

(એક અમેરિકન શ્રીશિષ્યને લખેલો)

પેરોઝ ગોર્સિ-બ્રેટગ્ની, તા. ૨૨-૯-૧૯૦૦

માતાનું હૃદય, વીરની ભાવના,

કોમળમાં કોમળ પુષ્પની મીઠામાં મીઠી મૃદુતા,

યજ્ઞના અગ્નિની ભભુકતી જ્વાળામાં રહેલી ભવ્યતા અને મંત્રશક્તિ,

વિજેતાનું બળ અને પ્રેમીની આધીનતા,

દૂરગામી કલ્પનાઓ અને ધૈર્યયુક્ત ડગલાં,

આત્મનમાં અને સર્વમાં, અલ્પમાં અને મહાનમાં,

રહેલી દિવ્ય જ્યોતિ પ્રત્યે અમર શ્રદ્ધા,

આ સર્વ અને એથી પણ વધારે જે હું ન પણ જોઇ શકતો હોઉં તે સઘળું,

માતા દુર્ગા! આજે તને અર્પો

હમેશના તારા વિવેકાનંદના
આશીર્વાદ અને સ્નેહ.

## પત્રાંક ૧૬૫

બેલૂર મઠ, ૧૧ મી ડિસેમ્બર ૧૯૦૦

હું પરમદિવસે રાત્રે અહીં આવ્યો છું. અફસોસ! મારી ઉતાવળ કંઈજ કામ ન આવી.

કેપ્ટન સ—એ થોડાજ દિવસપર દેહ મૂકયો હતો—આ પ્રમાણે બે મહાન અંગ્રેજોએ અમારા લોકને માટે-હિંદુઓને માટે બલિદાન આપ્યું છે. સ્વધર્માર્થે પ્રાણાર્પણ જેવી કોઈ ચીજ હોય તો તે આ છે.

× × × ×

## પત્રાંક ૧૬૬

બેલૂર મઠ-હાવરા, તા. ૧૯ ડિસેમ્બર ૧૯૦૦

સાત સમુદ્રની પેલીપારથી હું તમારી ખબર પૂછું છું. તમને અજાયબી નથી થતી? ખરેખર! મારૂં જીવન એક ઉડતા પંખી જેવું છે. રોનકદાર ઉદ્યોગી પારિસ, ઝાંખું પાંખું જરીપુરાણું ઈસ્તંબુલ, ઝબૂકા મારતું નાનકડું એથેન્સ, અને પીરામીડની કીર્તિવાળું પ્રખ્યાત કેરો નગર હવે કયાંયે પાછળ રહી ગયાં છે ને અત્યારે હું ગંગાકાંઠે બેલૂર મઠમાંના એક ખંડમાં બેઠો બેઠો લખી રહ્યો છું! અહીંની શાંતિ ને નિઃસ્તબ્ધતા કંઇ ઓર છે! પડખે વિશાળ નદી સૂર્યના તેજસ્વી પ્રકાશમાં આનંદે પણ નીરવપણે નૃત્ય કરી રહી છે. તેમાં આવી ચઢતા વેપારી મછવાનાં હલેસાંથી એ પૂર્ણ શાંતિનો કોઇ કોઇ વાર ભંગ થાય છે તે સિવાય આ સ્થાનમાં શાંતિનું અબાધિત સામ્રાજ્ય છે. હાલમાં અહીં શીતઋતુ ચાલી રહી છે, છતાં પણ બપોરે તો રોજ ગરમી પડે છે ને સૂર્ય અબાધિતપણે પ્રકાશે છે. અહીંનો શિયાળો

દક્ષિણ કેલીફોર્નિયાના શિયાળાને મળતો છે. સર્વ કંઈ લીલુંછમ ને ચકચકિત છે. ઠેકઠેકાણે મખમલ સરખું મૃદુ ઘાસ ઉગેલું છે, તથાપિ હવા ઠંડી, દિલખુશ અને તંદુરસ્ત છે.

## પત્રાંક ૧૬૭

(એક બંગાળી સન્નારીને લખેલ પત્રમાંથી ભાષાંતર)

ઠે. બાબુ પ્રિયાનાથ મુકરજીની મારફત
દેવગઢ વૈદ્યનાથ, ૨૩મી ડિસેમ્બર ૧૯૦૦

પ્રિય માતુશ્રી !

આપનો પત્ર મળવાથી ઘણો આનંદ થયો. આપ જે સમજ્યાં છો તે વાસ્તવિક છે. 'स ईश अनिर्वचनीय प्रेमस्वरूप– તે પ્રભુનું સ્વરૂપ અનિર્વચનીય પ્રેમ છે.' નારદે બતાવેલું પ્રભુનું સ્વરૂપ-લક્ષણ પ્રકટ છે, અને સર્વને માન્ય છે, એવી મારી એ સંબંધમાં દૃઢ પ્રતીતિ છે. બહુ વ્યક્તિઓનો સમૂહ તે સમષ્ટિ (આખું) કહેવાય છે, અને દરેક વ્યક્તિ વ્યષ્ટિ (ભાગ) કહેવાય છે. તમે અને હું-એ દરેક વ્યષ્ટિ છીએ અને સમાજ સમષ્ટિ છે. તમે, હું, એક પ્રાણી, એક પક્ષી, એક કીટ, એક જીવડું, એક ઝાડ, એક લતા, પૃથ્વી, ગ્રહ, તારો એ દરેક વ્યષ્ટિ છે; જ્યારે આ વિશ્વ સમષ્ટિ છે. તેને વેદાંતમાં વિરાટ, હિરણ્યગર્ભ અથવા ઈશ્વર કહેવામાં આવે છે; અને પુરાણોમાં બ્રહ્મા, વિષ્ણુ, દેવી વગેરે નામથી વર્ણવવામાં આવે છે. વ્યષ્ટિને-વ્યક્તિગત સ્વાતંત્ર્ય છે કે નહિ ? જો હોય તો તે કેટલા પ્રમાણમાં હોવું જોઇએ ? વ્યષ્ટિએ સમષ્ટિને માટે પોતાની ઇચ્છા અને સુખનો સંપૂર્ણ રીતે ભોગ આપવો જોઇએ કે નહિ ? એ દરેક સમાજની સમક્ષ સિદ્ધ કરવાના સ્થાયી પ્રશ્નો છે. આ પ્રશ્નોનું નિરાકરણ શોધવામાં દરેક સ્થળે સમાજ પ્રવૃત્ત થઇ રહી છે. આ સવાલો વર્તમાન પશ્ચિમની સમાજને મહાન મોજાંની માફક ક્ષુબ્ધ કરી રહ્યા છે. સામાજિક હિત વધારે મહાન હોઇ, તેની ખાતર વ્યક્તિગત સ્વાતંત્ર્યનો ભોગ આપવાના સિદ્ધાંતને સોશિયાલિઝમ-સમાજવાદ કહેવામાં આવે છે; ત્યારે જે સિદ્ધાંત વ્યક્તિના હિતનું પ્રતિપાદન કરે છે તેને ઇન્ડિવિડયુએલિઝમ-વ્યક્તિ-

વાદ કહેવામાં આવે છે.

સમાજના હિત માટે વ્યક્તિત્વનું શાશ્વત બલિદાન આપવું, અને તે અમલમાં લાવવા સારૂ સંસ્થા અને નિયમો બાંધી બળાત્કારે આત્માર્પણ કરાવવું, એનાં જે પરિણામો અને અસરો થઇ તેનું જ્વલંત ઉદાહરણ આપણી જન્મ-ભૂમિ છે. આ દેશમાં મનુષ્યો × × × × અમુક નિર્ણીત ધોરણ પ્રમાણે ખાય છે, પીએ છે; તેવીજ રીતે તેઓ વિવાહ-પદ્ધતિ અને બીજાં કાર્યોમાંથી પસાર થાય છે. ટુંકમાં તેઓ-નું મરણ પણ શાસ્ત્રવિધિ પ્રમાણે થાય છે. આવા શાસનમાં એકજ સુંદર લાભ રહેલ છે. તે સિવાય તેનાં પરિણામો પણ છે. તે સુંદર લાભ એ છે કે, માણસો પેઢીઓની પેઢીઓ-સુધી હમેશાં એક કે બે કાર્યો સુંદર રીતે આચરીને તે કામો તેઓ બહુ સારી રીતે અને થોડા પ્રયાસથી કરી શકે છે. આ દેશનો રસોઇઓ થોડાંક છાણાં અને લાકડાંથી જે સ્વાદિષ્ટ ભાત અને કઢી બનાવી શકે છે તેવું કોઈ સ્થળે બની શકતું નથી. એકાદ રૂપિયાની એક પ્રાચીન સાળની સાદી યાંત્રિક ક્રિયાથી અને ખાડામાં પગ રાખીને વીસ રૂપિયાના વારની કીનખાબ બનાવવી તે આજ દેશમાં શકય થઈ શકે છે. એકાદ તૂટેલી સાદડી, માટીનો અને તે પણ એરંડીઆના તેલથી બળતો દીવો, આવાં અતિઅલ્પ સાધનોથી અદ્‌ભુત સમર્થ વિદ્વાનો ફક્ત આજ દેશમાં પાકયા છે. વિરૂપ પત્ની પ્રત્યે સર્વ પ્રેમ, અને અયોગ્ય પતિ પ્રત્યે જીવન-પર્યંત ભક્તિ હોવી, એ માત્ર આજ દેશમાં શકય છે.

પરંતુ આવી બધી બાબતો લોકો નિર્જીવ યંત્રોની માફક કર્યા જાય છે—તેમનામાં માનસિક ચપળતા, હ્રદયનો વિકાસ, જીવનનો ધ્વનિત વેગ કે આશાનો આવિ-ર્ભાવ નથી; ઇચ્છાશક્તિની દ્દઢ ઉત્તેજકતા કે તીવ્ર આ-નંદનો અનુભવ તેમજ તીવ્ર શોકનો સ્પર્શ તેમનામાં નથી; શોધક બુદ્ધિનો ચળકાટ, ગહન અથવા નવીન તત્ત્વો અને પદાર્થોની ઇચ્છા તેમજ કદર તેમને નથી. એમનાં મન એવાં છે કે તેમની આસપાસ રહેલાં વાદળ (આવરણો) વીખરાતાં નથી. તેઓનાં હ્રદય એવાં છે કે પ્રભાતના સૂર્યથી પ્રકાશિત ચિત્રમાં તેમને સૌંદર્ય દેખાતું નથી. પોતાની ચાલુ સ્થિતિ

કરતાં વધારે ચઢિયાતી સ્થિતિ થાય તો સારૂં, એવું તેમના મનમાં કદી આવતું નથી; અને કદી આવે તો તે બાબતની પ્રતીતિ થતી નથી. કોઇ બાબતની દૃઢ પ્રતીતિ થાય, તો તે કરવાનો પ્રયાસ બિલકુલ થતો નથી; અને જ્યાં પ્રયાસ થાય છે ત્યાં ઉત્સાહનો અભાવ હોય છે તેથી તે પ્રયાસ મિથ્યા જાય છે.

જો અમુક નિયમ અનુસાર જીવન ગાળવાથી જીવન ઉત્તમ બનતું હોય, જો પેઢીની પેઢી સુધી પરંપરાએ ચાલ્યા આવેલા નિયમો અને રૂઢિરિવાજોને દૃઢ રીતે પાળવામાં સદ્ગુણ સમાઈ જતો હોય, તો પછી કહો કે, એક વૃક્ષ કરતાં વધારે સદ્ગુણી કોઇ પણ હોઇ શકે? એક રેલ્વેગાડી કરતાં વધારે ભક્ત અને વધારે પવિત્ર સંત કોઇ હોઇ શકે તેમ છે? કુદરતી કાયદાનું ઉલ્લંઘન કરનાર પથ્થરનો કકડો કોઇએ જોયો છે? ઢોરને પાપ કરતાં કદી કોઇએ જાણ્યું છે?

વિશાળ આગબોટ, રેલ્વેનું પ્રબળ એન્જીન, એ તરફ નજર કરો. તેઓ બુદ્ધિરહિત છે. તેઓ ગતિ કરે છે, ફરે છે, દોડે છે, પણ બુદ્ધિવગર. અને બીજી તરફ એક અલ્પ કીડો કે જે રેલ્વેગાડી પોતાની પાસે આવતી જોતાંજ બાજુએ ખસી જઇ પોતાની જીંદગી બચાવવા ચાલી રહ્યો છે તે જુઓ. આનું શું કારણ? કારણ એ કે, તેનામાં બુદ્ધિ છે. તે ગાડીના યંત્રમાં ઇચ્છા કરવાની શક્તિજ નથી. તે વિશાળ યંત્ર કુદરતી કાયદાનું ઉલ્લંઘન કરવાની ઇચ્છા કદી કરી શકતું નથી; પણ પેલો છેક નાનકડો કીડો કુદરતી કાયદાની સામે થવાની ઇચ્છા ધરાવે છે. તે કાયદા સામે થાય છે; પછી તેમાં ફતેહમંદ થાય છે કે નહિ તે જુદો સવાલ છે. આ કારણથી તેનામાં બુદ્ધિ છે એ સાબીત થાય છે. જેટલા પ્રમાણમાં આ ઇચ્છાશક્તિ પ્રકટ થઇને વિજયવંત થાય છે, તેટલા પ્રમાણમાં વધારે સુખ છે, તેટલા પ્રમાણમાં તે જીવની વધારે ઉચ્ચ દશા છે. ઈશ્વરની ઇચ્છા સંપૂર્ણ વિજયવતી છે, તેથીજ તે ઉચ્ચમાં ઉચ્ચ દશા છે.

શિક્ષણ એ શું છે? શું પુસ્તકને પઢી જવું તે શિક્ષણ છે? નહિ. તે જુદા જુદા પ્રકારનું જ્ઞાન છે? ના, તે પણ નહિ. જે કેળવણીથી ઇચ્છાશક્તિનો પ્રવાહ અને તેનું પ્રકટી-

કરણુ કાબુમાં લાવી ઉન્નત અને વિજયવાન કરી શકાય છે, તેજ શિક્ષણુ છે. હવે ધ્યાનમાં લ્યો કે, જેના પરિણામે ઈચ્છાશક્તિને પેઢીઓની પેઢીઓથી બળાત્કારે વારંવાર ગુંગળાવી નાખવામાં આવે છે, અને મૃતપ્રાય કરી નાખવામાં આવે છે તે શું કેળવણી છે? જેની સત્તા નીચે–નવા તો એક બાજુએ રહ્યા, પણુ જૂના અતિ ઉત્તમ આચાર વિચારો એક પછી એક નાશ પામતા જાય છે અને જે ધીમે ધીમે મનુષ્યને પોતાનો સ્વાર્થ સાધવાના એક યંત્રસમાન બનાવે છે તે શું કેળવણી છે? × × × × વળી જે માણુસો માટીના ટુકડા જેવા, નિર્જીવ યંત્ર જેવા, પથ્થરના કકડા જેવા છે તેવા માણુસોના સમૂહથી બનેલી સમાજને આપણે શું ખરી રીતે સમાજ કહી શકીશું? જ્યાં એવી અયોગ્ય સમાજ હોય ત્યાં તે રૂડા પ્રકારે તો ક્યાંથીજ ચાલી શકશે? જો એવીજ સમાજથી સારૂં થઇ શકતું હોત તો તો પછી સેંકડો વર્ષોથી આપણે ગુલામગીરીમાં રહ્યા છીએ, તેને બદલે આપણે આખા જગતમાં મહાનમાં મહાન પ્રજા બની શકયા હોત; અને આ ભારતભૂમિ મૂર્ખતાની એક ખાણુ થઇ પડી છે તેને બદલે જ્ઞાન મેળવવાની શાશ્વત નદી નીવડી હોત.

ત્યારે હવે આત્મભોગ એ શું સદ્‌ગુણુ નથી? શું પોતાનું સુખ, પોતાનું કલ્યાણુ, વધારે વ્યક્તિઓના સુખ માટે અર્પણુ કરી તેનો ભોગ આપવો, એ સદ્‌ગુણી કાર્ય નથી? છેજ. પણુ બંગાળી કહેવતમાં કહ્યું છે કે 'ઘસવાથી અને મસળવાથી શું રૂપ આવતું હશે? શું પરાણે પ્રીત થઈ શકે?' તેજ પ્રમાણે જે જન્મથીજ ભિખારી હોય તે ત્યાગીનો ભેખ લે, તેમાં શું વળ્યું? જ્યાં શક્તિજ ન હોય ત્યાં ઈંદ્રિયનિગ્રહ રાખવો એમાં કયો સદ્‌ગુણુ છે? જેમાં વિચારશૂન્યતા, હૃદયશૂન્યતા, મહત્ત્વાકાંક્ષાનો અભાવ અને સમાજનું બંધારણુ કેવું હોવું જોઇએ તે વાતનું જ્યાં અજ્ઞાન છે ત્યાં સ્વાર્થત્યાગ પણુ ક્યાંથી હોઇ શકે? વિધવાને બળાત્કારે સતી કરીએ તેમાં પતિપ્રત્યેની અનન્ય ભક્તિ ક્યાં આવી? વહેમો ઘુસાડીને સદ્‌ગુણી કાર્યો લોકો પાસે કરાવવામાં શું સર્યું? હું કહું છું તે એ છે કે, જેટલું તમારાથી બની શકે તેટલું લોકોને સ્વાતંત્ર્ય આપવા, તથા તેની

બેડીઓ તોડી પાડવા માટે કરો. કાદવથી શું કાદવને ધોઇ શકાશે? શું બેડીઓ બેડીથી તોડી શકાશે? આવો દાખલો ક્યાંય દીઠો છે? જ્યારે તમે સમાજની ખાતર સુખની સર્વ ઇચ્છાનો ભોગ આપવા શક્તિમાન થશો, ત્યારેજ તમે બુદ્ધ થશો, ત્યારેજ તમે મુક્ત થશો; પણ એ બધું હજુ ઘણું દૂર છે. વળી તે મેળવવાનો રસ્તો શું જુલ્મ છે એમ તમે ધારો છો?

અરે આપણી વિધવાઓ તો આત્મત્યાગનાં ઉદાહરણ-રૂપ છે! અરે બાળલગ્ન કેટલું બધું સુખદાયક છે! બીજે ક્યાંય આવી રૂઢિ શક્ય છે? આવા લગ્નમાં પતિ અને પત્ની વચ્ચે પ્રેમ સિવાય બીજું શું હોઇ શકે તેમ છે? આવો મિથ્યા બકવાદ તો હમણાં ચારે બાજુએ (સનાતન ધર્મનો ચાલતો) જોવામાં આવે છે. પરંતુ જે પુરુષો સ્થિતિ સુધારવા માટે અગ્રણી છે તેમને પણ શું આત્મત્યાગની જરૂર નથી? બીજાની સેવા કરવા કરતાં બીજો કોઇ ચઢિયાતો સદ્‌ગુણ છે? પણ આ ગુણ ગ્રહણ કરવાનું બ્રાહ્મણોને જરાય લાગુ નથી પડતું, તેથી એ તો બીજાઓ કરે તેને માટે કહી જાણે એટલુંજ છે! સત્ય વાત તો એ છે કે, આ દેશમાં માબાપો અને સગાંઓ ક્રૂર થઇને પોતાનાં બાળકોના અને બીજાના લાભોનું બલિદાન આપવામાં શૂરા છે, અને તે પોતાના સ્વાર્થી હેતુ માટે સમાજ સાથે કોઇ પણ રીતે વાંધો પતાવી દઈ પોતાને બચાવી લે છે. આ બધું પેઢીઓની પેઢીઓથી મનને નિર્જીવ બનાવી દેવાના મળેલા શિક્ષણને લીધે તેઓમાં બહુ સહેલું થઇ ગયું છે. જે ખરો બહાદૂર હોય તેજ પોતાનો સ્વાર્થ તજી શકે છે. બાકી બાયલાને તો સમજણ હોય તોપણ, સ્વાર્થ તજવાથી બ્હીતો હોય છે એટલે, તે તો એક હાથથી પોતાની આંખો લૂછે છે, અને બીજા હાથથી પોતાનાં પુત્રપુત્રીઓને કુપ્રથા મુજબ ચલાવવા સારૂ ચાબુક મારે છે! આવાઓ બહુ તો રડતાનાં આંસુ લૂછી જાણે; પણ આવી બક્ષિસોથી શું વળ્યું? વિશ્વ તરફ પ્રેમ રાખવાનો એવાઓનો જે બકવાદ, એ તો અરણ્યરુદન છે. કુમળા છોડને તો વાડ બાંધીને ઉલટો સારી રીતે પોષવો જોઇએ; તેને બદલે શું આવાં બાળલગ્ન હોય! જો કોઇને સર્વ વિશ્વપ્રત્યે પ્રેમ રાખવો હોય તો તે

ક્રમે ક્રમે અને પોતાને આંગણેથી આગળ વધી શકે છે. એક માણસ જો એક નજીકની વસ્તુને નિઃસ્વાર્થપણે ચાહતાં શીખે તોજ તે અનેકો પ્રત્યે અને છેવટે વિશ્વપ્રત્યે પ્રેમ રાખવાની સ્થિતિ સુધી જઇ શકે છે. જો એક અમુક ઇષ્ટદેવ પ્રત્યે પૂર્ણ ભક્તિ રાખવાનું બની શકે છે, તોજ સર્વ વિશ્વ-પ્રત્યે–વિરાટ્ પ્રત્યે ભક્તિ રાખવાનું ક્રમે ક્રમે શક્ય બની શકે છે. માટે જ્યારે એક વ્યક્તિ માટે એક માણસ સ્વાર્થ-ત્યાગ કરવાને શક્તિમાન થાય ત્યારેજ તેણે સમાજ માટે સ્વાર્થત્યાગ કરવાની વાત કરવી ઘટે. તે પહેલાં બોલવાનું નથી. ઇચ્છાસહિત કાર્ય (સકામ કર્મ) કરી શકે, તેનાથીજ પરિણામે ઇચ્છારહિત (નિષ્કામભાવે) કાર્ય કરવાનું બની શકે છે. જો શરૂમાં ઇચ્છાજ અસ્તિત્વ ધરાવતી હોય નહિ તો તો એવા મનુષ્યથી ઇચ્છાનો ત્યાગ થવો શું શક્ય છે? અને તેનો અર્થ પણ શું થઇ શકે? જો અંધકારજ ન હોય તો પ્રકાશનો કંઈ પણ અર્થ થઈ શકે તેમ છે?

આટલા માટેજ નિષ્કામ કર્મ ભક્તિ કરવા જેટલી યો-ગ્યતા અને પ્રેરણા પૂર્વસંસ્કારના બળથી જેનામાં ન આવેલી હોય તેમને સકામ ભાવે પણ શુભ કર્મ અને ભક્તિ-પૂજાદિ પ્રથમ કરવાનું કહેલું છે. તેમાં સગુણની પૂજા પ્રથમ કરશો, તોજ નિર્ગુણ નિરાકારની સાચી પૂજા–ઉપાસના અને સાક્ષાત્કાર કરવાનું એની મેળે આવશે. (નહિ કે વગર સાધન–સાધનાએ અહંબ્રહ્માસ્મિનો બકવાદ કરી શિશ્નોદર-પરાયણ બનવાવાળા અનીતિવર્ધક સ્વાર્થસાધુઓને અને હરામખોર ગુરુઘંટાલોને.)×

માતુશ્રી! ચિંતાતુર થતાં નહિ. પ્રબળ વાયુ વાય છે એ મોટા ઝાડની સામે વાય છે. 'અગ્નિને સળિયાથી હલાવવાથી તે અગ્નિ વધારે સારી રીતે બળે છે.' 'સર્પને મસ્તકે ટકોરો મારવાથી તે ફેણ ચઢાવે છે.' અને એવી રીતે બધું. જ્યારે હૃદયને દુઃખ થાય છે, જ્યારે શોકનું તોફાન ચોતરફ ચાલી રહ્યું હોય છે, અને પ્રકાશ બિલકુલ હવે દેખાશે નહિ એવું જણાય છે, જ્યારે આશા અને ધૈર્ય લગભગ જતાં રહ્યાં હોય છે, ત્યારે અને ત્યારેજ આ મહાન

× ઉપલી કાઉંસમાંની લીટીઓ આ ખરાબ ભિક્ષુની છે. અખંડાનંદ

ધાર્મિક તોફાનમાં બ્રહ્માનંદનો અંતરંગ પ્રકાશ ઝળકી ઉઠે છે. મોજશોખમાં ઉછરીને, ગુલાબની શય્યાપર સૂઇને, અને દીન દુઃખી માટે આંસુ આવવાનું તો રહ્યું પણ લાગણી સુદ્ધાં જેના હૃદયમાં ન જાગી હોય, એવો કયો માણસ કોઇ પણ વખતે મહાન થઇ શકયો છે? કે એવા કોઇએ પણ અંતરમાં રહેલ બ્રહ્માનન્દને પ્રકટાવ્યો છે? આપ શામાટે દીનદુઃખીઓ માટે રડવામાં શરમ અથવા બીક રાખો છો? છૂટથી રડો! રડવાથી આંખ શુદ્ધ થાય છે, અને ઉત્તમ આંતરિક પ્રેરણા જાગે છે; અને પછી માર્ગ ખુલ્લો થઇ ક્રમે ક્રમે મનુષ્ય, પ્રાણી, વનસ્પતિ–વગેરે વિવિધતાઓનું ભાન ધીમે ધીમે નાશ પામી દરેક સ્થળે અને દરેક વસ્તુમાં પરબ્રહ્મ પરમાત્માની અનંત પ્રતીતિ પણ આવે છે. અને તેમ થતાં

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥ (ગીતા)

તે પરમેશ્વરને સર્વત્ર સમાન રહેલો જોઇને (સર્વને પોતાસમાન સમજીને) કોઇના અંતરાત્માને જ્યારે તે પોતાના આત્માવડે હણુતો નથી–ઇજા કરતો નથી, ત્યારેજ તે પરમ-ગતિ–મોક્ષને પામે છે.

હમેશાં આપનો શુભચિંતક વિવેકાનંદ

---

## पत्रांक १६८

બેલૂર મઠ–હાવરા, તા. ૨૬ મી ડિસેમ્બર ૧૯૦૦

× × × ×

મારા અત્રે આવી પહોંચતાં પહેલાંજ પરમસ્નેહી સ— મહાશય આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયા હતા. એમના મૃતદેહને "આ–લા–હિંદુ" એ નામથી ઓળખાતા એમના પોતાના આશ્રમને પડખે થઈને વહેતી પવિત્ર ગંગાજીના પુનિત તટપર અગ્નિદાહ કરવામાં આવ્યો હતો. પુષ્પહારોથી આચ્છાદિત થયેલા એમના શબને આશ્રમમાંથી શ્મશાનભૂમિ સુધી બ્રાહ્મણો ઉંચકી લઇ ગયા હતા અને તેની આગળ પાછળ શિષ્યસમુદાય વેદમંત્રોની ધૂન ચલાવી રહ્યો હતો,

અત્રેના કાર્ય માટે આ સાથે બે ધર્મવીરોના ભોગ અત્યારસુધીમાં અપાઇ ચૂકયા છે. આથી કરી આંગ્લભૂમિ અને તેનાં બહાદૂર બચ્ચાંઓ માટેનો મારો પ્યાર વધે છે. ભાવિ હિંદના છોડવાને જગદંબાજી આવી રીતે આંગ્લભૂમિના ઉત્તમોત્તમ લોહીથી સિંચે છે. જય હો, જગજ્જનનિ!

પરમસ્નેહી શ્રીમંત સ—શાંતચિત્ત છે. પારિસને સરનામે મારાપર એમણે લખેલો કાગળ આ મેલમાં મને મળ્યો છે. આવતી કાલે હું તેમની મુલાકાતે જવાનો છું, એ પ્રિય-ધીર આત્માનું પરમાત્મા કલ્યાણ કરો!

અત્રેની ઋતુ હાલ બહુ ખુશનુમા છે. શિયાળો ચાલે છે. બરફવાળા હિમાલયની શોભા હજી પણ વૃદ્ધિંગત થશે.

મિ. જ- નામનો જે તરુણ ન્યુયૉર્કથી અત્રે આવ્યો હતો તેણે બ્રહ્મચર્યવ્રતની દીક્ષા લીધી છે અને હાલ માયાવતી રહે છે.

મઠવાસી ભાઇઓએ પોતાની શક્તિ અનુસાર સઘળું કાર્ય યથાયોગ્ય ચલાવ્યું છે, એ જોઇને મને ખુશી ઉપજે છે; અને ખોટી ધાસ્તીથી તેમને ઠપકો આપવામાં મારી કેવળ મૂર્ખાઇજ થઇ હતી એવું હવે મને લાગે છે.

× × × ×

અગ્રે નિહાળું, પૃષ્ઠે નિહાળું, બધેજ તે સત્ય વિલસેલું ભાળું;
ગમગીની ગાઢી ગમે તેવામાંયે, નિજાત્મજ્યોતિ ઝળકે રસાળું.

× × × ×

## પત્રાંક ૧૬૧

બેલૂરમઠ, ૭ મી સપ્ટેમ્બર ૧૯૦૧

આપણે બધા કકડે બચકે કામ કરીએ છીએ, નિદાન આ કામમાં તો એમજ છે.

હું કમાનને દાબી રાખવાનો પ્રયત્ન કરૂં છું, પણ કંઈ ને કંઇ એવું બનતું રહે છે, કે જેથી કમાન છટકી જાય છે; એટલે પછી વિચારો, યાદગીરીઓ, બોલબોલા અને કાગળોપર કાગળો ચીતરવાનું કામ ચાલે છે!

વર્ષાઋતુ આ તરફ હવે ખરેખરી શરૂ થઇ છે જાણે કેમ પ્રલય થવાનો હોય તેમ રાત ને દહાડો મૂશળ-

ધાર વરસે જાય છે. નદી પાણીથી ભરાઇ જાય છે; કાંઠા બધા રેલાઇ ગયા છે; તળાવો, ટાંકાંઓ ઉભરાઇ ગયાં છે; મઠના વાડામાં ભરાઇ રહેલાં પાણીનો નિકાલ કરવા માટે જરૂરી ઉંડી ગટર ખોદવાના કામમાં મદદ કરીને હું હજી હમણાં ચાલ્યો આવ્યો છું. કોઇ કોઇ ઠેકાણે તો મથોડા મથોડાપૂર પાણી ભરાયાં છે. મારી પાસેની પ્રચંડ જળ-કુકડી તેમજ બતકો અને હંસો આનંદથી મલકાઇ ગયાં છે. મારો પાળેલો મૃગ થોડા દહાડાપર મઠમાંથી છટકી ગયો હતો, તે પાછો કેટલાક દહાડાના પરિશ્રમે મળ્યો છે. દુર્ભાગ્યવશાત્ મારી એક બતક ગઈ કાલે મરી ગઇ; એક અઠવાડિયાથી તે મરૂં મરૂં કરી રહી હતી. મારો એક વિનોદી સંન્યાસી કહે છે કે “મહારાજ! આ કલિયુગમાં હવે જીવવામાં મઝાજ નથી; કેમકે બતકોને પણ ભેજ અને વરસાદથી શરદી થાય છે ને દેડકાં પણ છીંકે છે!”

એક હંસનાં પીછાં ખરી પડતાં હતાં. બીજો ઉપાય હું જાણતો નહિ હોવાથી મેં એને લઇને મંદ કાર્બોલિક એસિડમિશ્રિત પાણીના કુંડામાં ઝબોળ્યું. મેં ધારેલું કે ચાહ્ય તો એને એ ઉપાયથી મટી જશે, ને નહિ તો પછી તે મરી જશે; અને જણાવતાં આનંદ થાય છે કે, તેને હવે તદ્દન સારૂં થઇ ગયું છે.



# વિવેકાનંદના જાણવા જેવા થોડા વિચારો

(આ પુસ્તક તથા બીજા ભાગો ઉપરથી)

## પોતાના પંડ વિષે

"જગતમાં પ્રભુ અને સત્ય એ બેજ રાજ્યનીતિ છે, બાકીનું સર્વ મિથ્યા છે."

× × × ×

"શું તમે એમ કહેવા ઇચ્છો છો કે, કેળવાયેલા હિંદુઓમાંથી જ્ઞાતિના દોરમાં દબાયેલા, વહેમી, દયાહીન, દાંભિક, નાસ્તિક અને બાયલા જેવાઓ તમોને મળી આવે છે; તેવામાંનાજ એક તરીકે હું જીવવા અને મરવા જન્મ્યો છું?"

× × × ×

"ભગવાન સત્યદેવ! તુંજ મારો માર્ગદર્શક થા. હવે હું મીઠી સાકર બનવા (મીઠું મીઠું બોલી સર્વને રાજી રાખવા) જેટલો નાનો રહ્યો નથી. ભય સિવાય, દુકાનદારી સિવાય, શત્રુમિત્રની દરકાર કર્યા સિવાય હે સંન્યાસી! તું તો માત્ર સત્યનેજ વળગી રહે."

× × × ×

"હું પોતાને સર્વપ્રિય બનાવી નથી શકતો અને × × જુઠ્ઠાણાને અનુકૂળ નથી થઇ શકતો તેને માટે લાચાર છું. × × જીંદગીભર મેં એવા ધોરણ માટે વેઠ્યું છે, છતાં તેમ તો નથીજ કરી શકતો."

× × × ×

"મુક્તિ એજ મારૂં ધર્મસર્વસ્વ છે અને જે કોઇ તેનું વિરોધી હશે તેની સાથે લડીશ-ઝગડીશ, યા તો તેનાથી છેટો રહીશ."

× × × ×

"મારૂં કામ સંદેશનો પ્રચાર કરવાનું છે; દુનિયાને પ્રિય લાગું તેવી (રજોગુણી) રીતે વર્તવાનો મને સમય પણ નથી; અને એવી રીતે પ્રિય થવાનો પ્રત્યેક પ્રયત્ન મને ઢોંગીજ બનાવે. મારે હજાર વેળા મરવું પડે તે કબૂલ, પણ એવું દ્વિધા જીવન જીવવાનું અને આ મૂર્ખ દુનિયાની પ્રત્યેક જરૂરીઆત-પછી ભલેને તે મારા દેશની હોય કે બીજા દેશની હોય તેને તાબે થવાનું પસંદજ ના કરૂં."

× × × ×

"મારી પાસે માત્ર એકજ સંદેશ છે અને તે હું મારીજ ઢબે આપી શકીશ. હું તેને હિંદુપણાનું, ખ્રિસ્તીપણાનું કે બીજા કોઈપણાનું રૂપ નહિ આપું."

× × × ×

"હું સંન્યાસી થયો તે પગલું બહુજ વિચાર કરીને ભર્યું હતું. × × × હું તો માત્ર એક ભિખારી છું. ગરીબો મારા મિત્ર છે. હું ગરીબોને ચાહું છું. હું ગરીબાઇનો સત્કાર કરૂં છું. કોઇ કોઈ વાર મારે ભૂખમરો વેઠવો પડયો છે તેથી આનંદ થાય છે."

× × × ×

"પ્રભુ મહાન છે. તે મને દંભી નહિજ થવા દે. માટે હવે મારા આંતરભાવનેજ બહાર આવવા દો. બધાનાં મન ખુશ કરે એવો (મનમાં એક ને મોઢે બીજું એવો રાજસિક) માર્ગ મને પ્રાપ્ત નથી થયો. અને જેવો છું તેવોજ મારી જાતને વફાદાર રહ્યા વગર મારે છૂટકો નથી."

× × × ×

"મહાન પૂજા ચાલીજ રહી છે—એનો મર્મ કોઇથી સમજાતો નથી, સિવાય કે તે એક મહાન યજ્ઞ છે. જેઓ તેમાં રાજીખુશીથી સામેલ થાય છે, તેઓ ઘણાં દુઃખમાંથી બચી જાય છે; અને જેઓ સામે થાય છે તેમને તાબે થવાની ફરજ પડી વધારે સહેવું પડે છે; તેથી મેં તો હવે રાજીખુશીથી તાબે થવાનો નિશ્ચય કર્યો છે."

× × × +

"ભલેને આખું જગત સામે આવે, નરક આવે, દેવતાઓ આવે કે સ્વયં જગદંબાજી આવે, પણ હું તો હવે લડવાનો તે લડવાનોજ; પાછો પગ કદી નહિ ભરવાનો."

× × × ×

"હું એક લડવૈયો છું અને લડવૈયાને છાજે તેવીજ રીતે મારે મરણશરણ થવું જોઇએ—પાછા પગ ભરવાની કે આધાન થવાની વાત નહિ—અને તેથીજ હું છોકરાઓ સામે ખીજવાઇ જાઉં છું. એમને હું કાંઇ લડવાનું કહેતો નથી, પણ માત્ર મારા માર્ગમાં અંતરાયરૂપ ન થવાનું કહું છું."

× × × ×

"વિદ્યાર્થીઓ પ્રત્યે મારાથી કડક ભાષા વપરાઈ જાય છે તેને માટે હું બહુ દિલગીર છું, કિંતુ તેઓ એ પણ સારી પેઠે જાણે છે કે, મારા જેટલું તેમને આ પૃથ્વીપર બીજું કોઇ ચાહનાર પણ નથી."

× × × ×

"મારી રીતો અત્યંત કડક છે, × × × અને તેથી હું કહેવા બેઠો એટલે પછી મારાથી એટલું બધું કહેવાઈ જાય કે તે બિચારાની શાંતિ.માટે બહુ ભારે થઇ પડે."

× × × ×

"હું પ્રભુનો બાળક છું. અને મારી પાસે શીખવવા વાસ્તે સત્યજ છે. અને જેણે મને સત્ય આપ્યું છે, તેજ દુનિયાના શૂરવીરમાં

શૂરવીર અને સારામાં સારા કાર્ય કરનારાઓ મોકલશે."

× × × ×

"યાદ રાખજો કે કોઇ મારો મુખ્તિયાર નથી, હું કોઈના કહેવા પ્રમાણે ચાલવા બંધાયલો નથી. મારા જીવનનો ઉદ્દેશ હું સારી રીતે જાણું છું, અને મારી પાસે 'ચેરીમેરી' ની રીત નથી."

× × × ×

"હમણાં વિશ્રામની વાત! વિશ્રામ તો શરીર છૂટે ત્યારે મળશે."

× × × ×

"મારાં વ્યાખ્યાનો અને વચનોનાં જે પુસ્તકો કલકત્તામાં છપાયાં છે તેમાં હું એક બાબત જોઉં છું. તેમાંનાં કેટલાંક એવી રીતે છપાયાં છે કે જેમાંથી રાજદ્વારી વિચારોનીજ ગંધ આવ્યા કરે; પણ હું રાજદ્વારી પુરુષ નથી, તેમજ રાજકીય બાબતો માટે ચળવળ કરનાર પણ નથી. વસ્તુના હાર્દ માટેજ ફક્ત હું દરકાર કરૂં છું.–જ્યારે તે હાર્દ યથાયોગ્ય હશે ત્યારે સમસ્ત વસ્તુ સ્વતઃ યથાયોગ્ય થઈ રહેશે."

× × × ×

## તેમની મહેનત અને સહાય લેવાઆપવા વિષે

"હું નિર્વીર્ય પુરુષોના હાથમાં મને મૂકવા માગતો નથી. તમારે તે બાબતની ફિકર રાખવાની નથી. જે થોડું તમારાથી બને તે કર્યા કરો. મારે તો પહેલેથી તે છેડા સુધી પંડેજ કાર્ય કરવાનું રહ્યું છે."

× × × ×

"હિંદુસ્થાનના આ ગૃહસ્થ ભિખારીઓ પાસે ભીખ માગવા જતા નહિ. હું તે કાર્ય મારા પોતાના મગજથી અને મજબૂત જમણા હાથથી મારી મેળેજ કરીશ."

× × × ×

"ભીખ માગવા જવાની મને ટેવ નથી.......જો હું પણ એક સાંસારિક–દંભી હોત તો અહીં જબરી વ્યવસ્થા કરીને મહાભારત ફતેહ મેળવી શક્યો હોત."

× × × ×

"ધન્ય છે પ્રભો! કે મારામાં પૈસા પેદા કરવાની વૃત્તિ આપી નથી; સત્યના અવાજને અવગણીને દુનિયાના ભ્રમોને આધીન મારે શા માટે થવું? છતાં મન હજી નબળું છે, કોઈ કોઇ વાર તે યંત્રની પેઠે પાર્થિવ મદદને પકડવા જાય છે."

× × × ×

"મારા આદર્શને માટેજ મારૂં બધું જીવન અને સહાય સર્વશક્તિમાન પરમાત્માની; બીજા કોઇની આપેક્ષા નહિ. બસ એજ

માત્ર વિજયની ખરી ચાવી છે."

× × × ×

"હું કોઇની મદદ માગતો નથી. માગવાની શી જરૂર છે? સત્ય પોતેજ પોતાનો પ્રચાર કરશે. મારી મદદ વગર કંઇ સત્યનો નાશ થઈ જવાનો નથી!"

× × × ×

" 'ખરા સહાયક મનુષ્યો' તો માત્ર તેઓજ છે, કે જેમને પ્રભુ પોતે મોકલે છે. આખી જીંદગીના અનુભવથી મને સમજાયું છે કે, તેવોજ મનુષ્ય માત્ર મને મદદ કરી શકે અને કરશે. બાકી બીજાઓને તો પ્રભુ મદદ કરે અને મને તેમનાથી બચાવે!"

× × × ×

"મારી પીઠ પાછળ રહી સહાય આપનાર, મનુષ્યશક્તિ કરતાં મહાન શક્તિને–પ્રભુને અથવા કોઇ દેવને હું જોઈ શકું છું. મારી આખી જીંદગી હું બીજાને મદદ આપતો આવ્યો છું."

× × × ×

"અમારી ભગવદ્‌ગીતાનો ઉપદેશ છે કે, જેઓ પ્રભુના દાસોની સેવા કરે છે તે તો પ્રભુના પરમભકતો છે. તમે પણ પ્રભુના દાસ હોવાથી તમારા આ દિવ્ય કાર્યમાં હું જ્યાં હોઇશ ત્યાંથી બનતી મદદ આપીશ, એટલુંજ નહિ પણ ગીતાકાર શ્રીકૃષ્ણ ભગવાનના એક શિષ્યતરીકે એવા પ્રસંગને હું સર્વદા બહુ માન અને સેવા-રૂપ સમજીશ."

× × × ×

'અમે એને ચાહીએ છીએ, તે કંઇ લોકોની લાંબી લાંબી થેલી-ઓ કે માનબડાઈ માટે ચાહતા નથી, અમે એવી રીતે અમારો પ્રેમ કદી વેચતા નથી, અમારે એવું તેવું કશું જોઇતું નથી, અમે તો ઉલટા એવું છૂટથી આપીએ છીએ."

× × × ×

"એકલે હાથે અનેકની સામે બાથ ભીડતાં કોઇ કોઈ વાર હે પ્રભો! હું હરબડી જાઉં છું અને મન નબળું પડતાં માનવીની મદદ લેવાનો વિચાર આવે છે; પણ હે પ્રભો! આવી નબળાઈથી તું મને સદા બચાવ અને તારા સિવાય બીજા કોઇની સહાય લેવાની બુદ્ધિ ન થાય એવું કર. માણસ પણ માણસનો વિશ્વાસઘાત કરતો નથી; તો ઓ પુરુષોત્તમ! હે તાત! શું તું મારો ત્યાગ કરીશ?"

× × × ×

## તેમના ટીકાખોરો અને ગુરુ થવા માગનારાઓ વિષે

"હિંદના લોકો હું હિંદુ ખોરાકજ લઉં એમ ઇચ્છતા હોય

તો તેઓને એક રસોઇયો તથા તેના નિભાવ માટેના પૈસા મોકલવાનું કૃપા કરી કહેજો આ મૂર્ખાઓ મદદનો એક કકડો પણ આપ્યા વગર બકબકાટ કરે છે, તેથી મને હસવું આવે છે."

× × × ×

"અમુક મારા વિષે આમ કહે છે, એવું લખીને હવે વધારે વાર મારૂં માથું ખાશો નહિ. મારા વિષે મૂર્ખ અમુક ચુકાદો આપે, તે સાંભળવાને હું રોકાતો નથી × ×"

× × × ×

'મેં ઘણી સખત રીતે કાર્ય કર્યું છે અને જેટલો મારી પાસે પૈસો આવ્યો તે કલકત્તા અને મદ્રાસ મોકલી આપ્યો છે, અને આ બધું કર્યું એટલા માટે શું હું તેઓના કહેવા પ્રમાણે ચાલવા પણ બંધાયલો છું? તમે શરમાતા નથી? શું હું તેઓનો કોઇ રીતે દેવાદાર છું? તેઓ મારાં વખાણ કરે તેની હું દરકાર કરૂં તેમ છું? અને તેઓ નિંદે તેથી ડરૂં તેમ છું? મારા વહાલા પુત્ર! હું કોઇ વિલક્ષણ મનુષ્ય છું, અને તમે પણ મને હજુ સુધી સમજી શક્યા નથી. તમે તમારૂં કાર્ય કર્યા જાઓ, જો ન કરી શકો તો બંધ રાખો; પણ મને તમારો મિથ્યા પ્રલાપ કહી સતાવવાનો પ્રયત્ન કરતા નહિ."

× × × ×

"જે દેશે મહાનમાં મહાન પુરુષ–રામકૃષ્ણ પરમહંસને જન્મ આપ્યો છે તે દેશમાં તેનાં કાર્યને સહાય આપવા થોડા રૂપિયા પણ જેઓ એકઠા કરી શકતા નથી; મિથ્યા પ્રલાપ કરવો હોય તો તૈયાર રહે છે; અને જેને માટે તેઓએ કંઈ કર્યું નથી પણ જેણે તેમને માટે બની શકે તેટલું બધું કર્યું છે તેને 'તું આમ કર, તારે આમજ કરવું જોઇએ' એમ આદેશ આપી પળાવવા માગે છે! આવી કૃતઘ્ની દુનિયા છે!"

× × × ×

"ગમે તેવું સારૂં વર્તન ચલાવનાર વિષે પણ હડહડતાં જુઠ્ઠાણાં ઉભાં કરનારા તો આ દુનિયામાં હોય છેજ! શિકાગોમાં તો એવા પ્રસંગો મારી સામે દરરોજ ઉભા થતા!"

× × × ×

## વિવેકાનંદજીના આત્મનિરીક્ષણ અને દેહાંત વિષે

"× × સંન્યાસીને ઉદ્દેશી ભગવાન મનુએ કહેલા 'એકલો રહે, એકલો રહે' એ વચનનું સત્ય મને સ્પષ્ટ સમજાયું છે. બધી મૈત્રી, બધા લૌકિક પ્રેમ, એ (સોનાની બેડીની પેઠે) બંધનકારકજ છે. એવી કોઇપણ મૈત્રી નથી, કે જેમાં પોતાની યોગ્ય માન્યતાથી ઉલટી વર્તવાની ફરજ પડે નહિ." × × × "હે ઋષિમુનિઓ!

તમારૂં કહેવું સત્ય છે કે, જે માણસ બીજા કોઇને જરાપણ વળગેલો છે, તેનાથી સત્યદેવને પૂરો સેવી શકાતો નથી."

× × × ×

"મારી વધુ ને વધુ ખાત્રી થતી ચાલે છે કે, આંતરિક શુદ્ધિ સિવાય કર્મયોગમાં બીજો કોઇ હેતુ રહેલો નથી. જ્ઞાનને માટે (પરોક્ષ જ્ઞાનમાંથી અપરોક્ષ જ્ઞાનને માટે—પરમાત્મસાક્ષાત્કારને માટે) મનુષ્યને યોગ્ય બનાવવો, એજ માત્ર એક કર્મનો હેતુ છે."

× × × ×

"બંધનો તૂટતાં જાય છે, મોહ ક્ષીણ થતો જાય છે, કામ નીરસ બનતું જાય છે, જીવનપ્રકાશ ઝાંખો થતો જાય છે. ગુરુશ્રીની હાકલનો ધ્વનિજ માત્ર કર્ણપટપર અથડાય છે—'આવ્યો પ્રભુ ! હું આવ્યો.'—'મૂવેલાંને મુડદાં દાટવાનું સોંપી તું તારે મારી પૂંઠે ચાલ્યો આવ.' 'આવ્યો મારા વહાલા ! આવ્યો.'"

× × × ×

"ધન્ય કે હું આ જગતમાં જન્મ્યો. ધન્ય કે મેં કષ્ટો વેઠયાં, ધન્ય કે મેં ભૂલો કરી ને ધન્ય કે હું શાંતિના સામ્રાજ્યમાં પ્રવેશું છું. કોઇને હું બંધન આપી જતો નથી કે સાથે હું કોઇ જાતનાં બંધનો લઇ જતો નથી."

× × × ×

"મારા કાર્યની પાછળ લોભ હતો, મારા પ્રેમની પાછળ વ્યક્તિત્વ હતું, મારી પવિત્રતાની પાછળ ભય હતો, મારા નેતૃત્વની પાછળ સત્તાની લોલુપતા હતી. હવે તે સર્વ અદૃશ્ય થતાં જાય છે ને હું તરૂં છું. આવ્યો, માતાજી ! આવ્યો; તારી હુંફાળી સોડમાં લપાવા હું આવ્યો. નિઃસ્તબ્ધ, અજાણ્યા, અલૌકિક સ્થાનમાં જ્યાં તું મને લઈ જઇશ ત્યાં હું એક પ્રેક્ષકતરીકે—નાયકતરીકે નહિ હો !—તરતો તરતો આવીશ."

× × × ×

## ગરીબો, પતિતો અને તેમની સેવા વિષે

"હિંદના ગરીબ અને પતિત લોકોની સ્થિતિ માટે આપણે શું કર્યું છે ? એનો વિચાર કરતાં ચિત્તમાં દારુણ દુઃખ થાય છે, તે બિચારાઓને સંકટમાંથી બહાર નીકળવાની બારી, રસ્તો કે જરા સરખો પણ સંજોગ નથી. હિંદના ગરીબ, પતિત કે પાપાત્માઓનો કોઇ મિત્ર નથી—કોઇ સહાયક નથી—તેઓ ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ આગળ વધી શકે એવું રહ્યું નથી. તેઓ દરરોજ ઉત્તરોત્તર નીચી શ્રેણીમાં પડતા જાય છે; આપણા ક્રૂર લોકો તેઓના પર કારી ઘા મારતા જાય છે; અને તે એવી છુપી રીતે મારે છે

કે કયી દિશાએથી તે ધા આવે છે તેની સમજ પણુ તેઓને પડતી નથી; અને તેઓ મનુષ્યજાત છે એવું પણ ભાન તેઓને રહેવા દીધું નથી. આનાજ પરિણામે જ્યાં ત્યાં ગુલામગીરી છે."

*　　　*　　　*　　　*

"...ગરીબાઈ અને અજ્ઞાનમાં હમેશને માટે ડૂબેલાં વીસ કરોડ આ પુરુષો માટે હિંદમાં કોણ લાગણી ધરાવે છે ? તેઓને માટે તેમની અધમ અવસ્થામાંથી બહાર આવવાનો શું રસ્તો છે ? તેઓને પ્રકાશ અથવા જ્ઞાન મળી શકતું નથી, તો કોણ એક બારણેથી બીજે બારણે તેઓને કેળવણી આપવા મુસાફરી કરશે ? **આ લોકોજ તમારો ઇશ્વર છે એમ માનો,** તેઓનો વિચાર કરો, તેમને માટે કાર્ય કરો, તેમને માટે અતિશય પ્રાર્થના કરો–પ્રભુ તમને માર્ગ બતાવશે. જેનું હૃદય ગરીબોને માટે દ્રવે છે, તેનેજ હું મહાત્મન્ કહું છું, નહિ તો તે દુરાત્મન્ છે."

*　　　*　　　*　　　*

"આળસ, અજ્ઞાન અને અનાચારથી દેશની આવી દુર્દશા થયેલી જોઇને કયો બુદ્ધિમાન સ્થિર થઇને બેસી રહી શકે ?"

*　　　*　　　*　　　*

"મનુષ્યને રીબાતાં જોઇ જેઓનું અંતઃકરણ કકળી ઉઠે નહિ, તેઓ શું માણસના નામને યોગ્ય છે ?"

*　　　*　　　*　　　*

"જે કોમોને અત્યારસુધી નીચ ગણવામાં આવતી તેમને પોતાના હકકો પાછા અપાવવા પ્રયત્ન કરવો એમાંજ હવે ઉચ્ચ કોમનું કલ્યાણ છે."

*　　　*　　　*　　　*

"નીચ લેખાતો જનસમાજ જાગ્રત થઇને તમારો જુલમ સમજવા લાગશે ત્યારે તેમની એક ફુંકમાત્રથી તમે ઉડી જવાના."

*　　　*　　　*　　　*

"સુવર્ણમયી ભારતભૂમિમાં આજે અન્નને માટે કેટલો હાહાકાર થાય છે, તે જરા આંખો ઉઘાડીને જુઓ. તમારા સુશિક્ષિતપણાથી એ હાહાકાર દૂર થઇ શકે તેમ છે ? કદી નહિ. પાશ્ચાત્ય વિજ્ઞાનની સહાયથી તું પોતે ખેતી કરવા અને માટી ખોદવા મંડી જા. ચાકરી બાકરીથી કાંઇજ હિ વળવાનો નથી."

*　　　*　　　*　　　*

"જે ધર્મ કે ઇશ્વર વિધવાનાં આંસુ લુછી ન શકે, અથવા માબાપ વગરનાં નિરાધાર બાળકોનાં મુખમાં રોટીનો કટકો મૂકી ન શકે, તેવા ધર્મ કે ઇશ્વરમાં મને શ્રદ્ધા નથી. ગમે તેટલાં ઉમદા ધર્મતત્ત્વો હોય, ગમે તેટલું સુગંધિત તત્ત્વજ્ઞાન હોય–છતાં

જ્યાંસુધી તે પુસ્તકોમાંજ છે, મુખમાત્રથી ચર્ચાના વિષયરૂપ છે- એટલે કાર્યમાં ઉતરેલ નથી, ત્યાંસુધી હું તેને ધર્મ કહેતો નથી."

* * * *

"ઈશ્વરને શોધવા તમે ક્યાં જાઓ છો? શું ગરીબ, દુઃખી અને નિર્બળ બંધુઓ બધા ઈશ્વરો નથી? તેઓની પૂજા પહેલી શામાટે કરતા નથી? ગંગાકિનારે કુવો શા માટે ખોદો છો?"

* * * *

"લોકોને ઘેર જઈ કહો કેઃ—'ઉઠો, જાગો, ઉંઘમાં પડયા રહેવાનો આ સમય નથી. દરેક જાતની દરિદ્રતા તથા દરેક જાતનાં દુઃખો દૂર કરવાનું સામર્થ્ય તમારા પોતામાંજ રહેલું છે' એવો લોકોને વિશ્વાસ બેસાડી તેઓની ઠંડી પડી ગયેલી શક્તિઓને જાગ્રત કરો."

* * * *

"પ્રથમ સ્ત્રીઓનેજ ઉન્નત કરો અને ગરીબમાં ગરીબ જનવર્ગને જાગ્રત કરો ત્યારેજ તમારા દેશનું કલ્યાણ થશે."

* * * *

"ગરીબમાં ગરીબ અને નીચમાં નીચથી માંડીને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને શ્રીમંતમાં શ્રીમંતસુધીના એકએક માણસના હૃદયમાં ઈશ્વરના મહિમાનો સંચાર કરો."

* * * *

"જેમ દેશમાં ધર્મનો, અને ઈશ્વરનો પ્રચાર વધારે તેમ દેશનું કલ્યાણ પણ વધારે."

* * * *

"જે સમાજ અથવા પ્રજા આધ્યાત્મિક ભાવોમાં જેટલી આગળ વધે તેટલે અંશેજ તે સુધરેલી લેખાય. જે પ્રજા અનેક જાતનાં કારખાનાં તથા યંત્રો નીપજાવવા છતાં, સાંસારિક જીવનની સ્વચ્છંદતાઓ અને વિલાસ વધાર્યા જતી હોય તેને હું સુધરેલી પ્રજાનું નામ આપતો નથી."

* * * *

"તમારામાં સર્વ પ્રકારની શક્તિ છે. ચાલો ઉભા થાઓ અને તમારામાં ગુપ્ત રહેલી તે અનંત વિભૂતિને પ્રકટ કરો!"

* * * *

"શક્તિનો ફુવારો તમારા પોતામાંજ રહેલો છે. તેને માર્ગ આપશો એટલે તે આપોઆપ વહેવા લાગશે."

* * * *

"મારા બાળકો! લાગણી દર્શાવો! ગરીબ, અજ્ઞાની, દબાઈ ગયેલા, એવાઓને માટે લાગણી રાખો! જ્યાંસુધી એ લાગણીવડે તમારું હૃદય બંધ પડી જાય, મગજ બેશુદ્ધ બની જાય અને તમને

જણાય કે હવે હું ગાંડો થઇ જઇશ, ત્યાંસુધી તમે તેઓપ્રત્યે લાગણી બતાવો અને તમારી એવી સ્થિતિ થાય, ત્યારે તમને પ્રભુના ચરણે મૂકો; એટલે તમે વળી પાછી અદ્ભુત આંતરિક શક્તિ, સહાયતા અને કાર્યશક્તિ મેળવશો."

× × × ×

"દેશમાં શું માણસો વસે છે ? સ્મશાનપુરી જેવી એની હાલત છે. કહેવાતી નીચ વર્ણના અજ્ઞાન લોકોમાં ઉપયોગી જ્ઞાન ફેલાવવાની ગોઠવણ થાય તોજ એનો ઉપાય થઇ શકે. જ્ઞાનબળ કરતાં અધિક બળ બીજું કયું છે ?"

× × × ×

"ધર્મસિદ્ધાંત માટે થિયોલૉજીકલ કૉલેજ સ્થપાય તો સારૂં; તેમ થયેથી (૧) વેદ અને જુદાં જુદાં ભાષ્યોનું તથા જે તત્ત્વજ્ઞાનમાં જગતના બીજા ધર્મોનું જ્ઞાન સમાવવાનું છે, તે તત્ત્વજ્ઞાનનું સંપૂર્ણ શિક્ષણ યુવકોને આપી શકાશે. (૨) સામાન્ય પ્રજાજનોની ઉન્નતિ કરવાના વિચાર એક સેંટ્રલ કૉલેજદ્વારા પાર પડશે. અને ગરીબને ઘરઆંગણે કેળવણી અને ધર્મનું દાન આપવાનું ઉક્ત કૉલેજમાં કેળવાયેલા શિષ્યગણોરૂપી મિશનરીઓથી પાર પડશે."

× × × ×

## સેવાધર્મનાં થોડાં રહસ્યો અને માર્ગો

"શું તમે આર્ય છો ? શું તમે હિંદી છો ? શું તમને આર્ય સંસ્કૃતિ પ્રિય છે ? જો હોય તો આગળ આવો; નમાલી આશાઓ અને નિર્માલ્ય ભાવનાઓનો ત્યાગ કરો; અને તમારા હિંદુસ્તાનને માટે, તમારી આર્ય-હિંદુજાતિને માટે, અરે ! સમસ્ત માનવજાતિના કલ્યાણને માટે, વધારે ઉંચા આદર્શને માટે, અને વધારે પવિત્ર કાર્ય માટે પ્રયત્ન કરો, યુદ્ધ કરો; જે જે ભોગ આપવા પડે તે આપો; અને પ્રિયમાં પ્રિય વસ્તુ માટે પણ પાછું વાળીને નહિ જોતાં બસ આગળ વધો, આગળ વધો ! આગળ વધો ! !"

× × × ×

"નાનામાં નાનું કાર્ય પણ જો હૃદયપૂર્વક યથાર્થ રીતે કરવામાં આવે તો તેનું અદ્ભુત પરિણામ આવે છે."

× × × ×

"દીન-દરિદ્ર લોકોની પાસે પ્રકાશ લાવો અને ધનવાન લોકોની પાસે એથી પણ વિશેષ પ્રકાશ લાવો. ગરીબ કરતાં ધનવાનને જ્ઞાનના પ્રકાશની વિશેષ જરૂર છે; કારણ કે તેમના હૃદયમાં વિશેષ અંધકાર હોય છે. માટે અશિક્ષિત અજ્ઞાન મનુષ્યોને જ્ઞાનરૂપી પ્રકાશનાં લ્હાણાં આપો અને સુશિક્ષિત વિદ્વાન ગણાતા

મનુષ્યોને માટે એથી પણ વિશેષ પ્રકાશ આપો; કારણ કે **આજ-કાલના ભણેલા લોકોમાં વિદ્યા અને જ્ઞાનનું મિથ્યાભિમાન બહુ ભયંકરરૂપ ધારણ કરી બેઠું છે."**

× × × ×

"જો કોઇ અસત્ય તરફ જતો હોય તો તેનું ખરૂં કારણ એજ છે કે, તેને હજી સત્યની પ્રાપ્તિ થઇ નથી. માટે જે કાંઇ અસત્ય હોય તેને દૂર કરવાનો ખરો ઉપાય એજ છે કે અસત્યને ઠેકાણે સત્યની સ્થાપના કરતા રહો. બસ એટલુંજ કરો, એટલે સત્યનો અને અસત્યનો મુકાબલો તે પોતાની મેળેજ કરી લેશે. તમે માત્ર તેને સત્ય બતાવી દો એટલે તમારૂં કાર્ય પૂર્ણ થયું સમજજો."

× × × ×

"જે જે બાબતો આપણને સર્વને એકસરખી રીતે માન્ય છે તેમનોજ સર્વત્ર પ્રચાર કરો અને જે જે બાબતોમાં મતભેદ છે તેને બાજુ રહેવા દો. સમય આવતાં એ મતભેદ આપોઆપ ઓગળી જશે."

× × × ×

"અંધકાર છે! અંધકાર છે! એમ બૂમો પાડયા કરો તેથી શું એ અંધકાર દૂર થશે? પ્રકાશ લાવો એટલે અંધકાર તરતજ ચાલ્યો જશે. માણસોને સુધારવાની એજ ખરી ચાવી છે કે તેમની આગળ વધારે ઉચ્ચ બાબતો—વધારે ઉચ્ચ ભાવનાઓ ધરો."

× × × ×

"તમે સ્વપ્ને પણ ધારો તે કરતાં ઘણી વધારે લોકસેવા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં અહીં તહીં સર્વત્ર જણાતી ઉત્તમ વાર્તાઓ ફરીથી લખી પ્રજાપ્રિય બનાવવામાં રહેલી છે. પણ એ પત્રને તમે વિદ્વદ્ભોગ્ય બનાવવાના સર્વ પ્રયત્ન છોડી દેજો. * * * ભાષા જેમ બને તેમ સાદી રાખો, એટલે તમે તેમાં ફતેહ પામશો. આ પત્રનો મૂળ ઉદ્દેશ તત્ત્વોને વાર્તાદ્વારા બહાર પાડવાનો હોવો જોઇએ."

× × × ×

"હજુ એક વિશાળ અસ્પૃષ્ટ ક્ષેત્ર આપણે માટે છે કે, તુલસી-દાસ, કબીર, નાનક અને દક્ષિણ તરફના સર્વ સંતોનાં જીવનચરિત્રો લખી બહાર પાડવાનું છે. તે જેવી તેવી શૈલીમાં નહિ પણ બારીક ચોકસીથી અને સર્વભોગ્ય શૈલીમાં લખાવાં ઇષ્ટ છે."

× × × ×

"હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળજો. જો તમે સ્વદેશનું હિત કરવા ઇચ્છતા હો તો તમારે દરેકને એક એક ગુરુ ગોવિંદસિંહ થવું પડશે."

× × × ×

"બીજામાં જે ગ્રહણ કરવા જેવું હોય તે અવશ્ય લેજો પણ

આંધળું અનુકરણ તો કદીએ કરતા નહિ."

*  *  *  *

"બહાદુરીથી આગળ વધો, એક દિવસ કે એક વર્ષમાં ફતેહ મળવાની આશા રાખશો નહિ. ઉચ્ચ નિશાનોનેજ હમેશ વળગી રહો. મક્કમ રહો. ઈર્ષ્યા અને સ્વાર્થીપણાનો ત્યાગ કરો; સત્ય, મનુષ્યદયા, અને તમારો દેશ–તેના હિતના દાસ અને અનંત કાલ-સુધી તેમાં શ્રદ્ધા રાખનાર રહો; એટલે જોઇ લ્યો કે તમે આખા જગતને કેવું હચમચાવી નાખો છો!"

*  *  *  *

"હવે જો એવી કોઈ રાજવ્યવસ્થા શક્ય હોય કે જેમાં બ્રાહ્મણ અમલનું જ્ઞાન, ક્ષત્રિય અમલની સંસ્કૃતિ અને સમૃદ્ધિ, વૈશ્ય અમલનો પ્રચારનો ઉત્સાહ, અને શૂદ્ર અમલની સમભાવ વૃત્તિ, એ બધાનું સંગઠન થાય, યાને પ્રત્યેકના દોષોને ટાળી એ ચારેની એકત્ર જમાવટ થાય, તો તે રાજવ્યવસ્થા એક આદર્શરૂપ નીવડે."

*  *  *  *

"ભૂલો, કપટ અને દુઃખથી ભરેલા સંસારના તરંગો સામે ધીરજ છોડયાવિના જે મનુષ્ય એક હાથે પોતાનાં આંસુ લૂછે છે, અને બીજા હાથે કાંઇ પણ થડકાવગર મુક્તિનો માર્ગ બતાવે છે, તેજ ખરો વીર છે."

*  *  *  *

"મારા અલ્પ જીવનમાં પણ મેં અનુભવ્યું છે કે, શુભ ઉદ્દેશો, હૃદયનિષ્ઠા તથા અનંત પ્રેમ જગતને જરૂર જીતી શકે છે; એક મનુષ્ય માં જો આ સદ્‌ગુણો રહેલા હોય તો તે એક કરોડ મિથ્યા આડં-બરીઓ અને પિશાચ માનવોની ગુપ્ત યોજનાઓનો નાશ કરી શકે છે."

*  *  *  *

"જગતમાં કોઇ પણ વસ્તુ સંપૂર્ણ ખરાબ અથવા સંપૂર્ણ સારી હોઇ શકેજ નહિ."

*  *  *  *

"આયુષ્ય ટુંકું છે; આત્મા અવિનાશી અને અનંત છે; અને મૃત્યુ થશે એ ચોક્કસ છે, માટે તૈયાર થાઓ. એક ઉત્તમ આદર્શ લઇને તેમાં આખું જીવન હોમી દેવું એજ આપણો દઢ સંકલ્પ થાઓ."

*  *  *  *

"એક વાર ફરીથી જાગ્રત થાઓ. ત્યાગની સાચી ભાવના વગર તમે એક પણ મહત્ત્વનું કાર્ય કરી શકશો નહિ. જો તમારે બીજાઓને મદદ કરવી હોય તો તમારી જાતને ભૂલી જાઓ."

*  *  *  *

"જગતમાંના તમામ પ્રકારના ઐહિક ઉપભોગો ભોગવ્યા છતાં પણુ તેનાથી તમને સદાની શાંતિ થશે નહિ, અને ઉણપની ઉણુપજ રહેશે. જ્યારે એમ થશે ત્યારેજ તમે જ્યાંથી આવ્યા હતા તે દિશા તરફ–તમારા મૂળ સ્વરૂપ તરફ પાછા ફરવા માંડશો; અને એવું વલણુ થવું એનું નામજ વૈરાગ્ય."

× × × ×

"સંજોગોને અનુકૂળ વર્તનારાનો માર્ગ ગુલાબ જેવો સુંવાળો હોય છે, ત્યારે પરિસ્થિતિને વશ નહિ વર્તનારનો માર્ગ કંટકમય હોય છે; પરંતુ તેની સાથે આ વાત પણુ નક્કી માનજો કે "પંચ બોલે તે પરમેશ્વર" એવું માનનારાઓ–એટલે કે સમાજના અવાજને આધીન વર્તનારાઓ ઘડીના છઠ્ઠા ભાગમાં સર્વતોમુખ નાશના મોંમાં જઇ પડે છે. ત્યારે સત્યના સંતાનો–સત્યનેજ પંથે પળનારાઓ સદા સર્વદા જીવતા રહે છે."

× × × ×

"કાર્યની સાથે હૃદય, આત્મા અને શરીરથી તન્મય થઈ જવું જોઇએ અને જ્યાંસુધી આપણે બસ એક ને **એકજ આદર્શ માટે સર્વસ્વનો ભોગ** આપવા તૈયાર ન થઇએ ત્યાંસુધી આપણે કદી પણુ સાચો પ્રકાશ જોઈ શકીશું નહિ."

× × × ×

"દરેક કાર્યને ત્રણ સ્થિતિઓ પસાર કરવી પડે છે. હાસ્ય-પાત્રતા, વિરુદ્ધતા, અને પછી સ્વીકાર્યતા. જે મનુષ્ય વર્તમાન સમયથી આગળ વધીને વિચાર કરે છે, તે મનુષ્યને સમજવા અગાઉ હમેશાં ખોટા ખ્યાલો ઉપજે છેજ."

× × × ×

"માનવજાતિને મદદ કરવાની જેમની ઇચ્છા હોય તેમણે પ્રથમ તો પોતાનાં સર્વ સુખદુઃખ, નામકીર્તિ અને સર્વ સ્વાર્થોનો ગુંડો પુંડો કરી સમુદ્રમાં ફેંકી દેવો જોઇએ અને તે પછીજ પ્રભુ પાસે આવવું. બધા સમર્થ આચાર્યોએ એમજ કર્યું છે."

× × × ×

"આ 'જગત'ના નામથી ઓળખાતી મૂર્ખતાની જાળમાંથી બહાર નાસરી આવો, ત્યારેજ હું તમને ખરેખરા બહાદૂર અને સ્વતંત્ર કહીશ. તમારાથી જો તેમ ન થઇ શકતું હોય તો જે લોકો આ અસત્યરૂપ ઈશ્વરને–યાને લૉર્ડ સમાજના વિપુલ ઢોંગને–પગતળે કચડવાની હામ બીડતા હોય તેમની પીઠ થાબડી ઉત્સાહ આપો; અને તેમ પણુ ન થઇ શકે તો મહેરબાની કરીને મૂંગા રહો. પણુ "તોડજોડ કરો, સારા થાઓ, પ્રિય થાઓ" એવા મિથ્યા-

પ્રલાપોથી તેમને પાછા કીચડમાં નાખવા તો નજ મથો."

× × × ×

"જ્યારે બધું સારૂં બનવાનું હોય છે ત્યારે તો મૂર્ખ માણસો પણ લોકકીર્તિ માટે લોકસેવા કરવા તૈયાર થઇ જાય છે, અને નિર્માલ્ય પણ શૂરવીર બની જાય છે, પણ ખરા શૂરવીરો તો ચુપકીથી પોતાનું કાર્ય કર્યેજ જાય છે."

× × × ×

"વેદાંતનો પોકારી પોકારીને ઉપદેશ કરવો એ સહેલું છે, પણ તેનું પાલન કરવું બહુ મુશ્કેલ છે!"

× × × ×

"જ્યાંસુધી તમે પવિત્ર રહો છો ત્યાંસુધી તમે કદી પણ નિષ્ફળ થશો નહિ. જગજ્જનની તમને કદી વીલા મૂકશે નહિ, અને તમારા પર બધા આશીર્વાદો આવશે."

× × × ×

"આ ઘરડી ડાકણરૂપી દુનિયાથી તમે કદી ના અંજાઓ–કદી નજરબંદ ના થાઓ! ભગવાન શંકર તમને સહાય કરો! માતા ઉમિયા તમારે માટે સત્યનો દરવાજો ખોલો અને તમારા સઘળા ભ્રમ દૂર કરો! એજ મારી આશિષ!"

× × × ×

## દુઃખોનું કારણ ધર્મ નથી પણ ધર્મનાં ધતિંગ છે.

"દુર્દૈવની વાત છે કે આ સર્વ અનર્થોનું કારણ હિંદુધર્મ છે, એવું તેઓએ તર્કથી જાહેર કર્યું. હિંદમાં જેટલા સુધારકો થયા તે બધાએ ગંભીર ભૂલ એજ કરી છે કે, ધર્માચાર્યોના ધર્મઢોંગ, અને અવનતિથી પ્રાપ્ત થતી બધી ભયંકરતાઓમાટે ધર્મને જવાબદાર ગણેલ છે."

× × × ×

"ધર્મનો મુદ્દલ દોષ નથી, એટલુંજ નહિ પરંતુ આપણો ધર્મ તો સાથે એવું પુકારી કહે છે કે, **'सर्वं खल्विदं ब्रह्म'**, દરેક આત્મા તે તારા પોતાના આત્માને ઉત્તરોત્તર વધારતાં જે આવે તેજ છે. મારા મત પ્રમાણે તો આ અનર્થનાં કારણ (૧) હિંદુ ધર્મતત્ત્વના વ્યાવહારિક સ્વરૂપનો અનુપયોગ, (૨) સહાનુભૂતિ–અનુકંપાની ઊણપ, અને (૩) હૃદયગત ગુણોનો અભાવ છે."

× × × ×

"કોઈ પણ દેશની અવનતિ ધર્મથી થતી નથી, પણ તેની વિરુદ્ધ જવાથી–અધર્મથીજ થાય છે; માટે ધર્મને દોષ આપવો

એ તદ્દન નિરર્થક છે. દોષ તો અધર્મીઓનેજ આપવો ઘટે છે."

× × × ×

"ધર્મનાં ધતિંગોથી આ દુનિયાને કેવી સહેલાઇથી છેતરી શકાય છે ! જ્યારથી સંસ્કૃતિ ઉપજી, ત્યારથી માણસોની શ્રદ્ધાપર જૂઠપ્રપંચનો કેવો મોટો થર જામ્યો છે !"

× × × ×

## ધર્મને નામે ચાલતા છળપ્રપંચના અખાડા

"હું આ મઠમંદિરના નામે ચાલતા છળપ્રપંચના અખાડા, ધર્મશાસ્ત્રોના નામે ચાલતા ધૂર્તવેડા અને ધંતરમંતર, આ સુંદર ચહેરાઓ નીચે છુપાયલાં જુઠ્ઠાં હૃદયો, આ પ્રમાણિકતાના નામ નીચે ચલવાતી પોલંપોલ, અને આ સૌથી વધારે પવિત્ર (પરમાત્માના) નામથી ચાલતી દુકાનદારીવાળી દુનિયાને હું ધિક્કારની નજરે જોઉં છું શું ! મારે પણ મારા આત્માનું માપ, આ સંસારના ગુલામો કાઢે છે તેવીજ રીતે કાઢવું ?"

× × × ×

"આવો, મિત્રો ! એક વાર મરદ બનો. તમારી ઉન્નતિમાં, તમારા કલ્યાણમાં આડે આવતા આચાર્યોને, ભ્રષ્ટાચાર સાધુઓને અને મહંતોને ઉચકીને ફેંકી દો. કારણ કે તે લોકો કદી સુધરવાના નથી. તેમનાં હૃદયો કદી વિશાળ થવાનાં નથી. તમારા વહેમ અને તમારા અજ્ઞાનપરજ એ લોકો સહેલસપાટા કરે છે; તેથી તમને શુષ્ક વેદાંત, ગુરુઘંટાલોની સેવા, અને વામમાર્ગની ભક્તિ કરવાનું શીખવે છે, અને ખરાં સાધન, સાધના કે ઉત્તમ ચારિત્રનું પાયાભૂત જ્ઞાન તમને મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી. માટે એ આચાર્યોને, એ ધર્મને નામે ધતીંગ ચલાવનાર સેતાનોને પ્રથમ જડમૂળથી ઉખાડીને ફેંકી દો.'

× × × ×

## ખરો ધાર્મિક મનુષ્ય કેવો હોય ?

"જેણે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે, જેણે તેનું દર્શન કર્યું છે, તેજ વાસ્તવિક રીતે ધાર્મિક મનુષ્ય છે."

× × × ×

"કોઇપણ મનુષ્યને વિપત્તિથી ઘેરાયેલો જોતાં તમારૂં હૃદય દ્રવી જાય અને તમારો પોતાનો પુત્ર કે ભાઈ સંકટમાં હોય તેથી તમને જેવી લાગણી થાય તેવીજ લાગણી જ્યારે તમને તેના માટે થાય ત્યારેજ તમે હિંદુ કહેવાઈ શકો."

× × × ×

# સમાજસેવક કેવા જોઇએ ?

"આપણને નીડરપણે સ્વતંત્ર વિચાર બાંધે એવા વીરોની જરૂર છે. તાજુ અને ઉછાળા મારતું રુધિર, મજબૂત જ્ઞાનતંતુઓ અને લોખંડ જેવા દઢ સ્નાયુઓવાળા મર્દોની જરૂર છે. નિર્વીર્ય અને દુર્બળ, ઢીલાઢબ અને પોચાપચ મુર્દાલોની આપણને જરૂર નથી."

× × × ×

"દુર્બળ અને નિર્વીર્ય શરીરવડે ગીતાનો અભ્યાસ કરવા કરતાં તો ફુટબોલની રમતથી તમે સ્વર્ગની વિશેષ નજીક જઇ શકશો."

× × × ×

"તમારૂં શરીર મજબૂત હશે તોજ તમે ગીતાને સારી રીતે સમજી શકશો."

× × × ×

"તમારા શરીરનું લોહી તાજું, મજબૂત અને વધારે તેજસ્વી હશે તોજ કૃષ્ણ ભગવાનનું અતુલ બળ અને તેમની પ્રબળ પ્રતિભા તમે વધારે સારી રીતે સમજી શકશો."

× × × ×

# આવા ભણેલાઓ કરતાં તો ગરીબોજ સારા છે.

"યુનિવર્સિટીની થોડી ઘણી ડીગ્રીઓ મેળવી, અથવા સભામાં સારાં ભાષણો આપતાં આવડયાં એટલે શું સુશિક્ષિત બની ગયા ? જે વિદ્યાના પ્રતાપથી જનસમાજનો મોટો ભાગ જીવનસંગ્રામમાં સમર્થ થઇ શકે નહિ, જે વિદ્યાના પ્રકાશથી મનુષ્યોનું ચારિત્રબળ કેળવાય નહિ, અને જે જ્ઞાનની પ્રાપ્તિથી મનુષ્યો સિંહસમાન બળધારી-પરાક્રમશાળી-પરહિતતત્પર બને નહિ, એને વિદ્યા કે જ્ઞાનનું નામ આપવું વાજબી નથી."

× × × ×

"તમારા દેશના ખેડુતો, મજુરો તથા ફેરીઆઓમાં પણ તમારા જેવા ભણેલાઓના કરતાં વિશેષ ઉદ્યમ અને આત્મનિષ્ઠા જણાઇ આવે છે. કેમકે તેઓ બિચારા મૂંગે મોઢે આખી જીંદગી કર્મ કર્યા કરે છે; દેશમાં ધનધાન્ય ઉત્પન્ન કરે છે; અને મોઢામાંથી એક શબ્દ પણ બહાર કાઢતા નથી. યાદ રાખજો કે, એક વખત તેઓજ તમારા કરતાં આગળ વધી જશે અને તમે આંખો ફાડીને જોઇ રહેશો!"

× × × ×

"તમારી માફક તેઓએ થોડાં પુસ્તકો વાંચ્યાં ન હોય, અથવા ખમીશ કે કોટ પહેરતાં શીખ્યા ન હોય, એટલે શું તેઓ તમારાથી હલકા બની ગયા ? ખરૂં પૂછો તો તમારા દેશના આધારરૂપ જો કોઇ

પણ હોય તો તેજ વર્ગ છે."

× × × ×

"આપણાં બાળકો જે જાતનું શિક્ષણ મેળવે છે, તેવું ક્યાંય નથી. શાળામાં જતો વિદ્યાર્થી ખરૂં શિક્ષણ તો પામતો નથીજ, પણ ઉલટી તેનામાં જે જે દૈવી સંપત્તિ હોય છે, તે પણ જતી રહીને પરિણામે અશ્રદ્ધા આવે છે. વેદ અને વેદાંતની કુંચીરૂપ જે આત્મ-શ્રદ્ધા કે જેણે નચિકેતાને યમની સામે થઇ તેની સત્તાનો નિષેધ કરવા શક્તિવાન કર્યો હતો; તે આત્મશ્રદ્ધા કે જે આખા જગતને ગતિમાન કરે છે તે આત્મશ્રદ્ધાનોજ અરે ! નાશ !"

× × × ×

"અરે ! શું સમુદ્રમાં એટલું પાણી નથી કે તમારાં (કૉલેજનાં) પુસ્તકોને, તમારા યુનિવર્સિટીના ઝભ્ભાઓને, ડીપ્લોમાને અને તમને બધાંને ડુબાવી શકે ? જાઓ, જો એટલું પાણી હોય તો ડૂબી મરો."

× × × ×

## ધનવાનો અને સમાજસુધારકો વિષે

"હિંદુસ્થાનના શ્રીમંતો કરતાં ગરીબો નીતિ વધારે સાચવે છે."

× × × ×

"ધન્ય પ્રભુ ! કે તેં મને નિષ્કિંચન બનાવ્યો, ધન્ય નાથ ! કે આ કેમ્પવાસી બાળકોને તેં ગરીબ બનાવ્યાં ! દયાધન ! તારો ઉપકાર અમે કેટલો માનીએ ! લક્ષ્મીના મેલવાળાં ઢીલાપોચાં સ્ત્રી-પુરુષો અંદર હોટેલમાં છે; પણ લોઢા જેવા સ્નાયુવાળા, ત્રેવડી પોલાદ જેવા સંગીન અને અગ્નિસમા તેજસ્વી આત્માઓ તો બહાર કેમ્પમાં છે."

× × × ×

"અર્ધી સદી થયાં 'સામાજિક સુધારો' એ સંબંધે બહુ ધટાટોપ-ધાંધલ મચી રહેલ છે; પણ આ છેલ્લાં દશ વર્ષ હિંદનાં જુદાં જુદાં સ્થાનોમાં મુસાફરી કરતાં મેં જોયું તો આખો દેશ સંસારસુધારાની સભાઓથી ભરપૂર છે; પરંતુ મેં એક પણ સભા કે સંસ્થા એવા લોકોમાટે થયેલી જોઇ નહિ કે, જે લોકોનાં લોહી ચૂસીને હાલના ગણાતા 'ગૃહસ્થ' 'ગૃહસ્થ'તરીકે બન્યા છે, અને તેવા ચાલુ રહેવા માગે છે."

× × × ×

"ભલે તમે યુરોપિયન લોકોનાં, તેમના સમાજનાં, તેમની સભાઓનાં અનુકરણ કર્યા કરો પણ જ્યાંસુધી તેમના હૃદયના ભાવનું અનુકરણ નહિ કરો ત્યાંસુધી કશું વળવાનું નથી."

× × × ×

"તમે અંગ્રેજનું અનુકરણ કરીને તેમના જેવી સમર્થ પ્રજા

બનવાની મોટી મોટી વાતો કરો છો પણ તમારા પાયાજ ક્યાં છે? આપણે તો રેતી ઉપરજ ઇમારત બાંધીએ છીએ એટલે તે થોડાજ વખતમાં કડડ ભુસ થઇ જાય એમાં શી નવાઇ !"

* * * *

"જ્યારે તમારામાં કાંઇપણ શક્તિ જોશે ત્યારેજ દુનિયાની પ્રજા તમારો સત્કાર કરશે; તમારૂં બોલવું પણ ત્યારેજ તેઓ સાંભળશે. કામ તો કાંઇ કરવું નહિ અને મોટાં મોટાં મંડળો ભરીને ભાષણો આપવાં, એથી શું વળવાનું હતું?"

* * * *

"મારો નિશ્ચિત સિદ્ધાંત તો તમે જાણોજ છો કે 'કનક-કાન્તાની લોલુપતા જેણે નથી જીતી, એવા કોઇનો પણ હું ભરોસો કરતો નથી."

* * * *

"જેને સામાજિક સુધારો કહે છે, તેમાં પડી મગજને કંટાળો આપતા નહિ. કારણ કે ધાર્મિક સુધારો થાય નહિ ત્યાંસુધી કોઈ પણ પ્રકારનો સુધારો થઈ શકતો નથી."

* * * *

"ધનવાનને હાથે કોઈ પણ મહાન કાર્ય થયેલું જગતના ઇતિહાસમાં કદી જોયું છે? જે જે મહાન કાર્યો થયાં છે અને થાય છે તે હૃદય અને મગજનાં પરિણામ છે, નહિ કે પૈસાનાં. × × કહેવાતા બડેખાંઓ કયા દેશમાં અને ક્યારે કંઇ પણ સંગીન લોકોપકાર કરે છે? મહાન કામો તો સર્વ દેશમાં ગરીબોજ કરી શકે છે. પૈસા આવતાં શી વાર? માણસોજ ક્યાં છે? દેશના લોકો બાળક જેવા હોવાથી તેઓ સાથે બાળક જેવોજ વ્યવહાર કરવો જોઇએ."

* * * *

"કહેવાતા શ્રીમંતો અને મોટા માણસો તરફથી કશી આશા ન રાખશો. જેમનાં હૃદયો મરી ગયાં છે, અને જેઓ માત્ર શુષ્ક બુદ્ધિપરજ જીવન ધારી રહ્યા છે, એવા અંતઃકરણવગરના છાપાંઓ અને માસિકોનાં પાનાં ભરનારા લેખકોપર પણ વિશ્વાસ ન રાખશો. શ્રદ્ધા અને સહાનુભૂતિ-જીવંત શ્રદ્ધા અને જીવંત સહાનુભૂતિની જરૂર છે."

* * * *

"મોજશોખને માટે જેમની પાસે પુષ્કળ પૈસા છે, તેમને મન તો બધુંજ ઠીક છે; પણ એવાં લોકોને હું તો દેશદ્રોહી દગાબાજ કહીશ. કારણ કે હજારો બલ્કે લાખો ગરીબો અને દીનદુઃખીઆંનાં લોહી ચૂસીને તે વડે પોતે વૈભવ ભોગવવા અને તે દીનદુઃખીઓના—તે ગરીબ, લાચાર, જુલ્મથી છુંદાયેલાં માનવીઓના ભલાનો જરા પણ વિચાર ન કરવો એ દેશદ્રોહ અને દગાબાજીજ છે."

* * *

"તમે જૂના યહુદી (અહીંના મારવાડી) જેવા છો. ગંજીના કૂતરા છો. નથી ખાતા કે નથી કોઇને ખાવા દેતા. તમારો કોઈ ધર્મ રહ્યો નથી. તમારો પરમેશ્વર રસોડું અને ધર્મશાસ્ત્ર રાંધવાનાં વાસણો છે."

× × × ×

"જે દેશમાં અને જે ધર્મમાં કરોડો માણસો અર્ધાં ભૂખે મરે છે અને જ્યાં લાખો સાધુઓ અને કરોડો બ્રાહ્મણો ગરીબોનાં લોહી ચૂસી પેટ ભરી રહ્યા છે; છતાં પણ જ્યાં તેમના ઉદ્ધારનો જરા પણ પ્રયત્ન કે વિચાર થતો નથી, એ તે દેશ છે કે દોજખ ? એ તે ધર્મપાલન છે કે સેતાનનું તાંડવ નૃત્ય ?"

× × × ×

## હિંદુ ધર્મ અને ઇસ્લામ વિષે

"આપણે માનવપ્રજાને એવે સ્થળે લઇ જવા માગીએ છીએ કે જ્યાં નથી વેદો, નથી બાઇબલ કે નથી કુરાન; છતાં એ કામ આપણે વેદ, બાઇબલ અને કુરાનનો એકરાગ સાધીનેજ કરવાનું છે."

× × × ×

'માનવીમાત્રને શીખવાડવું જોઇએ કે, આ બધા જુદા જુદા ધર્મો છે, તે એકતારૂપી ખરા ધર્મના વિવિધ આવિર્ભાવોજ માત્ર છે અને તેથી દરેક જણ ભલે પોતાને મનગમતો માર્ગ પસંદ કરે."

× × × ×

"અદ્વૈતભાવને વહેલો પ્રાપ્ત કરવાનું માન હિંદુઓ ભલે ખાટે; તોપણ વ્યવહારૂ અદ્વૈતભાવ કે જે સમગ્ર માનવજાતિને પોતાનો આત્મા ગણે છે યાને પોતારૂપ લેખે છે અને તદનુસાર વર્તે છે, તે ભાવ તો હજી હિંદુઓમાં સામાન્ય રીતે ખીલવવાનો બાકીજ છે."

× × × ×

"આચરણના ક્ષેત્રમાં કંઇ પણ ગણી શકાય એટલે અંશે આ સમભાવ જો બીજા કોઈ પણ ધર્મવાળાઓ પ્રાપ્ત કરી શકે તેમ હોય તો તે કેવળ ઇસ્લામનાજ અનુયાયીઓ છે."

× × × ×

"આપણી માતૃભૂમિ માટે તો હિંદુ અને ઈસ્લામ એ બે મહાન ધર્મપંથોનું-વેદાંતરૂપી મગજ અને ઈસ્લામરૂપી શરીરનું-સંધાન થવામાંજ આશા છે, તેમાંજ ભલીવાર છે."

× × × ×

"વેદાંતરૂપી મગજ અને ઈસ્લામરૂપી શરીરની સહાયથી વર્તમાન અસ્તવ્યસ્તતા અને ધમસાણમાંથી કીર્તિમંત અજીક્ય અને સંપૂર્ણ એવા ભાવિ ભારતની મૂર્તિને ઉદય પામતી હું મારા દૃષ્ટિપથમાં જોઉં છું."



# स्वामी विवेकानंदना सदुपदेश

## ग्रंथ १ लो–भाग १, २, ३.

પાાX૮નાં.પૃષ્ઠ ૫૭૫, મૂલ્ય રા

**આમાંના કેટલાક વિષયો:**–ધર્મ એટલે શું? તત્ત્વજ્ઞાનનાં પગથિયાં. અનુભવનો માર્ગ. અમેરિકાની સર્વધર્મપરિષદમાં વ્યાખ્યાન. અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો. ભારતની જડતાનું કારણ–આત્માપ્રતિ અવિશ્વાસ. તમારામાં અનંત સામર્થ્ય છે. મહાભારતના કૃષ્ણની પૂજા. પ્રાચીન સભ્યતાની વિશેષતા. ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા. આકેળવણીની રૂપરેખા. સંઘશક્તિ એજ મહાશક્તિ. સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય. અવતારી પુરુષોના અનુભવ. સેવાધર્મની ઉત્તમતા. ભોગ અને યોગ સાથે બને નહિ. સંન્યાસનો મહિમા અને કર્તવ્ય. અમેરિકાની વિજયકથા. સૂક્ષ્મ મનનું સામર્થ્ય. પાદરીઓનો ઉપદ્રવ. પ્રેતયોનિનું અસ્તિત્વ. એક પ્રેતાત્માનો ઉદ્ધાર. શક્તિ ખીલવવાનો માર્ગ ઈશ્વરના કૃપાપાત્ર કેમ બનાય? મનને વશ કરવાનો માર્ગ.

## ग्रंथ २ जो–भाग ४ अने ५

ઇંચ પાાX૮નાં પૃષ્ઠ ૬૦૦, મૂલ્ય રા

**આમાંના કેટલાક વિષયો:**–વેદાન્તનું મહાન કાર્ય. મારા યુદ્ધની વ્યૂહરચના. ભરતખંડના મહાન પુરુષો. ભરતખંડનું ભવિષ્ય. હિંદુધર્મના સામાન્ય મૂળ તત્ત્વો. સંન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ. હું શું શીખ્યો છું? વર્તમાન હિંદના મહાન પ્રશ્નનું નિરાકરણ પોહારી બાબાનું વૃત્તાન્ત. પરોપકાર કર્મબંધનને તોડી શકે છે. પરોપકાર પોતાના કલ્યાણમાટેજ કરવાનો છે. કર્મયોગનો આદર્શ.

## भाग छठ्ठो तथा सातमो

૫X૬ાાાનાં પૃષ્ઠ ૪૨૦, રૂ. ૧)

આ ગ્રંથમાં સ્વામીજીના પત્રો, મુલાકાતો, સંવાદો ઇત્યાદિરૂપે અનેક બોધપ્રદ વિષયો સમાયલા છે. જેમકે:–બાળકમાં જન્મથી ખોડ કોના પાપથી આવે છે? મૃત્યુ પછીની દશા. બાળલગ્નનિષેધ. દુષ્કાળોના ગહન સવાલ. સ્વાત્માર્પણ કરનારા કાર્યકર્તાઓ. દરેક જણ વિવેકાનંદ થઈ શકે. બ્રહ્મચર્ય એજ બળની ચાવી. પૂર્વજન્મોનું જ્ઞાન. ગુરુકુળની પ્રાચીન પ્રથા. રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય. સત્યકામની વાર્તા. ત્યાગીઓના હાથનીચેનું શિક્ષણ. પાઠ્યપુસ્તકો કેવી રીતે તૈયાર કરવાં? જાપાનની મહત્તાનું રહસ્ય. અધિકારીવાદના અનર્થો.

# આ સંસ્થાનાં ઉત્તમ ગ્રંથો

## ધાર્મિક ગ્રંથો

| | મૂલ્ય |
|---|---|
| શ્રીમહાભારત—સંપૂર્ણ ભાષાંતર—૭ ભાગમાં... | ૩૬) |
| શ્રી વાલ્મીકિ રામાયણ—૩૨ ચિત્રોસાથે ... | ૬) |
| શ્રીતુલસીકૃત રામાયણ—નવી આવૃત્તિ, ૩૨ ચિત્રો | ૩ાા |
| શ્રીગિરધરકૃત શુદ્ધ રામાયણ .... .... | ૨ા |
| શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ—બે ભાગમાં.... | ૧૦) |
| મહાભારતનું શાંતિપર્વ—નવી આવૃત્તિ.... | ૫) |
| શ્રીમદ્ભગવતી ભાગવત—(નવી આવૃત્તિ) | ૪ાા |
| શ્રીમદ્ભાગવત—નવી આવૃત્તિ ૩) બે ભાગમાં | ૩ાા |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા—નવી આવૃત્તિ | ૨) |
| શ્રીરામકૃષ્ણ કથામૃત—બંને ભાગ ભેગા ... | ૨ાા |
| મહાભારત અને રામાયણવિષે વિચારો(સાદુ) | ૦ાા= |
| શ્રીમહાભારતવિષે—જાણવાજોગ વિચારો ... | ૧ાા |
| ધર્મતત્ત્વ—બંકિમચરિત્ર સાથે ૦ાાા, યોગતત્ત્વ... | ૧ા |
| સ્વામી રામતીર્થ—ચાર ગ્રંથોમાં ૧૩ વિભાગ છે. | ૮) |

| | |
|---|---|
| ભાગ ૧ થી ૫....૨) | ભાગ ૧૦—૧૧, ૨) |
| ભાગ ૬ થી ૯.... ૨ા | ભાગ ૧૨—૧૩.... ૨) |

સ્વામી વિવેકાનંદ—આઠ ગ્રંથોમાં ૧૩ વિભાગ છે.

| | |
|---|---|
| ભાગ ૧—૨—૩, ૨ા | ભાગ ૯ મો ચરિત્ર ૨ાા |
| ભાગ ૪—૫.... ૨ા | ભાગ ૧૦ મો—રાજયોગ ૧) |
| ભાગ ૬—૭.... ૧) | ભાગ ૧૧ મો—જ્ઞાનયોગ ૧ાા= |
| ભાગ ૮ મો.... ૨) | ભાગ ૧૨—૧૩ પત્રો, ઉપદેશો ૧ાા |

| | |
|---|---|
| ભગવદ્ગીતા—સરલાર્થ સાથે સાદુ પૂઠું ૦।=, પાકું ૦)≡ | |
| ભગવદ્ગીતા—સરલાર્થ સાથે મોટા અક્ષરમાં ૦ા, | ૦ા= |
| ભગવદ્ગીતા—શ્રીધરી ટીકાનુસાર અર્થસહિત... | ૦ા− |
| ભગવદ્ગીતા મૂળમાત્ર—મધ્યમાક્ષર ૦ા, મોટા અક્ષર | ૦ાા |
| પંચરત્ન ગીતા—ગુ૦ સરલાર્થ સાથે ૦ા, મોટા અક્ષર | ૦ાા= |
| પંચરત્નગીતા—મૂલમાત્ર—ત્રણ પ્રકારની ૦ા, ૦ા=, | ૦ાા |

